श्रीमद् वेदव्यास प्रणीत महाभारतं

# भीष्मपर्व.

એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

( પાકુ પુઠ્ઠુ ) કીંમત રૂ. ૩–૦–૦.

( કાચુ પુઠ્ઠુ ) કીંમત રૂ. ૨–૮–૦.



श्रीमद् वेदव्यास प्रणीत महाभारतनुं

# भीष्मपर्व.


સ્વ૦ રા. રા. મણિશંકર મહાનંદ, એમણે

રા. રા. ભાઈશંકર નાનાભાઈ સોલીસીટરની

સાહાય્યથી પ્રસિદ્ધ કરેલું ભાષાન્તર.



छपावी प्रसिद्ध कर्त्ता

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની.**

સ્થલ: કાલબાદેવીરોડ, પ્રિન્સેસ સ્ટ્રીટ-મુંબાઈ.

વિ. સં. ૧૯૭૭ ઇ. સ. ૧૯૨૧

આવૃત્તિ ૫ મી. પ્રત ૧૦૦૦





કીંમત રૂ. ૨-૮-૦

# અનુક્રમણિકા.

# अथ भीष्मपर्व प्रारंभः

जनमेजय उवाच-कथंयुयुधिरे वीराः कुरुपांडवसोमकाः ।
पार्थिवासुमहात्मानो नानादेशसमागताः ॥१॥

જનમેજય પૂછે છે—હે વૈશંપાયન ઋષિ, અનેક દેશથી આવેલા, મહાત્મા અને શૂરવીર કુરૂ, પાંડવ, તથા સોમકાદિ રાજાઓએ કેવી રીતે યુદ્ધ કર્યું ! વૈશંપાયન કહે છે—હે પૃથ્વીપતિ જનમેજય, તપશ્ચર્યાના સ્થાનરૂપ કુરૂક્ષેત્રને વિષે શૂરવીર, કુરૂ, પાંડવ તથા સોમકાદિએ જેવી રીતે યુદ્ધ કર્યું તે હું કહું તે તું સાંભળ—સોમકવંશિ રાજાઓ સહિત પાંડવો તથા મહાબળવાન કૌરવો કુરૂક્ષેત્ર પ્રત્યે આવીને એક બીજાને જીતવાની ઇચ્છાથી સામ સામા ઉભા; જેઓ વેદાધ્યયને કરી સંપન્ન યુદ્ધને વિષે આનંદ પામનાર તથા સંગ્રામમાં સન્મુખ ઉભા રહેનાર, પોતાના બળે કરી અમારો જય થશે એમ કહેવા લાગ્યા. તેમાં સૈન્ય સહિત પાંડવો દુર્ધર્ષ એવી દુર્યોધનની સેના સામે આવીને પશ્ચિમ દિશાની તરફ પૂર્વાભિમુખ ઉભા. કુંતિ પુત્ર યુધિષ્ઠિર રાજાએ પ્રથમ કહેવા પ્રમાણે સમંત પંચક તીર્થની બહાર યથાયોગ્ય હજારો શિબિર કરાવ્યા હતા. હે રાજાઓમાં શ્રેષ્ઠ જનમેજય, જ્યારે કૌરવ તથા પાંડવનું યુદ્ધ થવા લાગ્યું, ત્યારે સ્ત્રી, બાળક તથા વૃદ્ધ જેમાં અવિશેષ હતા એવી અને અશ્વ, પુરૂષ, રથ તથા હસ્તિ વગરના સરખી સર્વ પૃથ્વી થઇ હતી. "ઘણું કરી સર્વ યુદ્ધમાં આવ્યા હતા." સૂર્ય સાત દ્વીપવાળા ભૂમંડળને પ્રકાશે છે, તેમાંનું સર્વ સૈન્ય બેઉ પક્ષમાં આવ્યું હતું. એકઠા મળેલા તે સર્વ વર્ણના યોદ્ધાઓ, ઘણા યોજનના મંડળમાંના દેશ, નદી, પર્વત તથા વનોને ઘેરી ઉભા હતા. હે પુરૂષમાં શ્રેષ્ઠ, યુધિષ્ઠિર રાજાએ પોતાના પક્ષમાં આવેલા મ્લેચ્છાદિ સહિત સર્વને ભક્ષ્ય ભોજ્યાદિ ખાનપાનના પદાર્થો તથા રાત્રિને વિષે શયન કરવા સારૂ વિવિધ પ્રકારની શય્યાઓ પ્રાપ્ત કરવાની પોતાના ચાકરોને આજ્ઞા આપી હતી; જેથી તે કામમાં તેનું અતિ ચાતુર્ય સર્વના જાણવામાં આવ્યું હતું, વળી જ્યારે યુદ્ધ કરવાનો સમય સમીપ આવ્યો, ત્યારે તે રાજાએ, પોતાના પક્ષમાંના યોદ્ધાઓને પરસ્પર ઓળખાણને માટે, પોતાનાં ચિન્હયુક્ત આભરણ તથા નામ આપ્યાં હતાં. ત્યારપછી સફેદ છત્ર જેની ઉપર ધરેલું હતું એવા હજારો હાથી મધ્યે પોતાના ભાઇઓથી વીંટાઇ ઉભેલા તથા પોતાના પક્ષમાં આવેલા સર્વ રાજાઓ સહિત ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધને, યુધિષ્ઠિરના સૈન્ય ધ્વજના અગ્રભાગને જોઇને તેની સામે પોતાની સેનાની વ્યૂહરચના કરી, તે વેળા યુદ્ધ વિષે આનંદ પામનાર પાંચાળ દેશના યોદ્ધાઓએ દુર્યોધનને દેખી હર્ષ પામીને, પ્રસન્નતાથી શંખ તથા મધુર અવાજવાળાં નગારાં વગાડયાં. તે સમય પ્રસન્ન થયેલી પોતાની સેનાને જોઇને પાંડવો તથા મહા પરાક્રમી શ્રીકૃષ્ણ, અત્યંત હર્ષયુક્ત મનવાળા થયા. પછી એક રથમાં બેઠેલા અને અત્યંત હર્ષ પામેલા પુરૂષમાં સિંહરૂપ શ્રીકૃષ્ણ તથા અર્જુને, પોતાના પાંચજન્ય તથા દેવદત્ત નામના શંખ વગાડયા; જેમના શબ્દ સાંભળતાથી પરપક્ષી યોદ્ધાઓના મળ તથા મૂત્રનો પોતાની મેળે સ્રાવ થયો, ને જેમ સિંહનો

શબ્દ સાંભળી મૃગો ત્રાસ પામે તેમ તે સર્વે ત્રાસ પામ્યા. વળી તે વેળા પૃથ્વીમાંથી રજ ઉડી, તેથી સૂર્ય અસ્ત સરખો થયો હતો, જેથી કંઇ પણ ત્યાં દેખાતું નહતું. વળી સૈન્યની ચોમેર રૂધિર તથા માંસનો વર્ષાદ વર્ષ્યો, એ મ્હોટું આશ્ચર્ય સરખું થયું. તે સમય અત્યંત વાયુ વાવા લાગ્યો, જેથી ઉડતી વેળુએ કરી સર્વ સૈન્યને પ્રહાર થયો હતો. હે રાજેંદ્ર, કુરૂક્ષેત્રને વિષે સાવધાન થઇ ઉભેલાં તથા ક્ષોભ પામેલાં સમુદ્ર સરખાં બેઉ પક્ષનાં સૈન્ય યુદ્ધ કરવાના ઉત્સાહને લીધે પ્રસન્ન થયાં હતાં; ને જેમ પ્રલયકાળ વિષે બે સમુદ્રનો સમાગમ થાય, તેમ તે બેઉ સેનાનો આશ્ચર્યરૂપ સમાગમ થયો હતો. પછી હે રાજા, એ પ્રમાણે સર્વ સૈન્ય એકઠું થઈ બેઉ પક્ષમાં ઉભું, ત્યાર પછી પાંડવો તથા સોમકોએ કૌરવોની સાથે યુદ્ધ કરવાનો નિયમ કર્યો કે, જ્યારે યુદ્ધ થતું બંધ પડે, ત્યારે આપણને પરસ્પર પ્રીતિ થાય સમોવડિયા વગર બીજા સાથે યુદ્ધ કરવું નહિ. સેનામાંથી નીકળી ગયેલાઓને કદી મારવા નહી, રથમાં બેઠેલાએ રથમાં બેઠેલાની સામે, હાથી ઉપર બેઠેલાએ હાથી ઉપર બેઠેલાની સામે, અશ્વ ઉપર બેઠેલાએ અશ્વ ઉપર બેઠેલાની સામે તથા પદાતિએ પદાતિની સામે યુદ્ધ કરવું અને જેમાં જેવો ઉત્સાહ, બળ તથા કામના હોય, તેની સામે તેવાયેજ બોલાવી યુદ્ધ કરવું. વળી વિશ્વાસુ તથા વિહ્વળ થયેલાને, ક્ષીણ શસ્ત્ર થયેલાને તથા કવચ જેનું ભાગી પડ્યું હોય એવાને કોઇએ કદી મારવો નહી. અને સારથિ, કાર્યભાર ચલાવનાર, શસ્ત્ર લાવી આપનાર તથા ભેરી અને શંખ વગાડનારને ચાલતાં સુધી પ્રહાર કરવો નહી. હે રાજા, એ પ્રમાણે કુરૂ, પાંડવ તથા સોમકો પરસ્પર નિશ્ચય કરી એક બીજાની સામું જોઇ આશ્ચર્ય પામ્યા. પછી પુરૂષમાં શ્રેષ્ઠ મહાત્મા તે સૈનિક સહિત રણભૂમિમાં પ્રવેશ કરીને, શ્રેષ્ઠરૂપવાન તથા પ્રસન્ન મનવાળા થયા હતા.

निर्विश्य च महात्मानस्ततस्तेपुरुषर्षभाः ।

हृष्टरुपाः सुमनसो बभूवुःसहसैनिकाः ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि जंबूखंडविनिर्माणपर्वणि सैन्यशिक्षणे गुर्जरभाषायां प्रथमोऽध्यायः ॥१॥



वैशंपायन उवाच–ततःपूर्वापरेसैन्ये समीक्ष्यभगवानृषिः ।

सर्ववेदविदांश्रेष्ठो व्यासःसत्यवतीसुतः ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય, ત્યાર પછી પૂર્વ તથા પશ્ચિમ ભાગને વિષે ઉભેલાં તે બેઉ સૈન્યને જોઇને સર્વ વેદ જાણનારાઓમાં શ્રેષ્ઠ, સત્યવતીના પુત્ર, ભગવાન, ઋષિ, ભરત વંશિયોના પિતામહ, થનાર ભયકંર યુદ્ધને પ્રત્યક્ષ જોનાર અને ભૂત, ભવિષ્ય તથા વર્તમાનને જાણનાર વ્યાસજીએ શોચ કરતા એવા, પીડાયુકત થએલા તથા પોતાના પુત્રના અન્યાયનો વિચાર કરતા એવા વિચિત્રવીર્યના પુત્ર ધૃતરાષ્ટ્ર પાસે આવી રહસ્ય સહિત કહ્યું કે—હે રાજા, તારા પુત્ર તથા સર્વ રાજાઓનો વિપરીત કાળ આવ્યો છે; જેથી તેઓ એક બીજા સામે સંગ્રામમાં ઉભા રહી પરસ્પર નાશ કરશે. હે ભારત, વિપરીત કાળવાળા તથા અવશ્ય નાશ થનારા તે સર્વે છે, માટે તું કાળનું અવળાપણું જાણીને, કંઇ પણ શોચમાં મન લગાડતો નહી. હે પૃથ્વીપતિ પુત્ર ધૃતરાષ્ટ્ર, જો તું સંગ્રામને વિષે એ સર્વને જોવા ઇચ્છતો હોય, તો હું તને દિવ્ય દૃષ્ટિ આપું, જેથી સર્વ યુધ્ધ અહીં બેઠાં તારા જોવામાં આવે. હે જનમેજય,

એવાં વ્યાસજીનાં વચન સાંભળીને ધૃતરાષ્ટ્રે કહ્યું કે—હે બ્રહ્મઋષિમાં શ્રેષ્ઠ વ્યાસજી, હું પોતાના સંબંધીનો નાશ થાય તે જોવા ઇચ્છતો નથી, પણ તમારી કૃપાએ કરી તે સમગ્ર યુધ્ધ સાંભળવા ઇચ્છું છું. વૈશંપાયન કહે છે—હે જનમેજય, ધૃતરાષ્ટ્ર રાજા યુધ્ધને પ્રત્યક્ષ જોવા ઇચ્છતા ન હતા, પણ તેનું વર્ણન સાંભળવા ઇચ્છતા હતા, તેથી વરદાન આપનાર વ્યાસજીએ સંજયને વરદાન આપતાં કહ્યું કે હે રાજા, આ તારો સંજય તને સર્વ યુધ્ધનું વર્ણન કહેશે, કેમકે એને સંગ્રામમાંનું સર્વ પ્રત્યક્ષ સરખું થશે; હે રાજા, આ સંજયનાં દિવ્ય ચક્ષુ થશે તથા તે પોતે સર્વજ્ઞ થશે; જેથી તને સર્વ યુધ્ધ વર્ણન કરી કહેશે, વળી પ્રસિધ્ધ, અપ્રસિધ્ધ દિવસે તથા રાત્રિએ જે કંઈ બનશે, તે તથા કોઇએ મનમાં કરેલાંને પણ સંજય જાણશે. વળી સંજયને શસ્ત્ર કાપશે નહીં, શ્રમ પણ બાધ કરશે નહીં અને યુધ્ધમાંથી મૂકાઈ તે જીવતો રહેશે. હે ભરતકુળમાં શ્રેષ્ઠ, હું આ કૌરવ તથા પાંડવોની કીર્તિનો વિસ્તાર કરીશ; માટે તું કંઇ પણ શોચ કર નહીં. હે મનુષ્યમાં સિંહરૂપ, એ રીતે થવું એ દેવ ઇચ્છિત છે, વાસ્તે તું એ સંબંધી કંઈ પણ શોચ કરવા લાયક નથી. કેમકે ભાવિ કોઇથી ટળતું નથી; પણ જે બાજુ ધર્મ હશે, તે બાજુનોજ જય થશે. વૈશંપાયન કહે છે—હે જનમેજય, એ પ્રમાણે કહીને વળી કૌરવોના પ્રપિતામહ મ્હોટા ભાગ્યવાળા ભગવાન્ વ્યાસજીએ ધૃતરાષ્ટ્રને કહ્યું કે હે મહારાજ, આ યુધ્ધને વિષે મ્હોટો વિનાશ થશે, કેમકે હું ભયસૂચક અનેક નિમિત્ત જોઉં છું; તે એ કે માંસ ખાનાર શ્યેન, ગીધ, કાગડા તથા બગલા સહિત કંક પક્ષી એકઠા મળી વૃક્ષના અગ્રભાગને વિષે પ્રાપ્ત થાય છે ને મ્હોટા આનંદથી યુદ્ધ ભૂમિ સમીપ જુવે છે; માટે હાથી તથા ઘોડા એના માંસનું ભક્ષણ કરશે, વળી આવનાર ભયને સૂચવનાર ભૈરવ નામના પક્ષી નિર્દય થઇ શબ્દ કરે છે અને કંક નામના પક્ષી રણભૂમિના મધ્યમાંથી દક્ષિણ દિશા ભણી જાય છે. વળી હે ભારત ધૃતરાષ્ટ્ર, હું નિત્ય બેઉ વખતના સંધ્યાકાળને વિષે અનેક રાહુથી વિંટાયલા સૂર્યને જોઉં છું અને નિત્ય સંધ્યા વખતે તેને ફરતાં કાળાં, લાલ તથા સફેદ વર્ણનાં કુંડાળાં મને તથા બીજાઓને દેખાય છે; વળી અમાવાસ્યા નામની ક્ષય તિથિને દિવસે સૂર્ય તથા ચંદ્ર યુક્ત નક્ષત્રને પાપ ગ્રહ ભોગવે છે, તે દુષ્ટ યોગ થયો એમ કહેવાય, માટે તે પણ ભયસૂચક છે. વળી કાર્તિક માસની પૂર્ણિમાને દિવસે લાલ કમળ પુષ્પ સરખા વર્ણવાળા આકાશમાં કાંતિ વગરનો નહી દેખાય એવો તથા અગ્નિ સરખા વર્ણવાળો ચંદ્ર થયો; તેથી શૂરવીર તથા પરિઘ સરખા હાથવાળા રાજાઓ અને રાજપુત્રો રણભૂમિ વિષે નાશ પામી શયન કરશે. વળી હું નિત્ય રાત્રિને વિષે આકાશમાં કુદીને યુદ્ધ કરતા વરાહ તથા માર્જારના શબ્દને સાંભળું છું. વળી દેવતાઓની મૂર્ત્તિઓ કંપે છે, હસે છે, મોઢેથી રૂધિરનું વમન કરે છે, પસીનાયુક્ત થાય છે તથા પોતાની મેળે પડી જાય છે, વળી હે પૃથ્વીપતિ, વગાડયા વગર નગારાં વાગે છે ને અશ્વ જોડયા વગર ક્ષત્રિઓના મ્હોટા રથ પોતાની મેળે ચાલવા લાગે છે. વળી કોકિલ, ચંડ્ની પોપટ, ચાષ, કાળી કોટવાળા કાગડા, પોપટ, સારસ તથા મયૂર નામના પક્ષી ભયંકર વાણી બોલે છે. વળી અરૂણોદય વખતે તીડ જંતુના સમૂહ સેંકડો દેખાય છે તથા લોહ સરખી ચાંચવાળા કાળાવર્ણ-નાં તીડ શબ્દ કરતાં, અશ્વોને પાછળથી દંશ કરી ખેદ પમાડતા દેખાય છે. વળી હે ભારત, સંધ્યાકાળ વખતે દાહયુક્ત સર્વ દિશાઓ પ્રકાશે છે અને વર્ષાદ આકાશમાં ચઢી પ્રથમ વાયુએ કરી રજ ઉડાડે છે ને પછી માંસ વર્ષે છે, વળી હે રાજા, સાધુ પુરૂષોએ માન્ય કરેલી

તથા ત્રણુ લોકમાં વિખ્યાત એવી અરૂંધતીના તારાએ વસિષ્ટના તારાને પાછળ મૂકી દીધો છે વળી શનિશ્વર રોહિણીના તારાને પીડે છે તથા આકાશમાં ચિન્હ વગરનો ચંદ્ર દેખાય છે; માટે અવશ્ય મ્હોટો ભય પ્રાપ્ત થશે. વળી વાદળાં વગર ભયંકર ગર્જનારૂપ શબ્દ સંભળાય છે તથા રૂદન કરતાં એવાં વાહનોની આંખમાંથી અશ્રુનાં બિંદુ પડે છે.

अनभ्रे च महाघोर स्तनितःश्रूयते स्वनः।

वाहनानां च रुदतां निपतंत्यश्रुबिंदवः ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि जंबूखंडनिर्माणपर्वणि श्रीवेदव्यासदर्शने गुर्जरभाषायां द्वितीयोऽध्यायः ॥२॥

---

व्यास उवाच-खरागोषुप जायंते रमंते मातृभिःसुताः।

अनार्तवं पुष्पफलं दर्शयंति वनद्रुमाः ॥१॥

વ્યાસજી કહે છે—હે ધૃતરાષ્ટ્ર, ગાયો ગધેડાઓને વિયાય છે, પુત્ર માતા વિષે ગમન કરે છે તથા ઋતુ વગર વન વૃક્ષોમાં ફળ તથા પુષ્પ પેદા થયાં દેખાય છે. વળી વગર પુત્રવાળી ગર્ભિણી સ્ત્રીયો ભયંકર પ્રજાને પ્રસવે છે તથા માંસ ભક્ષણુ કરનાર શ્વાનાદિ પ્રાણિ સાથે મળી ખાય છે. વળી ત્રણુ શીંગડાવાળાં, ચાર આંખવાળાં, પાંચ પગવાળાં બે શિશ્નવાળાં બે મસ્તકવાળાં, બે પૂછડાંવાળાં, તથા દાઢવાળાં અમંગળ પશુ અને ત્રણુ પગવાળા મોર તથા શીંગડાં તથા ચાર દાઢવાળા પક્ષી ઉત્પન્ન થઈ મોહોઢાં ફાડીને, અમંગળ શબ્દ કરે છે. તેમજ વળી હે રાજા, તારા પુરમાં બ્રહ્મવાદિની સ્ત્રિયો મયૂર તથા ગરૂડોને, ઘોડિયો વાછરડાઓને, કુતરિયો શિયાળને તથા મૃગલિયો કૂતરાને પ્રસવે છે; ને પોપટ અશુભ વાણી બોલે છે. વળી કેટલીક સ્ત્રિયો એકદમ ચાર અથવા પાંચ કન્યાને જણે છે, જેઓ ઉત્પન્ન થઇને જ નાચે છે, ગાય છે તથા હસે છે. વળી ચાંડાળાદિ હીન જાતિમાંના કાણુા તથા કુબડાદિ મનુષ્યો હસે છે, વળી નાચે છે તથા ગાય છે. વળી સમયે પ્રેરણા કરેલી તથા શસ્ત્ર ધારણુ કરેલી પ્રતિમાઓ પૃથ્વી ઉપર લખતી હોય એમ દેખાય છે અને બાળકો હાથમાં લાકડી લઇને એક બીજા સામે દોડે છે તથા કૃત્રિમ શહેર કરી તેને ભાગે છે. વળી મ્હોટાં, ન્હાનાં તથા ચંદ્રોદય વેળાએ પ્રફુલ્લિત થનાર કમળ વૃક્ષો વિષે ઉત્પન્ન થાય છે, ચોતરફથી ઉગ્ર વાયુ વાય છે, જેથી ઉડતી રજ શાંત થતી નથી. વળી નિત્ય દાવાનળ ઉઠે છે, રાહુ સૂર્યને પીડે છે તથા કેતુ નામનો ગ્રહ ચિત્રા નક્ષત્રને મૂકી દઇ સ્વાત્યાદિને વિષે વર્તે છે. સંશપ્તકરાશિને વિષે વર્તનાર રાહુ તથા કેતુ હમણાં એક રાશિને વિષે વર્તે છે, તેથી ઘણું કરી કૌરવોનો વિનાશ થશે એમ સૂચવે છે. વળી મહા ભયંકર ધૂમકેતુ નામનો ઉપગ્રહ, પુષ્ય નક્ષત્રને આક્રમણુ કરી રહે છે. માટે તે બેઉ સેનાનું મ્હોટું અમંગળ કરશે. વળી મંગળ મઘા નક્ષત્રને વિષે તથા બૃહસ્પતિ શ્રવણુ નક્ષત્રને વિષે વક્રિ થયા છે અને શનિ નામનો ગ્રહ પૂર્વાફાલ્ગુની અથવા ઉત્તરાફાલ્ગુની નક્ષત્રને આક્રમણુ કરી પીડે છે. વળી શુક્ર પુર્વાભાદ્રપદ નક્ષત્રને વિષે રહી શોભે છે ને પરિધ નામના ઉપગ્રહ સહિત થઇને ઉત્તરાભાદ્રપદ નક્ષત્રને આક્રમણુ કરવા ઇચ્છે છે. વળી ધુમાડા

સહિત અગ્નિ સરખો પ્રજ્વલિત શ્વેતકેતુ નામનો ઉપગ્રહ ઇંદ્રના તેજસ્વી જ્યેષ્ઠા નક્ષત્રને આક્રમણ કરી વર્તે છે. વળી રાહુ પોતે વક્રિ થઇને સદૈવ એક નક્ષત્ર વિષે રહેલા સૂર્ય તથા ચંદ્રને પીડે છે. વળી તે રાહુ ચિત્રા તથા સ્વાતિ નક્ષત્રના મધ્યમાં રહીને, રોહિણી નક્ષત્રને પીડે છે. વળી અગ્નિ સરખી કાંતિવાળો મંગળ વારંવાર વક્રિ થઇને, બૃહસ્પતિએ સેવેલા શ્રવણ નક્ષત્રને પૂર્ણ દૃષ્ટિથી વિંધીને "જોતો" રહે છે. વળી હે રાજા, ધાન્યની માળાવાળી પૃથ્વી સર્વ ધાન્યે પૂર્ણ થઇ છે, યવના છોડવામાં પાંચ પાંચ ડુંડી તથા ચોખાના છોડમાં સો સો ડુંડી ઉત્પન્ન થઇ છે. વળી સર્વ લોકમાં મુખ્ય તથા માનવા લાયક ગાયોના આંમાં દૂધ ભરાય છે, પણ તેમાંથી રૂધિર વહે છે. વળી ધનુષમાંથી અગ્નિની જ્વાળા નીકળે છે તથા તલવારો અત્યંત ચકચકીત થાય છે; તેથી અવશ્ય સર્વ શસ્ત્ર સંગ્રામને જુવે છે. વળી જેમ શસ્ત્રોની અગ્નિ સરખી શોભા છે, તેમજ જળ, કવચ તથા ધ્વજાઓની શોભા દેખાય છે, માટે અવસ્ય મ્હોટો ક્ષય થશે. હે ભરતકુળમાં ઉત્પન્ન થયેલા ધૃતરાષ્ટ્ર રાજા, કૌરવોને પાંડવો સાથે વિરોધ થવાને લીધે, પૃથ્વી રૂધિરના પ્રવાહથી તથા ધ્વજારૂપી નાની હોડીથી વ્યાપ્ત થશે. વળી સર્વ દિશાઓમાં મૃગ તથા પક્ષિયો મ્હોઢાં ઉઘાડી મ્હોટા શબ્દ કરે છે; તેથી તે આવનાર અત્યંત ભયને સૂચવે છે. વળી એક પાંખ, આંખ તથા પગવાળો અને આકાશમાં ફરનાર પક્ષી ક્રોધયુક્ત થઇને સર્વને દુઃખ ઉપજાવતો ભયંકર શબ્દ કરે છે. હે રાજેંદ્ર, સર્વ શસ્ત્ર પોતાની કાંતિએ કરી પ્રજ્વલિત થતાં દેખાય છે તથા ઉદાર એવા સપ્ત ઋષિની કાંતિ જતી રહી છે. વળી હમણાં ઘણા દિવસ સુધી એક રાશિને વિષે રહેનાર પ્રજ્વલિત બૃહસ્પતિ તથા શનિ વિશાખાની સમીપ રહ્યા છે. વળી તેર દિવસના પક્ષને વિષે સૂર્ય તથા ચંદ્ર, રાહુએ ઘેરાય છે; જેઓ પ્રજાના ક્ષયને ઇચ્છે છે. વળી ચારે કોરથી ઘણી રજ ઉડવાથી સર્વ દિશાઓ અમંગળ દેખાય છે અને ઉત્પાતરૂપ ભયંકર મેઘ રાત્રિને વિષે રૂધિર વર્ષે છે. વળી હે પૃથ્વીપતિ ધૃતરાષ્ટ્ર ક્રૂર કર્મવાળો રાહુ સ્વાતિ નક્ષત્રના અંશમાં રહીને કૃત્તિકા નક્ષત્રને પીડે છે; ને વાયુ ધૂમકેતુ નામના ઉત્પાત ગ્રહને જોઇને વારંવાર વાય છે, જેમાં મ્હોટા શબ્દ થાય એવું મ્હોટું યુધ્ધ ઉત્પન્ન કરશે. હે રાજા, અશ્વપતિ, ગજપતિ તથા નરપતિ નામના ઉત્તર, પૂર્વ તથા દક્ષિણ દિશાના છત્ર કહેવાય છે; જેઓ અશ્વિન્યાદિ નવ નવ નક્ષત્રોની અનુકૂળતાએ કરી વર્ત્તે છે. પણ હાલ તે સર્વ નક્ષત્ર, ક્રૂર ગ્રહોએ કરી આક્રાંત હોવથી ક્ષત્રિયોને નાશ કરે એવાં થયાં છે. તેમાં પણ બીજા પૂર્વ દિશાના ગજપતિ છત્રના કળશ સ્થાનરૂપ પૂર્વાફાલ્ગુની નક્ષત્ર વિષે ક્રૂર ગ્રહ શનિશ્ચર રહ્યા છે, તેથી તે યુધ્ધે કરી અવશ્ય તે છત્રને ભંગ કરશે. ને બીજાં છત્રોનાં નક્ષત્ર પણ ક્રૂર ગ્રહાક્રાંત છે, તેથી તે દિશાઓના રાજાઓનો નાશ થશે, પણ તેમના પુત્રોને છત્ર પ્રાપ્ત થશે, હે ધૃતરાષ્ટ્ર, એક પક્ષના ચૌદ, પંદર તથા સોળમે દિવસે અમાવાસ્યા આવે છે તે હું જાણુંછું, પણ તેરમે દિવસે તે આવી એ કોઇ દિવસે જાણતો નથી, હમણાંજ એ પ્રમાણે થયું છે; માટે તે મ્હોટો દુર્યોગ છે એમ માનુંછું. વળી એક માસમાં તેર દિવસના પખવાડિયાની અમાવાસ્યાને દિવસે સૂર્ય ગ્રહણ તથા પંદર દિવસના પખવાડિયાની પૂર્ણિમાને દિવસે ચંદ્ર ગ્રહણ થયાં તેથી પ્રજાનો ક્ષય થશે. વળી હે રાજા, કૃષ્ણ પક્ષની ચતુર્દશીને દિવસે માંસનો તીવ્ર વર્ષાદ થયો; જેથી રાક્ષસોનાં મુખ ભરાયાં તોપણ તે તૃપ્ત થયા નહીં. વળી મ્હોટી નદિયોના પ્રવાહ ઉલટા ચાલવા લાગ્યા છે, નાની નદિયોનાં સારાં પાણી રૂધિર સરખા

વર્ણવાળાં થયાં છે, તથા ક્ષીણ જેમાં પ્રાપ્ત થયાં છે એવા કુવા, મ્હોટા બળદોની પેઠે ક્ષોભ પામે છે. વળી ઇંદ્રના વજ્ર સરખી કાંતિવાળાં ઉંબાડિયાં શબ્દ કરતાં પૃથ્વી ઉપર પડે છે, તેથી આજની રાત્રિ નિવૃત્ત થયા કેડે તું પોતાના પુત્ર સહિત પોતાની અનીતિના ફળને પામીશ. વળી એક દિવસ શ્રેષ્ઠ ઋષિઓ રાત્રિના ભયંકર ચોતરફ અંધકારને જોઇને, શણકાષ્ટને સળગાવી હાથમાં લઇ પોતાના ગ્રહમાંથી નીકળી પરસ્પર મળી, આ ભયંકર દેખાવને લીધે પૃથ્વી હજારો રાજાઓના રૂધિરનું પાન કરશે એમ દેખાય છે એવી રીતે કહેતા હતા. વળી હે સમર્થ રાજા, મંદરાચળ, કૈલાસ તથા હિમાલય પર્વતમાંથી અનેક મ્હોટા શબ્દ થાય છે અને તેમનાં શિખરો પોતાની મેળે પડે છે. વળી પૃથ્વીના કંપવાથી ચાર દિશાના ચાર સમુદ્ર વૃદ્ધિ પામવાને લીધે પોતાની મર્યાદા મૂકી દઇને, તેને ક્ષોભ પમાડતા હોય એમ દેખાય છે. વળી રજ જેનાથી ઉડે એવો ઉગ્ર વાયુ વૃક્ષોને ફેંકી નાંખતાં તથા ભાગી નાંખતાં વાય છે અને વજ્રપાત થવાથી કેટલાક વૃક્ષો નાશ પામે છે. વળી મ્હોટાં શહેર તથા ગામડાંઓમાંના ચોરા તથા વૃક્ષો પોતાની મેળે પડી જાય છે. વળી બ્રાહ્મણોએ આહુતિ આપેલો અગ્નિ, ડાબી બાજુ જ્વાળા તથા દુષ્ટ ગંધયુક્ત ભયંકર શબ્દ કરતો કાળા, રાતા અને પીળા વર્ણનો દેખાય છે. હે પૃથ્વીપતિ, સ્પર્શ, રસ તથા ગંધના ગુણ વિપરીત જોવામાં આવે છે, ધ્વજાઓ કંપે છે તથા તેમાંથી ધુમ્ર નીકળે છે અને નગારાં તથા ઢોલમાંથી અંગારા ઝરે છે. વળી મ્હોટા વૃક્ષોની ડાબી બાજુ ફરતા એવા કાગડાઓ ભયંકર શબ્દ કરી ધ્વજાઓના અગ્રભાગને વિષે ઝૂપે છે; તેથી અવશ્ય રાજાઓનો ક્ષય થશે. વળી દુષ્ટ હસ્તિયો કંપયુક્ત થઇ મળ તથા મૂત્રને મૂકે છે તથા ચારે કોર દોડયા કરે છે. વળી અશ્વો દીન થયા છે તથા શ્રેષ્ટ હસ્તિઓના શરીરે પસીનો પ્રાપ્ત થાય છે. હે ભારત, આ મારાં કહેલાં વચન સાંભળીને તું, આ વખત જે કરવાનું હોય તેનો વિચાર કરી, જેમ લોકનો વિનાશ ન થાય, તેમ કર. વૈશંપાયન કહે છે—હે જનમેજય, એ પ્રમાણે પોતાના પિતારૂપ વ્યાસજીનાં વચન સાંભળીને, ધૃતરાષ્ટ્ર રાજાએ તેને કહ્યું કે હે પિતારૂપ વ્યાસજી, સર્વનો વિનાશ ભાવિ છે એ હું પૂર્વથીજ જાણું છું. રાજાઓ પોતાના ક્ષત્રિય ધર્મે કરી એક બીજાઓને સંગ્રામમાં મારશે, તો શૂરવીરના લોકને પામીને કેવળ સુખને પામશે. વળી પુરૂષમાં સિંહરૂપ તે શૂરવીરો મહા સંગ્રામમાં પોતાના પ્રાણ ત્યાગ કરીને, આ લોકમાં કીર્ત્તિ તથા પરલોકમાં ઘણા કાળ સુધી મ્હોટા સુખને પામશે. વૈશંપાયન કહે છે—હે જનમેજય, એ પ્રમાણે ધૃતરાષ્ટ્ર રાજાએ કહ્યું, ત્યારે કવીંદ્ર તથા મુનિવ્યાસજી અત્યંત ચિંતાયુક્ત થયા. પછી બે ઘડી સુધી પોતાના મનમાં વિચાર કરીને વ્યાસજી ફરીથી ધૃતરાષ્ટ્રને કહેવા લાગ્યા કે હે પાર્થિવેંદ્ર, કાળ સર્વ જગતનો ક્ષય કરે છે, અને પાછું ઉત્પન્ન પણ કરે છે. માટે આ લોકમાં કોઇ પણ શાશ્વત નથી. હે રાજા, તું પોતાના નાતીલા કૌરવ, સંબંધિ તથા સ્નેહિઓને ધર્મયુક્ત માર્ગ બતાવ, કેમકે તે સર્વને નિવારણ કરવા સમર્થ છે. વળી જ્ઞાતી વધ કરવો એ મોટું હલકું કામ છે, એમ શાસ્ત્રવેત્તા પુરૂષોએ કહેલ છે; માટે મને પણ અપ્રિય એવું તે કામ તું કર માં. હે પૃથ્વીપતિ, તારે ત્યાં આ દુર્યોધન પુત્રરૂપે કાળજ ઉત્પન્ન થયો છે, ને જ્ઞાતિ વધ કરવો એ વેદમાં પણ નિંદેલો છે; જેથી કયારેય હિત થતુંજ નથી. હે રાજા, જે પુરૂષ પોતાના શરીર સમાણા કુળધર્મને નાશ કરે, તેને તે નાશ કરે છે; માટે તું આપત્તિ વગર કાળના યોગથી શા વાસ્તે આડે માર્ગે ચાલે છે? હે પૃથ્વીપતિ, કુળ તથા રાજાઓના વિનાશ માટેજ આ રાજ્યરૂપ અનર્થ તને પ્રાપ્ત થયો છે; જેથી તું અતિશય ધર્મથી

રહિત થયો છે. માટે હે દુર્ધર્ષ, હજી પણ તું પોતાના પુત્રોને ધર્મ માર્ગનો ઉપદેશ કર; કેમકે તારે રાજ્ય કરી શું પ્રયોજન છે ? જેથી મ્હોટા દોષને તું પામ્યો છે. હે રાજા, જો તું યશ ધર્મ તથા કીર્ત્તિનું પાલન કરીશ, તો સ્વર્ગને પામીશ; ને પાંડવો રાજ્યને પામો તથા કૌરવો શાંતિ પામો. હે જનમેજય, એ પ્રમાણે વ્યાસજીએ કહ્યું, ત્યારે અંબિકાના પુત્ર ધૃતરાષ્ટ્રે આક્ષેપ યુક્ત ફરીથી વાક્ય કહ્યાં કે, જે રીતે તમે શત્રુ તથા પોતાનાઓની સ્થિતિ તથા વિનાશને જાણો છો, તેજ રીતે હું પણ યથાર્થ જાણું છું. તોપણ સર્વ લોક પોતાના સ્વાર્થમાં મોહ પામે છે, વાસ્તે મને તેમજ છે એમ જાણો. અત્યંત મહિમાવાળા તથા ધીર તમને હું પ્રસન્ન કરૂં છું; કારણ અમારા આશ્રયરૂપ અને અમને ઉપદેશ કરનાર તમે છો. હે મહર્ષિ, મારી મતિમાં આ યુદ્ધ રૂપ અધર્મ કરવો એ પ્રિય નથી, પણ શું કરૂં ? મારા દુર્યોધનાદિ પુત્ર મને વશ નથી. હે વ્યાસજી, ભરતવંશ રાજાઓની કીર્ત્તિ તથા તેમને ધર્મમાં પ્રવર્ત કરનાર તમે છો; કેમકે કૌરવ તથા પાંડવોના માન્ય પિતામહ છો. વ્યાસજી બોલ્યા કે, હે વિચિત્રવીર્યના પુત્ર રાજા ધૃતરાષ્ટ્ર, જે તારા મનમાં હોય, તે તારી ઇચ્છા પ્રમાણે તું મને કહે, કેમકે હું તારા સંશયને છેદ કરીશ. ધૃતરાષ્ટ્રે કહ્યું કે હે ભગવાન, સંગ્રામને વિષે જય મેળવનારનાં જે ચિન્હ હોય, તે હું સર્વ યથાર્થ સાંભળવા ઇચ્છું છું. વ્યાસજીએ કહ્યું કે હે ધૃતરાષ્ટ્ર, શ્રેષ્ઠ કાંતિ, ઊંચી જવાળા તથા જમણી બાજુ ફરતો શિખાનો અગ્ર ભાગ જેનો હોય એવો ધૂમ્ર વગરનો અગ્નિ અને તેમાં આપેલી આહુતિમાંથી ઉત્તમ સુગંધ ઉત્પન્ન થાય એ થનાર જયનું ચિન્હ છે. વળી ગંભીર ઘોષ તથા શબ્દવાળા શંખ તથા મૃદંગો વાગે, અને શુદ્ધ કિરણવાળા સૂર્ય તથા ચંદ્રમા હોય છે એ પણ થનાર જયનું ચિન્હ છે એમ બુદ્ધિમાન્ પુરૂષો કહે છે. વળી યુદ્ધ કરવા સારૂ પ્રસ્થાન કરી જતા યોદ્ધાઓની પાછળ કાગડાની શ્રેષ્ઠ વાણિ જયસૂચક છે, અને આગળની વાણિ જય વિષે નિષેધ કરનારી છે. વળી હે રાજા, જે પક્ષને રાજહંસ, પોપટ, ક્રૌંચ તથા શતપત્ર નામના પક્ષિયો કલ્યાણરૂપ વાણિ બોલતા જમણી બાજુ ઉતરે છે, તેનો અવશ્ય જય થાય એમ બ્રાહ્મણો કહે છે. વળી જેની સેના સુખરૂપ શબ્દવાળા અલંકાર, કવચ તથા ધ્વજાએ કરી અને અશ્વોની હણહણાટિએ કરી શોભાયમાન હોય તથા શત્રુએ દુઃખે કરી પણ સામું જોવાય નહીં એવી હોય, તે શત્રુને જીતે. વળી હે ભારત, જેના પક્ષના યોદ્ધાઓની વાણિ પ્રસન્ન હોય તથા તેમનામાં બળ હોય અને જેની પુષ્પ માળા કરમાય નહીં, તેજ સંગ્રામરૂપ સમુદ્રને તરે છે. વળી જેના પક્ષના યોધ્ધાઓની શત્રુ પક્ષમાં પ્રવેશ કરતી વેળાએ માર્યો માર્યો એવી વાણિ ઉચરાય તથા પ્રવેશ કર્યા પછી હણ્યો છે હણ્યો છે એમ વાણિ ઉચરાય છે, તે છેવટે થનાર જય પ્રાપ્ત કરે છે; ને જેની સેનામાં શત્રુની સેના વિષે પ્રવેશ કરતી વેળાએ યુધ્ધ કરીશ નહીં યુધ્ધ કરીશ તો મરીશ એવી વાણી ઉચરાય છે, તે મરણજ પ્રાપ્ત કરે છે, જે હાલ દુર્યોધનના પક્ષમાં વર્તે છે. વળી જે પક્ષમાં શબ્દ, રૂપ, રસ, સ્પર્શ તથા ગંધ વિકાર નથી પામતા અને યોદ્ધાઓને સદૈવ હર્ષ રહે છે એ પણ જયનું ચિન્હ છે. વળી હે રાજા, જેને વાયુ અનુકૂળતા પ્રમાણે વાય, વાદળાં, પક્ષિ, મેઘ તથા ઇંદ્ર ધનુષ પાછળથી ગતિ કરે, એ તેના જયનું ચિન્હ છે; અને એથી ઉલટું એ મરણનું ચિન્હ છે. વળી સેના થોડી હોય અથવા મ્હોટી હોય પણ જો યોધ્ધાઓમાં કેવળ હર્ષ હોય, તો તે પણ જયનું ચિન્હ છે. હે રાજા, જો એક મુખ્ય યોધ્ધો ભય પામે, તો તે અત્યંત મ્હોટી સેના હોય તેને પણ ભય પમાડે, અને

તેને લીધે મ્હોટા શૂરવીર યોધ્ધાઓ પણ ભય પામે. ત્યારે ભંગાણુ થયેલી તે મ્હોટી સેનાને કોઇ પણ પુરૂષ પાણીના મ્હોટા વેગ તથા ભય પામી નાસી જતા મૃગ ગણુની પેઠે અટકાવવા સમર્થ થઇ શકતું નથી. હે ભારત, જે સેનામાં ભંગાણુ થયું, તેનું પાછું સમાધાન થઇ શકતુંજ નથી; ને તે ભય પામવાને લીધે તેમાંના અત્યંત ચતુર શૂરવીર પણ ભય પામે છે, કારણ બીના તથા ભાગી જતાઓને જોઇને બીજાઓને પણ ભય વધે છે; તેથી ભંગાણુ પડેલી સેના તાત્કાળ દિશા દિશા પ્રત્યે ભાગે છે, જેને મ્હોટા શૂરવીર રાજાથી પણ શત્રુ સામે ઉભી રાખવા સમર્થ થવાતું નથી, વાસ્તે બુધ્ધિમાન્ રાજાએ સદૈવ સાવધ થઇને, પોતાની ચતુરંગિણી મ્હોટી સેનાનો સત્કાર કરી ઉપાયપૂર્વક પોતાના કાર્યનો યત્ન કરવો. તેમાં પણ હે રાજા, પ્રાર્થના તથા શત્રુના માગવા પ્રમાણે દ્રવ્ય આપવું એ ઉપાયે કરી જય મેળવવો એ શ્રેષ્ઠ, ભેદે કરી જય મેળવવો એ મધ્યમ તથા યુધ્ધ કરી જય મેળવવો એ જય અધમ કહેવાય છે. અને એક બીજી સેનાઓના યોધ્ધાઓનો પરસ્પર સંઘર્ષ થાય છે, તેનો આરંભજ ક્ષયરૂપ છે. હે રાજા, એક મનવાળા, પોતાની સ્ત્રિ આદિમાં આસક્તિ રહિત, એક નિશ્ચયવાળા તથા હર્ષ યુક્ત પચાસ શૂરવીર પણ, શત્રુની મ્હોટી સેનાને અવશ્ય નાશ કરે. ને યુધ્ધમાંથી પાછા ન હઠે એવા પાંચ, છ વા સાત યોધ્ધાઓ પણ જય પામે એમાં સંશય નથી. હે ભારત, જેમ શ્રેષ્ઠ પાંખવાળો વિનતા પુત્ર ગરૂડ મ્હોટી સેનાને નાશ કરે એવી એક પોતાની શક્તિ જોઇને સહાયભૂત સેનાની ઇચ્છા નથી રાખતો તેમ શૂરવીર પુરૂષ પોતાને સહાયતા કરે એવી ઘણી સેનાની ઇચ્છા રાખતો નથી. તારા પુત્રની ઘણી મ્હોટી સેના છે તેથી તેનો જય થશે એમ તારે માનવું નહીં, કેમકે ઘણી સેનાને લીધે નિરંતર જય થતો નથી, તેતો દૈવાધિન હોવાથી અધ્રુવ છે; પણ સંગ્રામમાં જે જય મેળવે, તેજ કૃતાર્થ થાય છે.

न बाहुल्येन सेनाया जयोभवति नित्यशः ।
अध्रुवोहि जयोनाम दैवं चात्रपरायणं ॥
जयवंतोहि संग्रामे कृतकृत्याभवंतिहि ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि जंबूखंडविनिर्माणपर्वणि निमित्ताख्याने गुर्जरभाषायां तृतीयोऽध्यायः ॥ ३ ॥

---

वैशंपायन उवाच–एवमुक्त्वा ययौ व्यासो धृतराष्ट्राय धीमते ।
धृतराष्ट्रोऽपि तच्छ्रुत्वा ध्यानमेवान्वपद्यत ॥१॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય, એ પ્રમાણે બુધ્ધિમાન્ ધૃતરાષ્ટ્રને કહીને વ્યાસજી ત્યાંથી ચાલી નીકળ્યા; ને રાજા તેનાં વચન સાંભળી વિચારમાં પડી ગયા. પછી બે ઘટિકા સુધી વિચાર કરી વારંવાર નિશ્વાસ મૂકીને ધૃતરાષ્ટ્રે, તીક્ષ્ણ બુધ્ધિવાળા સંજયને પૂછ્યું કે હે સંજય, યુદ્ધમાં આનંદ પામનાર આ એકઠા મળેલા શૂરવીર રાજાઓ પૃથ્વી માટે પોતાના જીવિતનો ત્યાગ કરીને નાના પ્રકારનાં શસ્ત્રે કરી એક બીજાઓને મારશે, પણ શાંતિ પામશે નહીં; તેથી યમલોક વૃદ્ધિ પામશે. હે સંજય, એ સર્વે રાજાઓ પૃથ્વીના રાજ્ય સંબંધિ ઐશ્વર્યને ઇચ્છિ, એક બીજાને સહન કરી શકતા નથી; માટે હું પૃથ્વીને ઘણા ગુણુવાળી છે એમ માનું છું.

કુરુક્ષેત્રને વિષે જગતમાં શૂરવીર એવા યોદ્ધાઓ ઘણા હજાર, લાખ તથા અર્બુદ એકઠા થયા છે, માટે તેમના દેશ તથા શહેરનાં પ્રમાણને હું યથાર્થ સાંભળવા ઈચ્છું છું વાસ્તે તું કહે કેમકે અતિ તેજસ્વી વિપ્રર્ષિ વ્યાસજીના પ્રભાવથી તું દિવ્ય બુદ્ધિને પ્રકાશ કરનાર જ્ઞાનચક્ષુએ યુક્ત છે. સંજય કહે છે—હે ભરતકુળમાં શ્રેષ્ઠ, હે મહા બુદ્ધિમાન રાજા ધૃતરાષ્ટ્ર, હું તમને નમસ્કાર કરીને, મારી મતિ પ્રમાણે પૃથ્વીના ગુણ કહું તે શાસ્ત્રદૃષ્ટિવાળા તમે જુવો. આ પૃથ્વીને વિષે સ્થાવર તથા જંગમ બે પ્રકારનાં પ્રાણિ છે, તેમાં પણ જંગમ પ્રાણિ અંડજ, સ્વેદજ તથા જરાયુજ એ પ્રમાણે ત્રણ પ્રકારનાં છે. હે રાજા, તે જંગમ સર્વ પ્રાણિમાં જરાયુજ શ્રેષ્ઠ છે, અને તેમાં પણ પશુ તથા મનુષ્ય શ્રેષ્ઠ છે; જેના જૂદા જૂદા ચૌદ ભેદ યજ્ઞના વિધાનવાળા વેદોમાં કહ્યા છે. તેમાંના ગ્રામ્ય પશુમાં મનુષ્ય શ્રેષ્ઠ છે તથા વનવાસી પશુમાં સિંહ શ્રેષ્ઠ છે જેમનું એક બીજાથી જીવન છે. હવે હે રાજા, પૃથ્વીને ભેદી ઉત્પન્ન થયા તે સ્થાવર કહેવાય છે; જેના વૃક્ષ, ગુલ્મ, લતા, વેલા તથા "ત્વકસાર" વેણું એ પાંચ ભેદ છે. હવે "સ્વેદજ" પછી નારી ઉત્પન્ન થતાં પ્રાણિનો "ઉદ્ભિજ" પૃથ્વીને ભેદિ ઉત્પન્ન થતાં સ્થાવરમાં અંતર્ભાવ છે. કેમકે તે જળને ભેદિ ઉત્પન્ન થાય છે અને સ્થાવર પૃથ્વીને ભેદિ ઉત્પન્ન થાય છે તથા "અંડજ" ઇંડામાંથી ઉત્પન્ન થતાં પ્રાણિનો "જરાયુજ" ગર્ભવેષ્ટનચર્મ સહિત જન્મે છે તેમાં અંતર્ભાવ છે. કેમકે તે મૈથુને કરી ઉત્પન્ન થાય છે અને જરાયુજ પણ તેમજ ઉત્પન્ન થાય છે. માટે સાત પ્રકારનાં ગ્રામ્ય પશુ, સાત આરણ્ય પશુ, પાંચ પ્રકારનાં ઉદ્ભિજ પ્રાણિ તથા પાંચ મહાભૂત એ સર્વ મળી ચોવીશ પ્રકાર થાય છે, માટે ચોવીસ અક્ષરવાળી ગાયત્રીના સમાનપણાથી તે તેજ છે. માટે હે ભરતકુળમાં શ્રેષ્ઠ, સર્વ ગુણ સંપન્ન, પવિત્ર અને કાર્ય તથા કારણ સમુદાયાત્મક આ ગાયત્રીરૂપ બ્રહ્મને જે પુરુષ તત્વથી જાણે, તે કદી ફરીને આ લોકમાં જન્મ તથા મરણને પામે નહી. હે રાજા, પ્રથમ કહેલાં સિંહ, વ્યાઘ્ર, વરાહ, મહિષ, હસ્તિ, રીંછ તથા વાનર એ સાત આરણ્યક પશુ અને ગાય, બકરી, મેંઢો, મનુષ્ય, અશ્વ, ખચ્ચર તથા ગર્દભ એ સાત ગ્રામ્ય પશુ છે. હે રાજા, એ પ્રમાણે સર્વ મળી ચૌદ પશુ સાધુ પુરૂષોએ ગણ્યાં છે. હે ધૃતરાષ્ટ્ર, એ સર્વ પૃથ્વીને વિષે ઉત્પન્ન થાય છે, નાશ પણ તેમાંજ થાય છે, સર્વને રહેવાનું સ્થાન પણ તેજ છે અને સનાતન પણ છે. વાસ્તે જેને પૃથ્વીનું રાજ્ય છે, તેને સ્થાવર તથા જંગમાત્મક સર્વ છે, માટે તેમાં અતિ ઇચ્છાવાળા રાજાઓ એક બીજાઓને યુદ્ધમાં મારે છે.

यस्यभूमिस्तस्यसर्वं जगत्स्थावरजंगमं ।
तत्रातिगृद्धाराजानो विनिघ्नंतीतरेतरं ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि जंबूखंडविनिर्माणपर्वणि भौमगुणकथने गुर्जरभाषायां चतुर्थोऽध्यायः ॥ ४ ॥



धृतराष्ट्र उवाच—नदीनां पर्वतानां च नामधेयानि संजय ।
तथा जनपदानां च ये चान्ये भूमिमाश्रिताः ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સર્વ પ્રમાણને જાણનાર સંજય, નદી, પર્વત, દેશ, પૃથ્વીનો આશ્રય કરી રહેલાનાં તથા વનનાં નામ તથા પ્રમાણ અને પૃથ્વીનું પણ સમગ્ર પ્રમાણ તું

મને કહે. સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર રાજન, બ્રહ્માંડરૂપ તથા શરીરરૂપ પંચમહાભૂત સર્વત્ર સમાન છે અને સર્વ શરીરાદિને વિષે રહેલું ચૈતન્ય પણ સમાન છે એમ બુદ્ધિમાન પુરૂષો કહે છે, વળી આકાશ, વાયુ, અગ્નિ, જળ તથા પૃથ્વી એ પંચમહાભૂતને વિષે ઉત્તરોત્તર એક એક ગુણ અધિક રહ્યા છે તે એ કે આકાશમાં શબ્દ ગુણ, વાયુમાં શબ્દ તથા સ્પર્શ ગુણ, તેજમાં શબ્દ સ્પર્શ, તથા રૂપ ગુણ, જળમાં શબ્દ, સ્પર્શ, રૂપ તથા રસગુણ અને પૃથ્વીને વિષે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ ગુણ રહ્યા છે એમ તત્વ જાણનાર ઋષિઓએ કહ્યું છે. હે રાજા, એ પ્રમાણે પાંચ ગુણ જેને વિષે સર્વ પ્રાણિ રહ્યાં છે એવાં પંચમહાભૂતને વિષે રહ્યા છે. પણ જ્યારે તે પંચમહાભૂત સરખાં હોય છે ત્યારે તે એક બીજામાં ભળતાં નથી; ને જ્યારે તે ન્યૂનાધિકપણાને પામે છે, ત્યારે તેમનાથી દેહ બંધાય છે, જેને જીવ પામે છે. હે રાજા, તે પંચમહાભૂત પૃથ્વ્યાદિ ક્રમે કરી નાશ પામે છે તથા આકાશાદિ ક્રમે કરી ઉત્પન્ન થાય છે; પણ એ સર્વ એવડાંજ છે એમ પ્રમાણમાં ન આવવાથી ઇશ્વરરૂપ છે, કેમકે સિદ્ધ પુરૂષો બ્રહ્માંડને ભેદી જ્યાં ક્યાંય જાય છે, ત્યાં પણ વાસનામય પાંચ ભૌતિક શરીરો હોય છે. તેમ છતાં મનુષ્યો તર્કે કરી તે એવડાં છે એમ કહે છે, તો પણ જે નહી ચિંતન કરવામાં આવે એવા પદાર્થો તર્કે કરી સાધ્ય થવા યોગ્ય નથી, "એવડાંજ છે એમ કહેવામાં આવતાં નથી" કેમકે બ્રહ્માંડાદિક પ્રકૃતિપર છે. હવે હે મહારાજ, હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા ધૃતરાષ્ટ્ર રાજા, હું તમને જંબૂદ્વીપનાં પ્રમાણ તથા આકૃતિનું વર્ણન કહું તે તમે સાંભળો—હે મહારાજ, ઘણા દેશવાળો, નદીનાં જળ, મ્હોટા પર્વત, વિવિધ પ્રકારનાં શહેર, મનોહર દેશ તથા ફળ પુષ્પયુક્ત વૃક્ષોએ કરી ઢંકાએલો, ઘણા ધન તથા ધાન્યવાળો અને ખારા સમુદ્રથી ચોતરફ વિંટાયલો જંબૂદ્વીપ મંડલાકાર છે. હવે તમે યોગિ પુરૂષ મ્હોટા જંબૂદ્વીપને ન્હાના પોતાના હૃદયને વિષે કેમ જુવે છે એમ પૂછશો, તો હું કહું તે તમે સાંભળો—જેમ નાની આરસીને વિષે મનુષ્ય પોતાનાં સમગ્ર મુખને જુવે છે તેમ યોગિ પુરૂષ પોતાના સૂક્ષ્મ હૃદયાકાશને વિષે સમગ્ર જંબૂદ્વીપને જુવે છે. કેમકે સર્વ ઔષધિવાળો તથા તેથી વેષ્ટિત કાર્ય કારણરૂપે સંસાર વૃક્ષ મનના એક દેશમાં અને બીજા દેશમાં નિયમ્ય નિયામકરૂપે પરમાત્મા રહ્યા છે, "એ સર્વ મન કલ્પિત છે" પણ પંચમહાભૂતથી ઉત્પન્ન થયેલું આ કાર્ય તથા પ્રલય વિષે જેમાં કાર્ય સૂક્ષ્મરૂપે રહે છે એવું અવ્યાકૃત કારણ અનાત્મ રૂપ છે; 'પરમાત્માથી જૂદું છે' અને પરમાત્મા એ બેઉથી જૂદા છે તે હું સંક્ષેપથી કહું તે તમે સાંભળો.

आपस्ततोन्याविज्ञेयाः शेषःसंक्षेपउच्यते ।
ततोन्यउच्यतेचा यमेनंसंक्षेपतःशृणु ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि जंबूखंडविनिर्माणपर्वणि सुदर्शनद्वीपवर्णने गुर्जरभाषायां पंचमोऽध्यायः ॥ ५ ॥

---

धृतराष्ट्र उवाच—उक्तोद्वीपस्यसंक्षेपो विधिवद्बुद्धिमंस्त्वया ।
तत्वज्ञश्चासिसर्वस्य विस्तरंब्रूहिसंजय ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે બુદ્ધિમાન્ સંજય, તેં જંબૂદ્વીપનો વિસ્તાર સંક્ષેપથી કહ્યો, પણ તું તત્વજ્ઞ છે, માટે તેનો વિસ્તાર કહે. પરમેશ્વરને વિષે જે આ પૃથ્વીનો અવકાશ દેખવામાં આવે છે, તેનું પ્રમાણ તું મને પ્રથમ કહે અને ત્યાર પછી સંસારરૂપ વૃક્ષ તથા પરમાત્માનું વર્ણન કહેજે વૈશંપાયન કહે છે—હે જનમેજય, એ પ્રમાણે ધૃતરાષ્ટ્રે પૂછ્યું ત્યારે સંજય તેને કહેવા લાગ્યો કે હે મહારાજ, હિમવાન, હેમકૂટ, પર્વતમાં શ્રેષ્ઠ નિષધ, વૈદૂર્યમણિ સરખો નીલ, ચંદ્ર સરખો સફેદ શ્વેત તથા સર્વ ધાતુએ કરી વિચિત્ર પ્રકારનો શ્રૃંગવાન એ છ પર્વત ખંડના વિભાગ કરનાર છે; જેઓ પૂર્વ તથા પશ્ચિમ દિશાના સમુદ્રને સ્પર્શ કરનાર અને જેઓનું સિધ્ધ તથા ચારણો સેવન કરે છે, તે છ પર્વતના અંતરની ભૂમિનો સંકડો યોજનનો જે વિસ્તાર, તે ખંડ કહેવાય છે; જેમાં પવિત્ર તથા મનોહર દેશો રહ્યા છે. તે ખંડોમાં હિમાલય પર્વતની દક્ષિણબાજુ આ ભરતખંડ છે તથા ઉત્તરાદિ બાજુ હૈમવત નામનો ખંડ છે. હેમકૂટ તથા નિષધ નામના પર્વતની વચમાં હરિવર્ષ નામનો ખંડ રહ્યો છે. નીલ તથા નિષધ પર્વતના મધ્યમાં મેરૂ પર્વત છે. તેની પૂર્વ દિશામાં તે દિશાના સમુદ્રની અવધિ પર્યંત માલ્યવાન પર્વત રહ્યો છે. તથા તેની પશ્ચિમ દિશામાં તે દિશાના સમુદ્ર પર્યંત ગંધમાદન પર્વત રહ્યો છે. હે રાજા, એ પ્રમાણે માલ્યવાન તથા ગંધમાદન નામના બે પર્વતની વચમાં અતિ આશ્ચર્યરૂપ, ઉગતા સૂર્ય સરખો કાંતિમાન તથા ધૂમાડા વગરના અગ્નિ સરખો કાંતિમાન તથા ધૂમાડા વગરના અગ્નિ સરખો પ્રકાશમાન સુવર્ણનો મેરૂ પર્વત છે; જે પૃથ્વીમાં ચાર હજાર ને બસો યોજન છે તથા તેની ઉપર પણ તેટલોજ ઊંચો છે ને ચારે પ્રકારના દેશોને વિંટી રહ્યો છે. હે સમર્થ, તે મેરૂ પર્વતની ચારે બાજુની દિશાએ પુણ્યવાન પુરૂષોએ સેવેલા ભદ્રાશ્વ, કેતુમાળ, ભરત તથા ઉત્તરકુરૂ એ નામના ચાર ખંડ છે. હે રાજા, જે મેરૂ પર્વતને વિષે સુવર્ણના કાગડાઓને જોઇને, ગરૂડના પુત્ર સુમુખ નામના પક્ષિએ આ પર્વત ઉત્તમ, મધ્યમ તથા અધમ પક્ષિઓને સમાન વર્ણ કરે છે, પણ ન્યુનાધિક કરતો નથી, માટે હું એનો ત્યાગ કરી તે ઉત્તર કુરૂખંડ પ્રત્યે જાઊં એમ પોતાના મનમાં વિચાર કરી તેણે તેમ કર્યું, તે મેરૂપર્વતને તેજસ્વિઓમાં શ્રેષ્ઠ સૂર્ય, નક્ષત્ર સહિત ચંદ્રમા તથા વાયુ નિરંતર પ્રદક્ષિણા કરે છે. વળી હે મહારાજ, તે પર્વત દિવ્ય એવાં ફળ તથા પુષ્પયુક્ત અને સુવર્ણથી શોભાયમાન અનેક ગૃહોથી સંકીર્ણ છે. તે મેરૂ પર્વતમાં દેવતાઓના ગણ, ગંધર્વ, અસુર તથા રાક્ષસો અપ્સરાઓના ગણ સહિત નિરંતર ક્રીડા કરે છે. વળી તેને વિષે બ્રહ્મા, રૂદ્ર તથા દેવતાઓના રાજા ઈંદ્ર આવીને, અનેક દક્ષિણાવાળા વિવિધ પ્રકારના યજ્ઞે કરી યજન કરે છે; જે દેવ શ્રેષ્ઠોની તુંબરૂ, નારદ, વિશ્વાવસુ, હાહા તથા હૂહૂ આદિ ગંધર્વ આવીને અનેક તરેહનાં સ્તોત્રે કરી સ્તુતિ કરે છે. વળી મહાત્મા સપ્ત ઋષિ તથા કશ્યપ નામના પ્રજાપતિ દરેક પર્વણિએ તે પર્વત પ્રત્યે જાય છે. હે મહીપતિ, તે મેરૂ પર્વતના શિખર ઉપર કવિ પુરૂષોમાં શ્રેષ્ઠ શુક્ર દૈત્યો સાથે રહી વિહાર કરે છે. જેના ત્યાંના સર્વ રત્ન તથા રત્નમય પર્વતો છે. હે રાજા, શુક્ર કરતાં ચતુર્થાંશ રત્નના વૈભવને કુબેર ભોગવે છે અને પરમેશ્વર તેના સોળમા હિસ્સાનો કંઈક અંશ મનુષ્યોને આપે છે. વળી હે રાજા, તે મેરૂપર્વતના ઉત્તરાદિ બાજુના પડખામાં સર્વ ઋતુનાં પુષ્પયુક્ત દિવ્ય, મનોહર તથા શિલાઓના સમૂહમાંથી ઉત્પન્ન થયેલું કરેણના પુષ્પનું વન છે; જેમાં સર્વ પ્રાણિની રક્ષા કરનાર ભગવાન મહાદેવજી દિવ્ય ભૂતોથી વિંટાઇને પાર્વતી સહિત ક્રીડા કરે છે તથા ચરણ પર્યંત લાંબી કરેણના પુષ્પની માળાને

ધારણ કરે છે. જે મહાદેવજી ઉદય થયેલા ત્રણ સૂર્ય સરખાં પોતાનાં ત્રણ નેત્રે કરી સર્વત્ર પ્રકાશ કરે છે, તેને શ્રેષ્ઠ વ્રતવાળા, સત્યવાદી તથા ઉગ્ર તપસ્વિ સિધ્ધ પુરૂષો જુવે છે, પણ દુષ્ટ આચરણવાળા જોઇ શકતા નથી. હે નરેશ્વર, તે મેરૂપર્વતના શિખર ઉપરથી સાક્ષાત્ વિષ્ણુરૂપ, અપરિમિત, વજ્રપાત સરખા ભયંકર શબ્દવાળી, પવિત્ર, અતિ પવિત્રોએ સેવેલી તથા શ્વેત ધારાવાળી ભાગીરથી શુભ ગંગા, ચંદ્રમાના શુભ હૃદમાં પડે છે. હે રાજા, તે હૃદને ગંગાએ પોતાના પડવાના બળથી સમુદ્ર સરખો કર્યો છે ને પર્વતોથી પણ દુઃખે કરી જેમો વેગ ધારણ કરી શકાય નહીં એવી ગંગાને શ્રી મહાદેવજીએ હજારો વર્ષ પર્યંત પોતાની જટામાં ધારણ કરી છે. હે મહીપતિ, મેરૂ પર્વતની પશ્ચિમ દિશામાં કેતુમાલ નામનો તથા જંબૂ નામનો ખંડ છે; જેઓમાં અનેક દેશો છે ને મનુષ્યોનું આયુષ્ય દશ હજાર વર્ષનું છે. વળી તે ખંડમાં રોગ તથા શોક રહિત, નિરંતર પ્રસન્ન મનવાળા, તપાવેલાં સુવર્ણ સરખી કાંતિવાળા અને ગૌર વર્ણવાળા પુરૂષો તથા અપ્સરા સરખી સ્ત્રિયો ઉત્પન્ન થાય છે. હવે ગંધમાદન પર્વતના શિખરો વિષે ગુહ્યકના અધિપતિ કુબેર રાક્ષસો સહિત રહિ, અપ્સરાઓના સમુદાયથી વિંટાઇને હર્ષ પામે છે. તે પર્વતની આજુબાજુ સમીપ તેના અવયવભૂત ન્હાના ન્હાના બીજા પર્વતો છે; ને ત્યાં રહેનારનું પરમ આયુષ્ય અગિયાર હજાર વર્ષનું છે વળી ત્યાં રહેનાર પુરૂષો સદૈવ તેજસ્વી, હર્ષયુક્ત તથા બળવાન છે અને સ્ત્રિયો સુંદર સ્વરૂપવાળી તથા કમળ સરખી કાંતિવાળી છે. હે રાજા, એ પ્રમાણે હિમાલય પર્વતની દક્ષિણ બાજુ ભરતખંડ, ઉત્તરમાં હૈમવત ખંડ, હેમકૂટ પર્વતની ઉત્તર દિશામાં હરિવર્ષ ખંડ, નિષધ પર્વતની ઉત્તર દિશામાં તથા નીલ પર્વતની દક્ષિણ બાજુ અને મેરૂ પર્વતને ફરતો ઇલાવ્રત નામનો ખંડ તથા પ્રથમ કહેલા ભદ્રાશ્વ, અને કેતુમાલ ખંડોના નામથી કલ્પેલા બીજા બે ખંડ છે એમ કેટલાક બુદ્ધિમાનોએ નવ ખંડ કલ્પેલા છે. વળી પ્રથમ કહેલા ઇલાવ્રત સહિત ચાર ખંડ અને નીલ પર્વતની ઉત્તર બાજુ શ્વેત નામનો પાંચમો ખંડ, શ્વેત પર્વતની ઉત્તર બાજુ હિરણ્યક નામનો છઠ્ઠો ખંડ તથા શૃંગવાન પર્વતની પાસે ઐરાવત નામનો સાતમો ખંડ છે એમ પણ કેટલાકનો મત છે. હે મહારાજ, એ પ્રમાણે સર્વ મળી દક્ષિણમાં ભરત, ઉત્તરમાં ઐરાવત તથા મધ્ય ભાગમાં બાકીના પાંચ ખંડ છે; જેઓ મ્હોટું આયુષ, પ્રમાણ, આરોગ્ય, ધર્મ, કામ તથા અર્થાદિ ગુણે કરી ઉત્તરોત્તર અધિક છે. હે મહારાજ, એ પ્રમાણે સર્વ ખંડમાં અનેક જૂદા જૂદા ભાવવાળાં પ્રાણિ એકઠાં મળી રહ્યાં છે. એ રીતે આ પૃથ્વી ઘણું કરી પર્વતે કરી વ્યાપી છે હે રાજા, હેમકૂટ એજ કૈલાસ નામનો મ્હોટો પર્વત છે; જ્યાં ગુહ્યકો સહિત કુબેર રહી હર્ષ પામે છે. ને કૈલાસ પર્વતની ઉત્તરાદિ બાજુ મૈનાક પર્વત છે અને તેની ઉત્તરાદિ બાજુ દિવ્ય તથા મણિમય હિરણ્યશૃંગ પર્વતની વચમાં મ્હોટું, દિવ્ય, શુભવર્ણવાળું અને સુવર્ણની વાળુકાવાળું બિંદુસર નામનું તળાવ છે. જ્યાં ભગીરથ નામના રાજાએ ગંગાને જોઇને ઘણાં વર્ષ પર્યંત નિવાસ કર્યો હતો. વળી ત્યાં મ્હોટા યશવાળા ઇંદ્રે મણિમય સ્તંભ તથા સુવર્ણની અનેક વેદી કરી યજ્ઞ કર્યા છે; જેથી તે દેવતાઓના રાજ્યરૂપ સિદ્ધિને પામ્યો છે. વળી ત્યાં સર્વ પ્રાણિને ઉત્પન્ન કરનાર, તીક્ષ્ણ તેજવાળા તથા સનાતન મહાદેવજી, બ્રહ્મા, નરનારાયણ તથા મનુની સર્વ પ્રાણ ઉપાસના કરે છે. વળી દિવ્ય, અચિંત્ય તથા પરમેશ્વરે નિર્માણ કરેલી ગંગા બ્રહ્માના લોકથી ઉતરીને તે બિંદુસર પ્રત્યે આવી, ને ત્યાં તેના સાત જૂદા જૂદા પ્રવાહ થયા; જેમનાં વસ્વૌકસારા, નલિની, સરસ્વતી, જંબુ નદી, સીતા, ગંગા અને સિંધુ એવાં નામ પડયાં છે. વળી તે બિંદુસરની પાસે પૂર્વે બ્રાહ્મણો હજારો વર્ષની દિક્ષાવાળો

સત્ર નામનો યજ્ઞ કરતા હતા. હે રાજા, સરસ્વતી નામની ગંગા છે, તે પૃથ્વીને વિષે ક્યાંય દૃશ્ય છે અને અદૃશ્ય પણ છે. એ પ્રમાણે પ્રવાહરૂપ સાત પ્રકારની થયેલી ગંગા ત્રણ લોકમાં વિખ્યાત છે. હે રાજા, હિમવાન પર્વતમાં રાક્ષસો રહે છે, હેમકૂટ પર્વતને વિષે ગુહ્યકો રહે છે અને નિષધ પર્વતને વિષે સર્પ તથા નાગ રહે છે અને ત્યાં ગોકર્ણ નામનું તપોવન પણ છે. શ્વેત પર્વતને વિષે દેવતા, અસુર તથા ગંધર્વ અને નીલ પર્વતને વિષે બ્રહ્મ ઋષિયો રહે છે અને શૃંગવાન પર્વતને વિષે દેવતાઓ અનેક વ્યવહાર કરે છે. હે રાજા, એ પ્રમાણે સાત ખંડની કલ્પના શાસ્ત્રમાં કરી છે, જેમને વિષે સ્થાવર તથા જંગમ પ્રાણી રહ્યાં છે. હે રાજા, તે સાત ખંડમાં દેવતા તથા મનુષ્ય સંબંધિ અનેક સમૃદ્ધિ છે, જેની ગણના કરવી અશક્ય છે; પણ પોતાના કલ્યાણને ઇચ્છનાર પુરૂષોએ તેમાં શ્રદ્ધા રાખવા લાયક છે. હે રાજા, તમે મને પરમેશ્વરના સ્વરૂપનું વર્ણન તથા સંસારરૂપ વૃક્ષનું વર્ણન પછી કહેજો એમ પ્રથમ કહ્યું હતું, માટે હાલ સમયને લીધે કહું છું; જે તમે સાંભળો-શશરૂપ પરમેશ્વરના દક્ષિણ તથા ઉત્તર બાજુના પડખાંરૂપ ભરત તથા ઐરાવત નામના બે ખંડ છે, સત્ય લોક તથા દેવ લોક બે કાનરૂપ છે, ને બ્રહ્માંડને વિષે જેટલાં ઉચ્ચ સ્થાન છે, તે ઉદરના ઉપરના ભાગને વિષે તથા નિચા જે પ્રદેશ છે, તે નિચેના ભાગ વિષે વેદમાં કલ્પેલાં છે. હે રાજા, એ પ્રમાણે મેં તમોને પરમેશ્વરનું સ્થૂળમાયિક સ્વરૂપ કહ્યું, હવે બીજું સૂક્ષ્મ સ્વરૂપ કહું તે તમે સાંભળો–હે રાજા, પરમેશ્વરનું રક્તવર્ણવાળા રજોગુણ યુક્ત નામની અનેક તરેહના ભોગની વાસનારૂપી બીજું સૂક્ષ્મ સ્વરૂપ છે.

ताम्रपर्णशिलोराजञ्छ्रीमान्मलयपर्वतः ।
एतद्द्वितीयंद्वीपस्य दृश्यतेशशसंस्थितं ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि जंबूखंडविनिर्माणपर्वणि भूम्यादिपरिमाणविवरणे गुर्जरभाषायां षष्ठोऽध्यायः ॥ ६ ॥

---

धृतराष्ट्र उवाच–मेरोरथोत्तरंपार्श्वे पूर्वंचाचक्ष्वसंजय ।
निखिलेनमहाबुद्धे माल्यवंतंचपर्वतं ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે મ્હોટી બુધ્ધિવાળા સંજય, મેરૂ પર્વતનાં ઉત્તર તથા પૂર્વ પડખાં અને માલ્યવાન પર્વતનું સમગ્ર વર્ણન તું મને કહે. સંજય કહે છે–હે રાજા ધૃતરાષ્ટ્ર, નીલ પર્વતની દક્ષિણ બાજુ અને મેરૂ પર્વતની ઉત્તરાર્દ્ધ બાજુ પવિત્ર તથા સિધ્ધ પુરૂષોએ સેવેલ ઉત્તરકુરૂ નામનો ખંડ છે; જેમાં નિરંતર રસવાળાં ફળ તથા સુગંધી પુષ્પયુક્ત અનેક વૃક્ષો છે. હે જનાધિપ, તે વૃક્ષોમાના કેટલાક તો ઇચ્છિત કામના આપે એવા છે અને કેટલાક ક્ષીરિ નામના વૃક્ષ છે; જેઓમાંથી દૂધ તથા અમૃત સરખા છ પ્રકારના રસ સ્રવે છે. વળી તે વૃક્ષોમાંનાં ફળમાંથી અનેક વસ્ત્ર તથા આભરણ ઉત્પન્ન થાય છે. હે રાજા, તે ઉત્તરકુરૂ ખંડમાં સુવર્ણની ઝીણી વેળુવાળી, સર્વ ઋતુને વિષે સુખરૂપ સ્પર્શવાળી, કાદવ વગરની તથા મણિમય સર્વ ભૂમી છે. વળી તે ખંડમાં સુખરૂપ સ્પર્શવાળી તથા સુંદર અનેક તળાવડી છે. તે ખંડમાં દેવ લોકથી ભ્રષ્ટ થયેલા પુરૂષો જન્મ લઇને, સુંદર દેખાવવાળા

તથા વિષ્ણુ ભક્તના સંગી થાય છે અને સ્ત્રિયો અપ્સરા સરખી ઉત્પન્ન થાય છે. એ રીતનાં તેઓ જ્યારે જન્મે, ત્યારે જોડલાંજ જન્મે છે; જેઓ ઉત્પન્ન થઇને ક્ષીરિ વૃક્ષોનાં અમૃત સરખાં દૂધનું પાન કરે છે. હે રાજા, તે ખંડમાં જોડલાં એકજ વખતે જન્મે છે, સાથેજ વૃધ્ધિ પામે છે, સમાનરૂપ તથા ગુણવાન હોય છે અને વેષ પણ સરખાજ હોય છે. હે સમર્થ રાજા, ચક્રવાક નામનાં પક્ષિનું જોડું એકઠું રહે, તેમ તે જોડલામાંનાં સ્ત્રી પુરૂષ એકઠાંજ રહે છે, ને રોગ વગરનાં થઇ સદૈવ હર્ષયુક્ત મનવાળાં હોય છે; જેઓ અગિયાર હજાર વર્ષ પર્યંત જીવી સાથે મૃત્યુ પામે છે. ત્યારે તીક્ષ્ણ ચાંચવાળા તથા મહા બળવાન ભારૂંડ નામના પક્ષી તેઓને ઉપાડીને ગુફામાં નાંખે છે. હે રાજા, એ પ્રમાણે મેં સંક્ષેપથી ઉત્તર-કુરૂખંડ કહ્યો, હવે મેરૂ પર્વતનું પૂર્વ પડખું વર્ણન કરી કહું તે તમે સાંભળો–હે પૃથ્વીપતિ, તે મેરૂ પર્વતના પૂર્વ ભાગમાં ભદ્રાશ્વ નામનો ખંડ છે; જેમાં મુખ્ય કલ્યાણરૂપ સાગનું વન અને નિરંતર ફળ તથા પુષ્પવાળો, એક યોજનમાં ઊંચો અને સિદ્ધ તથા ચારણોએ સેવેલો કાળામ્ર નામનો એક વૃક્ષ છે, વળી તે ભદ્રાશ્વ ખંડમાં સર્વ પુરૂષ શ્રેષ્ઠ, સફેદ વર્ણવાળા, તેજસ્વી તથા મહા બળવાન છે; ને સ્ત્રિયો સફેદ કમળ પુષ્પ સરખા વર્ણવાળી, શ્રેષ્ઠ દેખાવવાળી, ચંદ્ર સરખી કાંતિવાળી, પૂર્ણ ચંદ્ર સરખા મુખવાળી, ચંદ્ર સરખા શીતળ શરીરવાળી અને નાચવામાં તથા ગાવામાં ચતુર છે. હે ભરતકુળમાં શ્રેષ્ઠ ધૃતરાષ્ટ્ર રાજા, તે ભદ્રાશ્વ ખંડને વિષે મનુષ્યોનું આયુષ્ય દશ હજાર વર્ષનું છે, ને તે સર્વ કાળામ્ર વૃક્ષના રસનું પાન કરે છે, તેથી તેમને સદૈવ યુવાવસ્થા રહે છે. હવે હે રાજા, નીલ પર્વતની દક્ષિણ બાજુ તથા નિષધ પર્વતની ઉત્તર બાજુ સર્વ કામનારૂપ ફળ આપનાર, પવિત્ર, સિદ્ધ તથા ચારણોએ સેવેલો, સુંદર દેખાવવાળો અને સનાતન જંબૂ નામનો વૃક્ષ છે; જેના નામથી આ દ્વીપનું નામ પડ્યું છે. હે મનુષ્યના ઇશ્વર રાજા ધૃતરાષ્ટ્ર, તે જંબૂ વૃક્ષ સ્વર્ગને સ્પર્શ કરે એવો તથા પંચાવન યોજન ઉંચો છે; જેમાં ફળ સવાસો વેંત મ્હોટાં અને પાકે ત્યારે તરત ટુટી જનાર એવાં થાય છે. હે રાજા, જ્યારે તે વૃક્ષમાંનાં ફળ પોતાની મેળે ખરી પૃથ્વી ઉપર પડે છે, ત્યારે તેનો મ્હોટો અવાજ થાય છે. ને તરત ફુટી જાય છે; જેમાંથી સુવર્ણ સરખો રસ નીકળે છે. તે જંબૂ રસની મ્હોટી નદી થઇ મેરૂને પ્રદક્ષિણા કરીને, ઉત્તર કુરૂખંડ પ્રત્યે જાય છે; જેના રસનું પાન કરવાથી ત્યાંનાં મનુષ્યોને મન વિષે શાંતિ થાય છે. તૃષા બાધ કરતી નથી તથા જરાવસ્થા પ્રાપ્ત થતી નથી. વળી તે રસથી ત્યાં ઇંદ્રગોપ નામનાં જંતુ સરખા વર્ણવાળું, પ્રકાશમાન તથા દેવતાઓના ભૂષણરૂપ જંબૂનદ નામનું સુવર્ણ પેદા થાય છે. વળી તે ખંડમાં ઉગતા સૂર્ય સરખા વર્ણવાળા તેજસ્વી મનુષ્યો ઉત્પન્ન થાય છે. હે ભરતર્ષભ, માલ્યવાન નામના શિખરને વિષે સંવર્તક નામનો પ્રલયાગ્નિ દેખાય છે, અને તેની પૂર્વ દિશામાં તે દિશા વિષે વિસ્તારવાળો બીજો એક પર્વત છે. હે રાજા, તે માલ્યવાન પર્વત ચોરસમાં પાંચસો ને પચાસ યોજનના વિસ્તારવાળો છે; ત્યાં સુવર્ણ સરખાં પ્રકાશવાળાં મનુષ્યો ઉત્પન્ન થાય છે. હે રાજા, તે સર્વમાં શ્રેષ્ઠ મનુષ્યો બ્રહ્મલોકથી ભ્રષ્ટ થઇ માલ્યવાન પર્વત વિષે જન્મ લઈ બ્રહ્મચર્ય પાળી લોકના કલ્યાણ સારૂ તીવ્ર તપ કરીને, સૂર્યની પાસે જાય છે તેમાંના છાસઠ હજારને સાઠ પુરૂષો સૂર્યને વિંટી ઉભા રહીને અરૂણની આગળ ચાલે છે; ને તેઓ સૂર્ય પાસે છાસઠ હજાર વર્ષ પર્યંત રહીને તેના તાપથી તપવાને લીધે ચંદ્ર મંડળ પ્રત્યે જાય છે.

षष्टिवर्षसहस्राणि षष्टिमेवशतानिच ।
आदित्यतापतप्तास्ते विशंतिशशिमंडलं ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि जंबूखंडविनिर्माणपर्वणि माल्यवद्वर्णने गुर्जरभाषायां सप्तमोऽध्यायः ॥ ७ ॥

---

धृतराष्ट्रउवाच–वर्षाणांचैव नामानि पर्वतानां च संजय।
आचक्ष्वमेयथातत्त्वं येचपर्वतवासिनः ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય, ખંડ તથા પર્વતોનાં નામ અને પર્વતને વિષે નિવાસ કરી રહેલાઓ યથાર્થ તું મને કહે. સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર, શ્વેત પર્વતની દક્ષિણ બાજુ તથા નિષધ પર્વતની દક્ષિણ બાજુ તથા નિષધ પર્વતની ઉત્તરાદિ બાજુ રમણક નામનો ખંડ છે; જેમાં સફેદ વર્ણવાળાં, પ્રિય જનોએ યુક્ત, સુંદર પ્રિય દેખાવવાળાં તથા શત્રુ વગરનાં મનુષ્યો ઉત્પન્ન થાય છે, ને નિત્ય હર્ષયુક્ત મનવાળા અગિયાર હજાર ને પાંચસો વર્ષ સુધી જીવે છે. નીલ પર્વતની દક્ષિણ બાજુ તથા નિષધ પર્વતની ઉત્તર બાજુએ હિરણ્મય નામનો ખંડ છે, જ્યાં હૈરણ્યવતી નામની નદી, પક્ષિયોમાં શ્રેષ્ઠ તેમનો રાજા ગરૂડ તથા કુબેરના અનુચર, મ્હોટા ધનવાન અને પ્રિય દેખાવવાળા યક્ષો રહે છે. ને મહાબળવાન તથા હર્ષ યુકત મનવાળાં મનુષ્યો બારહજાર ને પાંચસો વર્ષ પર્યંત પોતાનાં આયુષને ભોગવી જીવે છે. વળી હે મનુષ્યના અધિપતિ ધૃતરાષ્ટ્ર, તે હિરણ્મય ખંડને વિષે શૃંગવાન નામનો પર્વત છે, તેમાં મણિનું અદ્ભૂત સુવર્ણનું તથા અનેક ભવનથી શોભાયમાન રત્નનું એ પ્રમાણે ત્રણ વિચિત્ર શિખરો છે; ને તે પર્વતની ઉત્તરાદિ બાજુએ સમુદ્રના અગ્રભાગને વિષે પોતાની મેળે પ્રકાશમાન શાંડલી નામની દેવી વસે છે. તે શૃંગવાન પર્વતની તલેટીમાં ઐરાવત નામનો ખંડ છે; જે સર્વ ખંડ કરતાં શ્રેષ્ઠ છે. તે ખંડ વિષે સૂર્યનો તાપ લાગતો નથી, મનુષ્યોને વૃધ્ધાવસ્થા આવતી નથી તથા નક્ષત્ર મંડળ સહિત ચંદ્રમા તેજોમય દેખાય છે. વળી તે ખંડમાં દેવ લોકથી ભ્રષ્ટ થયેલા સર્વ મનુષ્યો પદ્મ સરખી કાંતિ તથા વર્ણવાળાં, કમળના પત્ર સરખાં નેત્રવાળાં, કમળ પુષ્પ સરખી સુગંધવાળાં, પસીના રહિત, આહાર વગરનાં, જીતેંદ્રિય તથા રજોગુણ રહિત ઉત્પન્ન થાય છે; જેમનું આયુષ્ય તેર હજાર વર્ષ પર્યંતનું છે. તેમજ ક્ષીર સમુદ્રની ઉત્તર દિશા વિષે આઠ ચક્રવાળાં, મન સરખા વેગવાળાં, અગ્નિ સરખા વર્ણવાળાં, મહાતેજસ્વી તથા સુવર્ણથી શોભાયમાન તેજોમય ગાડામાં સમર્થ એવા વૈકુંઠ હરિ વિરાજમાન છે; જે સર્વ જીવના નિયંતા, વ્યાપક, સંહાર કરનાર, સારી રીતે રચના કરનાર, કર્ત્તા તથા સર્વને પ્રેરક છે, અને પૃથ્વી, જળ, વાયુ, તેજ તથા આકાશરૂપ અને સર્વ પ્રાણિના યજ્ઞરૂપ છે તથા જેનું અગ્નિ મુખ છે. વૈશંપાયન કહે છે–હે જનમેજય, એ પ્રમાણે સંજયે કહ્યું, ત્યારે મ્હોટા મનવાળા રાજા ધૃતરાષ્ટ્ર પોતાના પુત્ર સંબંધિ વિચારમાં પડી ગયા. પછી પોતાના મનમાં વિચાર કરીને મ્હોટા તેજસ્વી ધૃતરાષ્ટ્રે સંજયને કહ્યું કે હે સૂત પુત્ર સંજય, કાળ સર્વ જગતને નાશ કરે છે તથા પાછું ઉત્પન્ન પણ કરે છે; તેથી આ લોકમાં કોઇપણ અવિનાશી નથી. કેવળ નરનારાયણ, સર્વજ્ઞ, સર્વ

ભૂતનો સંહાર કરનાર, દેવતાઓ જેને વૈકુંઠ કહે છે એવા તથા મનુષ્યો જેને વિષ્ણુ કહે છે એવા પરમાત્માજ અવિનાશી છે.

देवावैकुंठमित्याहु र्नराविष्णुमितिप्रभुं ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि जंबूखंडविनिर्माणपर्वणि धृतराष्ट्रवाक्ये गुर्जरभाषायां अष्टमोऽध्यायः ॥ ८ ॥



धृतराष्ट्रउवाच-यदिदंभारतंवर्षं यत्रेदंमूर्च्छितंबलं ।

यत्रातिमात्रलुब्धोयं पुत्रोदुर्योधनोमम ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય, જે ભરતખંડને વિષે આ સર્વ સૈન્ય મૂર્ચ્છિત થયું છે, મારો પુત્ર દુર્યોધન અતિ લોભાયો છે, પાંડુ રાજાના પુત્ર પાંડવોનાં મન જોડાયાં છે તથા મારૂં પણ મન આસક્ત થયું છે, તેનું યથાર્થ તું વર્ણન કરીને મને કહે; કેમકે હું તને બુદ્ધિમાન્ માનું છું. સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર રાજા, તમે મારાં વચન સાંભળો—ભરતખંડને વિષે ઇચ્છાયુક્ત મનવાળા પાંડવો નથી, કેવળ ઇચ્છાયુક્ત મનવાળા દુર્યોધન, શકુનિ તથા અનેક દેશના રાજા ક્ષત્રિયો છે; જેથી તેઓ એક બીજાને દેખી સહન કરી શકતા નથી. માટે હે ભારત, દેવતા એવા ઇંદ્રને, વૈવસ્વત મનુને, વેનપુત્ર પૃથુને, મહાત્મા ઇક્ષ્વાકુને, યયાતિને, અંબરિષને, માંધાતાને, નહુષને, મુચકુંદને, ઉશીનર દેશના રાજા શિબિને, ઋષભને, એલને, નૃગને, કુશિકને, મહાત્મા ગાધિને, સોમકને, દિલીપને તથા બીજા પણ બળવાન ક્ષત્રિયોને પ્રિય એવો ભરતખંડ હું તમને વર્ણન કરી કહું તે તમે સાંભળો—હે રાજા, ભરતખંડમાં મહેંદ્ર, મલય, સહ્ય, શુક્તિમાન, રક્ષવાન, વિંધ્ય તથા પારિયાત્ર એ સાત પર્વત મુખ્ય છે; જેઓની સમીપ રહેનાર, કોઇના જાણવામાં ન આવે એવા તથા ઉત્તમ વિચિત્ર તલેટીવાળા અનેક પર્વતો છે. અને હે સમર્થ, હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા રાજા ધૃતરાષ્ટ્ર, બીજા પણ નાના પ્રાણિનું ઉપજીવન જેનાથી થાય એવા અને કોઇના જાણવામાં નથી એવા અનેક ન્હાના પર્વતો છે; જેઓની પાસેના દેશમાં આર્ય, મ્લેચ્છ તથા મિશ્રજાતિના પુરૂષ રહે છે. હે રાજા, તે પુરૂષો અનેક મ્હોટી નદિયોનાં જળનું પાન કરે છે. તે એકે, ગંગા, સિંધુ, સરસ્વતી, ગોદાવરી, નર્મદા, ઇચ્છિત ફળ આપનારી મહાનદી શતદ્રુ, ચંદ્રભાગા, યમુના, દષદ્વતી, વિપાશા, જાડી વેળુવાળી વિપાપા, વેત્રવતી, કૃષ્ણા, વેણા, ઇરાવતી, વિતસ્તા, પયોષ્ણી, દેવિકા, વેદસ્મૃતા, વેદવતી, ત્રિદિવા, ઇક્ષુલા, ક્રમી, કારીશિણી, ચિત્રવાહા, ચિત્રસેના, જીવોના પાપને નાશ કરનારી ગોમતી, વદના, કૌશિકી, કૃત્યા, વિચિતા, લોહિતારણી, રહસ્યા, શતકુંભા, સરયૂ, ચર્મણ્વતી, હસ્તિસોમા, દિક, શરાવતી, ભીમરથી, કાવેરી, ચુલુકા, વાણી, શતબલા, નીવારા, અહિતા, સુપ્રયોગા, પવિત્રા, કુંડલી, સિંધુ, રાજની, પુરમાલિની, પૂર્વાભિરામા, વારા, ભીમા, ઓઘવતી; પાપને હરણ કરનારી પાશાશિની, મહેંદ્રા, પાટલાવતી, કરીષિણી, અસિક્ની, મહાદની, કુશચીરા, મકરી, શ્રેષ્ઠ એવી મેના, હેમા, ધૃતવતી પૂરાવતી, અનુષ્ણા, શૈબ્યા, કાપી, સદૈવ જળ જેમાં રહે છે એવી તથા મ્હોટા વેગવાળી મહાનદી કુશધારા, સદાકાંતા, શિવા, વારવતી, વસ્રા, સુવસ્રા, ગૌરી, કંપના, હિરણ્યવતી, વીરકરા, મહાનદી પંચમી, રથચિત્રા, જ્યોતીરથા, વિશ્વામિત્રા, કપિંજલા, ઉપેંદ્રા બહુ, સદૈવ, જળના

પ્રવાહવાળી કુવીરા, વિનદી, પિંજળા, વેણુ, તુંગવેણુ, વિદિષા, કૃષ્ણવેણુ, તામ્રા, કપિલા, ખલુ, સુવામા, વેદાશ્વા, મહાનદી હરિશ્રાવા, શીઘ્રા, પિચ્છિલા, ભારદ્વાજી, કૌશિકી, શોણુ, બહુદા, ચંદ્રમા, દુર્ગા, ચિત્રશિલા, બ્રહ્મવેધા, બ્રૂહદ્દતી, યવક્ષા, રોહી, જાંબૂનદી, સુનસા, તમસા, દાસી, વંસા, વરાણુસી, નીલા, પર્ણાશા, માનવી, વૃષભા, બ્રહ્મમેધ્યા, સદૈવ વહેનારી કૃષ્ણા, મંદવાહિની, બ્રાહ્મણી, મહાગૌરી, દુર્ગા, ચિત્રોપલા, ચિત્રરથા, મંજુલા, વાહિની, મંદાકિની વૈતરણી, કોષા, શુક્તિમતી, અનંગા, વૃષસા, લોહિત્યા, કરતોયા, વૃષકા, કુમારી, ઋષિકુલ્યા, મારિષા, સરસ્વતી, સર્વા તથા ગંગા છે; એ સર્વ જગતની માતારૂપ તથા મહા ફળ આપનારી છે. હે રાજા, એ ઉપરાંત બીજી અપ્રકાશ હજારો નદી છે; પણ જે મને સ્મરણ હતી તે સર્વ મેં તમને નામ પૂર્વક કહી સંભળાવી. હવે હે રાજા, ભરતખંડ વર્ષના દેશોનાં નામ કહું તે તમે સાંભળો—આ કુરૂપાંચાળ, શાલ્વ, માદ્રેય, જાંગળ, શૂરસેન, પુલિંદ, બોધ, માલ, મત્સ્ય, કુશલ્ય, સૌસલ્ય, કુંતિ, કાંતિ, કૌસલ, ચેદિ, મત્સ્ય, કરૂષ, ભોજ, સિંધુ, પુલિંદક, ઉત્તમ એવા દશાર્ણ, મેકલ, ઉત્કલ, પાંચાળ, કોસલ, નૈકપ્રષ્ટ, ધુરંધર, ગોધા, મદ્ર, કલિંગ, કાશિ, પરકાશિ, જઠર, કુકુર, અવંતી, અપરકુંતિ, ગોમંત, મંદક, સંડ, વિદર્ભ, રૂપવાહિક, અશ્મક, પાંડુરાષ્ટ્ર, હરિત, અધિરાજ્ય, કુશાદ્ય, મલ્લરાષ્ટ્ર, કેવળ, વારવાસ્ય, યવાહ, ચક્ર, ચક્રાતિ, શક, વિદેહ, મગધ, સ્વક્ષ, મલજ, વિજય, અંગ, વંગ, યકૃત, લોમ, મલ્લ, સુદોષ્ણ, પ્રહ્લાદ, માહિક, શશિક, બાહ્લિક, વાટધાન, આભીર, કાલતોયક, અપરાંત, પરાંત, પંચાલ ચર્મમંડળ, અટવી, શિખર, મેરૂભૂત, ઉપાવૃત, અનુપાવૃત, સ્વરાષ્ટ્ર, કેકય, કુંદ, માહેય, કક્ષ સામુદ્ર, નિષ્કુટ, અનેક પર્વતવાળા આંધ્ર, બાહરગિર્ય, મલજ, માનવર્જક, સમંતર, પ્રાવૃષેય, ભાર્ગવ, પુંડ્ર, ભર્ગ, કિરાત, સુદ્રષ્ટ, યામુન, નિષાદ, નિષધ, આનર્ત, નૈઋત, દુર્ગાલ, પ્રતિમત્સ્ય, કુંતળ, તીરગ્રહ, ઇજીક, ગુણવાન, કન્યક, તિલભાર, મસીર, મધુમંત, સુકંદક, કાશ્મીર, સિંધુ, સૌવીર, ગાંધાર, દર્શક, અભીસાર, ઉલૂત, શૈવલ, દાર્વાચવ, નવ, દર્વ, વાતજામા, રથોરગ, બહુવાદ્ય, સુદામન, સુમલ્લિક, વધ્ર, કરિશક, કુલિંદ, ઉત્યક, નવાયુ, દશ, પાર્શ્વરોમા, કુશબિંદુ, કચ્છ, ગોપાળકક્ષ, કુરૂવર્ણક, કિરાત, બરબર, સિદ્ધ, વૈદેહ, તામ્રલિપ્ત, ઔંડ્ર, મ્લેચ્છ, સૈસિરિધ્ર, તથા પાર્વતિય છે. વળી હે ભારત, ભરતખંડમાં દક્ષિણ દિશા વિષે દેશો છે તે એ કે-દ્રવિડ, કરલ, પ્રાચ્ય, ભૂષિક, વનવાસિક, કર્ણાટક, મહિષક, વિકલ્પ, મુષક, ઝિલ્લિક, કુંતળ, સૌહૃદ, નભકાનન, કૈકુટ્ટક, ચોલ, કોંકણ, માલવ, નર, સમંગ, કુરક, કુકુર, અંગાર, માતૃષ, ધ્વજન્યુત્સવસંકેત, ત્રિગર્ત, શાલ્વ, સેનિ, વ્યુક, કોકબક, પ્રોષ્ટ, સમવેગવશ, વિંધ્ય પુલિક, વલ્કલ, માલવ, બલ્લવ, અપર, બલ્લક, કાલદ, કુંડળ, કરટ, મુષ્ટક, કનખાળ, નીપ, ઘટ, શ્રૃંજય, અઠિદ, પાશિવાટ, તનય, સુનય, ઋષિક, વિદર્ભ, કાક, તંગણ તથા કાંબોજાદિ દારૂણ મ્લેચ્છ જાતિના મનુષ્યો રહે છે તે એકે સક્રદ્દગ્રહ, કુલત્થ, હૂણ, પારસિ, રમણ, ચીન, દશમાલિક તથા ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રનાં કુળ જેમાં રહે છે એવા શૂદ્ર, આભિર, દરદ તથા કાશ્મીર, અને તે ઉપરાંતની જાતિ જેમાં રહે છે એવા પશુ, ખાશિર, અંતચાર, પહ્લવ, ગિરિગહ્વર, આત્રેય, ભરદ્વાજ, સ્તનપોષિક, પ્રોષક, તોમર, કંપમાન તથા કરભંજક છે. હે સમર્થ રાજા, મેં પૂર્વ તથા ઉત્તર દિશાના એ સર્વ દેશનાં નામ માત્ર તમને કહ્યાં. હે રાજા, ક્ષત્રિએ પોતાના ગુણ તથા બળ પ્રમાણે સારી રીતે રક્ષા કરેલી કામદુધા સરખી આ પૃથ્વી

તેને ધર્મ, અર્થ તથા કામના ફળની પ્રાપ્તિ કરે ; માટેજ ધર્મ તથા અર્થને જાણનાર શૂરવીર ક્ષત્રિયો તેમાં આકાંક્ષાવાન થાય છે, ને ધનમા લોભિ થઇને સંગ્રામમાં પોતાના પ્રાણનો પણ ત્યાગ કરે છે. આ પૃથ્વી યજ્ઞે કરી દેવતાઓના તથા અન્ને કરી મનુષ્યોનાઃ શરીરનું પોષણ કરે છે. માટે જેમ શ્વાન એક બીજાના માંસને હરણ કરે, તેમ ક્ષત્રિઓ તેને ભોગવવાની કામનાથી એક બીજાનીને હરણ કરે છે; પણ આજ પર્યંત કોઇની એ વિષે કામના તૃપ્ત થઇ નથી. વાસ્તે હે ભારત, એજ કારણ સારૂ કૌરવ તથા પાંડવો સામ, ભેદ, દામ તથા દંડે કરીને, પૃથ્વીને ગ્રહણ કરવા વાસ્તે યત્ન કરે છે. હે મનુષ્યમાં શ્રેષ્ઠ, જય મેળવી સારી રીતે તપાસ રાખેલી પૃથ્વી પિતા, ભાઇ, પુત્ર સૂર્યલોક તથા સ્વર્ગલોકરૂપ પોતે થાય છે. તે તે ફળ પ્રાપ્ત કરે છે.

पिता भ्राता च पुत्राश्च खं द्यौश्च नरपुंगव ।
भूमिर्भवति भूतानां सम्यगच्छिद्रदर्शना ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि जंबूखंडविनिर्माणपर्वणि भारतीयनदीदेशादिनाम-कथने गुर्जरभाषायां नवमोऽध्यायः॥ ९ ॥

---

धृतराष्ट्र उवाच—भारतस्यास्य वर्षस्य तथा हैमवतस्य च ।
प्रमाणमायुषः सूत बलं चापि शुभाशुभं ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સૂત, ભરત તથા હૈમવતખંડ વિષે આયુષ્યનું પ્રમાણ બળ, શુભ, અશુભ, ભૂત, ભવિષ્ય તથા વર્તમાન અને હરિવર્ષ નામના ખંડનું વર્ણન મને વિસ્તારથી કહે. સંજય કહે છે—હે ભરત કુળમાં શ્રેષ્ઠ, હે કુરૂકુળને વધારનાર, આ ભરતખંડને વિષે સત્ય, ત્રેતા, દ્વાપર તથા કળિ એ ચાર યુગ ક્રમે કરી પ્રવર્તે છે; જે કળિયુગ વગરના ત્રણ યુગોમાં મનુષ્યોનું આયુષ્ય ચાર હજાર, ત્રણ હજાર તથા બે હજારનું યથાક્રમ છે. ને હે ભરત કુળમાં શ્રેષ્ઠ રાજા, કળિયુગને વિષે મનુષ્યોના આયુષ્યનું પ્રમાણજ નથી; કેમકે કેટલાક ગર્ભને વિષેજ નાશ પામે છે તથા કેટલાક જન્મીને પણ નાશ પામે છે. હે રાજા, સત્યયુગને વિષે મહા બળવાન, મહા પરાક્રમી, બુદ્ધિમાન, શ્રેષ્ઠ ગુણયુક્ત, પ્રિય દેખાવવાળા તથા ધનવાન મનુષ્યો ઉત્પન્ન થાય છે; જેઓ હજારો પ્રજાને ઉત્પન્ન કરે છે. વળી તે યુગમાં તપશ્ચર્યારૂપ ધનવાળા મુનિયો ઉત્પન્ન થાય છે; જેઓ પણ અનેક પ્રજાને ઉત્પન્ન કરે છે. વળી તે યુગમાં ક્ષત્રિયો મ્હોટા હર્ષવાળા, મહાત્મા, ધાર્મિક, સત્યવાદિ, સુંદર દેખાવવાળા, મ્હોટા દેહવાળા, મહા પરાક્રમી, ધનુષ ધરનાર, વરદાન આપવા લાયક તથા યુદ્ધમાં શૂરવીર, વિશેષ શ્રેષ્ઠ ઉત્પન્ન થાય છે. હે રાજા, ત્રેતાયુગને વિષે ક્ષત્રીય ચક્રવર્ત્તિ ઉત્પન્ન થાય છે. હે રાજા, દ્વાપર યુગને વિષે સર્વ વરણના પુરૂષો મ્હોટા ઉત્સાહવાળા, વીર્યવાન તથા એક બીજાને જીતવાની ઇચ્છાવાળા ઉત્પન્ન થાય છે. હે ભારત, કળિયુગને વિષે મનુષ્યો થોડા તેજવાળા, ક્રોધી, લોભી તથા ખોટું બોલનાર ઉત્પન્ન થાય છે, વળી તે યુગને વિષે ભૂત પ્રાણીને ઇર્ષા, માન, ક્રોધ, કપટ, બીજાના ગુણમાં દોષનો આરોપ કરવો, વિષયમાં પ્રીતિ તથા લોભ થાય છે. હે નરાધિપ રાજા, આ દ્વાપરને વિષે પૂર્વના યુગ ક-

રતાં ગુણસ્વરૂપ છે; અને ભરતખંડ કરતાં હૈમવતખંડમાં કોઈ જુદી તરેહના શ્રેષ્ઠ ગુણ છે તથા હરિવર્ષખંડમાં તેના કરતાં પણ શ્રેષ્ઠ ગુણ છે.

संक्षेपो वर्त्तते राजन्द्वापरेऽस्मिन्नराधिप ।
गुणोत्तरं हैमवतं हरिवर्षं ततः परं ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि जंबूखंडविनिर्माणपर्वाणि भारतवर्षेकृताद्यनुरोधेनायुर्निरुपणे गुर्जरभाषायां दशमोऽध्यायः ॥ १० ॥

समाप्तं च जंबूखंडविनिर्माणपर्व ॥

---

## अथ भूमिपर्व ॥

धृतराष्ट्र उवाच–जंबूखंडस्त्वया प्रोक्तो यथावदिह संजय ।
विष्कंभमस्य प्रब्रूहि परिमाणं तु तत्त्वतः ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય, તેં જંબૂખંડ કહ્યો; પણ તેનો ચોરસ વિસ્તાર તથા તેનું પ્રમાણ તું મને યથાર્થ કહે. વળી સમુદ્રનું શાક, કુશ, શાલ્મલિ તથા ક્રૌંચ દ્વીપનું અને સૂર્ય, ચંદ્ર તથા રાહુનું પણ પ્રમાણ તત્વથી તું મને કહે. સંજય કહે છે-હે ધૃતરાષ્ટ્ર, આ પૃથ્વીને વિષે અનેક ન્હાના ન્હાના દ્વીપ છે “ બેટ છે ” જેણે કરી આ જગત વ્યાપ્ત છે; પણ મુખ્ય સાત દ્વીપ છે, તે તથા ચંદ્ર, સૂર્ય અને રાહુનું વર્ણન કહું તે તમે સાંભળો—હે પૃથ્વીપતિ, અનેક દેશોથી સંકીર્ણ, વિદ્રુમાદિ મણિએ કરી વિચિત્ર તથા અનેક ધાતુએ કરી વિચિત્ર એવા પર્વતોથી શોભાયમાન જંબૂદ્વીપ અઢાર હજાર ને છસો યોજનના વિસ્તારવાળો છે; જેને તેનાથી બમણા વિસ્તારવાળો લવણ સમુદ્ર ફરતો છે. હવે હે કુરૂ કુળમાં ઉત્પન્ન થયેલા રાજા, હું તમને શાકદ્વીપ કહું તે તમે યથાર્થ સાંભળો.-હે નરાધિપ, શાકદ્વીપ જંબૂદ્વીપથી પ્રમાણમાં બમણો છે; જેને લવણ સમુદ્રથી પ્રમાણમાં દ્વિગુણ ક્ષીર સમુદ્ર ફરતો છે. તે શાક દ્વીપને વિષે પવિત્ર એવા અનેક દેશો છે, પ્રાણિયોનું ઘણા વર્ષનું આયુષ્ય છે અને મનુષ્યો ક્ષમા તથા તેજયુક્ત છે; તેથી તે દ્વીપમાં કોઈ દિવસે દુકાળ પડતોજ નથી. હે ભરતકુળમાં શ્રેષ્ઠ મહારાજ ધૃતરાષ્ટ્ર, મેં તમને શાક દ્વીપનું વર્ણન સંક્ષેપથી કહ્યું. હવે બીજું શું કહું ? ધૃતરાષ્ટ્રે પૂછ્યું કે હે મહાબુદ્ધિમાન્ સંજય, તેં શાકદ્વીપ સંક્ષેપથી કહ્યો; પણ તેનો વિસ્તાર તું મને યથાર્થ કહે. સંજય કહે છે—હે રાજા, જે શાકદ્વીપને વિષે સર્વ અતિ ગુણવાન તથા પુણ્યરૂપ છે, તેને વિષે મણિયુકત હોવાથી શોભાયમાન તથા રત્નની ખાણોવાળા સાત પર્વત તથા તેટલીજ નદી છે; તેમનાં નામ હું તમને કહું તે તમે સાંભળો—પ્રથમ દેવર્ષિ તથા ગંધર્વોએ સેવેલો મેરૂ પર્વત છે, અને બીજો પૂર્વ દિશામાં વિસ્તારવાળો મલય નામનો પર્વત છે; જેની ચારે બાજુથી અનેક મેઘ પ્રવર્તમાન થાય છે. ત્યાર પછી જળધાર નામનો મહા ગિરિ છે, જેમાંથી ઇંદ્ર નિત્ય જળને ગ્રહણ કરી વર્ષા ઋતુને વિષે વૃષ્ટિ કરે છે. ત્યાર પછી ઉંચો એવો રૈવતક નામનો ગિરિ છે, જેને વિષે જે રૈવતી નક્ષત્રરૂપે આકાશમાં રહી છે, તો પણ તે બ્રહ્માની મર્યાદાથી દિવ્યરૂપે રહી છે. હવે રૈવતક પર્વતની ઉત્તરાદિ બાજુએ નવા મેઘ સરખી કાંતિવાળો, મ્હોટા વિસ્તારવાળો,

શોભાયમાન તથા પ્રકાશમાન શ્યામ નામનો પર્વત છે; જેના ગુણથી ત્યાંની પ્રજા શ્યામપણાને પામી છે. ધૃતરાષ્ટ્રે પૂછ્યું કે હે સંજય, આ તો તેં મને મ્હોટા સંશય યુક્ત વાક્ય કહ્યું. હે સૂત પુત્ર, શ્યામ પર્વતને વિષે રહેનારી પ્રજા શ્યામપણાને કેમ પામે છે? સંજય કહે છે-હે મહારાજ કુરુનંદન, સર્વ દ્વીપને વિષે ગૌર, કૃષ્ણ તથા મિશ્ર વર્ણની પ્રજા હોય છે, પણ તે પર્વતની બાજુના ખંડ વિષે તે પર્વતના પ્રભાવથી શ્યામ પ્રજા થાય છે તેથીજ તેનું શ્યામગિરિ એવું નામ પડ્યું છે. હે કૌરવેંદ્ર, ત્યાર પછી મ્હોટા ઉદયવાળો દુર્ગશૈલ અને ત્યાર કેડે જેને વિષે હીરાકસી નામની ધાતુની ખાણો છે એવો કેસર નામનો પર્વત છે; જે તે પર્વતથી વાયુ પ્રવર્તમાન થાય છે; હે રાજા, એ સાત પર્વત પૂર્વે કહેલા દ્વીપના પર્વતથી બમણા વિસ્તારવાળા છે; જેઓ મધ્યે બુધ્ધિમાનોએ સાત ખંડ કહ્યા છે. તેઓ આવી રીતે કે—મહા મેરૂ પર્વતની પાસે મહાકાશ નામે, મલય પર્વતની પાસે કુમુદોત્તર નામે, જળધારની પાસે સુકુમાર નામે, રૈવતક પર્વતની પાસે કૌમાર નામે, શ્યામ પર્વતની પાસે મણિકાંચન નામે, કેસર પર્વતની પાસે મૌદાકી નામે તથા દુર્ગશૈલ પર્વતની પાસે મહાપુમાન નામે ખંડ છે. હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા ધૃતરાષ્ટ્ર, જંબૂદ્વીપ કરતાં મ્હોટાઇ તથા ન્હાનાઇની ગણના જેની થઇ શકે છે એવો શાકદ્વીપ પૂર્વોક્ત દ્વીપથી દ્વિગુણ છે; જેની મધ્યમાં પ્રજા જેને સદૈવ અનુસરે છે એવો શાક નામનો મ્હોટો વૃક્ષ છે તથા પવિત્ર અનેક દેશો છે. વળી તે શાક દ્વીપને વિષે શંકરનું પૂજન સદૈવ થયા કરે છે, ને સદૈવ સિદ્ધ, ચારણ તથા દેવતાઓ જાય છે. હે રાજા, તે દ્વીપને વિષે ચાર વર્ણની પ્રજા અત્યંત ધર્મનિષ્ઠ તથા સ્વકર્મમાં તત્પર છે; પણ ચોરી કરનાર કોઈ છેજ નહિ. વળી ત્યાં રહેનાર પ્રજા મ્હોટા આયુષવાળી તથા જરાવસ્થા અને મૃત્યુ રહિત હોવાને લીધે જેમ વર્ષાકાળમાં નદીઓ વૃદ્ધિ પામે છે, તેમ વૃદ્ધિ પામે છે. હવે તે શાક દ્વીપને વિષે પૂર્વોક્ત પવિત્ર જળવાળી સાત નદીઓનાં નામ હું તમને કહું તે તમે સાંભળો—ઘણા પ્રવાહવાળી ગંગા, સુકુમારી, કુમારી, શીતાશી, મહાનદી વેણીકા, મણિજળા તથા ચક્ષુર્વર્ધનિકા. હે ભરત કુળમાં શ્રેષ્ઠ, એ પ્રમાણે શાક દ્વીપને વિષે સાત મોટી નદીછે અને જળધાર પર્વતમાંથી બીજી અનેક નદી નીકળે છે; જે પવિત્રોનાં નામ તથા વિસ્તાર કંઇ પણ કહી શકાય તેમ નથી. વળી તે દ્વીપમાં સર્વ લોકને વિષે સંમત એવા મંગ, મશક, માનસ તથા મંદગ નામના ચાર દેશો છે; જેઓને વિષે પોતાના કર્મમાં કુશળ એવા બ્રાહ્મણો, સર્વ કામના પાર પાડનાર તથા ધર્મિષ્ઠ ક્ષત્રિઓ, ધર્મે કરી જીવનાર વૈશ્ય અને સર્વ કામનાવાળા, શૂરવીર, ધર્માર્થને વિષે નિશ્ચયવાળા તથા પોતાના ધર્મ નિષ્ઠ શૂદ્ર ક્રમે ઘણું કરી રહે છે, ને રાજા, દંડ તથા દંડવા લાયક કોઇ નથી, કેવળ ધર્મજ્ઞ તેઓ એક બીજાની ધર્મે કરી રક્ષા કરે છે. હે રાજા, મોટા પરાક્રમવાળા શાક દ્વીપને વિષે એટલુંજ કહી શકાય છે; સાંભળવા લાયક પણ એજ છે.

एतावदेव शक्यं तु तत्र द्वीपे प्रभाषितुं ।

एतदेव च श्रोतव्यं शाकद्वीपे महौजसि ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भूमिपर्वणि शाकद्वीपवर्णने गुर्जरभाषायां एकादशोऽध्यायः ॥ ११ ॥

संजय उवाच—उत्तरेषु च कौरव्य द्वीपेषु श्रूयते कथा ।
एवं तत्र महाराज ब्रुवतश्च निबोध मे ॥१॥

સંજય કહે છે—હે કૌરવ્ય, હવે બાકીના પાંચ દ્વીપને વિષેની આવી રીતની કથા સંભળાય છે તે હું તમને કહું તે તમે સાંભળો-કહેલા શાકદ્વીપ પછી ઘૃતનો સમુદ્ર છે, ત્યારપછી દહીંનો સમુદ્ર છે, ત્યાર પછી મદિરાનો સમુદ્ર છે, અને ત્યાર પછી જળનો સમુદ્ર છે. હે રાજા, સર્વ દ્વીપ એક બીજાથી બમણા વિસ્તારવાળા છે તે પર્વતો પણ પૂર્વોક્ત સમુદ્રથી વિંટાયલા છે. સાત દ્વીપમાંના વચલા દ્વીપને વિષે મનઃશીલા નામની ધાતુવાળો મ્હોટો ગૌર નામનો પર્વત છે; જેની પશ્ચિમ દિશાને વિષે નારાયણ ભગવાનને પ્રિય એવો કૃષ્ણ નામનો પર્વત છે; ને તે પર્વતને વિષેનાં દિવ્ય રત્નોની કેશવ ભગવાન્ પોતે રક્ષા કરે છે તથા ત્યાં રહેનાર પ્રજા ઉપર પ્રસન્ન થઇને તેમને સુખ આપે છે. હવે અનેક દેશવાળા કુશદ્વીપના મધ્ય ભાગમાં કુશનું થૂલડું છે, શાલ્મલિ દ્વીપને વિષે શાલ્મલિનો વૃક્ષ રહી પૂજાય છે તથા ક્રૌંચ દ્વીપને વિષે રત્નની ખાણોવાળો ક્રૌંચ નામનો પર્વત છે અને જેને વિષે કમળ સરખાં નેત્રવાળા તથા મુક્ત પુરૂષોએ સેવેલા નારાયણ ભગવાન હરિ વસે છે એવો સર્વ ધાતુમય એ મ્હોટો ગોમંત નામનો પર્વત છે, તેની ચાર વર્ણની પ્રજા નિરંતર પૂજા કરે છે. હે રાજેંદ્ર, પૂર્વોક્ત કુશદ્વીપને વિષે વિદ્રુમ મણિએ કરી શોભિતો તથા દુર્ધર્ષ એવો કુશ, સુવર્ણનો દ્યુતિમાન, કુમુદ, પુષ્પવાન, કુશેશય તથા હરિગિરિ એ પ્રમાણે સર્વ પર્વતમાં શ્રેષ્ઠ છ પર્વતો છે; જેઓના અંતર્ગત ખંડનો વિસ્તાર પૂર્વોક્ત પાસેના દ્વીપના ખંડ કરતાં દ્વિગુણ છે. હવે તે ખંડોનાં નામ કહું તે તમો સાંભળો. ઉદ્ભિદ, વેણુમંડળ, સુરથાકાર, કંબળ, ધૃતિમાન, પ્રભાકર તથા કાંપિલ એ પ્રમાણે કુશદ્વીપને વિષે સાત ખંડ છે; જેઓને વિષે દેવ ગંધર્વ તથા પ્રજાદિ વિહાર કરે છે અને ક્રીડા કરે છે, પણ કોઇ મનુષ્ય મરણ પામતું નથી ને ચોર તથા મ્લેચ્છ જાતિ કોઇજ નથી. વળી હે પાર્થિવ, તે દ્વીપને વિષે રહેનારાં મનુષ્યો ગૌર વર્ણવાળાં તથા અત્યંત સુકુમાર અંગવાળાં છે. હવે હે રાજા, બાકી રહેલા જે દ્વીપ, તેનું વર્ણન મેં જેવી રીતે સાંભળ્યું છે તેવી રીતે હું તમને કહું તે તમે એક ચિત્તથી સાંભળો—હે મહારાજ, ક્રૌંચદ્વીપ ને વિષે ક્રૌંચ નામનો મ્હોટો પર્વત છે, ત્યારપછી વામનક નામનો પર્વત છે, ત્યાર કેડે અંધકારક નામનો પર્વત છે, તે પછી મૈનાક નામનો પર્વત છે, તેના પછી ગોવિંદ નામનો પર્વત છે અને ત્યાર કેડે નિબિડ નામનો પર્વત છે; જેઓના અંતર્ગત ખંડનો વિસ્તાર પૂર્વોક્ત પાસેના દ્વીપના ખંડથી દ્વિગુણ છે. હવે તે ક્રૌંચ દ્વીપમાંના ખંડનાં નામ કહું તે સાંભળો—કુશળ, મનોનુગ, ઉષ્ણ, પ્રાવરક, અંધકાર, મુની અને સિદ્ધ તથા ચારણોએ સેવેલો ગૌર વર્ણવાળો દુંદુભીસ્વન એ પ્રમાણે સાત ખંડ છે; જેઓનું દેવતા તથા ગંધર્વો સેવન કરે છે. હવે પુષ્કર દ્વીપને વિષે મણિ તથા રત્નવાન પુષ્કર નામનો પર્વત છે, તેને વિષે સાક્ષાત્ પ્રજાપતિ દેવ વિરાજમાન રહે છે; જેની સર્વ દેવતાઓ તથા મહર્ષિઓ મનને અનુકૂળ એવી વાણિએ કરી સ્તુતિ કરતા ઉપાસના કરે છે. હે રાજા, જંબૂદ્વીપ કરતાં તે પુષ્કર દ્વીપને વિષે રત્ન અધિક ઉત્પન્ન થાય છે. હે ભારત, એ સર્વ દ્વીપને વિષે મનુષ્યો બ્રહ્મચર્ય પાળે છે, સત્ય ભાષણ કરે છે તથા ઇંદ્રિયોને નિયમમાં રાખે છે, તેથી તેમના શરીરમાં રોગ થતો નથી; ને તેમનું આયુષ યથાક્રમ દ્વિગુણ છે. હે ભારત, સર્વ દ્વીપ વિષેના અનેક દેશો કહ્યા, જેમને વિષે મનુષ્ય સમુદાય

સરખાજ દેખાવવાળા છે તથા ઇશ્વરને માનવારૂપ ધર્મ પણ એકજ છે. હે મહારાજ, પ્રજાપતિ એવા જે ઇશ્વર હાથમાં દંડ લઇ ઉગામીને કહેલા સર્વ દ્વીપની રક્ષા કરતા વિરાજે છે, તે પોતેજ સર્વના રાજા, શિવ, પિતા તથા પ્રપિતામહરૂપ છે અને જડ તથા પંડિત એવી પ્રજાની રક્ષા કરે છે. હે રાજા, શાકદ્વીપ પછીના બાકીના દ્વીપને વિષે રહેનાર પ્રજા, પોતાની મેળે પ્રાપ્ત થતા સિદ્ધ અન્નનું નિરંતર ભોજન કરે છે. હવે હે રાજા, સાત દ્વીપ તથા સાત સમુદ્ર પછીની પૃથ્વી સપાટ ચતુરસ્ર તેત્રિશ હજાર યોજનમાં વિસ્તાર વાળી છે; જ્યાં સર્વ લોકને માન્ય એવા ઐરાવત, પુંડરીક, વામન, કુમુદ, અંજન, પુષ્પદંત, સાર્વભૌમ તથા સુપ્રતિક નામના આઠ હસ્તિયો પૂર્વ દિશાના ક્રમે કરી રહ્યા છે ને તે હસ્તિયોમાંના જેના કુંભસ્થળમાંથી મદ ઝરે છે એવા સુપ્રતિક નામના હસ્તિના પ્રમાણનું મારાથી વર્ણન કહી શકાય તેમ નથી; ને તે સર્વ હસ્તિયોની ઊંચાઈ તથા પોહોળાઇનું પણ પ્રમાણ થઈ શકે તેમ નથી. વળી તે સર્વ દિશાઓ વિષેથી વાયુ વાયા કરે છે, તેને તે હસ્તિઓ કમળ સરખા, મોહા કાંતિવાળા તથા પ્રફુલ્લિત પોતાના શુંડાગ્રે કરી ગ્રહણ કરે છે ને શ્વાસોશ્વાસે કરી પાછો મૂકે છે; જે સર્વ લોકને વિષે વાવાને લીધે સર્વ પ્રજા જીવે છે. ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય, તે દ્વીપનો અત્યંત વિસ્તાર તથા સંસ્થાન કહ્યાં; પણ હવે સૂર્ય, ચંદ્ર તથા રાહુનું પ્રમાણ તું મને કહે. સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર રાજા, મેં તમને દ્વીપનું વર્ણન કહ્યું. હવે સૂર્ય, ચંદ્ર તથા રાહુનું પ્રમાણ કહું તે સાંભળો-હે કૌરવ શ્રેષ્ઠ, તેમાં રાહુના મંડળનું પ્રમાણ હું કહું છું કે હે રાજા, રાહુના મંડળનો સમાન સૂત્ર વિસ્તાર બાર હજાર યોજનનો કહેવાય છે, પરિધીથી ગણીએ તો છત્રિશ હજાર યોજનનો વિસ્તાર કહેવાય છે, અને કેટલાક પૌરાણિક પંડિતો છ હજાર યોજનનો વિસ્તાર પણ કહે છે. હે કુરૂ શ્રેષ્ઠ, ચંદ્ર મંડળનો વિસ્તાર અગિયાર હજાર યોજનનો છે ને પરિધીથી તેત્રિશ હજાર યોજનનો વિસ્તાર છે, ને કેટલાક પાંચ હજાર ને નવસો યોજનનો પણ વિસ્તાર કહે છે. હે કુરૂનંદન, સૂર્ય મંડળનો વિસ્તાર દસ હજાર યોજનનો છે તથા પરિધીની ગણનાથી ત્રિશ હજાર યોજનનો વિસ્તાર છે અને કેટલાક પાંચ હજારને આઠસો યોજનનો પણ વિસ્તાર કહે છે. હે ભારત, મેં તમને રાહુ, ચંદ્ર લથા સૂર્યનું પ્રમાણ કહ્યું; તેમાંનો તે રાહુ પોતાની મહત્તાને લીધે સમયપરત્વે સૂર્ય તથા ચંદ્રને આચ્છાદન કરે છે. હે રાજા, તેં મને જે પૂછ્યું, તેનો ઉતર યથાશાસ્ત્ર સંક્ષેપથી મેં તમને કહ્યો; માટે હવે શાંતિને પામો. વળી મેં તમને તમારા પૂછવા પ્રમાણે દ્વીપ, ખંડ તથા સમુદ્રવાન સર્વ જગત કહી સંભળાવ્યું; વાસ્તે હવે પોતાના પુત્ર દુર્યોધનને વિષે કંઇ પણ બોલવું એ તમને યોગ્ય નથી. હે ભરત શ્રેષ્ઠ, મનને પ્રિય લાગે એવા આ ભૂમિપર્વને જો રાજા સાંભળે, તો શ્રીમાન, સિદ્ધાર્થ તથા સાધુ પુરૂષમાં માન્ય થાય અને તેનું આયુષ બળ, કીર્ત્તિ તથા તેજ વૃદ્ધિ પામે. વળી હે મહિપાળ, આ ભૂમિપર્વને પર્વણીને દીવસે સ્થિર વ્રતવાળો પુરૂષ સાંભળે, તો તેના પિતા તથા પિતામહાદિ પિતૃઓ તેની ઉપર પ્રસન્ન થાય. હે રાજા, જ્યાં આપણે રહ્યા છીએ, તે આ ભરતખંડ છે; જે પવિત્ર ને પૂર્વે થઇ ગયેલા રાજાઓએ પ્રવર્તાવ્યો છે, તે સર્વ તમે સાંભળ્યું છે.

इदं तु भारतं वर्षं यत्र वर्त्तामहे वयं ।
पूर्वैः प्रवर्तितं पुण्यं तत्सर्वं श्रुतवानसि ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भूमिपर्वणि उत्तरद्वीपादिसंस्थानवर्णने गुर्जरभाषायां द्वादशोऽध्यायः ॥ १२ ॥

## समाप्तमिदं भूमिपर्व ॥

## अथ भगवद्गीतापर्व ॥

वैशंपायन उवाच—अथ गावल्गणिर्विद्वान् संयुगादेत्य भारत ॥
प्रत्यक्षदर्शी सर्वस्य भूतभव्यभविष्यवित् ॥ १ ॥

વૈશંપાયન કહે છે— હે ભારત, હવે વિદ્વાન, સર્વને પ્રત્યક્ષ જોનાર, ભૂત, ભવિષ્ય તથા વર્તમાનને જાણનાર અને ગવલ્ગણનો પુત્ર સંજય મહા દુઃખયુક્ત થઇને, વિચાર યુક્ત બેઠેલા ધૃતરાષ્ટ્ર પાસે એકદમ આવી ભરતવંશીઓના પિતામહ ભીષ્મ નાશ પામ્યા એ વાત તેને કહેવા લાગ્યો: સંજય કહે છે—હે મહારાજ, ભરત કુળમાં શ્રેષ્ઠ, હું સંજય છું, ભરત વંશિઓના પિતામહ શંતનુના પુત્ર ભીષ્મ નાશ પામ્યા! હે રાજા! સર્વ યોદ્ધાઓમાં ધ્વજા તુલ્ય તથા સર્વ ધનુષ્ય ધરનારમાં તેજસ્વિ કુરૂકુળના પિતામહ, આજ બાણશય્યાને વિષે સુતા છે! હે રાજા! જે ભીષ્મના બળનો આશ્રય કરીને તમારો પુત્ર દુર્યોધન યુધિષ્ઠિરની સાથે યુદ્ધ રમ્યો, તે શીખંડીના મારવાથી હણાઇ પૃથ્વી ઉપર સુતા છે! વળી જે એકલાએ કાશીપુરીને વિષે યુદ્ધમાં એકઠા મળેલા સર્વ રાજાઓને જીત્યા હતા, તેને આજ શીખંડીએ હણ્યા! વળી જેણે નિર્ભય થઇ યુધ્ધમાં જમદગ્નિના પુત્ર પરશુરામની સાથે યુધ્ધ કર્યું હતું તે વેળા તેણે જેને નાશ કર્યો નહીં, તેને આજ શિખંડીએ હણ્યા! હે રાજા, ઇંદ્ર સરખા પરાક્રમી, હિમવાન પર્વત સરખા યુધ્ધમાં સ્થિર થઇ ઉભા રહેનાર, સમુદ્ર સરખા ગંભીર, પૃથ્વી સમાન અપરાધ સહન કરનાર, બાણરૂપ દાઢવાળા, ધનુષરૂપ મુખવાળા, તલવાર રૂપ જીભવાળા, દુઃખે કરી સહન થાય નહીં એવા તથા મનુષ્યમાં સિંહ રૂપ તમારા પિતા ભીષ્મને, પંચાળ દેશના રાજા દ્રુપદના પુત્ર શિખંડીએ આજ હણ્યા! વળી સંગ્રામમાં શસ્ત્ર ધરી યુદ્ધ કરવા તૈયાર થયેલા તે ભીષ્મને જોઇને, પાંડવનું મોટું સૈન્ય, જેમ સિંહને જોઇ ગાયોના ગણ ભયે કરી ઉદ્વેગ યુક્ત થઇ કંપે, તેમ ભયે કરી ઉદ્વેગયુક્ત થઇ કંપવા લાગ્યું હતું! અરે! શત્રુની સેનાને નાશ કરનાર ભીષ્મ, દસ દીવસ પર્યંત તમારી સેનાની રક્ષા કરી તથા બીજા કોઇથી ન થાય એવું પરાક્રમ કરીને, સૂર્યની પેઠે અસ્ત થયા! હે ભારત રાજા, જે ઇંદ્રની પેઠે શત્રુથી નહીં ક્ષોભ પામનારે યુદ્ધમાં હજારો બાણનો વર્ષાદ કરતાં દશ દિવસમાં એક લાખ યોધ્ધાઓને નાશ કર્યો, તે તમારા દુષ્ટ વિચારમાં આમ થશે એમ ન હતું, પણ વાયુથી ભાગેલા વૃક્ષની પેઠે હણાઈ પૃથ્વી ઉપર સુતા છે!

स शेते निहतो भूमौ वातभग्न इव द्रुमः ।
तव दुर्मंत्रिते राजन्यथा नार्हःस भारत ॥ १ ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भगवद्गीतापर्वणि भीष्ममृत्युश्रवणे गुर्जरभाषायां त्रयोदशोऽध्यायः ॥ १३ ॥

---

धृतराष्ट्र उवाच—कथं कुरूणामृषभो हतो भीष्मः शिखंडिना ।
कथं रथात्स न्यपतत्पिता मे वासवोपमः ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય, કુરૂકુળમાં શ્રેષ્ઠ તથા ઇંદ્ર સમાન મારા પિતા ભીષ્મને શિખંડિએ કેમ માર્યો અને તે રથમાંથી કેમ પડયા? હે સંજય, મારા યોદ્ધાઓ મહાબળવાન,

દેવતા સમાન તથા પોતાના પિતા સારૂ બ્રહ્મચર્ય વ્રત ધારણ કરેલા તે ભીષ્મથી કેમ રહિત થયા; ને મહા બુદ્ધિમાન્, મ્હોટા ધનુષવાળા, મહા બળવાન, મહા પરાક્રમી તથા મનુષ્યમાં સિંહરૂપ તે જ્યારે હણાયા, ત્યારે તારૂં મન કેવું થયું હતું ? હે સંજય, તું કુરૂકુળમાં શ્રેષ્ઠ, શૂરવીર, કોઇ દિવસે પણ નહીં કંપાયમાન તથા પુરૂષ માત્રમાં શ્રેષ્ઠ ભીષ્મ હણાયા એમ કહે છે, કે તેજ વખતે મારા મનમાં મ્હોટી વ્યથા ઉત્પન્ન થાય છે ! પણ હે સૂત, જ્યારે ભીષ્મ યુદ્ધ કરવા સારૂ પાંડવ સૈન્ય સામે ગયા, ત્યારે તેની વાંસે તથા આગળ કોણ કોણ મારા યોદ્ધાઓ ગયા, કોણ તેના સહિત યુદ્ધમાં ઉભા રહ્યા અને કોણ યુદ્ધ મૂકી ભાગી ગયા તથા છેવટે તેની સહાયના સારૂ કોણ કોણ આવ્યા હતા ? રથિ પુરૂષમાં સિંહરૂપ, અદ્ભૂત તથા ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ ભીષ્મ જ્યારે પાંડવ સૈન્યમાં પ્રવેશ કરવા લાગ્યા, ત્યારે તેની વાંસે આપણા પક્ષમાંથી કોણ શૂરવીર ગયા હતા ? વળી શત્રુને હણનાર, સૂર્ય સરખા, શત્રુને ભયઉપજાવનાર, જેમ સૂર્ય અંધકારને નાશ કરે તેમ શત્રુની સેનાને નાશ કરનાર, જેણે પાંડુ રાજાના પુત્રો વિષે બીજાથી થાય નહીં એવું પરાક્રમ કર્યું હતું એવા, શત્રુની સેનાને ગ્રાસ કરનાર તથા કુશળ એવા શંતનુના પુત્ર ભીષ્મને પાંડવોએ કેવી રીતે અટકાવ્યા ? તે તું મને કહે; કેમકે તેં પાસે રહી સર્વ તેનું યુદ્ધ જોયેલ છે ! વળી શત્રુની સેનાને નાશ કરનાર, બાણરૂપી દાઢવાળા, મનસ્વિ, ધનુષરૂપી ઉઘાડેલા મુખવાળા, ભયંકર, તલવારરૂપી જીભવાળા, અસહ્ય, નાશ પામવા લાયક નહીં એવા, પુરૂષમાં સિંહરૂપ, લજ્જાવાન તથા કોઇથી પણ નહીં પરાજય પામેલા ભીષ્મને યુદ્ધમાં કુંતિ પુત્ર અર્જુને કેવી રીતે પાડયા ? રે ! જે ઉગ્ર ધનુષ તથા બાણવાળા, ઉત્તમ રથમાં બેઠેલા, બાણે કરી શત્રુઓનાં મસ્તકોને છેદ કરનાર, સંગ્રામમાં યુદ્ધ કરવા તૈયાર થયેલા તથા કાળાગ્નિ સરખા દુર્ધર્ષ એવા જે ભીષ્મને જોઇને પાંડવનું મહા સૈન્ય નિરંતર કંપતું હતું, તે શત્રુના સૈન્યને હણનાર પોતાની સેના સહિત થઈ દુષ્કર પરાક્રમ કરી સૂર્યની પેઠે અસ્ત થયા ! વળી જે ભીષ્મે ઇંદ્રની પેઠે અક્ષય એવો બાણનો વર્ષાદ કરતાં દશ દિવસમાં અર્બૂદ યોદ્ધાઓને નાશ કર્યો, તે જેમ વાયુથી ભાગી વૃક્ષ પડે તેમ પૃથ્વીને વિષે હણાયાને લીધે પડી સૂતા છે ! હે સંજય, પાંડવની સેના ભયંકર પરાક્રમવાળા ભીષ્મને જોઇને, પ્રહાર કરવા કેમ સમર્થ થઇ ? અને પાંડવોએ તેની સાથે કેવી રીતે યુદ્ધ કર્યું સંજય, દ્રોણાચાર્યના જીવતાં ભીષ્મ કેમ જય મેળવી ન શકયા ? ને ભરદ્વાજના પુત્ર કૃપાચાર્ય પાસે હતા, ને પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ ભીષ્મ કેમ પૃથ્વી ઉપર પડયા ? રે ! દેવતાઓથી પણ અસહ્ય તથા અતિરથિ ભીષ્મને, દ્રુપદ પુત્ર શિખંડીએ કેમ હણ્યા ! અરે ! યુધ્ધમાં સદૈવ પરશુરામ સાથે સ્પર્ધા રાખનાર, તેણે પણ અજીત, ઇંદ્ર સરખા પરાક્રમી તથા મહારથિના કુળમાં ઉત્પન્ન થયેલા ભીષ્મ યુદ્ધમાં હણાયા એ સાંભળીને મારા મનમાં શાંતિ વળતી નથી; માટે તે કેમ થયું ? તે તું મને કહે ! હે સંજય, જ્યારે ભીષ્મ યુધ્ધ કરવા સારૂ પાંડવ સૈન્ય સામે ગયા, ત્યારે મારા પક્ષના મ્હોટા ધનુષવાળા તથા દુર્યોધને આજ્ઞા આપેલા કયા કયા શૂરવીરોએ તેનો ત્યાગ ન કર્યો હતો તથા તેને કોણ કોણ વીટી ઉભા હતા ? રે ! જ્યારે શિખંડી જેમાં મુખ્ય હતો એવા પાંડવો ભીષ્મની સામે યુધ્ધ કરવા સારૂ આવ્યા, ત્યારે સર્વ કૌરવોએ શું તેનો ત્યાગ કર્યો હતો ? રે ! પુરૂષમાં સિંહરૂપ ભીષ્મ હણાયા એમ સાંભળીને, મારૂં હૃદય ખેદ પામતું નથી, માટે તે અવશ્ય કાળમીઢ પથર સરખું અત્યંત દૃઢ છે એમ હું માનું છું ! અરે ! જે ભરતકુળમાં શ્રેષ્ઠ તથા અસહ્યને વિષે સત્ય, બુધ્ધિ તથા અત્યંત નીત

વર્તે છે, તે યુદ્ધમાં કેમ હણાયા ? રે! ધનુષની પ્રત્યંચાના શબ્દે કરી વર્ષતા મેઘ સરખા, બાણરૂપ વર્ષાદના બિંદુવાળા, મહાન્ ધનુષના શબ્દરૂપ મ્હોટા વજ્ર સરખા શબ્દવાળા, મહા મેઘ સરખા ઉન્નત તથા મહા શૂરવીર ભીષ્મે, જેમ વજ્ર ધારણ કરનાર ઇંદ્ર દાનવોને મારતાં શસ્ત્રનો વર્ષાદ કરે, તેમ શત્રુના રથિ પુરૂષોને મારતાં પંચાળ તથા સૃંજય દેશના યોદ્ધાઓ સહિત કુંતિપુત્ર પાંડવો ઉપર શસ્ત્રનો વર્ષાદ કર્યો ! બાણ તથા અસ્ત્રના સમુદ્રરૂપ, ઘોર બાણરૂપી ઝુડવાળા, અસહ્ય, ધનુષરૂપી લેહેરવાળા, અક્ષય, આશ્રય વગરના, તરવાનો ઉપાય નથી જેમાં એવા ચળાયમાન, ગદા તથા તલવારરૂપી મગરમત્સ્યવાળા, અશ્વરૂપી આવર્તનવાળા હસ્તિએ કરી વ્યાપ્ત, પદાતિરૂપી મત્સ્યે કરી વ્યાપ્ત, શંખ તથા દુંદુભિના શબ્દવાળા શત્રુ પક્ષના અશ્વ, હસ્તિ, પાયદળ તથા અનેક રથને વેગે કરી ડુબાવતા એવા, સંગ્રામમાં શત્રુના શૂરવીરને હરણ કરનાર, ક્રોધથી જ્વળાયમાન અને પોતાના તેજે કરી શત્રુને તપાવનાર ભીષ્મ રૂપ સમુદ્રને. જેમ સમુદ્રને કીનારો રૂંધે, તેમ પાંડવ પક્ષના કયા યોદ્ધાઓએ રૂંધ્યા ? હે સંજય, સંગ્રામમાં શત્રુને હણનાર ભીષ્મે દુર્યોધનના હિત માટે જ્યારે યુધ્ધમાં પરાક્રમ કર્યું, ત્યારે તેના મુખ સામે કોણ આવી ઉભા હતા ? વળી તે વેળા અમિત તેજવાળા ભીષ્મના રથના દક્ષિણ ચક્રની કોણ કોણ રક્ષા કરતા હતા, તેની પછવાડેથી સુંદર વ્રતવાળા કોણ શત્રુઓને નિવારણ કરતા હતા તથા કોણ હણતા હતા, તેની રક્ષા કરતાં અગાડીના ભાગને વિષે કોણ કોણ ઉભા હતા, તેના ઉત્તરના ચક્રની કોણ કોણ શૂરવીરો રક્ષા કરતા હતા અને વામચક્ર તરફ ઉભા રહીને સૃંજયોને કોણ કોણ પ્રહાર કરતા હતા ? વળી સર્વ સૈન્યમાં આગળ ચાલનાર તથા બીજાથી જે માર્ગ પ્રત્યે જવાય નહીં એવા યુદ્ધરૂપ માર્ગને વિષે જતા એવા ભીષ્મની આગલા ભાગને વિષે તથા એ પડખાંના ભાગને વિષે કોણ કોણ રક્ષા કરતા હતા ? વળી હે સંજય, તે યુદ્ધ સમૂહને વિષે શત્રુના શૂરવીરોની સાથે મારા પક્ષના કોણ કોણ યુદ્ધ કરતા હતા ? વળી શૂરવીર પુરૂષોએ રક્ષા કરેલા ભીષ્મ તથા તેણે રક્ષા કરેલા તેઓ, સંગ્રામને વિષે શત્રુની સેનાને કેમ જીતી ન શકયા ? વળી જેમ સર્વ લોકનાં ઇશ્વર દક્ષાદિ પ્રજાપતિના વડીલ બ્રહ્મા, તેમ સર્વના વડીલ એવા ભીષ્મને પ્રહાર કરવા પાંડવો કેમ સમર્થ થયા ? અરે ! જે ભીષ્મરૂપ દ્વીપનો આશ્રય કરીને મારા પુત્ર કૌરવો શત્રુ પાંડવોની સાથે યુદ્ધ કરે છે, તે પુરૂષમાં સિંહરૂપ આજ પડયા એમ તું કહે છે ? ! રે ! જે ભીષ્મના પરાક્રમનો આશ્રય કરીને મ્હોટા સૈન્યવાળો મારો પુત્ર દુર્યોધન પાંડવોને ગણકારતો ન હતો, તેને શત્રુઓએ કેમ માર્યા ? વળી પૂર્વે દૈત્યોને નાશ કરવાની ઇચ્છાવાળા દેવતાઓએ યુદ્ધમાં દુર્મદ એવા જે ભીષ્મની પોતાની સહાયતા કરવા વિષે માગણી કરી હતી, તે મ્હોટા વ્રતવાળા મારા પિતાને શત્રુઓએ કેવી રીતે માર્યો ? જે મહા પરાક્રમિ ભીષ્મરૂપ ઉત્તમ પુત્ર ઉત્પન્ન થવાથી, જગતમાં વિખ્યાત શાંતનુ રાજાએ શોક, દીનતા તથા દુઃખનો ત્યાગ કર્યો હતો, તે લોક વિખ્યાત, સર્વજનને આશ્રય કરવા લાયક, બુદ્ધિમાન્, સ્વધર્મમાં તત્પર, પવિત્ર અને વેદના અંગનાં સ્વરૂપને યથાર્થ-રૂપે જાણનારને તું હણાયા એમ કેમ કહે છે ? અરે ! સર્વ અસ્ત્રવિદ્યામાં કુશળ, વિનયયુક્ત, શાંત, ઇંદ્રિઓને નિયમમાં રાખનાર તથા મનસ્વિ એવા ભીષ્મ હણાયા એમ સાંભળીને, બાકીનું સર્વ સૈન્ય નાશજ પામ્યું છે એમ હું માનું છું ! અરે ! ધર્મ કરતાં બળવાન એવો અધર્મ પ્રાપ્ત થયો એમ મારી મતિ છે; કેમકે પાંડવો વૃદ્ધ તથા ગુરૂરૂપ ભીષ્મને મારીને રાજ્યની ઇચ્છા કરે છે ! હે સંજય, પૂર્વે અંબા નામની કન્યાનો પક્ષ કરીને યુદ્ધ કરવા આવેલા

સર્વાસ્ત્ર જાણનાર તથા સર્વથી ઉત્તમ જમદગ્નિના પુત્ર પરશુરામને પણ યુદ્ધમાં જેણે પરાજય પમાડ્યા હતા એવા, ઇંદ્રસમાન કર્મ કરનાર તથા સર્વ ધનુર્વિદ્યા જાણનારાઓમાં શ્રેષ્ઠ ભીષ્મ હણાયા એમ તું કહે છે; માટે હવે એ ઉપરાંત મને બીજું દુઃખ શું ? શત્રુના શૂરવીરોને મારનાર શૂરવીર જમદગ્નિના પુત્ર પરશુરામે સંગ્રામમાં વારંવાર ક્ષત્રિઓના સમૂહાયને જીત્યા હતા, પણ જે મહા બુદ્ધિમાન્ ભીષ્મને મારી ન શક્યા હતા, તેને આજ શિખંડિએ હણ્યા; માટે અવશ્ય યુદ્ધમાં દુર્મદ મહા પરાક્રમિ ભાર્ગવ, પરશુરામ કરતાં તેજ, વીર્ય તથા બળે કરીને તે દ્રુપદ પુત્ર અધિક થયો ! રે ! જ્યારે શિખંડિએ શૂરવીર, યુદ્ધમાં કુશળ, સર્વ શાસ્ત્રમાં વિશારદ, પરમાસ્ત્ર જાણનાર, શત્રુને હણનાર તથા ભરતકુળમાં શ્રેષ્ઠ ભીષ્મને શિખંડિયે માર્યા, ત્યારે તેને શત્રુના પક્ષના કોણ કોણ શૂરવીરો અનુસર્યા હતા ? હે સંજય, ભીષ્મનું પાંડવો સાથે જેવી રીતે યુદ્ધ થયું હોય તે તું મને યથાર્થ કહે ! રે સંજય, આજ મારા પુત્ર દુર્યોધનની સેના હણાયલા પતિવાળી વિધવા સ્ત્રીના સરખી થઇ ! અરે ! સંગ્રામને વિષે સર્વ લોકના પરાક્રમવાળા ભીષ્મ આજ પરલોકમાં પ્રીતિવાન હોવાથી મારા પુત્રનું સૈન્ય, જેમ ગોવાળ વગર ગાયોનું ધણ ઉદ્ભ્રાંત થાય, તેમ જે વેળા ઉદ્ભ્રાંત થયું, તે વેળા તમારા સર્વનું મન કેવું થયું હશે ને હવે આપણને જીવવામાં પણ સામર્થ્ય શું રહ્યું ? ! રે ! જગતમ ધર્મિષ્ટ તથા મહા પરાક્રમિ પિતારૂપ ભીષ્મને મરાવીને આપણે સૌએ, જેમ સમુદ્રના પારને પામવાની ઇચ્છાવાળા નાવમાં બેઠેલા પુરૂષો અગાધ જળમાં ડુબેલા તે નાવને જોઇને ખેદયુક્ત થાય, તેમ આજ ખેદયુક્ત થયા ! અરે ! ભીષ્મ હણાવાને લીધે ઉત્પન્ન થયેલા દુઃખે કરીને આજ મારા દુર્યોધનાદિ પુત્રો શોચ કરતા હશે એમ હું માનું છું ! હે સંજય, મારૂં હૃદય દઢ પત્થર સરખું છે, કેમકે પુરૂષમાં સિંહ રૂપ ભીષ્મ હણાયા એમ સાંભળીને પણ ખેદ પામતું નથી ! જેને વિષે અસ્ત્રવિદ્યા, મેધા તથા નીતિ અપ્રમેય રહ્યાં છે. તે આજ સંગ્રામમાં કેમ હણાયા હશે ? જો કે અસ્ત્રવિદ્યા આવડતી હોય અને પરાક્રમ, તપશ્ચર્યા, બુદ્ધિ, ધીરજ તથા ત્યાગ વૃત્તિ હોય, તોપણ મૃત્યુ કોઇને છોડતોજ નથી ! રે ! મહા પરાક્રમિ કાળ સર્વ લોકથી ઉલંઘન થાય નહીં એવો છે એમાં કંઇ પણ સંદેહ નથી; કેમકે જેના યોગને લીધે તું શાંતનુના પુત્ર ભીષ્મ હણાયા એમ મને કહે છે ! રે ! પુત્રના શોકથી તાપ પામેલો હું મ્હોટા દુઃખનું ચિંતન કરતાં ભીષ્મથી મારા પક્ષના રક્ષણને ઇચ્છતો હતો ! વળી જ્યારે ભીષ્મરૂપ સૂર્ય પૃથ્વી ઉપર પડ્યા, ત્યારે તેને જોઇને મારા પુત્ર દુર્યોધનના મનને કેવું લાગ્યું હશે ! હે સંજય, હું પોતાની બુદ્ધિથી વિચાર કરૂં છું, તો પોતાના પક્ષના રાજાઓ તથા શત્રુના પક્ષના રાજાઓનાં સૈન્યમાંનું કોઇ પણ જીવતું રહેશે એમ ધારતો નથી ! અહા ઋષિઓએ કહેલો આ યુદ્ધરૂપ ક્ષત્રિય ધર્મ મહા દારૂણ છે; કેમકે જેનો આશ્રય કરીને પાંડવો, શાંતનુ પુત્ર ભીષ્મને મારી રાજ્યને ઇચ્છે છે તથા આપણે પણ મહા વ્રતવાનને મરાવીને તેને ઇચ્છિયે ! હે સંજય, ક્ષાત્ર ધર્મને વિષે રહેલા પુત્રરૂપ પાંડવોનો કંઈ પણ અપરાધ નથી; કેમકે આર્ય પુરૂષે કષ્ટરૂપ આપત્તિ વેળા એ પ્રમાણે પણ કરવું જોઇએ છીએ ! હે સંજય, પરાક્રમ તથા ઉત્કૃષ્ટ શક્તિવાળા, શત્રુની સેનાને હણનાર, લજ્જાવાન અને કોઇ દિવસે પણ પરાજય નહીં પામેલા એવા પિતારૂપ ભીષ્મને પાંડવોએ જ્યારે થોભાવ્યા, ત્યારે મારા પક્ષનું યથાયોગ્ય સર્વ સૈન્ય સહાયતામાં હોવા છતાં તેઓ યુદ્ધ કરી તેને કેમ મારી શક્યા ? વળી જ્યારે ભીષ્મ હણાયા, ત્યારે દુર્યોધન, કર્ણ, સુબળ પુત્ર શકુનિ તથા કપટી દુઃશાસન શું શું બોલ્યા ? હે સંજય, બાણ, શક્તિ, તલવાર તથા તોમરરૂપ પાસાવાળી, મહા ભયંકર તથા

યુદ્ધને લીધે દુઃખે કરી પણ પ્રાપ્ત ન થવાય એવી સંગ્રામરૂપ દ્યૂત સભામાં કપટી તથા મંદ બુદ્ધિવાળા રાજાઓ જઈને, પ્રાણરૂપી પણ મૂકી કોણ કોણ રમવા લાગ્યા ? તે સમય ભીષ્મ વિના લક્ષ્ય કરી શત્રુએ પાડેલા કોણ જીતાયા તથા કોણ જીત્યા ? તે તું મને કહે ! રે ! ભયંકર કર્મવાળા તથા સંગ્રામમાં શોભનાર દેવવ્રત ભીષ્મ હણાયા એમ સાંભળીને, મારા મનમાં શાંતિ થતી નથી; કેમકે મારા પુત્ર દુર્યોધનને તેના પડવાને લીધે ઉપજેલી ગ્લાનિથી ઉત્પન્ન થઇ મારા હૃદયમાં રહેલી મ્હોટી પીડાને તું જેમ ઘૃતે કરી અગ્નિ પ્રદીપ્ત થાય, તેમ પ્રદીપ્ત કરે છે ! ભીષ્મ હણાયા તે જોઇને મારા સર્વ પુત્ર શોચ કરતા હશે એમ હું માનું છું ! ને તે વેળા જે કંઈ દુર્યોધને દુઃખ ધર્યું હશે, તે પણ હું સર્વ સાંભળીશ ! માટે હે સંજય, સંગ્રામને વિષે મંદ એવા દુર્યોધનની બુદ્ધિથી જે કંઈ વૃત્તાંત વિચારપૂર્વક અથવા વગર વિચારથી થયું હોય, તે સર્વ તું મને કહે ! જયને ઇચ્છતા એવા અસ્ત્ર વિદ્યા શિખેલા ભીષ્મે સંગ્રામને વિષે જે કંઇ પરાક્રમ કર્યું હોય, તે પણ તું મને સર્વ કહે ! વળી કૌરવ તથા પાંડવની સેનાનું જેવી રીતે, જે ક્રમે તથા જે વખતે યુદ્ધ થયું હોય, તે સર્વ તું મને યથાર્થ કહે.

क्रमेणयेनयस्मिंश्च कालेयच्चयथाभवत् ।

इति श्रीमहाभारते भीष्मपर्वणि भगवद्गीतापर्वणि धृतराष्ट्रप्रश्ने गुर्जरभाषायां चतुर्दशोऽध्यायः ॥ १४ ॥

---

संजयउवाच-त्वयुक्तोयमनुप्रश्नो महाराजयथार्हसि ।

नतुदुर्योधनेदोष मिममासंक्तुमर्हसि ॥ १ ॥

સંજય કહે છે-હે મહારાજ, તમે જે આ પાછળથી પ્રશ્ન પૂછ્યો, તે તમને યોગ્ય છે; પણ આ દોષ દુર્યોધનને વિષે લગાડવા યોગ્ય નથી. કેમકે જે પુરૂષ પોતાના દુષ્ટાચરણને લીધે દુઃખને પામે, તે પુરૂષે બીજાને દોષ દેવો એ તેને લાયક નથી. હે મહારાજ, મનુષ્યોમાં જે પુરૂષ સર્વ નિંદિતજ કાર્ય કરે, તે સર્વ લોકને મારવા લાયકજ થાય છે. હે રાજા, તિરસ્કાર કરવામાં ચતુર એવા પાંડવોએ અમાત્યો સહિત વનમાં રહીને તમારા પુત્રોએ કરેલા તિરસ્કારને કેવળ તમારે લીધેજ ઘણા દિવસ સૂધી સહન કર્યો; હવે અશ્વ, હસ્તિ તથા અમિત તેજવાળા રાજાઓનાં અદષ્ટ મેં યોગ બળે કરી પ્રત્યક્ષ જોયાં છે, માટે તે હું તમને કહું તે સાંભળીને તમે શોકને વિષે મન લગાડશો નહી; કેમકે આ મારા કહેવા પ્રમાણે અવસ્ય ભાવિજ છે. હે રાજા, જે મહાત્મા તમારા પિતા બુદ્ધિમાન પારાશર્યના પ્રસાદરૂપ વરદાનથી હું દિવ્ય એવું અત્યુત્તમ જ્ઞાન, અતીંદ્રિય દષ્ટિ, દૂરથી શ્રવણ, પારકા ચિત્તને અને ભૂત તથા ભવિષ્યને જાણવું, આડે રસ્તે ચાલનારના કારણનું જ્ઞાન, શુભ એવી આકાશમાં ગતિ તથા યુદ્ધમાં અસ્ત્ર સ્પર્શ ન કરે ઇત્યાદિને પામ્યો છું, તેને નમસ્કાર કરીને ભારતોનું આશ્ચર્યરૂપ તથા જોનારનાં રૂવાટાં ઉભાં કરે એવું વિચિત્ર યુદ્ધ જે રીતે થયુ, તે તમને વિસ્તારથી કહું તે સાંભળો હે રાજા, જ્યારે બેઉ પક્ષનાં સાબધ સૈન્ય યથાયોગ્ય વ્યૂહરચના પૂર્વક ઉભાં, ત્યારે દુર્યોધને દુઃશાસનને કહ્યું કે હે દુઃશાસન, તું ભીષ્મની રક્ષા કરે એવા યોદ્ધાઓના રથની યોજના કર, ને સર્વ સૈન્યને પણ તૈયાર થવાની આજ્ઞા આપ; કેમકે જે સૈન્ય સહિત પાંડવ તથા કૌરવોનો યુદ્ધમાં સમાગમ થાય

એ મારા મનમાં ઘણાં વર્ષ થયાં ઇચ્છા હતી, તે આજ પ્રાપ્ત થયો છે. માટે હવે આપણે આ સંગ્રામમાં ભીષ્મની રક્ષા કરવા ઊપરાંત બીજું કંઇ પણ મ્હોટું કામ નથી એમ માનું છું; કેમકે જો આપણે એની સાવધાનપણાથી રક્ષા કરશું, તો એ પાંડવોને, સોમકોને, તથા સૃંજયોને મારશે. પણ શુદ્ધ અંતઃકરણ વાળા ભીષ્મે હું શિખંડીને મારીશ નહીં, કારણ તે જન્મ્યો ત્યારે સ્ત્રીરૂપ હતો માટે તેનો ત્યાગ કરીશ એમ કહેલું છે; વાસ્તે આપણે સંગ્રામમાં ઘણું કરીને તેનાથી ભીષ્મની રક્ષા કરવી એમ મારી મતિ છે. હે દુઃશાસન, તે શિખંડીને મારવા સારૂ મારા પક્ષના સર્વ યોદ્ધાઓ સાવધ થઇ ઉભા રહો; ને અત્યંત અસ્ત્રવિદ્યામાં કુશળ એવા પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ તથા ઉત્તર દિશાના રાજાઓ પિતામહની રક્ષા કરો, કારણ નહીં રક્ષા કરેલા મહા બળવાન સિંહને પણ વૃક નામનો જાનવર નાશ કરે છે. હે ભ્રાત, જેમ કોઇ શિયાળ નામનાં પ્રાણિથી સિંહને નાશ કરાવે, તેમ આપણે શિયાળરૂપ શિખંડીથી મહા બળવાન ભીષ્મરૂપ સિંહને નાશ નહી કરાવીએ. હે દુઃશાસન, શત્રુના પક્ષમાંના યુધામન્યુ તથા ઉત્તમૌજા જે અર્જુનના રથના વામ તથા દક્ષિણ ચક્રની રક્ષા કરતા પ્રાપ્ત થાય છે, તે શિખંડીની રક્ષા કરે છે. માટે હે દુઃશાસન, અર્જુને રક્ષા કરેલો તથા ભીષ્મે નહીં મારવારૂપે ત્યાગ કરેલો શિખંડી, જેવી રીતે ગંગા પુત્રને ન હણી શકે, તેવી રીતે તું ઉપાય કર.

संरक्ष्यमाणःपार्थेन भीष्मेणचाधिवर्जितः।
यथानहन्याद्गांगेयं दुःशासनतथाकुरु ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भगवद्गीतापर्वणि दुर्योधनदुःशासनसंवादे गुर्जर-भाषायां पंचदशोऽध्यायः ॥ १९ ॥

---

संजयउवाच–ततोरजन्यांव्युष्टायां शब्दःसमभवन्महान्।
क्रोशतांभूमिपालानां युज्यतांयुज्यतामिति ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર, હવે તે દિવસની રાત્રિ નિવૃત્ત થઇ ને પ્રાતઃકાળ થયો, ત્યારે મ્હોટા શબ્દ કરતા એવા રાજાઓનો રથાદિ વાહનો જોડો જોડો એવો મ્હોટો શબ્દ થયો. વળી તે વેળા શંખ તથા દુંદુભિના શબ્દ, યોદ્ધાઓના સિંહનાદ, અશ્વોની હણહણાટીના શબ્દ, રથ ચક્રના શબ્દ, હસ્તિઓના શબ્દ, ગર્જના કરતા એવા યોદ્ધાઓના શબ્દ, સર્વનું આવવું તથા જવું અને શસ્ત્રોનું પરસ્પર પછડાવું એ સર્વ અત્યંત હોવાને લીધે યુદ્ધ ભૂમિમાં ભયંકર સરખું દેખાતું હતું. હે મહારાજ, સૂર્યોદય વેળાએ કૌરવ તથા પાંડવની સેના, પોતપોતાના પક્ષમાં યુદ્ધ સારૂ સર્વ પ્રકારે સાવધ થઇ ઉભી. હે રાજેંદ્ર, તમારા પુત્ર તથા પાંડવોના સૈન્યમાં દુઃખે કરી પણ જેનું સહન થાય નહીં એવાં અસ્ત્ર, શસ્ત્ર તથા કવચ દેખાવા લાગ્યાં અને અનેક શસ્ત્રવાળાં મ્હોટાં ઘણાં સૈન્ય પણ દેખાવા લાગ્યાં; જેમાં સુવર્ણથી શોભાયમાન તથા પ્રકાશમાન અનેક હસ્તિ અને રથ, જેમ વિજળી સહિત મેઘ જોવામાં આવે, તેમ જોવામાં આવવા લાગ્યા. વળી તે વેળા એક પક્ષની સેનામાંની રથ સેનાઓ, જેમ શહેર શોભે, તેમ શોભતિ હતી. તે સમય તે રથ સેનાઓની મધ્યે તમારા પિતા ભીષ્મ પૂર્ણિમાના ચંદ્ર સરખા અત્યંત શોભતા હતા. હે રાજા, તે સર્વ સૈન્યમાં શુભ દેખાવવાળાં, પ્રહાર કરવાનાં

સાધન ધનુષ, લાકડી, તલવાર, ગદા, શક્તિ તથા તોમરાદિને ગ્રહણ કરીને, સર્વ યોદ્ધાઓ યુદ્ધ કરવા સારૂ ઉભા હતા, વળી હે પૃથ્વીપતિ અનેક હસ્તિ ઉપર બેઠેલા, રથમાં બેઠેલા, અશ્વ ઉપર બેઠેલા તથા પદાતિ યોદ્ધાઓ પરસ્પર શત્રુઓને મારવા સારૂ તૈયાર થઇ ઉભા હતા. તે સમયે બેઉ પક્ષની સેનામાં ઉંચી, વિચિત્ર પ્રકારના આકારવાળી તથા પ્રકાશમાન હજારો ધ્વજાઓ દેખાતી હતી. વળી સુવર્ણના તથા મણિયોના દાગીના પહેરેલા હાથી ઉપર બેઠેલા હજારો યોદ્ધાઓ, જેમ શિખાવાળા પ્રજ્વલિત અગ્નિ શોભે, તેમ શોભતા હતા; ને મહેંદ્રના ભવનને વિષે રહેલા ઈંદ્રધ્વજની પેઠે યુદ્ધ કરવા સારૂ તૈયાર થઇ ખડા થયેલા પરસ્પરને જોતા હતા. વળી ઉગામેલાં આયુધે કરી વિચિત્ર દેખાવવાળા, હાથમાં ચામડાનાં મોજાં પહેરેલા, ભાથાં બાંધેલા, મદમાતા બળદ સરખાં નેત્રવાળા તથા સૈન્યના અગ્ર ભાગને વિષે ઉભેલા પુરૂષમાં શ્રેષ્ટ એવા યોદ્ધાઓ અત્યંત શોભતા હતા. હે રાજા, પુરૂષમાં સિંહરૂપ, શૂરવીર, ભોગળના સરખા હાથવાળા, યજ્ઞ કરનાર, ઘણી દક્ષિણા આપનાર તથા સમર્થ સુબળ પુત્ર શકુનિ, શલ્ય, અવંતિપુરીનો રાજા જયદ્રથ, વિંદાનુવિંદ, કેકય, કાંબોજ દેશનો રાજા સુદક્ષિણ, કલિંગ દેશનો રાજા શ્રુતાયુદેહ, જનત્સેન, કોશળ દેશનો રાજા બૃહદ્દબળ તથા કૃતવર્મા યાદવ એ દશજણ, દશ અક્ષૌહિણી સેનાના પતિ થઇ પોતપોતાની અક્ષૌહિણી સેનાની સંભાળ રાખતાં યુદ્ધમાં ઉભા હતા. હે રાજા, એ દશ તથા બીજા પણ કેટલાક નીતિમાન, મહારથિ, સજ્જ થયેલા, કૃષ્ણ મૃગનાં ચર્મ શરીર ઉપર બાંધેલા, બળવાન અને દુર્યોધનને લીધે યુદ્ધમાં મરવા રૂપ દીક્ષા લીધેલા રાજાઓ તથા રાજપુત્રો પોતપોતાના સૈન્યમાં ઉભા હતા હે રાજા, કૌરવની અગિયારમી અક્ષૌહિણી સેના પૂર્વોક્ત દશ સેનાની આગળ ચાલનાર હતી; જેની અગાડીમાં શંતનુના પુત્ર ભીષ્મ ઉભા હતા. તે વેળા શ્વેત પાઘડી પહેરેલા, શ્વેત અશ્વ તથા કવચવાળા, સંગ્રામમાંથી નહીં હઠનાર, જેના રથમાં સુવર્ણની તાળવૃક્ષ સદૃશ ધ્વજા હતી એવા તથા રૂપાના રથમાં બેઠેલા ભીષ્મને અમે ઉદય થયેલા ચંદ્ર સરખા અને કૌરવ તથા પાંડવોએ શ્વેત આકાશમાં સૂર્ય સરખા જોયા. વળી ધૃષ્ટદ્યુમ્ન જેમાં મુખ્ય હતો એવા મ્હોટા ધનુષવાળા સૃંજયો ભીષ્મને જોઇને, જેમ બગાસાં ખાતા સિંહને જોઇને ક્ષુદ્ર મૃગો ભય પામે, તેમ વારંવાર ભય પામવા લાગ્યા. હે પાર્થિવ, શોભાયમાન તમારી અગિયાર અક્ષૌહિણી સેના હતી અને મહા પુરૂષો જેની રક્ષા કરતા હતા એવી પાંડવોની સેના સાત અક્ષૌહિણી હતી. હે રાજા, કૌરવ તથા પાંડવ પક્ષની બેઉ સેના,-જેમ મદોન્મત્ત મગરમત્સ્ય તથા મ્હોટા ઝુંડોયે કરી સંકુળ અને મ્હોટા આવર્તવાળા એકઠા મળેલા બે સમુદ્ર પ્રલય સમયે દેખાય, તેમ દેખાતી હતી. હે રાજા, જેવો કૌરવ તથા પાંડવની સેનાનો સમાગમ થયો, તેવો પૂર્વે કોઇનો સમાગમ થયો જોયો નથી તથા સાંભળ્યો પણ નથી.

युगांतेसमवेतौद्वौ दृश्येतेसागराविव ।
नैवनस्तादृशोराज न्दृष्टपूर्वोनचश्रुतः ॥
अनीकानांसमेतानां कौरवाणांतथाविधः ।

इति श्रीमहाभारते भीष्मपर्वणि भगवतद्गीतापर्वणि सैन्यवर्णनेगुर्जरभाषायां षोडशोऽध्यायः ॥ १६ ॥

संजयउवाच-यथासमगवान्व्यासः कृष्णद्वैपायनोऽब्रवीत् ।
तथैवसहिताः सर्वे समाजग्मुर्महीक्षितः ॥१॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર રાજા, જેવી રીતે કૃષ્ણ દ્વૈપાયન ભગવાન વ્યાસજીએ કહ્યું હતું, તેવીજ રીતે સર્વ રાજાઓ એકઠા મળી આવ્યા હતા. ને યુદ્ધારંભને દિવસે મઘા નક્ષત્રના વિષયગ ચંદ્ર પણ થયો હતો તથા આકાશમાં રહેનાર રવિઆદિ સાત મહા ગ્રહ પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા હતા. વળી તે દિવસે તીક્ષ્ણ કિરણવાળો સૂર્ય જ્વળાયમાન શિખા સહિત ઉદય થઈ દેખાવા લાગ્યો હતો. વળી તે દિવસે પ્રજ્વલિત દિશાને વિષે માંસ તથા રૂધિરનું ભોજન કરનાર અને ભક્ષ્યને માટે પર શરીર મળવાની ઈચ્છાવાળા શિયાલ તથા કાગડાઓ શબ્દ કરતા હતા. હે રાજા, જે દિવસથી યુદ્ધારંભ થયો, તે દિવસથી નિત્ય પ્રાતઃ કાળમાં ઉઠી શસ્ત્રાદિ ધારણ કરીને કુરૂકુળના પિતામહ વૃદ્ધ ભીષ્મ તથા ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્ય, કબુલાત પ્રમાણે તમારે લીધે યુદ્ધ કરતા હતા, પણ પાંડવોનો જય થાઓ એમ કહેતા હતા. હવે જે દિવસે યુદ્ધ થવાનો આરંભ હતો, તેજ દિવસે સર્વ ધર્મ જાણનાર તમારા પિતા દેવવ્રત ભીષ્મે તમારા પક્ષના સર્વ રાજાઓને બોલાવી કહ્યું કે-હે ક્ષત્રિયો, ક્ષત્રિય એવા તમોને આ યુદ્ધરૂપ મ્હોટું સ્વર્ગનું દ્વાર ઉઘાડું છે, તેથી તમે સર્વ ઇંદ્ર તથા બ્રહ્માના લોક પ્રત્યે જાઓ; કેમકે આ શાશ્વતમાર્ગનું તમારા પૂર્વજોએ પણ સેવન કરેલ છે. વાસ્તે તમે સર્વ આ યુદ્ધમાં સ્થિર મન રાખીને પોતાનો યશ સંપાદન કરો. ને પૂર્વે થઇ ગયેલા નાભાગ યયાતિ, માંધાતા, નહુષ તથા નૃગાદિ રાજાઓ આવા યુદ્ધરૂપ કર્મથી પરમ સ્થાનને પામી સિદ્ધ થયા છે. હે ક્ષત્રિયો, ક્ષત્રિયના શરીરમાં રોગ થાય અને ગૃહને વિષે રહિ મરવું એ ક્ષત્રિયને અધર્મ છે, ને શસ્ત્રથી મરણ પામવું એ તેનો સનાતન ધર્મ છે. હે ભરત કુળમાં શ્રેષ્ઠ ધૃતરાષ્ટ, એ પ્રમાણે ભીષ્મે કહ્યું, ત્યારે તે સર્વ રાજાઓ પોતાના સૈન્યને શોભાવતા ઉત્તમ રથમાં બેશી યુદ્ધ માટે નીકળ્યા, ને ભીષ્મે સંગ્રામમાં શસ્ત્ર જેનાં મૂકાવ્યાં હતાં એવો અને અમાત્ય તથા બંધુ સહિત કર્ણવગરના તમારા સર્વ પુત્ર તથા રાજાઓ, મ્હોટા સિંહનાદ કરતા સર્વ દિશાઓને ગજાવતા યુદ્ધ કરવા સારૂ નીકળ્યા. તે વેળા તે સર્વ સૈન્ય શ્વેત છત્ર, પતાકા ધ્વજાઓ, હાથી, ઘોડા તથા રથ પાયદળે કરી અત્યંત શોભતાં હતાં. તે વેળા સૈન્યમાં ભેરી, દુંદુભી તથા પણુવ નામના વાજીંત્રના શબ્દે કરી અને રથ ચક્રના શબ્દે કરી પૃથ્વી આકુળ થઇ હતી. વળી તે વેળા સુવર્ણના બાજુબંધ તથા મુકુટ ધારણ કરેલા અને ધનુષ ગ્રહણ કરેલ, મહારથિઓ, જેમ અગ્નિ સહિત પર્વત શોભે, તેમ શોભતા હતા. ને પાંચ સુવર્ણના તારાનાં ચિન્હ જેમાં હતાં એવા તાલ વૃક્ષના ચિન્હવાળા મ્હોટા ધ્વજે કરી નિર્મળ સૂર્ય સરખા પ્રકાશવાળા ભીષ્મ કૌરવ સૈન્યની અગાડીમાં ઉભા હતા.-હે ભરતર્ષભ, તમારા પક્ષના જે જે મ્હોટા ધનુષવાળા રાજાઓ ભીષ્મને વિંટીને જેવી રીતે ઉભા હતા. તે હું તમને કહું તે તમે સાંભળો—પદ્મ સરખા વર્ણવાળો ગોવાસન દેશનો રાજા શૈબ્ય પોતાના પક્ષના સર્વ રાજાઓ સહિત, જેની ઉપર રાજાઓને લાયક એવો પતાકા હતો એવા શ્રેષ્ઠ હાથી ઉપર બેસીને સર્વ સૈન્યની આગળ ચાલ્યો હતો. તેની વાંસે સિંહના પૂછડા સરખી આકૃતિવાળી ધ્વજા જેમાં હતી એવા રથમાં બેઠલા અશ્વથામા યુદ્ધ કરવા સારૂ ચાલ્યા, તેની પાછળ શ્રુતાયુદ્ધ, ચિત્રસેન પુરૂમિત્ર, વિવિંશતિ, શલ્ય, ભૂરિશ્રવા તથા મહારથિ વિકર્ણ મ્હોટા ધનુષ તથા કવચવાળા એ સાત જણ અશ્વત્થામાને મુખ્ય કરીને રથમાં બેસી ભીષ્મની અગાડીમાં ચાલનાર થયા હતા; જેઓના

સુવર્ણમય અત્યંત ઉંચા રથધ્વજ રથોને શોભાયમાન કરતા શોભતા હતા, હે રાજા, યુદ્ધારંભ વેળાએ આચાર્યમુખ્ય દ્રોણનો રથધ્વજ સુવર્ણની વેદી તથા કમંડળનાં ચિન્હ યુક્ત હોવાથી ધનુષ સહિત શોભતો હતો. વળી તે સમય અનેક સેંકડો સેનાને આકર્ષણ કરી યુદ્ધભૂમિ પ્રત્યે લઈ જતા દુર્યોધનનો રથધ્વજ, મણિમય હસ્તિના ચિન્હ યુક્ત હોવાથી શોભતો હતો; જે રાજાની અગાડીમાં પૌરવ, કાલિંગ, સુદક્ષિણ સહિત કાંબોજ, ક્ષેમધન્વા તથા શલ્યના રથો ઉભા હતા. વૃષભના ચિન્હવાળી ધ્વજાવાળા અમૂલ્ય રથમાં બેસીને, કૃપાચાર્ય માગધ સૈન્યના અગ્રભાગને આકર્ષણ કરતા યુદ્ધ માટે રણભુમિ પ્રત્યે જવા લાગ્યા હતા. તે વેળા શરદઋતુમાં મેઘ સરખા તે પ્રાચિ દિશાના રાજાઓના બળની વૃષકેતુ તથા કૃપાચાર્ય રક્ષા કરતા હતા. હે રાજા, પોતાની અક્ષોહિણી સેનાના અગ્રભાગને વિષે ઉભેલો મ્હોટા યશવાળો જયદ્રથ, વરાહના ચિન્હવાળા સુવર્ણના ધ્વજે કરી અત્યંત શોભતો હતો; જેને જે એક લાખ રથ, આઠ હજાર હસ્તિ તથા સાઠ હજાર અશ્વ વશ વર્તતા હતા, તે સર્વ સૈન્ય અત્યંત શોભતું હતું. હે રાજા, સાઠ હજાર રથ તથા દશ હજાર હસ્તિ અને કેતુમાન નામના રાજા સહિત સર્વ કલિંગ દેશનો પતિ શ્રુતાયુધ રાજા યુદ્ધ કરવા સારૂ રણભૂમિ પ્રત્યે ગયો; જેના સૈન્ય માંના પર્વત સરખા મ્હોટા હસ્તિઓ ઉપર રહેલા તોપ, ગુરંજ, ભાથા તથા પતાકાઓએ કરી શોભતા હતા. હે રાજા, તે વેળા તે પોતે શ્રુતાયુધ રાજા પણ શ્વેત છત્ર, પદક, ચામર, વ્યજન તથા અગ્નિ સરખા ધ્વજે કરીને અત્યંત શોભતો હતો. તે સમય કેતુમાન રાજા વિચિત્ર અંકુશવાળા હસ્તિ ઉપર બેશીને જેમ વાદળામાં રહેલો સૂર્ય શોભે, તેમ શોભતો હતો. ઉત્તમ હસ્તિ ઉપર બેઠેલો તથા ઈંદ્ર સરખો તેજસ્વિ ભગદત્ત રાજા, યુદ્ધ કરવા સારૂ ગયો. તે વેળા હસ્તિ ઉપર બેઠેલા ભગદત્ત સમાન, કેતુમાન રાજાને અનુસરનારા તથા અવંતિ પુરીના રાજા વિંદ તથા અનુવિંદ યુદ્ધ કરવા સારૂ ગયા. રથરૂપ સૈન્યવાળો, હસ્તિરૂપ અંગવાળો, રાજાઓ રૂપી મસ્તકવાન તથા અશ્વરૂપી પાંખવાળો, ઉગ્ર, જાણે હસતો હોય શું એવો અને દ્રોણ, ભીષ્મ અશ્વત્થામા બાહ્લિક તથા કૃપાચાર્યે રચેલો સૈન્યવ્યૂહ ચારે કોરથી એકદમ જવા લાગ્યો હતો.

द्रोणेनविहितोराजन् राज्ञाशांतनवेनच ।
तथैवाचार्यपुत्रेण बाल्हीकेनकृपेणच ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भगवद्गीतापर्वणि सैन्यवर्णने गुर्जरभाषायां सप्तदशोऽध्यायः ॥ १७ ॥

---

संजयउवाच—ततोमुहूर्त्तात्तुमुलः शब्दोहृदयकंपनः ।
अश्रूयतमहाराज योधानांप्रयुयुत्सतां ॥ १ ॥

સંજય કહે છે—હે મહારાજ, ત્યાર પછી એક મુહૂર્ત કેડે યુદ્ધ કરવા તૈયાર થયેલા યોદ્ધાઓના હૃદયને કંપાવે એવો મ્હોટો તુમુલ શબ્દ સંભળાતો હતો. ને તે વેળા શંખને તથા દુંદુભીના શબ્દ અને હસ્તિઓની ચીસ તથા રથના ચાકના શબ્દે કરી જાણે પૃથ્વી ફાટે છે એમ દેખાતું હતું. વળી તે વેળા એક ક્ષણમાં હણહણાટી કરતા એવા અશ્વો તથા ગર્જના કરતા એવા યોદ્ધાઓના શબ્દે કરીને, આકાશ તથા પૃથ્વી વ્યાપ્ત થયાં હતાં. હે અસહ્ય

રાજા ધૃતરાષ્ટ્ર જ્યારે બેઉ પક્ષનો યુદ્ધમાં સમાગમ થયો ત્યારે તમારા પુત્રના તથા પાંડવોના પક્ષનાં સૈન્ય અત્યંત કંપવા લાગ્યાં હતાં. ને તે સેનાઓને વિષે સુવર્ણથી શોભાયમાન કરેલા પ્રકાશમાન હસ્તિ તથા રથો, જેમ વિજળી સહિત મેઘ દેખાય; તેમ દેખાતા હતા. હે નરાધિપ તમારા પક્ષમાંના સૈન્યમાં અનેક પ્રકારના ધ્વજો હતા; અને સુવર્ણના બાજુબંધ ધારણ કરેલા યોદ્ધાઓ પ્રજ્વલિત અગ્નિ સરખા શોભતા હતા. હે ભારત, તમારા પક્ષમાં તથા શત્રુ પાંડવના પક્ષમાંના શુભ ધ્વજો, જેમ ઇંદ્રના ભવનને વિષે શુભ એવા મહેંદ્રધ્વજ દેખાય, તેમ દેખાતા હતા. વળી અગ્નિ તથા સૂર્ય સરખા પ્રકાશમાન સુવર્ણનાં કવચ ધારણ કરેલા સૈન્યમાંના શૂરવીર પુરૂષો, અગ્નિ તથા સૂર્ય સરખી કાંતિવાળા દેખાતા હતા. હે રાજા, વિચિત્ર આયુધ તથા ધનુષ ધરેલ હાથમાં ચર્મનાં મોજાં પહેરેલા, પતાકા જેની ઉપર હતા એવા, ક્રોધાક્રાંત નેત્રવાળા, મ્હોટા ધનુષવાળા તથા સૈન્યના અગ્રભાગને વિષે પ્રાપ્ત થયેલા કૈરવ પક્ષના યોદ્ધાઓ, વિચિત્ર ઉગામેલાં આયુધે કરીને અત્યંત શોભતા હતા. હે નરાધિપ, દુઃશાસન, દુર્વિષહ દુર્મુખ, દુઃસહ, વિવિંશતિ, ચિત્રસેન, મહારથિ વિકર્ણ, સત્યવ્રત, પુરૂમિત્ર, જય, ભુરિશ્રવા તથા શલ એ તમારા પુત્રાદિ, ભીષ્મની પછવાડેથી રક્ષા કરતા હતા; ને તેઓની વાંસે ચાલનારા વિશ હજાર રથો પણ તેનીજ રક્ષા કરતા હતા; વળી અભીષાહ, શૂરસેન, શિબિ, વસાતય, શલ્વ, મત્સ્ય, અંબષ્ટ, ત્રિગર્ત, કેકય, સૌવીર, કેતવ અને પૂર્વ, પશ્ચિમ તથા ઉત્તર દિશાને વિષે રહેનાર શૂરવીર તથા યુદ્ધમાં શરીરનો ત્યાગ કરનાર યોદ્ધાઓ, મ્હોટા રથ સમૂહ યુક્ત થઈ ભીષ્મની રક્ષા કરતા હતા. વળી અતિ વેગવાન, દશ હજાર હસ્તિનું સૈન્ય તથા મગધ દેશનો રાજા જે સૈન્યમાં હતો એવું રથ સૈન્ય પણ ભીષ્મની વાંસે ગયું હતું. હે રાજા, સૈન્યમાંના રથના ચક્રની રક્ષા કરનાર તથા હસ્તિના પાદ રક્ષક સાઠ લાખ પુરૂષો હતા. હે રાજા, ધનુષ, ઢાલ તથા તરવાર જેના હાથમાં હતાં એવા અને છરા તથા સાંગે કરી યુદ્ધ કરનાર લાખો પદાતિ આગળ ચાલતા હતા. હે ભારત, હે મહારાજ, તમારા પુત્ર દુર્યોધનની અગિયાર અક્ષોહિણી સેના, જેમ યમુના જેના મધ્યમાં હોય એવી ગંગા દેખાય, તેમ દેખાતી હતી.

अक्षौहिण्योदशैकाच तवपुत्रस्यभारत ।
अदृश्यंतमहाराज गंगेवयमुनांतरा ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भगवद्गीतापर्वणि सैन्यवर्णने गुर्जरभाषायां अष्टादशोऽध्यायः ॥ १८ ॥

---

धृतराष्ट्रउवाच–अक्षौहिण्यादशैकाच व्यूढांदृष्ट्वायुधिष्ठिरः ।
कथमल्पेनसैन्येन प्रत्यव्यूहतपांडवः ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય, વ્યૂહરચનાથી ઉભેલી અગિયાર અક્ષોહિણી સેનાને જોઇને, મનુષ્ય, દેવતા, ગંધર્વ તથા અસુરની વ્યૂહરચનાને જાણનાર કુંતિ પુત્ર પાંડવ યુધિષ્ઠિરે, ભીષ્મની સામે કેવી રીતે પોતાની સેનાની વ્યૂહરચના કરી? સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર, દુર્યોધનની વ્યૂહરચનાથી ઉભેલી સેનાઓને જોઇને, ધર્માત્મા એવા ધર્મરાજ યુધિષ્ઠિરે, અર્જુનને કહ્યું કે હે તાત, મહર્ષિ બૃહસ્પતિના વાક્યથી મહત્પુરૂષોએ જો શત્રુના સૈન્યથી પોતાનું સૈન્ય ઓછું હોય

તો તેણે પોતાના સર્વ સૈન્યને એક મેળવી, તેની સાથે યુદ્ધ કરાવવું, કેમકે ઘણું સૈન્ય હોય તો તે જૂદે જૂદે ઉભા રહીને પણ પોતાનું ઇચ્છિત કરી શકે છે એમ કહેલ છે. હે અર્જુન, જેમ ઘણા સૈન્યની સામે અલ્પ સૈન્ય સોઇની અણી સરખું થાય છે, તેમ આપણા શત્રુના સૈન્ય કરતાં આપણું સૈન્ય ઘણુંજ થોડું છે; માટે પૂર્વોક્ત બૃહસ્પતિના વચનને જાણીને તું વ્યૂહરચના કર. હે ધૃતરાષ્ટ્ર, એ પ્રમાણે ધર્મરાજનાં વચન સાંભળીને અર્જુને તેને કહ્યું કે હે રાજસત્તમ, આ હું તમારી સેનાનો દુઃખે કરી પણ ન જીતાય, અચળ તથા પૂર્વે ઇંદ્રે રચેલો વજ્રવ્યૂહ નામનો વ્યૂહ રચું છું. ને સંગ્રામને વિષે શત્રુઓએ ઉપન્ન થએલા વાયુની પેઠે દુઃસહ, પ્રહાર કરનારમાં ઉત્તમ, પુરૂષમાં શ્રેષ્ઠ તથા યુદ્ધના ઉપાયમાં વિચક્ષણ ભીમસેન, સંગ્રામમાં શત્રુ સૈન્યના તેજને નાશ કરતા આપણી અગાડીમાં યુદ્ધ કરશે; જેને જોઇને દુર્યોધનાદિ સર્વ કૌરવો ત્રાસ પામીને, જેમ ક્ષુદ્રમૃગ સિંહને જોઇને ભાગી જાય, તેમ ભાગી જશે. હે રાજા, પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ તે ભીમસેનરૂપ કીલ્લાનો આપણે આશ્રય કરી, જેમ દેવતાઓ ઇંદ્રરૂપ કિલ્લાનો આશ્રય કરી નિર્ભય થાય તેમ નિર્ભય થઇશું. કેમકે પુરૂષમાં શ્રેષ્ઠ અતિ ઉગ્ર કર્મવાળા તથા ક્રોધ પામેલા આ ભીમસેનની સામું પણ જોવાને સમર્થ થાય એવા ત્રણ લોકમાં કોઇ પુરૂષ નથી. હે ધૃતરાષ્ટ્ર. એ પ્રમાણે મહાબાહુ અર્જુન યુધિષ્ઠિરને કહીને, પોતાની સેનાની વજ્રવ્યૂહરચના કરી યુદ્ધભૂમિ પ્રત્યે જવા લાગ્યો. હે રાજા, યુદ્ધભૂમિ વિષે જવા લાગેલા કૌરવપક્ષને જોઇને ચાલતી થઇ એવી પાંડવની મ્હોટી સેના, ઘણા મત્સ્યવાળી પૂર્ણ ગંગા સરખી હતી. તે સેનાની અગાડીમાં ભીમસેન હતા, અને તેની વાંસે મહાપરાક્રમિ ધૃષ્ટદ્યુમ્ન નકુળ, સહદેવ તથા ધૃષ્ટકેતુ રાજા હતા ને એક અક્ષૌહિણી સેના, પોતાના ભાઇયો તથા પુત્રો સહિત વિરાટ રાજા તેની પાછળથી રક્ષા કરતા હતા. ભીમસેનના ચક્રરક્ષક માદ્રીપુત્ર મહા તેજસ્વી નકુળ તથા સહદેવ હતા અને મ્હોટા વેગવાન દ્રૌપદીના પાંચ પુત્ર તથા સુભદ્રાનો પુત્ર અભિમન્યુ તેની પાછળથી રક્ષા કરતા હતા. તેઓની રથિ પુરૂષમાં મુખ્ય એવા પ્રભદ્રક નામના શૂરવીરો રક્ષા કરતા હતા તથા સેના સહિત પંચાળ દેશમાં ઉત્પન્ન થયેલો મહારથિ ધૃષ્ટદ્યુમ્ન રક્ષા કરતો હતો. હે ભરતકુળમાં શ્રેષ્ઠ, ભીષ્મને મારવા સારૂં સાવધ થયેલો તથા અર્જુને રક્ષા કરેલો શિખંડી તેઓની પાછળ યુદ્ધ ભૂમિ પ્રત્યે જવા લાગ્યો હતો. તે અર્જુનની પાછળથી મહા બળવાન સાત્યકિ રક્ષા કરતો હતો, અને તેના ચક્ર રક્ષક પંચાળ દેશમાં ઉત્પન્ન થયેલા યુધામન્યુ તથા ઉત્તમૌજા અને કેકય, ધૃષ્ટકેતુ તથા વીર્યવાન ચેકિતાન હતા. હે રાજા, જે વેળા વેગથી પરાક્રમ કરે તો સમુદ્રને પણ શોષવે એવા ભીમસેને વજ્ર સરખી ગદા ધારણ કરી, તે વેળા અર્જુને તેને કહ્યું કે હે ભ્રાત, તમારા જોતાં અમાત્યો સહિત ધૃતરાષ્ટ્રના આ પુત્ર ઉભા છે, તે સર્વ આ યુદ્ધમાં તમારો વિભાગ છે; વાસ્તે તમે આ ટાણે મ્હોટું બળ દેખાડો. હે ધૃતરાષ્ટ્ર, એ પ્રમાણે ભીમસેનને અર્જુને કહ્યું, ત્યારે સર્વ સૈન્યના પુરૂષોએ યુદ્ધારંભની વેળાએ અનુકૂળ વાણિથી તેનું વખાણ કર્યું. હવે ચળાયમાન સરખા મોટા તથા મદોન્મત્ત હસ્તિયોથી વિંટાયેલા કુંતિપુત્ર યુધિષ્ઠિર રાજા, વચલા સૈન્યમાં ઉભેલા શોભતા હતા. પરાક્રમિ તથા ઉદાર મનવાળો પંચાળ દેશના રાજા દ્રુપદ, પોતાની એક અક્ષૌહિણી સેના સહિત પાંડવને માટે વિરાટ રાજાની પાછળ જવા લાગ્યો હતો. હે રાજા, પાંડવાદિના રથ ઉપર સૂર્ય તથા ચંદ્ર સરખી કાંતિવાળા, સુવર્ણથી શોભિતા તથા અનેક ચિન્હવાળા મ્હોટા ધ્વજો હતા. તે વેળા પોતાના ભાઇઓ તથા પુત્રો સહિત મહારથિ ધૃષ્ટદ્યુમ્ન પાછળથી સર્વ સેનાને એકઠી

કરીને, યુધિષ્ઠિરની રક્ષા કરતો હતો. હે રાજા, તે સમય તમારા તથા પાંડવોના સૈન્યમાંના રાજાઓ તથા યોદ્ધાઓના રથધ્વજને પરાભવ કરી વાનરરૂપ હનુમાન અર્જુનના રથધ્વજ પ્રત્યે આવી બેઠો હતો. ભીમસેનની રક્ષા કરનાર અને તલવાર, શક્તિ તથા લાકડી ધારણ કરેલા લાખો પાયદળ અગાડીમાં ચાલતા હતા. કુંભસ્થળમાંથી મદ જેમને ઝરતા હતા એવા, બળવાન સુવર્ણની ઝુલોયે કરી પર્વત સરખા શોભાયમાન, અમૂલ્ય, કમળ સરખી સુગંધવાળા, વર્ષતા મેઘ સરખા તથા ઝરણાં ઝરતા પર્વત સરખા દશ હજાર હસ્તિ યુધિષ્ઠિરની વાંસે જતા હતા. તે વેળા ઉદાર મનવાળો. તથા દુરાધર્ષ ભીમસેન, પરિઘ સરખી ભયંકર ગદા ધારણ કરીને, પોતાનાં મ્હોટાં સૈન્યને યુદ્ધભૂમિ પ્રત્યે લઇ ચાલ્યો હતો. તે વેળા, સૂર્યની પેઠે દુઃખે કરીને પણ જેની સામું જોવાય નહી એવા તથા સેનાને જાણે તપાવતા હોય શું એવા ભીમસેનની સામે જોવાને, તમારા પક્ષના સર્વ યોદ્ધાઓ સમર્થ થયા ન હતા. ચારે કોરથી નિર્ભય, ધનુષ તથા વિજળી સરખ ધ્વજાવાળા, ભયંકર અર્જુને રક્ષા કરેલા, મનુષ્ય લોકને વિષે અજય અને પાંડવોએ રક્ષા કરેલા વજ્ર નામના સૈન્ય વ્યૂહની રચના કરીને, તેઓ તમારી સેનાની સામે ઉભા હતા. હવે હે રાજા, સૂર્યોદયના વેળામ બેઉ પક્ષનાં સૈન્ય સંધિમાં ઉભાં "સામ સામે ઉભાં" ત્યારે વાદળાં વગર પાણીના બિંદુ સહિત મ્હોટા કડાકા વાળો વાયુ આકાશમાંથી અને કાંકરા ઉડે એવો રૂક્ષ વાયુ ચોતરફથી વાવા લાગ્યો હતો, જેથી ઉડતી રજે કરીને સર્વત્ર અંધકાર થયો હતો. વળી હે ભરતકુળમાં શ્રેષ્ઠ, ઉદય થતા સૂર્યના તેજને ઢાંકી લઇને મ્હોટા શબ્દવાળો પૂર્વાભિમુખ ઉલ્કાપાત થયો હતો. વળી જયારે બેઉ પક્ષનાં સૈન્ય યુદ્ધ કરવા તૈયાર થયાં, ત્યારે સૂર્ય કાંતિ વગરનો થયો હતો તથા શબ્દ કરતી એવી પૃથ્વી ચલાયમાન થઇ ફાટી હતી. વળી સર્વ દિશાઓમાં મ્હોટા શબ્દ થવા લાગ્યા હતા તથા તીવ્ર રજ ઉડવા લાગી હતી; તેથી કંઇ પણ દેખાતું ન હતું. વળી ઘુઘરીઓ જેમાં બાંધેલી હતી એવા સુવર્ણની માળા તથા વસ્ત્રોએ કરી શોભાયમાન, મ્હોટી સૂર્ય સરખી તેજવાન તથા મ્હોટી પતાકા સહિત ધ્વજાઓનો તાલવન સરખો મ્હોટો ઝણઝણાટ થઇ રહ્યો હતો. હે ભરત કુળમાં શ્રેષ્ઠ, એ પ્રમાણે પુરૂષમાં સિંહરૂપ તથા યુદ્ધમાં આનંદ આપનાર પાંડવો, હાથમાં ગદા લઇને અગાડીમાં ઉભેલા ભીમસેનને જોઇને, તમારા પક્ષના યોદ્ધાઓની મજ્જાને જાણે ગ્રાસ કરતા હોય શું એમ તમારા પુત્ર દુર્યોધનની સેનાની સામે વ્યૂહરચના કરી ઉભા હતા.

दृष्ट्वाग्रतो भीमसेनं गदापाणिमवस्थितं ।

इति श्रीमहाभारते भीष्मपर्वणि भगवद्गीतापर्वणि पांडवसैन्यव्यूहे गुर्जरभाषायां एकोनविंशोऽध्यायः ॥ १९ ॥

---

धृतराष्ट्र उवाच–सूर्योदये संजय के नु पूर्वं युयुत्सवो हृष्यमाणा इवासन् ।
मामका वा भीष्मनेत्राः समीपे पांडवा वा भीमनेत्रास्तदानीं ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર પૂછેછે—હે સંજય, જયારે સૂર્યોદય થયો, ત્યારે ભીષ્મ જેમને નિયમમાં રાખનાર હતા એવા મારા પુત્રો તથા ભીમસેન જેમને નિયમમાં રાખેછે એવા પાંડવોમાંથી પ્રથમકોણ યુદ્ધ કરતા વિષે ઉત્સાહવાન થયા હતા ચંદ્ર, સુર્ય તથા વાયુંકોની પાછળ રહેતા હતા કોની સેનાનીસામે

શીકારી ચોપગાં શબ્દ કરતાં હતાં તથા કોના પક્ષના યુવાન યુવાન પુરૂષોનાં મુખવર્ણ પ્રસન્ન હતા? એ તું સર્વ મને યથાર્થ કહે. સંજય કહે છે—હે નરેંદ્ર, બેઉ પક્ષનો સેનાવ્યૂહ યથાર્થરૂપે યુદ્ધ માટે પ્રાપ્ત થયો હતો; જે પ્રસન્ન વનપંક્તિ સરખી શોભાવાળો, હસ્તિ, અશ્વ તથા રથે કરી પરિપૂર્ણ, મ્હોટો, ભયંકર દેખાવવાળો દુઃખે કરી સહન થાય નહિ એવો, સ્વર્ગને પણ જીતવાસારૂજ જાણે ઉત્પન્ન થયો હોય એવો અને સત્પુરૂષો જેમાં હતા એવો હતો. હે ભારત, તે બે પક્ષની સેનામાં દુર્યોધનની સેના પશ્ચિમાભિમુખ ઉભી હતી; ને યુદ્ધ કરવાની ઇચ્છાવાળા પાંડવો પૂર્વાભિમુખ ઉભા હતા. હે રાજા, કૌરવની સેના દૈત્યોના રાજા બળિની સેના સરખી દેખાતી હતી અને પાંડવની સેના દેવતાના રાજા ઇંદ્રની સેના સરખી દેખાતી હતી. પાંડવોને વાયુ વાંસેથી વાતો હતો અને માંસ ખાનારાં પશુઓ કૌરવોની સામે શબ્દ કરતાં હતાં. પાંડવ પક્ષની સેનામાંના હસ્તિયોના તીવ્ર એવા મદગંધને, કૌરવ પક્ષના હસ્તિયો સહ નકરી શકતા ન હતા. હે રાજા, કમળ સરખા વર્ણવાળા, સુવર્ણની દોરી જેના ગળામાં બાંધી હતી એવા, સુવર્ણની જાળી જેની ઉપર નાંખી હતી એવા તથા મદ જેના કુંભસ્થળમાંથી ઝરતો હતો એવા હસ્તિ ઉપર બેઠેલા બંદિજન તથા માગધોએ સ્તુતિ કરેલા, ચંદ્રની કાંતિ સરખું સફેદ છત્ર જેની ઉપર હતું એવા, સુવર્ણની માળા જેના ઉત્તમ અંગને વિષે શોભતી હતી એવા તથા કૌરવોના મધ્યમાં પ્રાપ્ત થએલા દુર્યોધનને ચારે કોરેથી વીંટીને કંધાર દેશનો રાજા શકુની પોતાના દેશમાંના પર્વતો વિષે રહેનારા યોદ્ધાઓ સહિત યુદ્ધ ભૂમિ પ્રત્યે જતો હતો. હે ધૃતરાષ્ટ્ર, સફેદ છત્ર, ધનુષ તલવાર તથા પાઘડી જેનાં હતાં એવા અને સફેદ ધ્વજવાળા તથા સફેદ અશ્વ જોડેલા શ્વેત પર્વત સરખા રથમાં બેઠેલા વૃદ્ધ ભીષ્મ, સર્વ સૈન્યની અગાડીમાં હતા, જેના સૈન્યમાં તમારા સર્વ પુત્રો, બાહ્લિક શલ અને અંબષ્ટ, સિંધુ, સૌવીર તથા પંચનદ દેશના શૂરવીર ક્ષત્રિયો હતા. લાલ અશ્વ જેમાં જોડયા હતા એવા સુવર્ણના રથમાં બેઠેલા, પર્વતની પેરે અકંપ્ય, ધનુષ ધારણ કરેલા, અતિ પરાક્રમિ તથા મહાત્મા ગુરૂ દ્રોણાચાર્ય, પૂર્વોક્ત ક્ષત્રિયોની પાછળ જતા હતા; જેના સર્વ સૈન્ય મધ્યે વાર્દ્ધ ક્ષાત્રય, ભૂરિશ્રવા, પુરૂમિત્ર, જયત્સેન અને શાલ્વ તથા મત્સ્ય દેશના યોદ્ધાઓ અને યુદ્ધ કરવાની ઇચ્છાવાળા હસ્તિ સૈન્ય સહિત કેકય નામના સર્વ ભાઇયો હતા. સર્વ સૈન્યની ઉત્તર બાજુમાં મુખ્ય, મ્હોટા ધનુષવાળા તથા વિચિત્ર તરેહથી યુદ્ધ કરનાર શરદ્વાનના પુત્ર કૃપાચાર્ય, શક, કિરાત, યવન તથા પહલવોએ સહિત થઇને સૈન્યની ઉત્તરાદિ બાજુ ભણી જતા હતા. હે રાજા, મહારથિ એવા વૃષ્ણિ તથા ભોજકુળના યાદવોએ, પ્રસિદ્ધ તથા શસ્ત્ર ગ્રહણ કરેલા સુરાષ્ટ્રકોએ અને કૃતવર્માએ રક્ષા કરેલું મ્હોટા બળવાળું તમારૂં એક સૈન્ય, સર્વ સૈન્યની દક્ષિણ બાજુથી જતું હતું. હે રાજા, હવે દૈવે અર્જુનના જય માટે અથવા મૃત્યુ માટે ઉત્પન્ન કરેલા રથિ, દશ હજાર સંશપ્તકના ગણ અને મહા શૂરવીર ત્રિગર્ત દેશના યોદ્ધાઓ જ્યાં તે હતો ત્યાં જવા લાગ્યા હતા. હે ભારત, તમારી સેનામાં મુખ્ય એવા સેંકડો તથા હજારો હસ્તિયો હતા. જેમની ભીષ્મે એક એક હસ્તિ પાસે સો સો રથ, એક એક રથ પાસે સો સો અશ્વ, એક એક અશ્વ પાસે દશ દશ ધનુષધારી, અને એક એક ધનુષધારીની પાસે સો સો ઢાલવાળા પાયદળને ઉભા રાખી વ્યૂહરચના કરી હતી. હે રાજા, એ પ્રમાણે ભીષ્મ નિત્ય મનુષ્ય, દેવતા, ગંધર્વ તથા અસુરના વ્યૂહસરખી તમારી સેનાની વ્યૂહ રચના કરતા હતા. એ પ્રમાણે મહારથિયોના સમૂહરૂપ વિસ્તારવાળા તથા સમુદ્ર સરખા શબ્દવાળો ભીષ્મે રચના કરેલો કૌરવનો સૈન્યવ્યૂહ,

યુદ્ધમાં શત્રુની સન્મુખ ઉભો હતો. હે નરેંદ્ર, જેવી તમારી સેના અનંતરૂપ તથા ભયંકર હતી, તેવી પાંડવોની સેના ન હતી; તો પણ જેની રક્ષા કરનાર શ્રીકૃષ્ણ તથા અર્જુન છે,એવી તેમની સેનાનેજ દુઃખે કરી પણ સહન થાય નહીં એવી મ્હોટી છે એમ હું માનું છું.

अनंतरूपा ध्वजिनी नरेंद्र भीमा त्वदीया न तु पांडवानां ।
तां चैव मन्ये बृहतीं दुष्प्रधर्षां यस्या नेता केशवश्चार्जुनश्च ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भगवद्गीतापर्वणि सैन्यवर्णने गुर्जरभाषायां विंशोऽध्यायः ॥ २० ॥

---

संजय उवाच-बृहतीं धार्त्तराष्ट्रस्य सेनां दृष्ट्वा समुद्यतां ।
विषादमगमद्राजा कुंतीपुत्रो युधिष्ठिरः ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર એ પ્રમાણે યુદ્ધ કરવા તૈયાર થયેલી મ્હોટી દુર્યોધનની સેનાને તથા ભીષ્મે રચેલી અભેદ્ય વ્યૂહ રચનાને જોઇને, આ જરૂર કોઇથી પણ ભેદ પામશે નહીં એમ વિચારવાથી ગ્લાનિયુક્ત થયેલા યુધિષ્ટિર રાજાએ અર્જુનને કહ્યું કે-હે મ્હોટી ભુજાવાળા ધનંજય, સંગ્રામને વિષે જેમના મુખ્ય યુદ્ધ કરનાર ભીષ્મ છે એવા કૌરવોની સાથે આપણે યુદ્ધ કરવાને સમર્થ કેમ થઈ શકશું? વળી શત્રુને કષ્ટ આપનાર તથા અતિ તેજસ્વિ ભીષ્મે શાસ્ત્ર વિધિ પૂર્વક કોઇથી ક્ષોભ નહીં પામે એવો તથા અભેદ્ય વ્યૂહ રચ્યો છે; જેથી સૈન્ય સહિત આપણે સંશયને પામ્યા છીએ કે, આ મહા વ્યૂહ સામેથી આપણો જય થશે કે નહીં?! હે ધૃતરાષ્ટ્ર, એ પ્રમાણે યુધિષ્ટિરે કહ્યું, ત્યારે શત્રુને હણનાર અર્જુને, તમારી સેનાને જોઇ ખેદ પામતા પોતાના જ્યેષ્ઠ બંધુને કહ્યું કે હે પૃથ્વીપતિ, ઘણી બુદ્ધિવાળા, શૂરવીર તથા ગુણયુક્ત ઘણા હોય, તેને પણ થોડાઓ જે કારણથી જીતે છે, તેને નારદજી ભીષ્મ તથા દ્રોણ જાણે છે; માટે તે હું ઇર્ષ્યા વગરના તમને કહું તે તમે સાંભળો-હે રાજા, જ્યારે પૂર્વે દેવતા તથા અસુરનો સંગ્રામ થયો હતો, ત્યારે બ્રહ્માએ પણ જે કારણ નારદાદિ જાણે છે, તેજ કારણ ઇંદ્રાદિ દેવતાઓને કહ્યું હતું કે હે દેવતાઓ, યુદ્ધમાં જય મેળવવાની ઇચ્છાવાળા પુરૂષો સત્યતા, અક્રૂરતા, ધર્મ તથા ઉદ્યોગે કરીને જેવો જય મેળવે છે, તેવો બળ તથા પરાક્રમથી મેળવી શકતા નથી. માટે તમે ધર્મ તથા અધર્મનો વિચાર કરી અને મનમાં ઉત્તમ લોભ રાખીને, અહંકાર રહિત થઇ યુદ્ધ કરો; કેમકે જે પક્ષમાં ધર્મ હોય, તેજ પક્ષનો જય થાય. હે યુધિષ્ટિર, એ પ્રમાણે પૂર્વે બ્રહ્માએ ઇંદ્રાદિ દેવતાઓને કહેલું છે માટે આ સંગ્રામમાં આપણો જય અવસ્ય થશે એમ તમે જાણો; કે કે નારદે પણ કહેલું છે કે જ્યાં કૃષ્ણ, ત્યાંજ જય હોય છે. વળી જય શ્રીકૃષ્ણની વાંસે ગતિ કરે છે, માટે તે જ્યાં જાય, ત્યાં તેના પાછળ પાછળ તે પણ જાય છે, ને તેમજ નમ્રતારૂપ સદ્ગુણ પણ તેનીજ પાછળ જાય છે. હે રાજા, અનંત તેજવાળા શત્રુના સમુદાયમાં પણ કદી વ્યથા નહીં પામનાર તથા સનાતનમય ગોવિંદ પુરૂષરૂપ શ્રીકૃષ્ણ છે; માટે જ્યાં તે, ત્યાંજ જય હોય છે. વળી પૂર્વે જ્યારે દેવતાઓ તથા દૈત્યોનું યુદ્ધ થવા તૈયાર થયું હતું, ત્યારે આ કેશવ ભગવાને હરિરૂપે, બેઉ સેનાની વચમાં પ્રાપ્ત થઇને, કોણ

જય પામશો એમ બેઉ પક્ષને પૂછ્યું હતું, ત્યારે ઇંદ્રાદિ દેવતાઓએ હાથ જોડીને નમ્રતાયુક્ત થઇ, હે શ્રીકૃષ્ણ, અમારો જય કેમ થાય એમ કહ્યું હતું; તેથી તેમનો તેના પ્રસાદને લીધે જય થયો હતો અને તેમને ત્રણ લોકનું રાજ્ય પણ મળ્યું હતું. માટે હે ભારત, આ સંગ્રામમાં તમને કંઇ પણ ચિંતા હું જોતો નથી; કેમકે વિશ્વભોક્તા તથા દેવતાઓના ઇશ્વર આ શ્રીકૃષ્ણ તમારાજ જયને ઇચ્છે છે.

तस्य ते न व्यथां कांचिदिह पश्यामि भारत ।
यस्य ते जयमाशास्ते विश्वभुक् त्रिदिवेश्वरः ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भगवद्गीतापर्वणि युधिष्ठिरार्जुनसंवादे गुर्जरभाषायां एकविंशोऽध्यायः ॥ २१ ॥

---

संजय उवाच—ततो युधिष्ठिरो राजा स्वां सेनां समचोदयत् ।
प्रतिव्यूहन्ननीकानि भीष्मस्य भरतर्षभ ॥ १ ॥

સંજય કહે છે—હે ભરતકુળમાં શ્રેષ્ઠ, ત્યાર પછી યુધિષ્ઠિર રાજાએ ભીષ્મની સામે પોતાના સૈન્યની વ્યૂહ રચના કરતાં તેને જવાની આજ્ઞા આપી. ત્યારે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા તથા ધર્મ યુદ્ધ કરી પરમ સ્વર્ગને ઇચ્છતા એવા પાંડવોએ, કૌરવ સૈન્યના વ્યૂહ સામે લાયક એવો પોતાની સેનાનો વ્યૂહ રચ્યો; જેના મધ્ય ભાગમાં અર્જુને રક્ષા કરેલું શિખંડીનું સૈન્ય હતું અને અગાડીમાં ભીમસેન જેની રક્ષા કરતા હતા એવો ધૃષ્ટદ્યુમ્ન હતો.હે રાજા, તે સૈન્યના દક્ષિણ ભાગની યાદવમાં મુખ્ય, ધનુષ ધારણ કરેલા તથા શોભાયમાન સ્વરૂપવાળા સાત્યકિ, જેમ ઇંદ્ર દેવ સેનાની રક્ષા કરે, તેમ રક્ષા કરતા હતા. તે સમય ઇંદ્રના વિમાન સરખા, યુદ્ધનાં સાહિત્ય સહિત, સુવર્ણ તથા રત્નથી વિચિત્ર અને જેના અશ્વોને સુવર્ણનાં ભૂષણ હતાં એવા રથમાં બેઠેલા યુધિષ્ઠિર રાજા, જેમ હસ્તિનાપુરમાં બેસી શોભે, તેમ શોભતા હતા. વળી તે વેળા યુધિષ્ઠિરની ઉપર ઉંચું એવું, દાંતની સળીઓ જેમાં હતી એવું તથા શ્વેત છત્ર હતું; જે અત્યંત શોભતું હતું. વળી તે સમય ઋષિઓ, જેમ ઇંદ્રની સ્તુતિ કરે, તેમ યુધિષ્ઠિરની સ્તુતિ કરતા તેને જમણી બાજુએ ગતિ કરતા હતા. વળી યુધિષ્ઠિરના પુરોહિત તમારા શત્રુનો વધ થાઓ એમ તેને કહેતાં અને બ્રહ્મર્ષિ તથા સિદ્ધ પુરૂષો તેને સાંભળતાં, જય કરવા લાયક મંત્ર તથા મહૌષધીએ કરી સ્વસ્તિવાચન કરતા હતા, ત્યારે કુરૂકુળમાં ઉત્તમ તથા મહાત્મા યુધિષ્ઠિર રાજા, બ્રાહ્મણોને વસ્ત્ર, ગાયો, ફળ, પુષ્પ તથા સુવર્ણની મોહોરો આપતાં, જેમ દેવતાઓનો ઇશ ઇંદ્ર જાય, તેમ યુદ્ધ ભૂમિ પ્રત્યે જતા હતા. હે રાજા,હજાર સૂર્ય સરખા તેજવાળો, અનેક ઘુઘરીઓવાળો, અમૂલ્ય એવાં સુવર્ણ તથા રત્નોએ કરી વિચિત્ર પ્રકારનો, ધોળા અશ્વ જેમાં જોડ્યા હતા એવો તથા એવો તથા શ્રેષ્ઠ ચાકવાળો અર્જુનનો રથ, જેમ ચોતરફથી જ્વાળાવાળો અગ્નિ શોભે, તેમ શોભતો હતો. હે રાજા, શ્રીકૃષ્ણ જેના સારથી હતા એવા તે રથમાં, જેના સરખો ધનુષધારી પૃથ્વી વિષે હાલ કોઇ છે નહીં અને કોઇ વેળા થશે પણ નહી એવો ગાંડીવ ધનુષ તથા બાણ જેના હાથમાં હતાં એવો અને જેના રથ ઉપરની ધ્વજામાં હનુમાન આવી બેઠા છે એવો

અર્જુન વિરાજમાન થયો હતો. હે ભારત, તમારા પુત્ર દુર્યોધનના સૈન્યને નાશ કરવા સારૂં જેણે ભયંકર રૂપ ધર્યું હતું એવા, સુંદર ભુજાવાળા પોતાના ભુજે કરી નર, અશ્વ તથા હસ્તિઓને નાશ કરનાર, શૂરવીરના રથોની રક્ષા કરનાર, સિંહ સરખી ક્રીડા કરનાર, જગતમાં ઇંદ્રની જેને ઉપમા અપાય એવા, સેનાની અગાડીમાં ચાલનાર, દુઃખે કરી પણ સહન થાય નહી એવા અને મદોન્મત હસ્તિ સરખા ગર્વિષ્ટ, નકૂળ તથા સહદેવ સહિત ભીમસેનને જોઇને ઉત્પન્ન થયેલા ભયે કરી ઉદ્વિગ્ન થઇ હતી બુદ્ધિ જેમની એવા તમારા પક્ષના યોદ્ધાઓ, જેમ કાદવમાં ખુંચી ગયેલા હસ્તિ વ્યથા પામે, તેમ વ્યથા પામ્યા હતા. હવે શ્રીકૃષ્ણે સૈન્યની મધ્યમાં ઉભેલા, દુઃખે કરીને પણ કોઇ જેની સામે ટકી શકે નહી એવા તથા ભરતકુળમાં શ્રેષ્ઠ રાજપુત્ર અર્જુનને પોતાની આંગળીથી બતાવતાં કહ્યું કે હે અર્જુન, જે ક્રોધ કરીને તપાયમાન થયા છે, સૈન્યની અગાડીમાં ઉભેલા છે, આપણી સેનાને સિંહની પેઠે જોયા કરે છે તથા જેણે ત્રણુસો અશ્વમેધ યજ્ઞ કર્યા છે, તે આ કુરૂકુળમાં મુખ્ય ભીષ્મ છે; જે મ્હોટા પ્રભાવવાળાને, જેમ મેઘો સૂર્યને વિંટી લે, તેમ આ શત્રુ પક્ષનાં સૈન્ય તેની રક્ષા માટે વિંટી ઉભાં છે. વાસ્તે હે પુરૂષ માત્રમાં શ્રેષ્ઠ, તું એ સેનાઓને નાશ કરીને, ભરતકુળમાં શ્રેષ્ઠ તે ભીષ્મની સાથે યુદ્ધ કરવાની ઇચ્છા કર.

एतान्यनीकानि महानुभावं गूहंति मेघा इवरश्मिमतं ।
एतानि हत्वा पुरुषप्रवीर कांक्षस्व युद्धं भरतर्षभेण ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भगवद्गीतापर्वणि श्रीकृष्णार्जुन-संवादे गुर्जरभाषायां द्वाविंशोऽध्यायः ॥ २२ ॥

---

संजय उवाच—धार्तराष्ट्रबलं दृष्ट्वा युद्धाय समुपस्थितं ।
अर्जुनस्य हितार्थाय कृष्णो वचनमब्रवीत् ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર, વળી યુદ્ધ માટે તૈયાર થઇ ઉભેલાં દુર્યોધનનાં સૈન્યને જોઇને શ્રીકૃષ્ણે, અર્જુનના હિત વાસ્તે તેને કહ્યું કે હે મ્હોટી ભુજાવાળા, તું પવિત્ર થઇ સંગ્રામની અગાડીમાં ઉભા રહીને, શત્રુઓનો પરાજય થાય તે સારૂ દુર્ગાદેવીની સ્તુતિ કર. સંજય કહે છે-હે રાજા, એ પ્રમાણે યુદ્ધારંભ વેળાએ બુદ્ધિમાન્ શ્રીકૃષ્ણે કહ્યું, ત્યારે અર્જુન પોતાના રથમાંથી ભોંયપર ઉતરી હાથ જોડીને, આવી રીતે દુર્ગાદેવીની સ્તુતિ કરવા લાગ્યો કે હે સિદ્ધ પુરૂષોના સમૂહને યોગ સિદ્ધિ આપનારી, હે બ્રહ્મરૂપિણિ, હે મંદર નામના પર્વતને વિષે વસનારી, હે કુમારિ, હે કાળિ, હે કાપીળિ, હે કપિલા, હે કૃષ્ણપિંગલા, હે ભદ્રકાળિ, હે મહાકાળિ, હે ચંડિ, હે પ્રચંડ સ્વરૂપવાળિ, હે ભક્તજનને ઉદ્ધાર કરનારી, હે શ્રેષ્ઠ સ્વરૂપ વાળી, હે કાત્યાયનિ, હે મ્હોટા ભાગ્યવાળી, હે કરાળી, હે વિજયા, હે જયા, હે મયુર પિચ્છ રૂપ ધ્વજાને ધરનારી, હે અનેક પ્રકારનાં આભરણુથી શોભાયમાન, હે અતિ ઉગ્ર ત્રિશુળને ધારણ કરનારી, હે તલવાર તથા ઢાલને ધરનારી, હે કૃષ્ણુની ન્હાની બહેન, હે જેષ્ટા, હે નંદગોપના કુળમાં ઉત્પન્ન થએલી, હે મહિષાસુરનું રૂધિર જેને પ્રિય છે એવી, હે કુશિકગોત્રમાં ઉત્પન્ન થએલી, હે પીળાં વસ્ત્ર ધારણ કરનારી, હે મ્હોટા હાસ્યવાળી, હે ચક્ર સરખા ગોળ મુખવાળી, હે સંગ્રામ જેને પ્રિય છે એવી, હે ઉમા, હે શાકંભરી, હે શંકરરૂપ, હે કૃષ્ણુરૂપ,

હે કૈટભાસુરને નાશ કરનારી, હે પીત નેત્રવાળી, હે ભયંકર નેત્રવાળી, હે ધુમ્રાક્ષિ, વેદ તથા શ્રુતિરૂપ, હે મહાપવિત્ર, હે બ્રહ્મણ્ય, હે અગ્નિરૂપ, હે જંબુદ્વીપની રાજધાનીમાંનાં દેવ મંદિરોની સાન્નીધ્ય જેનાં સ્થાન છે એવી, હું તને વારંવાર નમસ્કાર કરૂં છું. હે ભગવતિ હે દુર્ગે, હે ઘાટા વનમાં નિવાસ કરનારી, સર્વ વિદ્યામાં બ્રહ્મવિદ્યા તું છે, ને સર્વ દેહધારીને મહાનિદ્રા પણ તુંજ છે. વળી સ્વાહા, સ્વધા, કળા, કાષ્ટા, સરસ્વતી, વેદમાતા, ગાયત્રી તથા વેદાંતરૂપ પણ તુંજ છે, હે મહાદેવિ, મેં શુદ્ધ અંતઃકરણથી તારી સ્તુતિ કરી છે, મા.તારા પ્રસાદથી આ સંગ્રામને વિષે મ્હારો જય થાઓ. તું ઘાટા વનમાં, ભયરૂપ કિલ્લાઓમાં તથા ભક્તના આલયને વિષે નિત્ય વસે છે; ને પાતાળમાં રહીને સંગ્રામને વિષે દૈત્યોને નિરંતર જીતે છે. વળી તંદ્રા, નિદ્રા, લજ્જા, લક્ષ્મી, સંધ્યા, પ્રભાવતી, સાવિત્રી, તુષ્ટિ, પુષ્ટિ, ધૃતિ ચંદ્ર તથા સૂર્યને વૃદ્ધિ કરનારી, સમૃદ્ધિમાનની સમૃદ્ધિ, સંગ્રામને વિષે સિદ્ધ તથા ચા ચો જેને જુવે છે એવી અને સર્વને માતાની પેઠે પાળન કરનારી છે. સંજય કહે છે–હે ધૃતરાષ્ટ્ર, એ પ્રમાણે અર્જુને સ્તુતિ કરી ત્યારે તેના મનની ભક્તિને જાણીને દયાવતિ, અંતરિક્ષમાં પ્રાપ્ત થએલી તથા ગોવિંદ શ્રીકૃષ્ણ પાસે ઉભેલી દુર્ગા, તેને કહેવા લાગી કે હે પાંડવ અર્જુન, તું થોડા કાળમાં શત્રુઓને જીતીશ, કેમકે નારાયણની સહાયતાવાળો નર છે. વળી સંગ્રામમાં શત્રુ થઇને ઇંદ્ર પ્રાપ્ત થાય, તોપણ તને જીતી શકે તેમ નથી. હે ધૃતરાષ્ટ્ર, એ પ્રમાણે વરદાન આપનારી દુર્ગા, અર્જુનને કહીને ક્ષણમાત્રમાં અંતર્દ્ધાન થઇ. ને અર્જુન દુર્ગાથી વરદાન પામીને સંગ્રામમાં પોતાનો વિજય થશે એમ માની, પાછો પોતાના રથમાં વિરાજમાન થયો હતો. પછી દિવ્ય એવા એક રથમાં બેઠેલા શ્રીકૃષ્ણ તથા અર્જુન શંખનાદ કરવા લાગ્યા હતા હે રાજા, કોઇ મનુષ્ય પ્રાતઃકાળમાં ઉઠીને, અર્જુને સ્તુતિરૂપે પાઠ કરેલા દુર્ગાસ્તોત્રનો પાઠ કરે, તો તેને કોઈ દિવસે પણ યક્ષ, રાક્ષસ, પિશાચ, શત્રુ, સર્પ, દાઢવાળાં જાનવર તથા રાજકુળથી ભય થાય નહીં અને તે વિવાદમાં જય પામે. હે રાજા, બંધીખાનામાં પડેલો કોઇ પુરૂષ તે સ્તોત્રનો પાઠ કરે, તો તે બંધનથી મુક્ત થાય. વળી તે સ્તોત્રનો પાઠ કરનાર પુરૂષ દુઃખે કરીને પણ ન ઉલ્લંઘન થાય એવાં દુઃખને પણ ઉલ્લંઘે, ચોરથી મૂકાય, સંગ્રામમાં જય પામે, લક્ષ્મીને પામે અને અરોગતા તથા બળયુક્ત થઇને સો વર્ષ પર્યંત જીવે એમાં સંશય નહીં; કેમકે એ સર્વ મેં બુદ્ધિમાન્ વ્યાસજીના પ્રસાદથી જાણ્યું છે. હે રાજા, શ્રીકૃષ્ણ તથા અર્જુન ઋષિરૂપ નારાયણ તથા નર છે; જેમને કાળપાસથી બંધાયલા, દુષ્ટાત્માવાન તથા ક્રોધને વશ્ય થએલા તમારા સર્વ પુત્રો મોહને લીધે ઓળખતા નથી. હે રાજા, વેદ વ્યાસ નારદજી, કણ્વ તથા નિષ્પાપ પરશુરામે કાળોચિત વાક્ય કહીને તમારા પુત્ર દુર્યોધનને યુદ્ધ કરવાથી, વાર્યો પણ તેણે તેમનાં વાક્યને માન્ય કર્યાં નહીં. પણ જ્યાં ધર્મ, તેજ, કાંતિ, લજ્જા, લક્ષ્મી તથા મતિ હોય છે, ત્યાંજ કૃષ્ણ હોય છે; ને જ્યાં તે, ત્યાંજ જય હોય છે.

यत्र धर्मो द्युतिःकांतिर्यत्र ह्रीः श्रीस्तथा मतिः ।
यतो धर्मस्ततःकृष्णो यतः कृष्णस्ततो जयः ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भगवद्गीतापर्वणि दुर्गास्तोत्रे गुर्जरभाषायां त्रयोविंशोऽध्यायः ॥ २३ ॥

—✻—

धृतराष्ट्र उवाच—केषां प्रहृष्टास्तत्राग्रे योधा युध्यंति संजय ।
उदग्रमनसः के वा के वा दीना विचेतसः ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે હે સંજય, કોના પક્ષના યોદ્ધાઓ પ્રસન્ન થઇને યુદ્ધ કરતા હતા? પ્રફુલ્લિત મનાવળા કોણ હતા? ને દીનમનવાળા કોણ હતા? હે સંજય, હૃદયને કંપાવે એવા તે યુદ્ધમાં પ્રથમથી પ્રહાર મ્હારા પુત્રોએ કે પાંડવોએ કર્યો? વળી કોની સેનામા સુગંધિ વાયુ આવતો હતો? ને ગર્જના કરનાર યોદ્ધાઓની શુભ વાણી કોના પક્ષમાંથી નીકળતી હતી? સંજય કહે છે-હે રાજા, યુદ્ધારંભ વેળાએ બેઉ પક્ષના યોદ્ધાઓ પ્રસન્ન હતા, તેમની માળાઓ પણ સમાન હતી તથા સુગંધી વાયુ બેઉ પક્ષને વિષે વાતો હતો. હે ભરતકુળમાં શ્રેષ્ઠ, એકઠા મળેલા, વ્યૂહ રચનાથી ઉભેલા તથા એક બીજાના સંમર્ગથી વૃદ્ધિ પામેલા તે સૈન્યોનો મ્હોટો વિમર્દ થવા લાગ્યો હતો તે સમય શંખ તથા ભેરિએ સહિત અન્ય વાજીંત્રનો અને અનેક બીજા સામે ગર્જના કરતા એવા રણશૂરવીરોનો તુમુલ એવો શબ્દ થયો હતો. હે ભરતકુળમાં શ્રેષ્ઠ રાજા, બેઉ પક્ષની સેના વિષે એક બીજાની સામે જોતા એવા યોદ્ધાઓ, ગર્જના કરતા એવ હસ્તિઓ તથા હર્ષ પામેલા બાકીનાં સૈન્યનો મ્હોટો વિમર્દ થયો હતો.

उभयोः सेनयो राजन्महान्व्यतिकरोऽभवत् ।
अन्योन्यं वीक्ष्यमाणानां योधानां भरतर्षभ ॥
कुंजराणां च नदतां सैन्यानां च प्रहृष्यतां ॥ १ ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भगवद्गीतापर्वणि धृतराष्ट्रसंजयसंवादे गुर्जरभाषायां चतुर्विंशोऽध्यायः ॥ २४ ॥

---

धृतराष्ट्र उवाच—धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ।
मामकाः पांडवाश्चैव किमकुर्वत संजय ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર પૂછેછે—હે સંજય, ધર્મનાં સ્થાનરૂપ કુરૂક્ષેત્રને વિષે યુદ્ધ કરવાની ઇચ્છાથી એકઠા મળેલા મારા પુત્ર કૌરવો તથા પાંડવોએ શું કર્યું? સંજય કહે છે-હે રાજા, તે વેળા વ્યૂહ રચના કરીને ઉભેલાં પાંડવ સૈન્યને જોઇને દુર્યોધન રાજાએ દ્રોણાચાર્યને મળી આવી રીતે વચન કહ્યું કે હે આચાર્ય, તમારા શિષ્ય બુદ્ધિમાન દ્રુપદ પુત્ર ધૃષ્ટદ્યુમ્ને વ્યૂહ રચનાએ કરી ઉભી રાખેલી આ પાંડવોની સેનાને તમે જુવો; જેમાં સંગ્રામને વિષે ભીમસેન તથા અર્જુન સરખા મ્હોટા ધનુષવાળા શૂરવીર સાત્યકિ, વિરાટ, મહારથિ દ્રુપદ, ધૃષ્ટકેતુ, ચેકિતાન, વીર્યવાન કાશિરાજા, પુરૂજીત, કુંતિભોજ, મનુષ્યમાં શ્રેષ્ઠ શૈબ્ય, મહા- પરાક્રમિ યુધામન્યુ, વીર્યવાન ઉતમૌજા, સુભદ્રાનો પુત્ર અભિમન્યુ તથા દ્રૌપદીના પ્રતિવિંધ્યાદિ પાંચપુત્ર એ સર્વ મહારથિ છે. હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ, આપણા સૈન્યના જે શ્રેષ્ઠ નાયકો છે તે હું તમને જાણવા માટે કહું તે તમે સાંભળો—તમે, ભીષ્મ, કર્ણ, સંગ્રામને જીતનાર કૃપાચાર્ય, અશ્વત્થામા, વિકર્ણ, સોમદત્તનો પુત્ર ભૂરિશ્રવા તથા જયદ્રથ અને મારે માટેજ જીવિત ત્યાગ કરવા તૈયાર થએલા, અનેક તરેહનાં તલવારાદિ શસ્ત્ર તથા ગદાદિ પ્રહાર કરવાનાં સાધનવાળા અને યુદ્ધમાં કુશળ એવા

બીજા પણ શલ્ય તથા કૃતવર્માદિ શૂરવીરો છે. તે સર્વ શૂરવીરવાળું તથા ભીષ્મે ચોતરફથી રક્ષા કરેલું આપણું સૈન્ય, પાંડવો સાથે યુદ્ધ કરવાને અસમર્થ છે, ને ભીમસેને રક્ષા કરેલું પાંડવ સૈન્ય આપણુની સાથે યુદ્ધ કરવા સમર્થ છે એમ મને ભાસે છે. કેમકે ભીષ્મ બે પક્ષનો પક્ષપાત કરનાર છે અને ભીમસેન એક પોતાનોજ પક્ષપાતિ છે. માટે વ્યૂહમાં પ્રવેશ કરવાના માર્ગને વિષે પોતપોતાના ભાગમા આવેલી ભૂમિ પ્રત્યે ઉભા રહીને તમે સર્વ, ભીષ્મની ચારે કોરથી રક્ષા કરો; કેમકે તેના બળથીજ આપણુ સર્વનું જીવિત છે. હે ધૃતરાષ્ટ્ર, એ પ્રમાણે દ્રોણાચાર્યને કહેતા એવા દુર્યોધનને હર્ષ ઉપજાવતાં પ્રતાપિ કુરૂવૃદ્ધ પિતામહ ભીષ્મે મ્હોટેથી સિંહનાદ કરીને, શંખનાદ કર્યો. ત્યાર પછી તમારી સેનાના પુરૂષોએ શંખ, નગારાં, પ્રણુવ, આનક તથા ગોમુખ નામનાં યુદ્ધવાદ્ય એકદમ વગાડ્યાં; જેમનો મ્હોટો ભયંકર શબ્દ થયો હતો. ત્યાર પછી સફેદ અશ્વ જોડેલા મ્હોટા એક રથને વિષે બેઠેલા શ્રીકૃષ્ણે તથા પાંડુ પુત્ર અર્જુને દિવ્ય એવા શંખ વગાડ્યા. તે એકે, હૃષિકેશે પાંચજન્ય નામનો શંખ તથા ધનંજયે દેવદત્ત નામનો શંખ વગાડ્યો; ને ત્યારકેડે ભયંકર કર્મવાળા ભીમસેને પૌંડ્ર નામનો શંખ, કુંતિપુત્ર યુધિષ્ઠિર રાજાએ અનંતવિજય નામનો શંખ, નકુળે સુઘોષ નામનો શંખ તથા સહદેવે મણિપુષ્પક નામનો શંખ વગાડ્યો; ને હે પૃથ્વીપતિ, મ્હોટા ધનુષવાળા કાશિ રાજા, મહારથિ શિખંડી, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ, કોઇ દિવસે નહી જીતાયલા સાત્યકિ, દ્રુપદ, દ્રૌપદીના પાંચ પુત્રો તથા અભિમન્યુએ ચારે કોરથી પોતાના જુદા જુદા શંખનાદ કર્યા; જેમના ભયંકર શબ્દે આકાશ તથા પૃથ્વીને પ્રતિધ્વનિએ કરી પૂર્ણ કરતાં તમારા પુત્રોના હૃદય વિદારણ કર્યાં. હવે હે મહિપતિ, જયારે શસ્ત્રપાત વર્ત્ત થયો ત્યારે યુદ્ધના ઉદ્યોગે કરી ઉભેલા કૌરવોને જોઇ પોતાનું ધનુષ ઉગામીને વાનર ધ્વજ પાંડવ અર્જુને હૃષીકેશ શ્રીકૃષ્ણને આવી રીતે વાક્ય કહ્યું કે હે અચ્યુત, જયાં સૂધી હું યુદ્ધ કરવાની ઇચ્છાથી આવી ઉભેલા કૌરવપક્ષના આ યોદ્ધાઓને જોઉં, ત્યાં સુધી તમે મારો રથ બેઉ સેનાની વચમાં ઉભો રાખો; જેથી આ રણના આરંભમાં મારે કોની સાથે યુદ્ધ કરવું અથવા કોણે મારી સામે યુદ્ધ કરવાનું છે એમ મારા જાણુવામાં આવે, માટે યુદ્ધને વિષે દુષ્ટ બુદ્ધિવાળા દુર્યોધનનું પ્રિય કરવા સારૂ જે આવ્યા છે, તે યુદ્ધ કરવાની ઇચ્છાવાળાઓને હું જોઇશ. સંજય કહે છે—હે ભરતકુળમાં ઉત્પન્ન થયેલા ધૃતરાષ્ટ્ર રાજા, એ પ્રમાણે અર્જુને કહ્યું ત્યારે હૃષિકેશ ભગવાને બેઉ સેનાની વચમાં ઉત્તમ એવો અર્જુનનો રથ ઉભો રાખીને, ભીષ્મ તથા દ્રોણ જેમનામાં મુખ્ય છે એવા સર્વ રાજાઓની સમક્ષ તેને કહ્યું કે હે પાર્થ, એકઠા મળેલા આ કૌરવોને તું જો. હે ધૃતરાષ્ટ, એ પ્રમાણે શ્રીકૃષ્ણે કહેલાં વાક્ય સાંભળીને અર્જુને જોયું તો, રણસંગ્રામમાં ઉભેલા ભૂરિશ્રવાદિ પિતૃવ્યક, ભીષ્માદિ પિતામહો, દ્રોણાદિ આચાર્યો, શલ્યાદ માતુલો, દુર્યોધનાદિ ભાઇયો, લક્ષ્મણાદિ પુત્રો લક્ષ્મણાદિના પુત્રોએજ પૌત્રો, અશ્વત્થામાદિ સખાઓ, દ્રુપદાદિ શ્વશુરો તથા કૃતવર્માદિ સ્નેહિયોને જોયા. એ પ્રમાણે બેઉ પક્ષની સેનામાં ઉભેલા તે પોતાના સંબંધિઓને જોઇને, પરમ કૃપાયુક્ત થયેલો કુંતિપુત્ર અર્જુન ખેદ પામતાં આવી રીતે શ્રીકૃષ્ણને કહેવા લાગ્યો કે હે શ્રીકૃષ્ણ, યુદ્ધ કરવાની ઇચ્છાથી સમીપ ઉભેલા આ સ્વજનોને જોઇને મારાં ગાત્ર શિથિલ થાય છે, મ્હોડું સુકાય છે, મારા શરીરમાં કંપ થાય છે. મારાં રૂવાટાં ઉભાં થાય છે, મારા હાથમાંથી ગાંડીવ ધનુષ પડી જાય છે તથા શરીરની ત્વચા ચારેકોરથી જળે છે. માટે હે કેશવ, હું અહીં ઉભા રહેવાને પણ સમર્થ નથી;

કેમકે મારૂં મન અભિષ્ટના સરખું દેખાય છે. વળી હું અનિષ્ટસૂચક ભૂકંપાદિ અપશકુનને પણ જોઉં છું, તેથી સંગ્રામમાં સંબંધિયોને મારી શ્રેય થાય એમ દેખતો નથી. હે કૃષ્ણ, હે ગોવિંદ, હું વિજયને, રાજ્યને તથા સુખને પણ ઇચ્છતો નથી. કેમકે અમને રાજ્યથી, ભોગ ભોગવવાથી તથા જીવવાથી પણ શું ફળ છે?"કંઇજ નહી"; કેમકે જેઓને માટે તેઓ ઇચ્છિવાં, તેઓ તો આ સર્વ આચાર્ય, પિતૃવ્યક, પુત્ર, પિતામહ, મામા; શ્વશુર, પૌત્ર, શાળા અને સંબંધિઓ પોતાનાં પ્રાણ તથા ધનનો ત્યાગ કરીને સંગ્રામમાં આવી ઉભા છે. માટે હે મધુસૂદન, જો કે તેઓ મને હણશે, તોપણ હું ત્રણલોકના રાજ્ય સારૂ પણ એમને મારવા ઇચ્છતો નથી, ત્યારે કેવળ પૃથ્વીના રાજ્ય સારૂ તો કેમજ મારૂં? હે જનાર્દન, ધૃતરાષ્ટ્રના પુત્રોને મારીને અમને શું પ્રીતિ ઉપજે તેમ છે. "કંઇજ નહી" વળી હે માધવ, ઉઘાડાં હથીયાર લઇ ઉભેલા આ સંબંધિઓને મારવાથી અમને પાપ લાગે માટે અમે બાંધવ સહિત કૌરવોને મારવા લાયક નથી; કેમકે સ્વજનોને મારીને કેમ સુખી થઇયે. "ન થઇયે" હે જનાર્દન, જો કે લોભને લીધે હણાયલા ચિત્તવાળા આ કૌરવો કુળનો ક્ષય કરવાથી થતા દોષને તથા મિત્રનો દ્રોહ કરવાથી થતાં પાપને જોતા નથી, પણ તે સારી રીતે જાણતા એવા અમો એ પાપથી નિવૃત્તિ પામવાને કેમ વિચાર ન કરીએ "કરીયેજ." કેમકે હે કૃષ્ણ, હે યદુવંશમાં ઉત્પન્ન થયેલા, સનાતન એવા કુળ ધર્મને આચરણ કરનાર કુળના વૃદ્ધ પુરૂષોનો વિનાશ થાય તો તે ધર્મ નાશ પામે, ને ધર્મનો નાશ થવાથી બાળક પ્રજા જેમાં રહી હોય છે એવા સમગ્ર કુળને અધર્મ પરાભવ કરે છે ને તેથી કુળની સ્ત્રિઓ દુષ્ટ આચરણવાળી થાય છે, ને તેમ થવાથી વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય છે અને તેનાથી કુળને હણનારના કુળને નરકની પ્રાપ્તિ થાય છે; કેમકે વર્ણસંકર પ્રજાને લીધે લોપ થઇ ગઇ હોય છે. પિંડ તથા ઉદકક્રિયા જેની એવા કુળ હણનારના પિતૃઓ નરકમાં પડે છે, વળી તે વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થવાને લીધે થયેલા પૂર્વોક્ત દોષે કરીને હણનારના જાતિધર્મ તથા શાશ્વત કુળધર્મ લોપાય છે. તેથી હે જનાર્દન, લોપાઇ ગયેલા હોય છે કુળ ધર્મ જેમના એવા મનુષ્યોને, નિરંતર નરકમાં નિવાસ થાય છે એમ અમે સાંભળ્યું છે. અહા! મ્હોટું કષ્ટ કે રાજ્ય સુખના લોભને લીધે અમે સ્વજનોને મારવા તૈયાર થયા છીએ, તેથી પાપ કર્મ કરવાના નિશ્ચયવાળા છીએ! માટે જો સામે યુદ્ધ નહીં કરતા એવા તથા શસ્ત્ર વગરના મને હાથમાં શસ્ત્ર ગ્રહણ કરેલા કૌરવો સંગ્રામમાં હણશે, તો તેથી મારૂં અતિ કલ્યાણ છે! સંજય કહે છે-હે રાજા, એ પ્રમાણે કહીને શોકને લીધે ઉદ્વિગ્ન મનવાળો અર્જુન, સંગ્રામને વિષે બાણ સહિત ધનુષનો ત્યાગ કરી રથના ઉપસ્થ ભાગને વિષે બેઠો. "રથિ પુરૂષને બેસવાના ઉચ્ચસ્થાન પાસેની જગ્યા વિષે બેઠો."

एवमुक्त्वार्जुनः संख्ये रथोपस्थ उपाविशत् ।
विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भगवद्गीतापर्वणि श्रीकृष्णार्जुनसंवादे
अर्जुनविशादयोगोनाम गुर्जरभाषायां पंचविंशोध्यायः ॥ २६ ॥

संजय उवाच-तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणं ।
विषीदंतमिदं वाक्यमुवाच मधुसूदनः ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર, એ પ્રમાણે સ્નેહાવિષ્ટ થયેલા, અશ્રુથી ભરાવાને લીધે આકુળ નેત્રવાળા તથા ખેદ પામતા એવા અર્જુનને, મધુ નામના દૈત્યને મારનાર શ્રીકૃષ્ણ આવી રીતે વાક્ય કહેવા લાગ્યા કે હે અર્જુન, આ યુદ્ધરૂપ સંકટ વેળાએ આર્ય પુરૂષોએ નહીં સેવેલું, સ્વર્ગની પ્રાપ્તિ નહીં કરનાર તથા અપકીર્ત્તિ કરનાર વિહ્વલપણું તને કયાંથી પ્રાપ્ત થયું ?! હે પાર્થ, તું નિર્વીર્યપણાને પામ માં; કેમકે તારે વિષે એ પ્રાપ્ત થવું યોગ્ય નથી ! વાસ્તે હે શત્રુને તપાવનાર, તું ક્ષુદ્ર એવાં હૃદયનાં દુર્બલપણાનો ત્યાગ કરીને, યુદ્ધ કરવા સાવધ થા. અર્જુને કહ્યું કે હે શત્રુને મારનાર મધુસૂદન, મારે પૂજા કરવા લાયક ભીષ્મ તથા દ્રોણની સામે વાણિએ કરી પણ બોલવા લાયક નહીં એવો હું, સંગ્રામને વિષે બાણે કરી કેમ યુદ્ધ કરૂં ? "શંકા–જો તું એમ નહીં કરીશ, તો તારા દેહનો નિર્વાહ થશે નહી એમ તમે કહેશો તો કહું છું" કે–મારે મ્હોટા પ્રભાવવાળા ભીષ્મ તથા દ્રોણરૂપ ગુરૂઓને માર્યા વગર આ લોકમાં ભિક્ષા માગી ખાવું એ યોગ્ય છે, જેથી પરલોક સુધરે, ને જો તેઓને મારીને હું, રૂધિરથી ખરડાએલા અર્થ તથા કામરૂપ ભોગને ભોગવું, તો આ લોક તથા પરલોક બેઉ બગડે છે. તો પણ અમારે ક્ષત્રિયને ભિક્ષા માગી નિર્વાહ કરવો તથા જય મેળવી ભોગ ભોગવવા એ બેમાં સારૂં શું એ અમે કંઇ જાણતા નથી, તેમ આ યુદ્ધમાં અમે શત્રુઓને જીતશું કે તેઓ અમને જીતશે એ પણ કંઇ જાણતા નથી; અને જેઓને મારી જીવવા ઇચ્છતા નથી, તે ધૃતરાષ્ટ્રના પુત્ર કૌરવો તો યુદ્ધ માટે અમારી સામે આવી ઉભા છે માટે આ કૌરવોને મારીને અમે કેમ ન જીવશું એવા વિચારરૂપ કૃપણતાથી તથા પોતાના કુળનો ક્ષય કરવાથી દોષ લાગશે એવા વિચારને લીધે પરાભવ પામ્યો છે સ્વભાવ જેનો એવો અને મારે યુદ્ધ મૂકી દઇ ભિક્ષા માગવી એ ધર્મ કે અધર્મ છે એવા વિચારરૂપ સંદેહ યુક્ત ચિત્તવાળો હું, તમને પૂછું છું કે, જે કરવાથી મારૂં ખરેખરૂં શ્રેય થાય, તે તમે મને કહો. કેમકે તમારે શાસન કરવા લાયક હું તમારી શરણે આવ્યો છું, માટે ઉપદેશ કરો. કારણ હું પૃથ્વીને વિષે શત્રુ વગરના રાજ્યને તથા દેવતાઓના અધિપતિપણાને પામું તો પણ મારી ઇંદ્રિયોને શોષણ કરે એવા શોકને ટાળે એવું કંઈ પણ કર્મ દેખતો નથી. સંજય કહે છે—હે પરંતપ, એ પ્રમાણે ગુડાકેશ અર્જુન હૃષીકેશ ભગવાનને કહીને, વળી હે ગોવિંદ, હું યુદ્ધ નહી કરૂં એમ બોલી ચુપ થયો. ત્યારે હે ભારત, શ્રીકૃષ્ણ બેઉ સેનાની મધ્યમાં ખેદ પામતા એવા અર્જુનને, હાસ્યયુકત મુખવાળા થઇ આવી રીતે વચન કહેવા લાગ્યા કે હે અર્જુન, જેમ ઘટાકાશ ઉપાધિરૂપ ઘટનો નાશ થવાથી નાશ પામતો નથી, તેમ આત્મા ઉપાધિરૂપ દેહનો નાશ થવાથી નાશ પામતો નથી, માટે શોચ કરવા લાયક નહી એવા ભીષ્માદિને તું શોચ કરે છે, ને આત્મા દેહથી જુદો છે એમ જાણનાર પંડિત પુરૂષના સરખા શબ્દ બોલે છે, પણ પંડિત નથી; કેમકે તેઓ તો પ્રાણ રહિત થયેલા તથા જીવતા બંધુઓનો શોચ કરતાજ નથી. તેનું કારણ એકે, જેમ પરમેશ્વર હું કયારે પણ મારા લીલા શરીરનો આવિર્ભાવ તથા તિરોભાવ થયેથી પણ ન હતો એમ નહી અનાદિપણાથી હતોજ, તેમ તું તથા આ રાજાઓ પણ ન હતા એમ નહી બ્રહ્મરૂપે સદૈવ છો જ; ને આપણે સર્વ કયારેય ઉત્પન્ન થઇશું એમ નથી, કેમકે સદૈવ છીએજ એટલે કે સર્વ જન્મ તથા મરણ રહિત હોવાથી શોચ કરવા લાયકજ નથી. "શંકા–ઇશ્વર એવા તમને જન્મ તથા મરણ રહિતપણું એ સત્ય છે, પણ જીવોને તો તે પ્રસિદ્ધજ છે એમ તું કહીશ, તો હું કહું છું કે–સ્થૂળ તથા સૂક્ષ્મ શરીરના અભિમાની ચૈતન્યરૂપ આત્માના આ સ્થૂલ શરીરને વિષે, જેમ કૌમારાવસ્થા, યુવાવસ્થા તથા

જરાવસ્થા પ્રાપ્ત થાય છે, પણ તે આત્માને પ્રાપ્ત થતી નથી, કારણ યથાક્રમ પૂર્વાવસ્થાનો નાશ થઈને બીજી અવસ્થા આવે છે, તો પણ તેજ હું છું એમ જાણવામાં આવે છે, તેમજ તે દેહનો નાશ થવાથી બીજા દેહની પ્રાપ્તિ પણ લિંગ શરીરને છે, પણ આત્માને નથી; માટે બુદ્ધિમાન પુરૂષ દેહના નાશ તથા જન્મ થવાથી આત્માજ મરણ પામ્યો તથા જન્મ્યો એમ જાણતા નથી. "શંકા હું, મરે તથા જન્મે તેનો શોચ કરૂં તેમ નથી પણ તેના વિયોગાદિથી થતાં દુઃખને સેવન કરનાર આત્માનો શોચ કરૂં છું એમ તું કહીશ, તો કહું છું" કે—હે કુંતિના પુત્ર, હે ભરતકુળમાં ઉત્પન્ન થયેલા અર્જુન, જેમ વિષયોનો જેમનાથી અનુભવ થાય છે એવી ઇંદ્રિય વૃત્તિને સ્પર્શાદિ વિષય સાથે સંબંધ શીત તથા ઉષ્ણરૂપ સુખ તથા દુઃખ આપનારો છે, ને તે પ્રાપ્ત થાય છે તથા ટળી જાય છે તેથી અનિત્ય છે, તેમ ઇષ્ટ જનનો સંયોગ તથા વિયોગ થવાથી સુખ તથા દુઃખ થાય છે પણ તે અનિત્ય છે; માટે તારે તેના નિમિત હર્ષ અથવા શોચ કરવો એ તને લાયક નથી. કેમકે હે પુરૂષમાં શ્રેષ્ટ, જે પુરૂષને ઇંદ્રિય વૃત્તિનો વિષય સાથે સંબંધ વ્યથા નથી કરતો અને સુખ તથા દુઃખ સમાન હોય છે, તે ધીર પુરૂષ ધર્મજ્ઞાનદ્વારા મોક્ષ પામવાને લાયક થાય છે. "શંકા—અતિ દુઃસહ શીત તથા ઉષ્ણાદિ કેમ સહન થાય, કારણ તેમનું અતિશય સહન કરવાથી કોઇ વખતે દેહને નાશનો સમય આવે છે એમ તું કહીશ તો એ વૃથા છે, કેમકે તત્વ વિચારથી સર્વ સહન કરવા યોગ્ય છે તે હું તને કહું છું" કે અનાત્મરૂપપણાથી અવિદ્યમાન શીત તથા ઉષ્ણાદિનો આત્માને વિષે અભાવ છે એટલે તેની આત્માને વિષે સત્તા નથી; સત્સ્વભાવવાળા આત્માનો વિનાશ નથી, એ પ્રમાણે એ સત્ તથા અસત્નો નિર્ણય, જેમ તત્વદર્શિઓએ જાણ્યો છે, તેમ તું પણ તે જાણીને થતા હર્ષ અથવા શોચને સહન કર. કેવળ જેણે કરી આ સર્વ દૃશ્યમાન દેહાદિ વ્યાપ્ત છે, તે આત્માજ અવિનાશિ છે એમ તું જાણ; કેમકે તે અવિનાશીનો નાશ કરવા કોઇ પણ યોગ્ય નથી. ને હે ભારત, સદૈવ એકરૂપ, શરીરવાન, અવિનાશી તથા જેનું કંઈ પણ પ્રમાણ થાય નહી એવા આત્માના સુખ દુઃખાદિ ધર્મવાન તથા નાશવંત દેહ છે એમ તત્વદર્શિ પુરૂષોએ કહેલ છે, માટે આત્માનો નાશ નથી તેમ તેને સુખ તથા દુઃખનો સબંધ પણ નથી; વાસ્તે મોહથી ઉત્પન્ન થતા શોકનો ત્યાગ કરીને તું યુદ્ધ કર. કેમકે જે તાર્કિકાદિ આત્માને હણનાર માને છે તથા જે ચાર્વાકાદિ હણાયો એમ માને છે, તેથી એ બેઉ આત્મ તત્વને જાણતા નથી, કારણ તે કોઇને હણતા નથી તથા કોઇથી હણાતો પણ નથી. વળી આત્મા કોઇ કાળે જન્મતો નથી, મરતો નથી તથા ઉત્પન્ન થઇને પાછો ઉત્પન્ન થવાનો પણ નથી, કારણ અજન્મા છે, નિત્ય છે, શાશ્વત છે તથા પુરાણ છે; માટે શરીરના હણાવાથી હણાતો નથી, "અસ્તિત્વાદિ ષડ્ભાવ વિકાર રહિત છે" માટે હે પાર્થ, જે પુરૂષ અવિનાશી, નિત્ય, અજન્મા તથા હાસ રહિત આત્માને જાણે છે, તે પુરૂષ કેમ કોને મરાવે છે તથા કોને મારે છે ? અર્થાત્ "કોઇને મારતો નથી તથા કોઇને મરાવતો પણ નથી." "શંકા આત્મા તો અવિનાશિ છે, પણ તેના શરીરનો નાશ થાય છે તે જોઇને હું શોચ કરૂં છું એમ કહીશ તો કહું છું" કે-જેમ પુરૂષ જીર્ણ થયેલાં વસ્ત્રનો ત્યાગ કરીને બીજાં બીજાં નવાં વસ્ત્ર ગ્રહણ કરે છે, તેમ દેહી જીવ જીર્ણ થયેલા શરીરનો ત્યાગ કરીને બીજાં નવાં શરીરને ગ્રહણ કરે છે; માટે એ સંબંધી પણ શોચ કરવો એ યોગ્ય નથી. દેહી-જીવને શસ્ત્ર કાપતાં નથી, અગ્નિ બાળતો નથી, પાણી સોડવતું નથી તથા વાયુ શોષણ કરતો નથી. અવયવરહિતપણાને લીધે તે અછેદ્ય, નહીં બાળી શકાય એવો, સોડવી ન શકાય એવો

અને શોષણ ન કરી શકાય એવો નિત્ય, સર્વમાં વ્યાપિ રહેલો, સ્થિર સ્વભાવવાળો, અચળ, અનાદિ, ચક્ષુરાદિ ઇંદ્રિયને અગોચર, મનથી જેનું ચિંતન થઈ શકે નહીં એવો તથા કર્મેંદ્રિયાગોચર કહેવાય છે; માટે આવી રીતના તેને જાણીને તું શોચ કરવા લાયક નથી. હવે હે મહાબાહો, દેહ ઉત્પન્ન થવાથી તેની સાથે આત્મા ઉત્પન્ન થાય છે, ને તેનો નાશ થવાથી તેનો પણ નાશ થાય છે એમ તું કદી માનતો હોય, તો પણ શોચ કરવા લાયક નથી; કેમકે ઉત્પન્ન થયેલાને મૃત્યુ અને મૃત્યુ પામેલાને જન્મ અવશ્ય છે, માટે એ અવશ્ય ભાવિ અર્થને વિષે શોચ કરવો એ યોગ્ય નથી. હે ભારત, અજ્ઞાન છે પૂર્વરૂપ જેનું, ઉત્પત્તિથી તે મરણ પર્યંત સ્પષ્ટ દેખાય છે મધ્યાવસ્થા જેની તથા તે અજ્ઞાનને વિષેજ લય છે જેનો એવાં શરીર છે; માટે તે વિષે શોક નિમિત્ત વિલાપ શો કરવો. "જેમ સ્વપ્નમાં જોયેલાં બંધુઓનો શોચ કરવો યોગ્ય નથી, તેમ તે સંબંધી પણ શોચ કરવા યોગ્ય નથી." "શંકા જો કે એમ છે ત્યારે લોકમાં વિદ્વાનો કેમ શોચ કરે છે એમ તું કહીશ । કહું છું" કે-તે વિદ્વાનોને આત્માનું જ્ઞાનજ નથી, કેમકે અસંભાવનાને લીધે કેટલાએક એને આશ્ચર્યની પેઠે જુવે છે, કેટલાએક એને આશ્ચર્યની પેઠે સાંભળે છે અને વિપરીત ભાવનાને લીધે કેટલાક સાંભળીને પણ જાણતા નથી. "કાઈકજ આત્માને ઓળખે છે." હે ભારત, સર્વ પ્રાણિના દેહને વિષે દેહીજીવ નિરંતર અવધ્ય છે, માટે તું પ્રાણિ માત્રનો શોચ કરવા યોગ્ય નથી. વળી પોતાનો ધર્મ જોઈને કંપવાને પણ લાયક નથી; કેમકે ક્ષત્રિયને ન્યાયરૂપ યુદ્ધથી મ્હોટું બીજું કંઈ પણ કલ્યાણરૂપ કર્મ નથી. હે પાર્થ, આવરણ રહિત સ્વર્ગ દ્વારરૂપ આ યુદ્ધ તને પોતાની મેળે પ્રાપ્ત થયું છે; કારણ કે આવા યુદ્ધને જે ક્ષત્રિય પામે છે, તે પુણ્યવાન છે એમ જાણવું. હવે જો તું ધર્મરૂપ આ સંગ્રામ નહીં કરે, તો સ્વધર્મ તથા કીર્તિ રહિત થઇ પાપને પામીશ. વળી નિરંતર સર્વ પ્રાણિ તે તારી અપકીર્ત્તિને ગાશે; જે જગતમાં બહુ મનાયલાને મરણ કરતાં પણ અતિ અધિક છે. વળી જે શૂરવીરોને તું બહુ માન્ય છે, તે મહારથિઓ તને ભયે કરી સંગ્રામમાંથી વિરામ પામ્યો એમ માનશે; જેથી પૂર્વે બહુ માન્ય થઇને હલકાઇને પામીશ. વળી તારા શત્રુઓ તારા સામર્થ્યને નિંદતાં તારા સંબંધી નહીં બોલવા લાયક શબ્દ બોલશે, માટે આ ઉપરાંત તને બીજું અધિક દુઃખ શું! વાસ્તે યુદ્ધ કરવાનો નિશ્ચય કરીને, તું તે સારૂ ઉભો થા. વળી તું સુખ, દુઃખ, લાભ, અલાભ, જય તથા પરાજયને સમાન ગણી સ્વધર્મ બુદ્ધિથી યુદ્ધ કરવા સારૂ સજ્જ થા; કેમકે એમ કરવાથી તને કંઇ પણ પાપ લાગશે નહીં. હે પાર્થ, જેથી આત્મતત્વ અપરોક્ષ થાય એવા સાંખ્ય વિષે લગાડવા લાયક આ બુદ્ધિ મેં તને કહી, તો પણ કદી આત્મતત્વ અપરોક્ષ ન થાય, તો અંતઃકરણની શુદ્ધિદ્વારા આત્મતત્વ અપરોક્ષ થવા સારૂ હું કર્મયોગ વિષે લગાડવા લાયક એવી આ બુદ્ધિ કહું તે સાંભળઃ જેણે યુક્ત તું પરમેશ્વર વિષે અર્પણ કરેલા કર્મયોગે કરી શુદ્ધાંતઃકરણ થઇ, તેના પ્રસાદથી પ્રાપ્ત થયેલા અપરોક્ષ જ્ઞાને કરી, કર્મરૂપ બંધનને સારી રીતે ત્યાગ કરીશ. "શંકા-જેમ કૃષિરૂપ કર્મ કર્યું હોય પણ તેમાં તીડાદિ વિઘ્ન આવવાથી ઉલટું ફળ થાય છે, તેમ કર્મ કરવામાં વિઘ્ન આવવાને લીધે તેનું ફળ ઉલટું થાય અથવા મંત્રાદિ અંગમાં વિપરીત થવાથી ઉલટો દોષ લાગે; ને તમે તો કર્મ યોગે કરી તું કર્મ બંધનને ટાળીશ એમ કહ્યું તે કેમ એમ કહીશ તો કહું છું" કે-આ નિષ્કામ કર્મ યોગ વિષે કરેલા આરંભનું નિષ્ફળપણું થતું નથી અને તેમાં કંઇ દોષ લાગતો નથી, કેમકે ઇશ્વરના ઉદ્દેશથી કરેલાં કર્મમાં વિઘ્નાદિ દોષ આવતાજ નથી; ને નિષ્કામ કર્મરૂપ આ ધર્મનો સ્વલ્પ આરંભ કર્યો હોય તો પણ તે

જન્મ તથા મરણ રહિત કરે છે. "શંકા-સકામ અને નિષ્કામ કર્મમાં વિષમપણું કેમ એમ કહીશ, તો એ બેઉમાં વિષમપણું છે તે કહું છું" કે-હે કુરૂનંદન, નિષ્કામ કર્મ યોગ વિષે પરમેશ્વરની ભક્તિએ કરીનેજ અવશ્ય હું તરીશ એ પ્રમાણે નિશ્ચયાત્મિક એક નિષ્ઠ બુદ્ધિ થાય છે; ને સકામ કર્મ કરનારની બુદ્ધિઓ અનેક પ્રકારની કામનાને લીધે અનંત તથા ઘણી શાખાવાળી થાય છે "સકામ કર્મ તથા નિષ્કામ કર્મમાં ઘણુંજ વિષમપણું છે." "શંકા-એમ છે ત્યારે કામિ પુરૂષો પણ કષ્ટરૂપ કામનાઓને મૂકી દઇ પરમેશ્વરને વિષેજ નિશ્ચયાત્મિક બુદ્ધિ કેમ કરતા નથી એમ કહીશ તો કહું છું" કે-હે પાર્થ, અર્થવાદમાં તત્પર કર્મ વિના બીજું કંઇ જ્ઞાન તથા તેનું ફળ મોક્ષ છેજ નહીં એમ બોલનાર, કામનાઓમાંજ આકુલ ચિત્તવાળા તથા સ્વર્ગજ જેને પરમ પુરૂષાર્થ છે એવા મૂઢ પુરૂષો, જન્મ, કર્મ તથા તેનાં ફળ આપનારી, ભોગ તથા ઐશ્વર્યના સાધનભૂત ઘણી ક્રિયાવાળી અને પુષ્પિત વૃક્ષની પેઠે દૂરથી રમણીય એવી સ્વર્ગાદિ ફળ શ્રુતિરૂપ આ વાણીને પરમાર્થરૂપ ફળ આપનારી છે એમ કહે છે; જેથી ખેંચાયેલાં ચિત્તવાળા હોવાથી ભોગ તથા ઐશ્વર્યમાં આસક્ત પુરૂષોની પરમેશ્વરને વિષે એકાગ્ર ચિત્ત કરવામાં નિશ્ચયાત્મિક બુદ્ધિ થતી નથી. "શંકા-જ્યારે સ્વર્ગાદિ પરમ ફળરૂપ નથી, ત્યારે વેદમાં તેનાં સાધનરૂપ કર્મ કેમ કહ્યાં છે એમ તું કહેશે તો કહું છું", કે-હે અર્જુન, વેદ સકામ કર્મ કરનાર પુરૂષોના કર્મ ફળના સંબંધને પ્રતિપાદન કરે છે, માટે તું શીત તથા ઉષ્ણ અને સુખ તથા દુઃખ ઇત્યાદિ દ્વંદ્વ રહિત થઇ, ધૈર્યવાન થઇ, પ્રારબ્ધાધીન ન પ્રાપ્ત થયેલાંનો સ્વીકાર કરવો એ યોગ તથા પ્રાપ્ત થયેલાનું પાલન કરવું એ ક્ષેમ એ બેઉ રહિત થઇ તથા ગાફલતા રહિત થઇને નિષ્કામ થા. "શંકા-વેદમાં કહેલાં અનેક પ્રકારનાં કર્મ ફળના પરિત્યાગે કરી, નિષ્કામપણાથી ઇશ્વરાધીન વિષય વ્યવસાયાત્મિક જે બુધ્ધિ, તેતો કુબુધ્ધિ છે એમ તું કહીશ તો કહું છું" કે-જેમ વાવ, કુવો તથા તળાવ ઇત્યાદિ ન્હાનાં જળાશય છે, પણ તેઓમાંયલાં એકમાંથી સ્નાન પાનાદિ સર્વ મતલબ સિધ્ધ થતી નથી, પણ તે સર્વત્ર ફરવાથી જે મતલબ સિધ્ધ થાય છે તે ચોતરફથી ભરાયલા એકજ મ્હોટા હ્રદમાંથી સિધ્ધ થાય છે, તેમ સર્વ વેદમાં કર્મ માત્રનાં જે ફળનાં પ્રયોજન છે, તે સર્વ વ્યવસાયાત્મિક બુધ્ધિયુક્ત બ્રહ્મનિષ્ટને સિધ્ધ થાય છે; કેમકે બ્રહ્માનંદને વિષે કર્મ ફળરૂપ ક્ષુદ્ર આનંદનો અંતર્ભાવ છે. "શંકા-જ્યારે સર્વ કર્મનાં ફળ એકજ પરમેશ્વરનું આરાધન કરવાથી થાય છે, ત્યારે કર્મ કરવાનું શું પ્રયોજન છે એમ તું કહેશે તો કહું છું" કે-તત્વજ્ઞાનની કામનાવાળા તને કર્મ કરવા વિષે અધિકાર હો, પણ કર્મજન્ય બંધનનાં હેતુરૂપ ફળને વિષે ઇચ્છા માં હો. "શંકા-જેમ ભોજન કરવાથી તૃપ્તિ પોતાની મેળેજ થાય છે. તેમ કર્મ કરવાથી તેનાં ફળ પોતાની મેળેજ થાય છે એમ કહેશે તો કહું છું" કે-કર્મનાં ફળ ઇચ્છા કરવાથીજ ફળે છે પણ તે વિના ફળતાં નથી; માટે તું તેની ઇચ્છા કર નહીં અને કર્મ ન કરવાં એવી નિષ્ટા પણ તને માં થાઓ. "ફલાનુસંધાન રહિત થઇ કર્મ કર" હે ધનંજય, તું પરમેશ્વરને વિષે તત્પર થઇ કર્મથી ઉત્પન્ન થતું જ્ઞાન પ્રાપ્ત થાય અથવા ન થાય તોપણ તેમાં સમાનપણું રાખી હું કર્ત્તા છું એવા અભિમાનનો ત્યાગ કરીને કર્મ કર; કેમકે સમાનપણું છે એજ સત્પુરૂષોએ યોગ કહ્યો છે. હે અર્જુન, કામ્ય કર્મ છે તે તો જ્ઞાનનાં સાધનરૂપ નિષ્કામ કર્મ કરતાં અતિ તુચ્છ છે, માટે તું તે નિષ્કામ કર્મ કરવાની ઇચ્છા કર; કારણ કર્મ કરી તેના ફળની જે ઇચ્છા રાખે છે, તે તો દીન હોય છે. જ્ઞાન યુક્ત પુરૂષ સ્વર્ગ તથા નરકની પ્રાપ્તિ કરનાર પુણ્ય તથા પાપરૂપ કર્મને પરમેશ્વરના પ્રસાદથી આ જન્મને વિષેજ ત્યાગ કરે છે માટે તું જ્ઞાનપ્રાપ્ત થવા સારૂ કર્મયોગમાં તત્પર થા, ને કર્મમાં કુશળ

પણું એજ યોગ કહેવાય છે. સમાનતારૂપ બુદ્ધિયુક્ત પુરૂષ, ક્રિયમાણ કર્મથી ઉત્પન્ન થયેલાં ફળનો ત્યાગ કરી, મનને નિગ્રહ કરવામાં સમર્થ થઇ તથા જન્મના બંધનથી મૂકાઇને, ઉપદ્રવ રહિત મોક્ષરૂપ પરમપદને પામે છે. "શંકા-ત્યારે હું તે પદને કયારે પામીશ એમ કહેશે તો કહું છું" કે-જ્યારે તારી બુધ્ધિ મોહરૂપ કલુષપણાનો ત્યાગ કરી પ્રસન્ન થશે, ત્યારે તું સાંભળવા વિષે તથા સાંભળેલાંને વિષે વૈરાગ્યને પામીશ. "શંકા-બુધ્ધિ પ્રસન્ન થઈ એમ કયા લક્ષણથી જણાય એમ કહીશ તો કહું છું" કે-અનેક પ્રકારનાં શાસ્ત્ર શ્રવણ કરવાથી પ્રથમ અનેક પ્રકારના સંદેહયુક્ત તારી બુધ્ધિ, જ્યારે વિષયાંતરને વિષે ન જતાં કેવળ પરમેશ્વરને વિષેજ અતિ સ્થિર થશે, ત્યારે તું તત્વ જ્ઞાનને પામીશ. અર્જુને પૂછયું કે હે કેશવ, સ્વાભાવિક સમાધિને વિષે નિશ્ચળ બુધ્ધિવાળાનું લક્ષણ શું ? ને તે કેવી રીતે બોલે, બેસે તથા ચાલે ? ભગવાન કહેછે-હે પાર્થ, જ્યારે જે પુરૂષ આત્મારામ થઇને પોતાના મનમાં રહેલા વિષયરૂપ કામનો સારી રીતે ત્યાગ કરે, ત્યારે તે મુનિ સ્થિર બુધ્ધિવાળો કહેવાય. વળી દુઃખ પ્રાપ્ત થવાથી જેનું મન ઉદ્વેગ પામતું નથી તથા સુખ પ્રાપ્ત થવા વિષે જેને સ્પૃહા હોતી નથી એવો અને પ્રીતિ, ભય તથા ક્રોધ રહિત જે પુરૂષ, તે મુનિ પણ સ્થિર બુધ્ધિવાળો કહેવાય છે. વળી જે પુરૂષ પોતાનાં ધન, સ્ત્રી, દેહ તથા જીવનાદિને વિષે સ્નેહ વગર હોય છે અને પોતાને અનુકૂળ વસ્તુને પામી રાજી થઇ તે પ્રાપ્ત કરનારની સ્તુતિ કરતો નથી, તથા અશુભને પામી દુઃખયુક્ત થઇ તે પ્રાપ્ત કરનારની નિંદા કરતો નથી, તેની પણ બુધ્ધિ સ્થિર જાણવી. વળી જેમ કાચબો પોતાનાં કર તથા ચરણાદિ અંગને સ્વસ્વભાવથીજ આકર્ષણ કરી લેછે તેમ, જે મનુષ્ય સ્વભાવથીજ પોતાની ઇંદ્રિઓને વિષયમાંથી ખેંચી લે, તેની પણ બુધ્ધિ સ્થિર કહેવાય. "શંકા-વિષયને વિષે ઇંદ્રિઓની જે અપ્રવૃત્તિ, તે સ્થિર બુધ્ધિવાળાનું લક્ષણ સંભવતું નથી, કારણ જડ, આતુર તથા ઉપવાસીની ઇંદ્રિઓ પણ વિષયમાં પ્રવર્ત્તતી નથી, માટે જો એમ હોય તો તેઓની પણ સ્થિર બુધ્ધિ કહેવાય એમ તું કહેશે તો હું કહું છું" કે-આહાર વગરના દેહાભિમાની જીવને વિષય નિવૃત્ત પામે છે, પણ તે વિષયની ઇચ્છા નિવૃત્ત પામતી નથી; ને સ્થિર બુધ્ધિવાળાને તો પરમાત્માને સાક્ષાત્કાર કરવાથી વિષયની ઇચ્છા પોતાની મેળેજ નિવૃત્ત થાય છે. હે કુંતિના પુત્ર અર્જુન, મોક્ષ પ્રાપ્ત થવા સારૂ પ્રયત્ન કરતા વિવેકી પુરૂષના મનને ઇંદ્રિઓ બલાત્કારથી વિષયમાં ખેંચે છે; કેમકે તે ક્ષોભ કરનારીજ છે માટે યોગી પુરૂષે તે સર્વ ઇંદ્રિઓને સારી રીતે નિયમમાં રાખીને, મારામાંજ તત્પર થઇ રહેવું; કેમકે જેને ઇંદ્રિઓ વશ્ય હોય, તેજ સ્થિર બુધ્ધિવાળો કહેવાય. હવે વિષયમાં ચેહન છે એમ માનીને તેનુંજ ચિંતન કરનાર પુરૂષને તેમાં આસકિત થાય છે, તેથી તેને વિષે અધિક અભિલાષા થાય છે અને તે અભિલાષાને કોઇએ ટાળવાથી ક્રોધ ઉપજે છે, ક્રોધ ઉત્પન્ન થવાથી આ કાર્ય કરવાનું છે કે ન કરવાનું છે એ વિવેકના અભાવરૂપ મોહ થાય છે, મોહ હોવાથી શાસ્ત્ર તથા ગુરૂએ ઉપદેશ કરેલા અર્થનું વિસ્મરણ થાય છે, તેનાથી બુધ્ધિનો નાશ થાય છે અને તેમ થવાથી પુરૂષ મરી ગયા સરખો થાયછે. માટે વશ વર્તિ છે મન જેનું એવો પુરૂષ મનને વશ્ય એવી અને રાગ તથા દ્વેષ રહિત ઇંદ્રિઓએ કરી વિષયને ભોગવતો હોય, તોપણ શાંતિને પામે છે. શાંતિ થવાથી મનુષ્યનાં સર્વ દુઃખનો નાશ થાય છે, ને પ્રસન્ન ચિત્તવાળા યોગિની બુધ્ધિ તત્કાળ સ્થિર થાય છે. ઇંદ્રિયો જેણે વશ નથી કરી એવા પુરૂષને શાસ્ત્ર તથા ગુરૂના ઉપદેશે કરી આત્મજ્ઞાન વિષય બુધ્ધિ થતી નથી, સ્થિરમન રહિતને પરમાત્માના સ્વરૂપનું ધ્યાન હોતું નથી, તે વગરનાને શાંતિ હોતી નથી અને શાંતિ વગરનાને

મોક્ષ સુખ, ક્યાંથીજ હોય. નહી વશ્ય એવી તથા પોતાની મેળે વિષયમાં વિચરતી ઇંદ્રિઓમાંથલી એક ઇંદ્રિયને જો મન અનુસરે, તો તે એક ઇંદ્રિય પણ તે પુરૂષની બુધ્ધિને જેમ ગાફળ કર્ણધારવાળા નાવને વાયુ સમુદ્રમાં ચોતરફ ભ્રમણ કરાવે, તેમ ભ્રમણ કરાવે છે. "ત્યારે ઘણી ઇંદ્રિઓ બુધ્ધિને ભ્રમણ કરાવે એમાં શું આશ્ચર્ય? કંઇજ નહીં" માટે હે મ્હોટી ભુજાવાળા, જે પુરૂષની મનસહિત ઇંદ્રિય વિષયથી નિગ્રહ કરેલી હોય છે, તેની પણ બુધ્ધિ સ્થિર છે એમ તું જાણ. જેમ અજ્ઞાનિ સર્વ પ્રાણિઓ રાત્રિને વિષે દર્શનાદિ વ્યાપાર કરી શકતા નથી, તેમ આત્મનિષ્ટા વિષે તેઓનો કંઇ પણ વ્યવહાર નથી, તેથી તે તમની રાત્રિજ છે, તેને વિષે નિગ્રહ કરેલી ઇંદ્રિયવાન યોગી જાગે છે એટલે કે સાવધ રહે છે; ને જે વિષય બુધ્ધિને વિષે તેઓ જાગે છે, તે આત્મતત્વને જોનાર મુનિને રાત્રિ છે એટલે તેને વિષે કંઇપણ દર્શનાદિ વ્યાપાર છે નહીં "શંકા—જ્યારે મુનિને વિષયને વિષે દૃષ્ટિજ નથી, ત્યારે તે તેને ભોગવે કેમ એમ તું કહીશ તો કહું છુ" કે—જેમ અનેક નદિઓએ કરી પૂર્ણ હોવાથી પણ પોતાની મર્યાદાને નહીં મૂકતા એવા સમુદ્રમાં પાછી બીજી નદિઓનાં જળ પ્રવેશ કરે છે, તેમ અંતર્દષ્ટિવાળા તથા ભોગ ભોગવવાથી વિકાર નહીં પામતા એવા યોગીને વિષે પ્રારબ્ધ કર્મે કરી પ્રાપ્ત થતા સર્વ કામ પોતાની મેળે પ્રવેશ કરેછે, માટે તે મોક્ષને પામે છે; પણ ભોગની કામના વિષે શીયળવાળો પુરૂષ તેને પામતો નથી. જે અહંકાર તથા મમત્વ રહિત પુરૂષ પ્રાપ્ત થતી સર્વ કામનાનો ત્યાગ કરીને ન પ્રાપ્ત થતી કામના વિષે સ્પૃહા રહિત થઈ કેવળ પ્રારબ્ધ વશ થઈ જ્યાં ક્યાંય ફરે છે, તે શાંતિને પામે છે. "મોક્ષને પામે છે" હે પાર્થ, આ મેં કહેલી બ્રહ્મજ્ઞાનરૂપ નિષ્ટાને પામીને પરમેશ્વરના આરાધને કરી શુદ્ધ અંતઃકરણવાળો પુરૂષ, પાછો સંસાર મોહને પામતો નથી; કેમકે જે પુરૂષ કેવળ અંતકાળ સમયે પણ જો બ્રહ્મજ્ઞાનરૂપ નિષ્ટાને વિષે રહે છે, તે પણ બ્રહ્મને વિષે લય પામે છે, ત્યારે જે બાળપણામાંથીજ તેમ રહે, તે પણ બ્રહ્મને વિષે લય પામે એમાં આશ્ચર્ય શું "કંઇજિ નહી"

एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति ।
स्थित्वास्यामंतकालेपि ब्रह्मनिर्वाण मृच्छति ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भगवद्गीतापर्वणि श्रीकृष्णार्जुनसंवादे सांख्ययोगोनाम गुर्जरभाषायां षड्विंशोध्यायः ॥ २६ ॥

---

अर्जुन उवाच—ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ॥
तत् किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥ १ ॥

અર્જુન પૂછે છે—હે જનાર્દન, હે કેશવ, જો કર્મયોગ કરતાં જ્ઞાનયોગ શ્રેષ્ઠ છે એમ તમે માનતા હો, તો મને ઘોર એવા હિંસાત્મક યુદ્ધરૂપ કર્મને વિષે કેમ યોજો છો? તમે ઘડીકમાં કર્મયોગને વખાણો છો અને ઘડીકમાં જ્ઞાનયોગને વખાણો છો એ પ્રમાણે સેળભેળનાં વાક્ય કહીને મારી બુદ્ધિને મોહ પમાડો છો; માટે જેણે કરી હું મોક્ષરૂપ કલ્યાણને પામું, એ બેમાંથી એક નિશ્ચય કરી કહો. ભગવાન કહે છે—હે નિષ્પાપ, બ્રહ્મનિષ્ટ એકજ છે. પણ મેં પૂર્વાધ્યાયને વિષે આ લોકમાં અધિકારીના ભેદને લીધે તે પ્રાપ્ત થવાના

બે પ્રકાર કહ્યા છે તે એ કે-આત્મા તથા અનાત્માના વિવેકવાનને જ્ઞાન યોગે કરી તે નિષ્ઠા પ્રાપ્ત થાય છે અને અપક્વ યોગીયોને સંધ્યોપાસનાદિ કર્મયોગે કરી તે નિષ્ઠા પ્રાપ્ત થાય છે. માટે પુરૂષ યજ્ઞાદિ કર્મના આરંભ વગર મોક્ષને પામતો નથી. "શંકા—કેવળ સન્યાસથી મોક્ષ પ્રાપ્ત થાય છે એમ શાસ્ત્રમાં અનેક વાક્ય છે એમ તું કહીશ તો કહું છું" કે-યજ્ઞાદિ કર્મ કર્યા વગર ચિત્તની શુદ્ધિ થતી નથી અને તે વગર જ્ઞાન પ્રાપ્ત થતું નથી; વાસ્તે જ્ઞાન વગરના કેવળ સન્યાસથી મોક્ષ થતો નથી. જ્ઞાનિ અથવા અજ્ઞાનિ મનુષ્ય કોઇ પણ અવસ્થામાં ક્ષણમાત્ર પણ કર્મ કર્યા વગર રહેતો નથી; કેમકે સ્વાભાવિક રાગ દ્વેષાદિ ગુણે કરી પરવશ થઇને સર્વ જન કર્મમાં પ્રવર્તે છે. પણ જે મૂઢ બુદ્ધવાળો પુરૂષ વાણી તથા હસ્તાદિ કર્મેંદ્રિયને નિયમમાં રાખે છે તથા મનમાં વિષયનું ચિંતન કરે છે, તે કપટ આચરણવાળો દાંભિક કહેવાય છે ને હે અર્જુન, જે મનુષ્ય મને કરી ચક્ષુરાદિ જ્ઞાનેંદ્રિઓને ઇશ્વરમાં યોજીને, ફળની આશા રહિત થઇ વાણ્યાદિ કર્મેંદ્રિયે કરી કર્મ યોગનું આચરણ કરે છે, તે તેણે કરી ચિત્ત શુદ્ધ થવાથી જ્ઞાનવાન થાય છે માટે તું સંધ્યોપાસનાદિ નિત્ય કર્મ કર્યા કર, કારણ તે ન કરવા કરતાં કરવું એ અતિ શ્રેષ્ઠ છે; કેમકે સર્વ કર્મ ન કરતા એવા તારા દેહનો નિર્વાહ થાય નહીં. "શંકા સાંખ્યમતવાળા કર્મ કરવાં એ બંધન કરનાર છે માટે કંઇ કરવું નહીં એમ કહે છે એમ તું કહીશ તો કહું છું" કે—હે કુંતિ પુત્ર, પરમેશ્વરના આરાધન વાસ્તે નહીં એવાં કર્મ કરવાથી આ લોક બંધન પામે છે, માટે તું નિ કામ થઇને પરમેશ્વર પ્રીત્યર્થ સારી રીતે કર્મનું આચરણ કર. કેમકે પૂર્વે યજ્ઞ સહિત બ્રાહ્મણાદિ પ્રજાને ઉત્પન્ન કરીને બ્રહ્માએ કહ્યું છે કે, તમે આ યજ્ઞે કરીને ઉત્તરોત્તર વૃદ્ધિ પામો, ને આ તમોને ઇચ્છિત કામના આપનારા થાઓ. "શંકા—યજ્ઞ ઇષ્ટકામના આપનારા કેમ થાય એમ કહેશો તો કહું છું" કે—તમે આ યજ્ઞ કરી હવિર્ભાગથી દેવતાઓને સારી રીતે વૃધ્ધિ પમાડો, ને તેથી પ્રસન્ન થયેલા દેવતાઓ તમોને વૃધ્ધિ પમાડો; એ રીતે એક બીજાઓને વૃધ્ધિ પમાડતા એવા તમો તથા દેવતાઓ પરસ્પર ઇચ્છિત અર્થને પામશો. કેમકે યજ્ઞે કરીને વૃધ્ધિ પમાડેલા દેવતાઓ વૃષ્ટયાદિદ્વારા તમને અનેક પ્રકારના ઇચ્છિત ભોગ આપશે; માટે જે પુરૂષ તેઓએ આપેલાં અન્નાદિને પંચયજ્ઞાદિ કર્મે કરી તેઓને આપ્યા વગર જમશે. તેને ચોર છે એમ જાણવું, ને જે પુરૂષ વૈશ્વદેવાદિ યજ્ઞ કરતાં બાકી રહેલાં અમૃતરૂપ અન્નનું ભોજન કરશે, તે ખાયણી, ઘંટી, ચુલો, પાણીયારૂ તથા સાવરણી એ પાંચથી જીવહિંસા થાય છે માટે તેથી થયેલા દોષથી મુક્ત થશે. હે અર્જુન,જે પુરૂષ વૈશ્વદેવ કરવા સારૂ નહીં પણ કેવળ પોતાને વાસ્તેજ અન્ન રાંધે છે, તે દુરાચારી પાપનુંજ ભોજન કરે છે. "હવે જગત્ ચક્રની પ્રવૃત્તિનો હેતુ પણ કર્મજ છે, માટે તે અવશ્ય કરવું એમ કહું છું" તે તું સાંભળ-શુક્ર તથા શોણિતરૂપે પરિણામ પામેલાં અન્નથી પ્રાણિમાત્ર ઉત્પન્ન થાય છે, તે અન્ન વૃષ્ટિથી પેદા થાય છે, વૃષ્ટિ યજ્ઞે કરી થાય છે, યજ્ઞ યજમાનાદિના વ્યાપારરૂપ કર્મે કરી થાય છે, કર્મ વેદથી પ્રવર્તે છે અને વેદ પરબ્રહ્મથી ઉત્પન્ન થયેલ છે એમ તું જાણ; માટે સર્વગત પરમાત્મા નિરંતર યજ્ઞને વિષે રહેલ છે. "યજ્ઞરૂપ ઉપાયે કરી તે પ્રાપ્ત થાય છે." હે પાર્થ, એ પ્રમાણે પરમેશ્વરના વાક્યરૂપ વેદથી પ્રવર્તેલાં કર્માદિ ક્રને જે પાપરૂપ આયુષ્યવાળો તથા ઇંદ્રિયોને વિષે સ્થિતિવાળો પુરૂષ નથી અનુસરતો, તે મશકાદિની પેઠે વૃથા જીવે છે. "અજ્ઞાનીને અંતઃકરણની શુદ્ધિ થવા સારૂ કર્મ કરવાં એમ કહ્યું, હવે જ્ઞાનીને તે

કરવાનું કંઇ જરૂર નથી એમ હું તને કહું" તે તું સાંભળ-આત્માને વિષેજ પ્રીતિમાન, પોતાના આનંદના અનુભવે કરી સુખી તથા વિષયાદિ ભોગની અપેક્ષા રહિત એવા જ્ઞાનિને કંઇપણ કર્તવ્ય નથી. કારણ તેને કર્મ કરવાથી પુણ્ય થતું નથી તથા ન કરવાથી પાપ લાગતું નથી, કેમકે તે અહંકાર રહિતપણાને લીધે વિધિ તથા નિષેધ રહિત છે; જેથી બ્રહ્મા જેમાં આદિ છે તથા સ્થાવર જેમાં અંતે છે એવા આ વિશ્વમાં મોક્ષને માટે આશ્રય કરવા લાયક પણ કોઇજ નથી. "એ પ્રમાણે જ્ઞાનિને કર્મ કરવાનું જરૂરનું નથી પણ બીજાએ તો અવશ્ય કરવું જોઇએ; માટે તું કર એમ કહું છું" તે તું સાંભળ-તું ફળની આશા છોડી દઇને, વેદે જે અવશ્ય કરવાનાં નિત્ય તથા નૈમિત્તિક કર્મ કહ્યાં છે, તે નિરંતર સારી રીતે કર; કેમકે પુરૂષ ફળની આશા રહિત કર્મ કરીને, ચિત્ત શુદ્ધિ તથા જ્ઞાન દ્વારા મોક્ષને પામે છે. પૂર્વે જનકાદિ કર્મે કરીનેજ શુદ્ધ અંતઃકરણવા થઇ જ્ઞાનને પામ્યા છે; માટે તું પણ કર્મ કરવા લાયક છે. "જો હું શ્રેષ્ઠ જ્ઞાની છું એમ પોતાના આત્માને માનતો હોય, તો પણ તારે કર્માચરણ કરવું એ કલ્યાણરૂપ છે એમ કહું" તે સાંભળ-જો હું કર્મ કરીશ તો આ લોક પણ તે કરશે એમ માની તેના કલ્યાણ સારૂ તું કર્મ કરવા યોગ્ય છે "ત્યાગ કરવા યોગ્ય નથી." કેમકે શ્રેષ્ઠ જન કર્મશાસ્ત્ર તથા નિવૃત્તિશાસ્ત્રમાંથી જેને પ્રમાણ માને, તેનેજ સર્વ લોક અનુસરે છે. હે પાર્થ, કોઇ વખતે હું પણ જો આલસ રહિત થઇ કર્મનું આચરણ ન કરૂં, તો મને જોઇને બીજાં મનુષ્યો પણ તે માર્ગે ચાલે. "શંકા-તેથી શું એમ કહીશ તો કહું છું" કે-જો હું કર્મ ન કરૂં તો આ સર્વ લોક કર્મના લોપથી નાશ પામે, ને વર્ણસંકર પ્રજા મલિન થાય; જેનો કર્તા હરૂં, માટે મારે પણ નિત્ય કર્મ અવશ્ય કરવાં જોઇએ છીએ વાસ્તે જેમ અવિદ્વાન્ પુરૂષો કર્મને વિષે ફળની આશા રાખીને તે કરે છે, તેમ લોક સંગ્રહની ઇચ્છાવાળા વિદ્વાને ફળની આશા રહિત થઇ કર્મ કરવાં. વળી વિદ્વાને સાવધાન થઇ પોતે કર્મનું આચરણ કરીને, તેને વિષે આસકત એવા અજ્ઞાન પુરૂષોની બુદ્ધિને ભેદ કરવી નહીં "કર્મથી તેમની બુદ્ધિને ચલાયમાન કરવી નહીં અને તેમને કર્મનું સેવન કરાવવું;" "શંકા—જો વિદ્વાને પણ કર્મ કરવાં અને અવિદ્વાને પણ કરવાં એમ છે, તો એ બેઉમાં વિશેષ શું એમ કહીશ તો કહુંછું" કે-અહંકારને લીધે મૂઢ બુદ્ધિવાળો અજ્ઞાની પુરૂષ, પ્રકૃતિનાં કાર્યભૂત ઇંદ્રિઓએ કરેલાં અનેક તરેહનાં કાર્યનો હુંજ કર્તા છું એમ માને છે. પણ હે મહાબાહો, ઇંદ્રિય તથા કર્મથી આત્મા જૂદો છે, તે આવી રીતે કે—હું ઇંદ્રિયરૂપ નથી એ પ્રમાણે ગુણથી આત્માનો વિભાગ અને મને કર્મ નથી એ પ્રમાણે કર્મથી આત્માનો વિભાગ એવી રીતે બેઉના વિભાગ સ્વરૂપને જાણનાર જ્ઞાની પુરૂષ, ઇંદ્રિઓ વિષયને વિષે પ્રવર્તે છે હું નહીં એમ માનીને પોતાને વિષે કર્તાપણું માનતો નથી. ને પ્રકૃતિના સત્વાદિ ગુણે કરીને અત્યંત મૂઢ એવા જે અજ્ઞાની પુરૂષો ઇંદ્રિઓ તથા તેના કર્મને વિષે જોડાય છે એટલે અમે કરીએ છીએ એમ માની લે છે, તે થોડું જાણનાર મંદમતિવાળાને સર્વજ્ઞ એવા જ્ઞાનિએ કર્મથી ચલાયમાન કરવા નહીં. "એ પ્રમાણે તત્વજ્ઞાની પુરૂષે પણ કર્મ કર્તવ્ય છે, માટે તું તો હજી તેવો થયો નથી વાસ્તે તારે તો કર્મ અવશ્યજ કરવાં જોઇએ એમ કહું છું" તે તું સાંભળ--સર્વ કર્મ મારે વિષે અર્પણ કરી, હું અંતર્યામિને આધિન થઇ કર્મ કરૂં છું એવી દષ્ટિ રાખી, નિષ્કામ થઇ, મમત્વ રહિત થઇ તથા શોકનો ત્યાગ કરીને, તું યુદ્ધ કર. જે મનુષ્યો આ મારાં વાકયને વિષે શ્રદ્ધાવાન તથા દુઃખરૂપ કર્મમાં પ્રવર્તાવે છે એમ મારે વિષે દોષ દષ્ટિ ન કરનાર, મેં કહેલા આ મારા મતનો આશ્રય કરે છે, તે પણ સારી

રીતે જ્ઞાનીની પેઠે કર્મ બંધનથી મુક્ત થાય છે. ને જે મનુષ્યો દ્વેષ કરતાં આ મારા મતને આચરણ કરતા નથી, તે વિવેક રહિત તથા ઇશ્વર વિષયક કર્મના જ્ઞાનમાં મૂઢને તું સ્વર્ગ તથા મોક્ષથી ભ્રષ્ટ થયેલા જાણ. " શંકા—જ્યારે તમારા મત પ્રમાણે સ્વધર્મનું આચરણ કરવાથી મ્હોટું ફળ છે. ત્યારે સર્વ ઇંદ્રિયોને નિયમમાં રાખી નિષ્કામ થઇ કેમ સ્વધર્મનું આચરણ કરતા નથી એમ તું કહીશ તો કહું છું" કે-જ્ઞાની પણ પોતાના પ્રાચીન કર્મના સંસ્કારને આધિન એવા સ્વભાવને અનુસરી કર્મ કરે છે; કારણ સર્વ પ્રાણિ પોતાના સ્વભાવને અનુસરે છે માટે ઇંદ્રિયોનો નિગ્રહ શું કરી શકે તેમ છે. "કંઇજ નહીં" "શંકા-જ્યારે પુરૂષ માત્રની પ્રવૃત્તિ સ્વભાવને આધિન છે, ત્યારે આ કરવું અને આ ન કરવું એ વિધિ તથા નિષેધરૂપ શાસ્ત્રનું વ્યર્થપણું થાય એમ તું કહીશ તો કહું છું" કે-સર્વ ઇંદ્રિઓને પોતપોતાના અનુકૂળ વિષયમાં પ્રીતિ તથા પ્રતિકૂળ વિષયમાં દ્વેષ અવશ્ય થાય, ને તેને અનુસરતી સર્વ મનુષ્યોને પ્રવૃત્તિ થાય એવો પ્રાણિ માત્રનો સ્વભાવ હોય છે; પણ વિધિ તથા નિષેધનાં શાસ્ત્રને જાણનાર પુરૂષ તેઓને વશ થાય નહીં, કેમકે તેઓ મુમુક્ષુના પરમ શત્રુરૂપ છે. " શંકા-જેમ પશુઓ પોતાની પ્રકૃતિ પ્રમાણે વિષયમાં પ્રવર્તે છે, તેમ મનુષ્યો પણ પોતાની પ્રકૃતિ પ્રમાણે વિષયમાં પ્રવર્તે છે, માટે તે પ્રકૃતિને મૂકીને સ્વધર્મમાં પ્રવર્ત થવું એમ તમે કહ્યું, પણ યુદ્ધાદિ સ્વધર્મનું આચરણ કરવું, દુઃખરૂપ હોવાન લીધે અશક્ય છે, અને હિંસા વગરના પરધર્મનું આચરણ કરવું એ શક્ય છે, તેમ ધર્મત્વે કરી બેઉ સમાન છે, માટે હું તે પરધર્મનુ આચરણ કરૂં એમ તું કહીશ તો કહું છું" કે સર્વાંગ પૂર્ણ એવા પરધર્મનું આચરણ કરવાથી કંઇક અંગે હીન એવા પણ પોતાના ધર્મનું આચરણ કરવું એ અતિ શ્રેષ્ઠ છે; કેમકે સ્વધર્મરૂપ યુદ્ધને વિષે પ્રવર્ત થયેલા પુરૂષને મરણ થાય એ પણ સારૂ; કેમકે સ્વર્ગાદિ ફળ આપે છે, ને પરધર્મ ભય આપે છે; કારણ તેનું આચરણ કરવું એ શાસ્ત્રમાં નિષેધ કરેલ છે, જેથી નરકની પ્રાપ્તિ થાય છે. અર્જુને પૂછ્યું કે હે વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થયેલા શ્રીકૃષ્ણ, પુરૂષ વિવેક બળે કરી કામ તથા ક્રોધને રૂંધી રાખે છે, તોપણ તેનીઇચ્છા વગર પાપ કર્મને વિષે પ્રવૃતિ થાય છે; માટે તેને બળાત્કારથી તેમાં પ્રવૃત્તિ કરાવનાર કોણ છે? ભગવાનકહેછે-હે અર્જુન,મનુષ્યને પાપને વિષેપ્રવર્તાવનાર કામજ છે. 'શંકા -તમે પાપને વિષે પ્રવર્તાવનાર ક્રોધ પણ કહ્યો છે તે! એમ તું કહીશતો કહું છું" કે-ક્રોધ પણ કામથી જૂદો નથી તેજ છે, કેમકે કામને કોઇ નાશ કરે તો તેજ ક્રોધરૂપે પરિણામ પામે છે; જે રજોગુણથી ઉત્પન્ન થએલ, દુઃખે કરી પણ પૂર્ણ થાય નહીં એવો તથા મહાપાપી મોક્ષ માર્ગનો વૈરી છે એમ તું જાણ. કારણ જેમ ધુમાડાથી અગ્નિ, મેલથી દર્પણ તથા ગર્ભવેષ્ટન ચર્મથી ગર્ભ વેષ્ટિત છે, તેમ જ્ઞાન કામથી વેષ્ટત છે. " જેમ એ ત્રણે ઢંકાવાને લીધે દેખાતાં નથી, તેમ જ્ઞાન ઢંકાવાને લીધે દેખાતું નથી" વળી હે કુંતિ પુત્ર, જ્ઞાની પુરૂષના નિત્ય વૈરી, દુઃખે કરી પણ પૂર્ણ થાય નહીં એવા અને શોકરૂપ સંતાપના હેતુપણાને લીધે અગ્નિ સમાન કામરૂપી વૈરિયે કરી વિવેક જ્ઞાન વિંટાયલું છે. વિષયનું દર્શન તથા શ્રવણ કરનાર ઇંદ્રિઓ, તેનો સંકલ્પ કરનાર મન તથા ત કરવાનો નિશ્ચય કરનાર બુદ્ધિ એ ત્રણ કામને રહેવાનાં સ્થાન છે; જેણે કરી એ કામ જ્ઞાનને ઢાંકી લઇ જીવને મોહ ઉપજાવે છે. માટે હે ભરતકુળમાં શ્રેષ્ઠ અર્જુન, તું મોહ થયા પહેલાંજ ઇંદ્રિયો, મન તથા બુદ્ધિને નિયમમાં રાખીને, તેને જ્ઞાન તથા વિજ્ઞાનને નાશ કરનાર તથા પાપરૂપ કામનો ત્યાગ કર. હવે ગ્રહણ કરતા એવા દેહાદિ કરતાં ઇંદ્રિયો, સૂક્ષ્મ તથા તેને પ્રકાશ કરવાને લીધે શ્રેષ્ઠ છે, તે

કરતાં તેવી પ્રવૃત્તિ કરાવનાર સંકલ્પાત્મક મન શ્રેષ્ઠ છે અને તે કરતાં સંકલ્પનો નિશ્ચય કરનારી બુદ્ધિ શ્રેષ્ઠ છે, ને તેનો જે સાક્ષી, તેજ આત્મા. હે મહાબાહો, એ પ્રમાણે બુદ્ધિના સાક્ષી આત્માને જાણી તથા નિશ્ચયાત્મિક બુદ્ધિએ કરી મનને નિશ્ચળ કરીને, તે જેની દુઃખે કરી પણ ગતિ જાણવામાં આવતી નથી એવા કામરૂપી શત્રુને નાશ કર.

एवं बुद्धेः परं बुध्द्वा संस्तभ्यात्मानमात्मना ।
जहि शत्रुं महाबाहो कामरुपं दुरासदम् ॥

इतिश्री महाभारते भीष्मपर्वणि भगवद्गीतापर्वणि श्रीकृष्णार्जुन
संवादे कर्मयोगोनाम गुर्जरभाषायां सप्तविंशोऽध्यायः ॥ २७ ॥

---

**श्रीभगवानुवाच**—इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययं ।
विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥ १ ॥

શ્રી ભગવાન કહે છે —હે અર્જુન, અવિનાશિ ફળવાન આ યોગ મેં પૂર્વે સૂર્યને કહ્યો હતો, તેણે પોતાના પુત્ર શ્રાદ્ધદેવમનુને કહ્યો હતો, અને તેણે પોતાના પુત્ર ઇક્ષ્વાકુને કહ્યો હતો હે શત્રુને તપાવનાર, એ પ્રમાણે પરંપરાથી પ્રાપ્ત થએલા આ યોગને રાજાઓ તથા ઋષિઓ જાણતા હતા, પણ તેને ઘણો કાળ હોવાથી તે નાશ પામ્યો હતો; જે પુરાતન ઉતમ રહસ્ય હાલ મેં તને કહ્યો, કારણ તું મારો ભકત તથા મિત્ર છે. અર્જુન પૂછે છે-હે શ્રીકૃષ્ણ, તમારો જન્મ હમણાં થયો છે અને સૂર્યનો તો જન્મ પ્રાચીન કાળમાં થયો છે; માટે તમે એને પ્રથમ યોગ કહ્યો એ હું કેમ જાણું ? ભગવાન કહે છે—હે શત્રુને તપાવનાર અર્જુન, મારા તથા તારા જન્મ અનેક વ્યતીત થઇ ગયા છે, તે સર્વને હું જાણું છું; તું જાણતો નથી. "શંકા-અનાદિ તથા અવિનાશિ એવા ઇશ્વર તમને જન્મ તથા પૂર્વ જન્મ ઘટે નહીં, ને તમે મારા જન્મ બહુ વ્યતીત થઇ ગયા છે એમ કેમ કહ્યું એમ તું કહીશ તો કહું છું" કે—હું અજન્મા, અવિનાશિ તથા સર્વભૂત પ્રાણિનો ઇશ્વર છું, તો પણ શુદ્ધ સત્વાત્મિક પ્રકૃતિનો આશ્રય કરીને પોતાની માયાએ કરી અવતાર લઉં છું. "શંકા—તમે કયી વેળાએ અવતાર લ્યો છો, એમ તું કહીશ તો કહું છું" કે-હે ભારત, જ્યારે જ્યારે ધર્મનો નાશ થાય છે અને અધર્મ વૃદ્ધિ પામે છે, ત્યારે ત્યારે હું મારા આત્માને સર્જું છું. શંકા—તમે શું કરવાને તે વખતે પોતાના આત્માને સર્જો છો એમ કહીશ તો કહું છું" કે-હું સ્વધર્મવર્તી સત્પુરૂષોના રક્ષણ સારૂ, દુષ્ટ કર્મ કરનારનો નાશ કરવા સારૂ તથા ધર્મનું સ્થાપન કરવા સારૂ સમય પરત્વે પ્રગટ થાઉં છું. હે અર્જુન, એ પ્રમાણે સ્વેચ્છાકૃત મારો જન્મ તથા ધર્મનું પાળનરૂપ મારૂ અલૌકિક કર્મ પારકા અનુગ્રહ વાસ્તેજ છે એમ જે મનુષ્ય જાણે છે, તે પોતાના દેહાભિમાનનો [illegible] કરી પુનર્જન્મન પામે નહીં મનેજ પામે. "શંકા—તમારા જન્મ તથા કર્મના જ્ઞાને કરી મનુષ્યને તમ[illegible]પ્રાપ્ત કેમ થાય એમ તું કહીશ તો કહું છું" કે હું શુદ્ધ સત્વાવતારે કરી ધર્મનું પરિપાળન કરૂં છું એ મારા દયાળુપણાને જાણીને ગયાં હોય છે પ્રીતિ, ભય તથા ક્રોધ જેને એવા,

મારામાંજ એકચિત્તવાળા તથા મારેજ એક આશ્રય કર્યો હોય છે જેણે એવા ઘણા પુરૂષો મારા પ્રસાદથી પ્રાપ્ત થએલાં જ્ઞાન તથા તપશ્ચર્યાએ કરી પવિત્ર થઇને મારી સાયુજ્યગતિને પામ્યા છે. "શંકા—જે તમારી શરણે આવ્યા હોય છે, તેને તમે સાયુજ્ય મુક્તિ આપો છો અને સકામી ભક્તને આપતા નથી; ત્યારે તો તમારામાં વિષમતા આવી એમ તું કહીશ તો કહું છું" કે—હે પાર્થ, જે મનુષ્ય સકામપણાથી, અથવા નિષ્કામપણાથી જેવી રીતે મને ભજે છે, તેને હું તેવીજ રીતે તેનાં ઇચ્છિત ફળ આપવારૂપે અનુગ્રહ કરૂં છું; કેમકે મનુષ્યો સર્વ પ્રકારે કરી મારાજ ભજન માર્ગને અનુસરે છે."ઇંદ્રાદિ દેવતાઓના ભજને કરી પણ મારૂંજ ભજન કરે છે, કારણ હું સર્વમય છું" "શંકા—ત્યારે સર્વ મનુષ્યો મોક્ષ માટે તમારૂંજ ભજન કાં કરતા નથી એમ તું કહીશ તો કહું છુ" કે આ લોકમાં કર્મના ફળને ઇચ્છનાર મનુષ્યો ઘણું કરીને ઇંદ્રાદિ દેવતાઓનુંજ ભજન કરે છે, પણ સાક્ષાત્ મારૂ ભજન કરતા નથી, કારણ કર્મનું ફળ તરત પ્રાપ્ત થાય છે, ને જ્ઞાનનું ફળ મોક્ષ તરત મળતું નથી."શંકા—કેટલાક સકામપણાથી વર્તે છે અને કેટલાક નિષ્કામપણાથી વર્તે છે એ રીતે કર્મનું વિચિત્રપણું છે; જેને આચરતા એવા બ્રાહ્મણાદિને ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ટાદિ ભેદ કરતા એવા તમારૂં વિષયપણું કેમ નહીં એમ તું કહીશ તો કહું છું" કે—સત્વગુણ જેમાં પ્રધાન હોય છે એવા તથા શમદમાદિ કર્મવાળા બ્રાહ્મણોનો, સત્વગુણ તથા રજોગુણ જેમાં પ્રધાન હોય છે એવા અને શૌર્ય તથા યુદ્ધાદિ કર્મવાળા ક્ષત્રિયોનો, રજોગુણ તથા તમોગુણ પ્રધાનવાળા અને કૃષિ તથા વાણિજ્ય કર્મવાળા વૈશ્યોનો અને તમોગુણ જેમાં પ્રધાન હોય છે એવા તથા ત્રણ વર્ણના શુશ્રૂષાદિ કર્મવાળા શૂદ્રોનો હું કર્તા છું; તથાપિ તું મને અનાસક્તિ તથા અવિનાશિપણાને લીધે અકર્તા જાણ. અહંકાર રહિત એવો હું વિશ્વની સૃષ્ટયાદિ કરૂં છું, તોપણ તે મને આસક્ત કરતાં નથી, તેમ પૂર્ણ કામ હોવાથી કર્મનાં ફળની ઇચ્છા પણ નથી, એવા મને જે મનુષ્યો જાણે છે; તે પણ કર્મે કરી બંધન પામતા નથી. એ પ્રમાણે અહંકાર રહિત થઇ કરેલાં કર્મ બંધન કરતાં નથી એમ જાણીને, પૂર્વે થઈગયેલા મુમુક્ષુ જનકાદિએ પણ પોતાની બુદ્ધિ શુદ્ધ થવા સારૂ યુગાંતને વિષે કર્મ કર્યાં છે; માટે તું પણ પ્રથમ કર્મ કર. હવે કર્મ શું અને અકર્મ શું એમાં વિવેકિ પુરૂષો પણ મોહ પામી ગયા છે; માટે જે કર્મનું આચરણ કરવાથી તું સંસારથી મુક્ત થઇશ, તે કર્મ તથા અકર્મ હું કહું તે તું સાંભળ. "શંકા—દેહાદિનો જે વ્યાપાર તે કર્મ અને તેનોજ અવ્યાપાર તે અકર્મ, એ બેઉ સર્વ લોકમાં પ્રસિદ્ધ છે, ને તમે એ વિષે વિવેકિયો પણ મોહ પામી ગયા છે એમ કેમ કહ્યું એ રીતે કહીશ તો કહું છુ" કે—શાસ્ત્રમાં કહેલું કર્મ, કંઇજ ન કરવું એ અકર્મ તથા શાસ્ત્રમાં નિષિદ્ધ તે વિકર્મ એ ત્રણેનાં તત્વ જાણવાં જોઇએ; કેમકે તે દુઃખે કરી પણ જણાય નહીં એવાં છે. જે મનુષ્ય ઇશ્વરારાધનરૂપ કર્મને બંધન કરનાર ન હોવાથી આ અકર્મ છે એમ જુવે છે તથા શાસ્ત્રમાં કહેલાં કર્મનું જે ન કરવું તેને દોષને લીધે બંધન કરનાર હોવાથી આ કર્મ છે એમ જુવે છે, તેજ મનુષ્ય કર્મ કરનાર મનુષ્યોમાં બુદ્ધિમાન્, યોગી તથા સર્વ કર્મ કરનાર એમ જાણવું. હવે જેનાં સર્વ કર્મ ફળના સંકલ્પ રહિત છે, તે જ્ઞાનરૂપી અગ્નિએ કરી બળી ગયેલાં કર્મવાળાને બુદ્ધિમાન્ પુરૂષો પંડિત કહે છે. કર્મ તથા તેનાં ફળને વિષે આસક્તિનો ત્યાગ કરીને, નિજાનંદે કરી તૃપ્ત અને અહંકાર રહિત જે મનુષ્ય સ્વાભાવિક તથા વિહિત કર્મને વિષે ચારે

પ્રરૂથી પ્રવર્તે છે તોપણ, તે કંઇજ કરતો નથી. "તેનું કર્મ અકર્મપણાને પામે છે." વળી કામના રહિત, વશ કરેલાં હોય છે ચિત્ત તથા શરીર જેણે એવા અને ત્યાગ કરેલા સર્વ પરિગ્રહવાળા પુરૂષો, કેવળ શરીર નિર્વાહાર્થ કર્મ કરે, તેથી કંઇ બંધન પામતા નથી. વળી યદૃચ્છાએ કરી પ્રાપ્ત થયેલાં વિષે સંતોષ, શીત તથા ઉષ્ણાદિ દ્વંદ્વને સહન કરનાર, અવૈરી અને યદૃચ્છાએ કરી થયેલા લાભની સિદ્ધિ થાય અથવા અસિદ્ધિ થાય તેથી હર્ષ તથા ખેદ રહિત પુરૂષ, શાસ્ત્ર વિહિત તથા સ્વાભાવિક કર્મ કરીને પણ બંધન પામતો નથી. કામના રહિત, રાગાદિથી મુક્ત થયેલા, જ્ઞાનને વિષેજ સ્થિર ચિત્તવાળા તથા પરમેશ્વર પ્રીત્યર્થ કર્મ કરનાર સત્પુરૂષનું વાસના રહિત કર્મ અકર્મપણાને પામે છે. વળી જેણે કરી હોમાય એવાં સ્રુવાદિ, ઘૃતાદિ હુતદ્રવ્ય, અગ્નિ તથા યજ્ઞ કર્તાએ જે હોમ્યું તે એ સર્વ બ્રહ્મજ છે; માટે જેને બ્રહ્મરૂપ કર્મને વિષેજ એકાગ્રચિત્ત હોય છે, તેને બ્રહ્મજ પ્રાપ્ય છે. "બ્રહ્માનીજ પ્રાપ્તિ થાય છે" હવે કેટલાક કર્મયોગી પુરૂષો શ્રદ્ધાથી ઇંદ્ર તથા વરૂણાદિ દેવતાઓનાં યજન જેમાં થાય છે એવા દેવ યજ્ઞ કરે છે તથા તેથી બીજા કેટલાક જ્ઞાનયોગી પુરૂષો કહેલા બ્રહ્માર્પણાદિ પ્રકારવાળા યજ્ઞ કરી બ્રહ્મરૂપ અગ્નિને વિષે યજ્ઞાદિ સર્વ કર્મનો લય કરે છે. નૈષ્ટિક બ્રહ્મચારી ઇંદ્રિઓને નિયમમાં રાખવારૂપી અગ્નિને વિષે શ્રોત્રાદિ ઇંદ્રિઓને હોમે છે એટલે સર્વ ઇંદ્રિઓને નિયમમાં રાખી રહે છે, ને ગૃહસ્થો ઇંદ્રિયરૂપ અગ્નિને વિષે તેના શબ્દાદિ વિષયોને હોમે છે એટલે ભોગ ભોગવવા સમયે પણ તેમાં આસક્તિ રહિત થઇને, અગ્નિરૂપ ભાવના કરેલી ઇંદ્રિઓને વિષે હુતદ્રવ્યરૂપે ભાવના કરેલા વિષયોને હોમે છે. બીજા કેટલાક યોગી સર્વ જ્ઞાનેંદ્રિયોનાં કર્મ શ્રવણ તથા દર્શનાદિ, કર્મેંદ્રિઓનાં કર્મ બોલવું તથા ગ્રહણ કરવાદિ અને પ્રાણનાં કર્મ બાહાર નીકળવું તથા અંદર જવાદિને, જ્ઞાને કરી પ્રજ્વળિત આત્માના ધ્યાનરૂપી યોગાગ્નિને વિષે હોમે છે. "ધ્યાન કરવા લાયક પરમાત્માને સારી રીતે જાણીને તેમાં મનને જોડી, તે સર્વ કર્મને વિરામ પમાડે છે" બીજા કેટલાક તીક્ષ્ણ એવાં અહીંસાદિ વ્રતવાળા તથા પ્રયત્નશીલ પુરૂષો વાવ, કુવા તથા બગીચા કરાવવા અને દાન આપવાં એનેજ યજ્ઞ માનનારા, કેટલાક કૃચ્છ તથા ચાંદ્રાયણાદિ વ્રત કરવાં તેનેજ યજ્ઞ માનનારા, કેટલાક ચિતવૃત્તિનો રોધ જેમાં થાયછે એવી સમાધિનેજ યજ્ઞ માનનારા, કેટલાક વેદ ભણવાને યજ્ઞ માનનારા અને કેટલાક વેદના અર્થ જ્ઞાનનેજ યજ્ઞ માનનારા છે. બીજા કેટલાક યોગી અપાનવાયુમાં પ્રાણવાયુને હોમે છે, અપાનવાયુને પ્રાણ વાયુમાં હોમે છે તથા તે બેઉ વાયુની ગતિને રૂંધીને પ્રાણાયામમાં તત્પર થાય છે. "પૂરક, કુંભક તથા રેચક એ પ્રમાણે પ્રાણાયામરૂપી યજ્ઞ કરે છે એટલે વાયુને ઉપર ચઢાવે છે, સ્થિર રાખે છે તથા નીચે ઉતારે છે" નિયમમાં રાખેલા વિષય ભોગવાળા કેટલાય યોગી મન સહિત ઇંદ્રિઓને મન, ચિત્ત તથા અહંકારને વિષે હોમે છે " તે રૂપ યજ્ઞ કરે છે એટલે ઇંદ્રિઓને સંકલ્પાત્મક મનને વિષે લય કરી, મનને સ્મરણાત્મક ચિત્તને વિષે લય કરી તથા ચિત્તને અહંકારને વિષે લય કરે છે અને અભિમાનરૂપ તે અહંકાર અભિમાન ન હોવાને લીધે, જેમ બળી ગયેલા કાષ્ટવાળો અગ્નિ શાંત થાય, તેમ પોતાની મેળે શાંત થાય છે" એ પ્રમાણે બાર યજ્ઞને જાણનારા, યજ્ઞે કરી પાપ જેનાં ટળી ગયાં હોય છે એવા તથા યજ્ઞ કરી અવશિષ્ટ વખતે અનિષિદ્ધ એવા અમૃતરૂપી અન્નનું ભોજન કરનારા તે સર્વ, જ્ઞાન દ્વારા સનાતન બ્રહ્મને પામે છે. હે કુરૂકુળમાં શ્રેષ્ઠ, જે મનુષ્ય યજ્ઞ નથી કરતો, તને સ્વલ્પ સુખવાળા આ મનુષ્ય લોકની પણ પ્રાપ્તિ થતી નથી, ત્યારે પરલોકની તો શાનીજ પ્રાપ્તિ થાય; માટે મનુષ્યોએ અવશ્ય યજ્ઞ કરવા.

એ પ્રમાણે અનેક પ્રકારના યજ્ઞો સાક્ષાત્ વેદે કહેલા છે; પણ તેઓ સર્વ વાણી, મન તથા શરીરના કર્મથી ઉત્પન્ન થયેલા અને આત્મ સ્વરૂપના સંસ્પર્શ રહિત છે એમ તેઓને જાણીને, તું જ્ઞાનનિષ્ઠ થઇ સંસારથી મુક્ત થઇશ. હે શત્રુને તપાવનાર પાર્થ અર્જુન, દ્રવ્ય ખરચી યજ્ઞ કરવા તે કરતાં જ્ઞાનરૂપી યજ્ઞ શ્રેષ્ઠ છે, કેમકે ફળ સહિત સર્વ કર્મનો જ્ઞાનને વિષે અંતર્ભાવ છે. તું પ્રથમ જ્ઞાનિ પુરૂષને નમસ્કાર કરી, પછી આ સંસાર મને કેમ છે તથા કેમ નિવૃત્ત થાય એમ પૂછવાએ કરી અને તેની સેવાએ કરી તે જ્ઞાનને પામ. કેમકે શાસ્ત્ર જાણનાર તથા અપરોક્ષ અનુભવ સંપન્ન તેઓ તને જ્ઞાનનો ઉપદેશ કરશે. હે પાંડવ, જે જ્ઞાનને પામીને તું, બંધુવધાદિ નિમિત્ત મોહ પામીશ નહી; ને જેણે કરી સર્વ ભૂતપ્રાણિને પોતાના આત્માને વિષે અભેદરૂપે જોઇશ. જો કે તું સર્વ પાપ કરનારાઓથી અતિ પાપ કરનાર છે, તો પણ તે સર્વ પાપરૂપ સમુદ્રને જ્ઞાનરૂપ નાવે કરી સારી રીતે તરીશ. હે અર્જુન, જેમ પ્રદીપ્ત એવો અગ્નિ સમગ્ર કાષ્ટને બાળી ભસ્મ કરે છે, તેમ જ્ઞાનરૂપી અગ્નિ પ્રારબ્ધ કર્મ વગરનાં બાકી સર્વ કર્મને બાળી ભસ્મ કરે છે; કેમકે તપ તથા યોગાદિમાં જ્ઞાન સમાન કંઇ પણ શુદ્ધ કરનાર નથી. "શંકા-એમ છે ત્યારે સર્વ આત્મજ્ઞાનનો અભ્યાસ કેમ કરતા નથી એમ તું કહીશ તો કહું છું" કે મ્હોટા કર્મયોગે કરી યોગ્યતાને પ્રાપ્ત થયેલા પુરૂષ, સમય પર વે પોતાની મેળેજ તે જ્ઞાનને પામે છે. વળી ગુરૂએ ઉપદેશ કરેલા અર્થ વિષે આસ્તિક બુદ્ધિવાળા, તેમાંજ એક નિષ્ટાવાળા તથા ઇંદ્રિઓને નિયમમાં રાખી કર્મયોગનું આચરણ કરનાર પુરૂષને જ્ઞાનની પ્રાપ્તિ થાય છે; જેને પામી તે થોડા કાળમાં મોક્ષને પામે છે. હવે ગુરૂએ ઉપદેશ કરેલા અર્થને નહીં જાણનાર, કંઇએક જ્ઞાન થયું તો તેમાં શ્રદ્ધારહિત તથા શ્રદ્ધા થયા કેડે પણ આ જ્ઞાન મને સિદ્ધ થશે કે નહી એ પ્રમાણે સંશયાક્રાંત ચિત્તવાળા પુરૂષ, સ્વાર્થથી ભ્રષ્ટ થાય છે." એ ત્રણમાંથી સંશયાત્માવાન તો અવશ્યજ સ્વાર્થથી ભ્રષ્ટ થાય છે" કેમકે તેને આ લોક પણ સિદ્ધ થતો નથી અને સુખ પણ પ્રાપ્ત થતું નથી. હે ધનંજય, જેણે પરમેશ્વરને વિષે સર્વ કર્મ અર્પણ કર્યાં હોય છે એવા તથા જ્ઞાને કરી ટળી ગયો હોય છે સંશય જેનો એવા જ્ઞાનિને, લોક સંગ્રહ વાસ્તે કરેલાં કર્મ બંધન કરતાં નથી. માટે હે ભારત, આત્માના અજ્ઞાનને લીધે થયેલા હૃદયારૂઢ આ સંશયને તું જ્ઞાનરૂપી ખડ્ગે કરી કાપીને, જ્ઞાન પ્રાપ્ત થવાના ઉપાયભૂત કર્મયોગનો આશ્રય કર અને યુદ્ધ કરવા સારૂ ઉભો થા.

तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनाऽऽत्मनः ।
छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥

इतिश्री महाभारते भीष्मपर्वाणि भगवद्गीतापर्वाणि श्रीकृष्णार्जुनसंवादे यज्ञविभागयोगोनाम गुर्जरभाषायां अष्टाविंशोऽध्यायः ॥ २८ ॥

---

**अर्जुन उवाच**—संन्यासं कर्मणां कृष्ण पुनर्योगं च शंससि ।
यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितं ॥ १ ॥

" પૂર્વાધ્યાયમાં અજ્ઞાનથી થતા સંશયને જ્ઞાનરૂપી તલવારથી કાપીને તું કર્મયોગનું આચરણ કર એમ શ્રી કૃષ્ણે કહ્યું; તેમાં પૂર્વાપર વિરોધ માનીને" અર્જુન પૂછે છે-

હે શ્રી કૃષ્ણ, તમે જ્ઞાનિએ કર્મનો ત્યાગ કરવો એમ કહો છો, ને તું કર્મયોગનું આચરણ કર એમ પણ કહોછો; પણ એ બેઉના વિરૂદ્ધ સ્વભાવને લીધે એક જણે એકજ વખતે એ બેઉ કરવાનો અસંભવ છે; માટે એ બેઉમાંથી જેનું આચરણ કરવાથી મારૂં શ્રેય થાય તે એક નિશ્ચય કરી કહો શ્રીભગવાન કહેછે-હે અર્જુન, સંન્યાસ તથ કર્મયોગ એ બેઉ કલ્યાણ કરનારા છે, પણ દેહાભિમાનિને કર્મ સન્યાસથી કર્મયોગ વિશેષ છે; કેમકે ચિત્તશુદ્ધિ દ્વારા વૈરાગ્ય ઉત્પન્ન કરનાર છે. હે મહાબાહો, જે પુરૂષ રાગ તથા દ્વેષ રહિત થઇને પરમેશ્વરને અર્થે કર્મ કરે છે, તેને તે વખતે પણ સન્યાસી જાણવો, કારણ રાગ તથ દ્વેષાદિ દ્વંદ્વથી રહિત શુદ્ધ ચિત્તવાળો જ્ઞાનદ્વારા અનાયાસે કરી સંસારથી મુક્ત થાય છે. સંન્યાસ તથા કર્મયોગને અજ્ઞાનિ પુરૂષો જૂદા છે એમ કહે છે પંડિતો કહેતા નથી; કેમકે પુરૂષ એ બેઉમાંથી એકને પણ સારી રીતે આશ્રય કરે, તો બેઉનાં ફળને "મોક્ષને" પામે. વળી જ્ઞાનનિષ્ટ સન્યાસી સન્યાસે કરી જે મોક્ષરૂપી સ્થાનને પામે છે, તે સ્થાનને કર્મ યોગી પણ કર્મ યોગે કરી જ્ઞાનદ્વારા પામે છે માટે સંન્યાસ તથા કર્મયોગ એ બેઉ એકજ ફળ આપનાર છે. વાસ્તે જે પુરૂષ બેઉ એકજ છે એમ જુવે છે, તેજ સારી રીતે દેખે છે. "બાજો નહી" "શંકા-જો કે કર્મયોગિ પણ છેવટ સન્યાસે કરીનેજ જ્ઞાનનિષ્ટ થાય છે, ત્યારે પ્રથમથીજ સન્યાસ કરવો યોગ્ય છે એમ તું કહીશ તો કહું છું" કે-હે મહાબાહો, કર્મયોગ વિના સન્યાસ પ્રાપ્ત થવો અશક્ય છે, કારણ ચિત્ત શુદ્ધિ વિના જ્ઞાન પ્રાપ્ત થવાનો અભાવ છે; ને કર્મ યોગયુક્ત જે પુરૂષ હોય છે, તે ચિત્ત શુદ્ધિવાળો થઈ પછી સન્યાસી થઇને, થોડા વખતમાં બ્રહ્મને પામે છે, માટે ચિત્ત શુદ્ધિ પહેલાં સન્યાસ કરતાં કર્મયોગજ શ્રેષ્ટ છે. વળી કર્મયોગ યુક્ત, શુદ્ધ ચિત્તવાન, જીત્યાં હોય છે શરીર તથા ઇંદ્રિયો જેણે એવો અને આત્મરૂપે હુંજ સર્વમાં વ્યાપિ રહ્યો છું એમ જાણનાર પુરૂષ, લોક સંગ્રહ વાસ્તે સ્વાભાવિક કર્મ કરે છે તોપણ તેથી બંધન પામતો નથી. "શંકા-કર્મ કરે છે ને બંધાતો નથી એ કેમ એમ તુ કહીશ તો કહું છુ" કે-કર્મયોગ યુક્ત પુરૂષ ક્રમે કરી તત્વવેત્તા થઇને, જુવે છે, સાંભળે છે, સ્પર્શ કરે છે, સુંઘે છે, ભોજન કરે છે, ચાલે છે, સુવે છે, શ્વાસોશ્વાસ કરે છે, બોલે છે, ત્યાગ કરે છે, ગ્રહણ કરે છે, અને આંખ મીચે છે તથા ઉઘાડે છે, તોપણ ઇંદ્રિયો પોતપોતાના વિષયમાં વર્તે છે એમ બુદ્ધિથી નિશ્ચય કરી હું કંઇજ કરતો નથી એમ માને છે. વળી જે પુરૂષ કર્મનાં ફળની આશા મૂકી દઈ તથા તે બ્રહ્મને વિષેજ અર્પણ કરી કર્મ કરે છે, તે બંધનના હેતુપણાને લીધે પાપિષ્ટ એવા પુણ્ય તથા પાપરૂપ કર્મથી, જેમ જળમાં રહેલું કમળપત્ર તેથી લેપાતું નથી, તેમ લેપાતો નથી. યોગી પુરૂષ શરીરે કરી સ્નાનાદિ, મને કરી ધ્યાનાદિ, બુદ્ધિએ કરી તત્વ નિશ્ચયાદિ તથા કર્મમાં અભિનિવેશ રહિત એવી ઇંદ્રિઓએ કરી શ્રવણ તથા કીર્તનાદિ કર્મ, તજજન્ય ફળના સંગનો ત્યાગ કરી કેવળ ચિત્ત શુદ્ધિ વાસ્તે કરે છે. "શંકા-તેજ કર્મે કરી કેટલાક બંધાય છે તથા કેટલાક મુક્ત પણ થાય છે, માટે તેની વ્યવસ્થા કેમ કરવી એમ તું કહીશ તો કહું છું" કે જે પુરૂષ પરમેશ્વરને વિષેજ એક નિષ્ટાવાન થઇ કર્મના ફળની આશા મૂકી દઇને કર્મ કરે છે, તે મોક્ષને પામે છે; ને જે બહિર્મુખ પુરૂષ પોતાની ઇચ્છા પ્રમાણે કર્મ ફળમાં આસક્તિ રાખી કર્મ કરે છે, તે સંપૂર્ણ બંધન પામે છે. "એ પ્રમાણે જેની ચિત્ત શુદ્ધ થઈ ન હોય એવા પુરૂષને પ્રથમ કર્મયોગ શ્રેષ્ઠ છે એમ કહ્યું; હવે ચિત્ત શુદ્ધિવાળાને સન્યાસ શ્રેષ્ઠ છે એમ કહુ" તે તું સાંભળ-નિયમમાં રાખ્યું હોય છે ચિત્ત જેણે એવો દેહી, વિક્ષેપ કરનાર સર્વ કર્મને વિવેકયુક્ત મને કરી ત્યાગ કરીને, બે નેત્ર, બે નાસિકા, બે કાન તથા એક મુખ એ પ્રમાણે સાત ઉપરના અને એક પાયુ તથા ઉપસ્થ એ

પ્રમાણે બે નીચેનાં એ રીતે સર્વ મળી નવ દ્વારવાળા મનુષ્ય શરીરરૂપ પુરને વિષે અહંકાર તથા અભિમાન રહિતપણાને લીધે તે શરીરે કરી કંઈ નહીં કરતાં તથા તેની પાસે કંઈ નહીં કરાવતાં સુખે કરી રહે છે. "કેવળ જ્ઞાનનિષ્ટ થઇ રહે છે" "શંકા—વેદની શ્રુતિમાં પરમેશ્વર જેને ઉત્તમ લોકની પ્રાપ્તિ કરવા ઇચ્છે છે, તેને સારૂં કર્મ કરાવે છે અને જેને અધોલોકની પ્રાપ્તિ કરવા ઇચ્છે છે, તેને નરસુ કામ કરાવે છે એમ કહેલ છે. તેથી જ્યારે પરમેશ્વરજ જીવને શુભ તથા અશુભ ફળવાળાં કર્મમાં પ્રેરણા કરે છે, ત્યારે પરવશ એવો જીવ, કર્મનો ત્યાગ કેમ કરી શકે? ત્યાં તમે, ઇશ્વર જીવને જ્ઞાન માર્ગમાં જોડે છે તેથી તે કર્મનો ત્યાગ કરે છે એમ કહેશો તો ઇશ્વરમાં વિષમપણું તથા નિર્દયપણું પ્રાપ્ત થવાથી તેને પણ પુણ્ય તથા પાપનો સંબંધ થશે એમ તું કહીશ તો કહું છું" કે—ઇશ્વર જીવલોકને કર્તૃત્વ કર્મ તથા કર્મના ફળના સંયોગને સૃજતા નથી; કેવળ જીવનો સ્વભાવ જે અવિદ્યા, તેજ કર્તૃત્વાદિરૂપે પ્રવર્ત્તે છે, સર્વ કામે કરી પરીપૂર્ણ એવા પરમેશ્વર કોઇનાં પાપ તથા પુણ્યને ભજતા નથી, તથાપિ ઇશ્વર સર્વત્ર સમાન છે એ જે જ્ઞાન, તે વિનાએ કરી વિશ્રાન્ત જવાને લીધે જીવ મોહ પામે છે. "ઇશ્વરને વિષે વિષમપણું માને છે" જેનું આત્મસ્વરૂપને આવરણ કરનારૂં અજ્ઞાન હું બ્રહ્મ છું એવા જ્ઞાને કરી નાશ થયું હોય છે, તેને તે જ્ઞાન, જેમ સૂર્ય સમગ્ર દશ્ય પદાર્થનો પ્રકાશ કરે છે, તેમ પરમાર્થ વસ્તુનો પ્રકાશ કરે છે. વળી તે પરમાર્થ વસ્તુને વિષેજ બુદ્ધિ, મન તથા નિષ્ઠાવાળા અને તેનોજ આશ્રયવાળા પુરૂષો, તે પરમાત્માના પ્રસાદથી પ્રાપ્ત થયેલા આત્મજ્ઞાને કરી ટળી ગયેલાં પાપવાળા થઇ મોક્ષને પામે છે. "જે જ્ઞાનિ મોક્ષને પામે છે, તે કેવા હોય છે તે કહું" તે તું સાંભળ—જ્ઞાની પુરૂષ વિદ્યા તથા વિનય સંપન્ન બ્રાહ્મણ, ગાય, હસ્તિ, શ્વાન તથા ચંડાળને વિષે બ્રહ્મદર્શિ હોય છે. વળી જેનું મન સમતાને વિષે રહ્યું હોય છે, તેણે આ લોકમાંજ સંસારને જીત્યો છે એમ જાણવું; કારણ સમ તથા નિર્દોષરૂપ બ્રહ્મ છે, માટે સમાન દ્રષ્ટિવાળા બ્રહ્મને વિષેજ રહ્યા છે. "બ્રહ્મનેજ પ્રાપ્ત થયા છે" વળી બ્રહ્મવેત્તા થઇને જે બ્રહ્મને વિષે રહ્યો હોય છે, તે પ્રિય પદાર્થને પામી પ્રસન્ન થતો નથી તથા અપ્રિયને પામી ખેદ પામતો નથી; કારણ તે નિશ્ચય બુદ્ધિવાળો તથા મોહ રહિત હોય છે. વળી બાહ્ય એવા ઇંદ્રિય વિષયને વિષે અનાસક્ત ચિત્તવાળો, અંતઃકરણમાં ઉપશમાત્મક સાત્વિક સુખને પામેલો તથા બ્રહ્મને વિષે ચિત્તના એકાગ્રપણાથી તેની સાથે એકતાને પામ્યો હોય છે આત્મા જેનો એવો જ્ઞાનિ પુરૂષ, અક્ષય એવા સુખને પામે છે. "શંકા—જેનાથી પ્રિય એવા વિષય ભોગની નિવૃત્તિ થાય છે એવો મોક્ષ, પુરૂષાર્થ કેમ કહેવાય એમ તું કહીશ તો કહું છું" કે—હે કુંતિપુત્ર અર્જુન, વિષયથી ઉત્પન્ન થતાં સુખ, વર્તમાન કાળમાં પણ સ્પર્ધા તથા અસૂયાદિ દોષે કરી વ્યાપ્ત હોવાથી દુઃખનાં કારણ છે, તેમ નાશવંત પણ છે; માટે વિવેકી પુરૂષ તેને વિષે રમણ કરતો નથી. "માટે મોક્ષજ પરમ પુરૂષાર્થ છે, ને કામ તથા ક્રોધના વેગ તેના અતિ પ્રતિપક્ષી છે; વાસ્તે તેઓને જે સહન કરવા સમર્થ હોય છે, તેજ મોક્ષભાગી છે એમ કહું" તે તું સાંભળ—કામ તથા ક્રોધથી ઉપન્ન થએલા મન તથા નેત્રને ક્ષોભ પમાડનાર વેગને જે મનુષ્ય પોતાના દેહના પાત પર્યંત સહન કરવા સમર્થ હોય છે. તેજ સાવધાન સુખી થાયછે. વળી જેને આત્માને વિષેજ સુખ, ક્રીડા તથા દ્રષ્ટિ હોય છે, પણ વિષયમાં સુખ, બહારની ક્રીડા અને ગીત તથા નૃત્યાદિકને વિષે દ્રષ્ટિ નથી એવો યોગિ પુરૂષ, બ્રહ્મરૂપ થઇ બ્રહ્મને વિષે લય પામે છે. વળી સમાન દ્રષ્ટિવાળા, ક્ષીણ થયું હોયછે પાપ જેનું એવા સંશય વગરના, નિયમિત ચિત્તવાળા, સર્વ પ્રાણિના હિતમાં તત્પર તથા કૃપાળુ પુરૂષ પણ મોક્ષને પામે છે. વળી કામ તથા ક્રોધ રહિત, આત્મતત્વ જાણેલા અને

નિયમિત ચિત્તવાળા સન્યાસિયોનો જીવતાં તથા મૃત્યુ પામ્યા પછી પણ બ્રહ્મને વિષેજ વાસ છે. વળી ચિંતન કરવાથી અંતરમાં પ્રવેશ કરે એવા રૂપ તથા રસાદિ બાહ્ય વિષયને તેના ચિંતનના ત્યાગે કરી બહાર કરી, દૃષ્ટિ ભ્રુકુટિના મધ્ય ભાગમાં રાખો અને નાસિકામાં વિચારનાર પ્રાણ તથા અપાનને ઉર્ધ્વગતિ, અધોગતિ અને નિરોધે કરી સમાન કરીને, નિયમમાં રાખેલાં હોય છે ઇંદ્રિય, મન તથા બુદ્ધિ જેનાં એવો, મોક્ષજ પ્રાપ્ત થવાનો છે પરમ પદાર્થ જેને એવો અને ગયાં હોય છે ઇચ્છા, ભય તથા ક્રોધ જેને એવો જે મુનિ, તે જીવતાં પણ સદૈવ મુક્તજ છે. "કેવળ ઇંદ્રિયોનાજ સંયમથી કેમ મુક્ત થવાય એમ તું કહીશ તો એમ નથી, જ્ઞાને કરીજ મુક્ત થવાય છે એ કહું" તે તું સાંભળ–ભક્તે અર્પણ કરેલાં યજ્ઞ તથા તપનાં ફળને તેની ઇચ્છાથી ભોગવનાર, સર્વ લોકના મ્હેટા ઇશ્વર અનેસર્વ ભૂતપ્રાણિના અંતર્યામિ એવા મને જાણીને યોગી, મારા પ્રસાદથી મોક્ષ પામે છે.

भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरं ।

सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शांतिमृच्छति ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भगवद्गीतापर्वाणि श्रीकृष्णार्जुनसंवादे

सन्यासयोगोनाम गुर्जरभाषायां एकोनत्रिंशोऽध्यायः ॥ २९ ॥

---

**શ્રી ભગવાનુવાચ**—अनाश्रितः कर्मफलं काय कर्म करोति यः ।

स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥ १ ॥

શ્રીભગવાન કહેછે—હે અર્જુન, કર્મના ફળની ઇચ્છા નહીં રાખતો એવો જે પુરૂષ અવશ્ય કર્તવ્યતાએ કરી કહેલાં નિત્ય કર્મ કરેછે, તેનેજ સન્યાસી તથા યોગી જાણવો. પણ વિધિથી શ્રોત તથા સ્માર્ત કર્મને ત્યાગ કરનારનેજ સન્યાસી અને ત્યાગ કરેલાં હોયછે વાણી તથા મનનાં કર્મ જેણે એવાનેજ યોગી જાણવો નહી. હે પાંડવ, જેને સન્યાસ કહે છે, તેનેજ તું યોગ જાણ; કેમકે જેણે સંકલ્પ ત્યાગ નથી કર્યો, તે કોઇ કર્મ યોગી કહેવાય નહીં. "સંકલ્પનો ત્યાગ કરવાથી સન્યાસ તથા યોગ એ બેઉ સમાન છે" "ત્યારે તો જ્યાંસુધી જીવવું, ત્યાંસુધી કર્મયોગનુંજ સેવન કરવું પ્રાપ્ત થયું એમ તું કહીશ તો તેને સેવવાની અવધિ કહું" તે તું સાંભળ–જ્ઞાનયોગને પામવાની ઇચ્છાવાળા પુરૂષને તે પામવા વિષે કર્મ યોગજ કારણ છે, કેમકે તેથી ચિત્ત શુદ્ધિ થાય છે; ને જ્ઞાન યોગ પામેલા તેને તેની પકવતાને માટે ચિત્તને વિક્ષેપ કરનાર કર્મથી વિરામ પામવું એજ કારણ છે "શંકા–જેનું શમ કારણ કહેવાય છે એવા યોગારૂઢનું સ્વરૂપ શું એમ તું કહીશ તો કહું છું" કે–સર્વ ભોગ વિષય તથા કર્મ વિષયના સંકલ્પનો ત્યાગ કરવામાંજ જેનો સ્વભાવ છે એવો યોગી પુરૂષ, જ્યારે ઇંદ્રિય ભોગ્ય જે શબ્દાદિ વિષય તથા તેનાં સાધનભૂત કર્મને વિષે આસક્તિ રહિત થાય છે, ત્યારેજ યોગારૂઢ કહેવાય. વિવેક યુક્ત આત્માએ કરી "મને કરી" આત્માનો ઉદ્ધાર કરવો, પણ તેને અધોગતિની પ્રાપ્તિ કરાવવી નહીં; કેમકે સંગથી વિરામ પામેલો આત્માજ આત્માનો બંધુ તથા આસક્ત હોવાથી શત્રુ છે." શંકા–આત્માજ આત્માનો બંધુ તથા શત્રુ કેમ? એમ તું કહીશ તો કહું છું કે–જેણે વિવેક યુક્ત મને કરી કાર્ય તથા કારણના સંઘાતરૂપ આત્માને જીત્યો છે, તે આત્માનો આત્માજ બંધુ છે ને જેણે ચિત્તન થી

જીત્યું એવા આત્માનો આત્મા શત્રુ છે. માટે જીત્યો હોય છે આત્મા જેણે એવો તથા રાગાદિ રહિત પુરૂષનો આત્મા, શીતોષ્ણાદિ સુખદુઃખ તથા માન અપમાન પ્રાપ્ત થાય તોપણ કેવળ આત્મનિષ્ટ થઇ રહે છે. "પોતાને વિષે સુખ તથા દુઃખાદિ માનતો નથી." વળી ગુરૂએ ઉપદેશ કરેલાં જ્ઞાને કરી તથા અપરોક્ષ અનુભવે કરી તૃપ્ત હોય છે ચિત્ત જેનું એવા, વિકાર રહિત, જીતેંદ્રિય અને માટીનાં ઢેફાં, પથ્થર તથા સુવર્ણ જેને સમાન હોય છે એવા યોગિને યોગારૂઢ જાણવો. "યોગને પામેલો જાણવો" ને પોતાનું હિત કરનાર મિત્ર તથા શત્રુ એ બેઉ વઢતા હોય તેની ઉપેક્ષા કરનાર, તેઓનું હિત કરનાર અને દ્વેષ કરવા લાયક, સંબંધિ, સારા આચરણવાળા તથા દુષ્ટ આચરણવાળાઓને વિષે જેની રાગ તથા દ્વેષાદિ રહિત બુદ્ધિ હોય છે, તે અતિ શ્રેષ્ટ કહેવાય છે. હવે પ્રથમ સંગ રહિત, મન તથા દેહ જેનાં નિયમમાં હોય છે, એવા, આકાંક્ષા રહિત અને સ્ત્રી તથા પુત્રાદિનો સ્વીકાર જેને નથી એવા યોગી પુરૂષે એકાંતમાં રહીને પોતાના મનને સ્થિર કરવું. પછી પવિત્ર સ્થાનને વિષે અતિ ઉંચું નહીં તથા અતિ નિચું નહીં એવું અને દર્ભ, મૃગચર્મ તથા વસ્ત્ર ઉત્તરોત્તર બિછાવેલું પોતાને બેસવા સારૂ આસન કરી, તેની ઉપર બેસી અને મન વિક્ષેપ રહિત કરીને, વિરામ પામી હોય છે ચિત્ત તથા ઇંદ્રિઓની ક્રિયાવાળા યોગએ પોતાના મનની શુદ્ધિ વાસ્તે યોગનો અભ્યાસ કરવો. તે આવી રીતે કે પ્રશાંત ચિત્તવાળા, ગયેલા ભયવાળા તથા બ્રહ્મચર્યવાને મૂલાધાર "ગુદા" ને આરંભિ મૂર્ધ્ધાંત પર્યંત શરીરને સરખું અચલ રાખી, દઢ યત્નવાન થઈ, પોતાની નાસિકાના અગ્રભાગને વિષે દૃષ્ટિ રાખી ' નેત્રને અર્ધ મીચી " અને દિશાઓમાં અહીંતહીં નહિ જોઇને, મનને નિયમમાં રાખી, મારે વિષે ચિત્ત રાખી તથા મને પુરૂષાર્થ માની પરાયણ થઇ રહેવું. એ પ્રમાણે નિયમમાં રાખેલા ચિત્તવાળો યોગી પુરૂષ જો કહેલા પ્રકારે કરી સદૈવ પોતાના મનને સાવધાન રાખે, તો જેનાથી સંસારની નિવૃત્તિ થાય છે એવી મોક્ષરૂપ મારી સ્થિતિને પામે. "મારા સ્વરૂપને પામે" પણ હે અર્જુન, અતિ ભોજન કરનાર, મુદલ ભોજન નહીં કરનાર, અતિ નિદ્રાશીલ તથા અતિ જાગનાર પુરૂષને યોગ સિદ્ધ થતો નથી. "શંકા—ત્યારે કેવાને યોગ સિદ્ધ થાય એમ તું કહીશ તો કહું છું" કે—સામાન્ય આહાર, વિહાર, કર્મને વિષે ચેષ્ટા, નિદ્રા તથા જાગરણવાળા પુરૂષને, દુઃખને ટાળનાર એવો યોગ સિદ્ધ થાય છે. "શંકા-પુરૂષ યોગ સિદ્ધ થયેલો કેમ જણાય એમ તું કહીશ તો કહું છું" કે—જે પુરૂષનું નિયમમાં રાખેલું ચિત્ત, કેવળ આત્માને વિષેજ સ્થિર રહી સર્વ કામના ભોગની તૃષ્ણા રહિત થાય, તે પુરૂષ યોગ સિદ્ધ થયેલો કહેવાય. આત્મા યોગનો અભ્યાસ કરનાર તથા નિયમમાં રાખેલાં ચિત્તવાળા યોગિનું ચિત્ત, જેમ વાયુ વગરના સ્થાનને વિષે રહેલો દીવો ચલાયમાન થાય નહિ, તેમ ચલાયમાન થાય નહિ. "શંકા-તમે હે પાંડવ, જેને સંન્યાસ કહે છે, તેને તું યોગ જાણ, ઇત્યાદિ સ્થળ વિષે યોગ શબ્દે કરી કર્મજ કહ્યું. વળી ["]અતિ જમનારને યોગ સિદ્ધ થાય નહિ ઇત્યાદિ સ્થળને વિષે યોગ શબ્દે કરી સમાધિ કહ્યો; માટે એ બેઉ યોગમાં મુખ્ય યોગ કયો, એમ તું કહીશ તો કહું છું" "પણ સ્વરૂપથી તથા ફળથી મુખ્ય યોગ સમાધિજ છે એમ કહું" તે તું સાંભળ —જે અવસ્થાને વિષે યોગના સેવને કરી રૂંધેલું ચિત્ત વિરામ પામે, શુદ્ધ મને કરી આત્માનેજ જોવાય પણ દેહાદિને નહિ, આત્માને વિષેજ સંતુષ્ટ થવાય પણ બીજા વિષયને વિષે નહિ, જેનાથી બીજું અતિશય નથી એવું, અતીંદ્રિય, નિત્ય તથા કેવળ બ્રહ્માકાર બુદ્ધિએ

કરી ગ્રહણ થય એવું સુખ જાણવામાં આવે, સ્થિર હોવાને લીધે આત્મસ્વરૂપથી ચલાયમાન થવાય નહિ, આત્મ-સુખરૂપ અતિ પ્રાપ્ત થયા પછી તેથી બીજો અધિક લાભ છે એમ મનાય નહિ, મ્હોટાં એવાં શીતોષ્ણાદિ દુ:ખ પણ પરાભવ કરી શકે નહિ તથા દુ:ખરૂપ વિષય સુખનો સ્પર્શમાત્ર પણ હોય નહિ, તે અવસ્થાનેજ યોગ એમ જાણવું. હે અર્જુન, એ પ્રમાણનો જે યોગ મ્હોટું ફળ આપનાર છે, માટે મનુષ્યોએ સંકલ્પે કરી ઉત્પન્ન થતી તથા યોગમાં પ્રતિકૂળ એવી વાસના સહિત સર્વ કામનાઓનો ત્યાગ કરી અને વિષયમાં દોષ જોનાર મને કરી ઇંદ્રિય સમૂહને સારી રીતે નિયમમાં રાખીને યત્નશીલ ચિત્તે કરી તેનો અભ્યાસ કરવો. "કદી પૂર્વ જન્મના કર્મ સંસ્કારથી મન ચલાયમાન થાય, તો તેને ધારણાએ કરી સ્થિર કરવું એમ કહ્યું" તે તું સાંભળ-યોગી ધારણાએ કરી વશ કરેલી બુદ્ધિથી ચલાયમાન તથા મનને આત્માને વિષે સારી રીતે સ્થિર કરીને આસ્તે આસ્તે વિરામ પામે, ને કંઈ પણ ચિંતન કરે નહી. "નિશ્ચળ મન થયા પછી પોતેજ પ્રકાશમાન પરમાનંદ સ્વરૂપ થઇ ધ્યાન કરવાથી પણ નિવૃત્તિ પામે" "એમ કરતાં પણ રજોગુણને વશ એવું મન ચલાયમાન થાય, તો પાછું વિષયાદિમાંથી ખેંચીને આવી રીતે વશ કરવું તે કહ્યું" તે તું સાંભળ-યોગિએ સ્વભાવથીજ ચચળ તથા નિયમમાં રાખ્યું હોય તો પણ અસ્થિર એવું મન જે જે વિષય પ્રત્યે જાય, તે તે વિષયથી પાછું ખેંચીને આત્માને વિષેજ સ્થિર કરવું. કારણ બ્રહ્મપણાને પ્રાપ્ત થયેલા, પાપ રહિત, શાંત મનવાળા તથા નિવૃત થયો હોય છે રજોગુણ જેનો એવા એ યોગિને પોતાની મેળેજ સમાધિનું સુખ પ્રાપ્ત થાય છે. વળી એ પ્રમાણે સદૈવ મનને વશ કરનાર તથા પાપ વગરનો યોગિ, અનાયાસે કરી જેનાથી અવિદ્યા નિવૃત્ત થાય છે એવા સાક્ષાત્કારરૂપ સર્વોત્તમ સુખને પામે છે. "જીવનમુક્ત થાય છે" અભ્યાસ કરેલા યોગે કરી સાવધાન ચિત્તવાળો તથા સર્વત્ર બ્રહ્મ દૃષ્ટિવાળો યોગી, બ્રહ્માદિ સ્થાવરાંત સર્વ પ્રાણી વિષે પોતાના આત્માને અને આત્માને વિષે તે સર્વ પ્રાણિને જુવે છે. વળી જે પુરૂષ સર્વને વિષે મને જુવે છે તથા સર્વને મારે વિષે જુવે છે, તેને હું અદૃશ્ય થતો નથી તથા તે મને અદૃશ્ય નથી. "હું પ્રત્યક્ષ થઇ કૃપાદૃષ્ટિથી તેને જોઇ તેની ઉપર અનુગ્રહ કરૂં છું" જે પુરૂષ સર્વભૂતપ્રાણિમાં રહેલા મને અભેદરૂપે ભજે છે, તે જ્ઞાની થઇને કર્મનો ત્યાગ કરે છે, તોપણ સંસારથી મુક્ત થાય છે, ભ્રષ્ટ થતો નથી. હે અર્જુન, જે મનુષ્ય જેમ મને સુખ પ્રિય છે તથા દુ:ખ અપ્રિય છે, તેમ બીજાઓને પણ છે એમ સર્વત્ર પોતાના સમાનપણાએ કરી જોઇને સર્વને સુખ પ્રાપ્ત થાઓ પણ કોઇને દુ:ખ પ્રાપ્ત થાઓ નહીં એમ ઇચ્છે, તે યોગી મને અત્યંત માન્ય છે. અર્જુને કહ્યું કે હે મધુસૂદન, જેમાં કેવળ મન આત્માકાર થઇ રહે છે એવો આ યોગ તમે કહ્યો, પણ તે ઘણા કાળ સૂધી સ્થિર રહે એમ હું દેખતો નથી; કારણ મન ચંચળ છે. વળી હે શ્રી કૃષ્ણ, તે મન સ્વભાવથીજ ચંચળ, દેહ તથા ઇંદ્રિઓને ક્ષોભ કરનાર, વિચારે કરી પણ જીતી શકાય નહીં એવું અને વિષય વાસનાથી બંધાવાને લીધે દુ:ખે કરી પણ ભેદાય નહીં એવું છે; માટે હું તેનો નિગ્રહ કરવો વાયુની પેઠે દુષ્કર માનું છું. શ્રી ભગવાન કહે છે-હે મ્હોટી ભુજાવાળા કુંતિપુત્ર, તારા કહેવા પ્રમાણે ચંચલતાને લીધે મનનો દુ:ખે કરી પણ નિગ્રહ થાય નહી એમ છે એમાં સંશય નથી; તોપણ અભ્યાસે કરી તથા વૈરાગ્યે કરી નિગ્રહ કરી શકાય એમ છે. એ યોગ કહેલા અભ્યાસ તથા વૈરાગ્યે કરી નહીં નિયમમાં રાખેલા ચિત્તવાળા પુરૂષને પ્રાપ્ત થવો કઠીણ છે; પણ તે અભ્યાસ તથા વૈરાગ્યે કરી જેનું ચિત્ત વશ હોય છે એવા અને એજ ઉ-

પાયે કરી પ્રયત્ન કરનાર પુરૂષને પ્રાપ્ત થાય છે. અર્જુન પૂછે છે-હે શ્રી કૃષ્ણ, જે પુરૂષ પ્રથમ શ્રદ્ધાએ કરી યોગમાં પ્રવર્ત્ત થયો હોય અને પછી મંદ વૈરાગ્યને લીધે યોગથી ચલાયમાન થઇને વિષયમાં આસક્ત થયો હોય તે પુરૂષ યોગના ફળરૂપ જ્ઞાનને પામ્યા વગર કયી ગતિને પામે? હે મ્હોટી ભુજાવાળા શ્રી કૃષ્ણ, કર્મ માર્ગ તથા યોગ માર્ગથી ભ્રષ્ટ થયેલો, આશ્રય વગરનો તથા બ્રહ્મ પ્રાપ્ત થવાના માર્ગને વિષે વિમૂઢ એવો પુરૂષ, છિન્ન ભિન્ન થયેલાં વાદળાંની પેઠે નાશ પામે કે ન પામે હે શ્રી કૃષ્ણ, એ મારા સંશયને તમે કાપવા યોગ્ય છો; કારણ તમારા વગર એ સંશયને ટાળનાર બીજો કોઇજ નથી. શ્રી ભગવાન કહે-છે હે પાર્થ, હે તાત, કર્મ-માર્ગ તથા યોગ માર્ગથી ભ્રષ્ટ થયેલા પુરૂષને આ લોકનો નાશ જે પતિતપણું તથા પરલોકનો નાશ જે નરક પ્રાપ્તિ, તે બેઉ નથી; કેમકે શુભ કામ કરનાર કોઈ પણ દુર્ગતિને પામતો નથી. " તે યોગી શ્રદ્ધાએ કરી યોગનું સેવન કરેલ હોવારૂપ શુભકારી હોય છે, માટે દુર્ગતિને પામતો નથી " " શંકા-ત્યારે તે શું પામે છે એમ તું કહેશ તો કહું છું " કે-યોગ ભ્રષ્ટ થયેલો તે પુરૂષ, અશ્વમેધાદિ યજ્ઞ કરનાર પુરૂષને પામવા લાયક લોકને પામી, ત્યાં ઘણા વર્ષ પર્યંત રહી તથા તેના સુખનો અનુભવ કરીને, સદાચરણયુક્ત ધનવાન પુરૂષના ગૃહને વિષે જન્મ લે છે. " એ પ્રમાણે થોડો કાળ યોગ સેવન કરી ભ્રષ્ટ થયેલા પુરૂષની ગતિ કહી; હવે ઘણા કાળસુધી યોગનું સેવન ભ્રષ્ટ થયેલાની ગતિ કહું " તે તું સાંભળ ઘણા કાળસુધી યોગનું સેવન કરી ભ્રષ્ટ થયેલો પુરૂષ યોગનિષ્ટ જ્ઞાનિના કુળમાં ઉત્પન્ન થાય છે; લોકમાં એવે ઠેકાણે જન્મ થવો દુર્લભ છે, કેમકે તે મોક્ષ આપનાર છે. હે કુરૂનંદન, પુરૂષ તે બેઉ પ્રકારના જન્મને વિષે પૂર્વ દેહમાં ઉત્પન્ન થયેલા બ્રહ્મ વિષયક બુદ્ધિના સંયોગને પામે છે, ને તેથી પૂર્વ જન્મ કરતાં મોક્ષ વિષે અધિક પ્રયત્ન કરે છે; કેમકે પૂર્વ દેહને વિષે કરેલો અભ્યાસ, કંઇ અંતરાયને લીધે નહીં ઇચ્છા કરતો હોય, તોપણુ તેને વિષયથી ભ્રષ્ટ કરી બ્રહ્મનિષ્ટ કરે છે ' અર્થાત્ પુરૂષ પૂર્વાભ્યાસને લીધે ધારે ધારે યત્ન કરી મુક્ત થાય છે." એ રીતે પુરૂષ કેવળ યોગના સ્વરૂપને જાણવાની ઇચ્છાથીજ યોગમાં પ્રવિષ્ટ થઇ પાછો પાપને લીધે તેથી ભ્રષ્ટ થયો હોય તોપણ વેદોક્ત કર્મના ફળને અતિક્રમણ કરી તેથી અધિક ફળને પામી મુક્ત થાય છે. ત્યારે જે યોગી પ્રયત્નથી ઉત્તરોત્તર યોગ વિષે અધિક યત્ન કરનાર તથા યોગાભ્યાસે કરીજ નિષ્પાપ થય હોય છે, તે અનેક જન્મે કરી સારી રીતે જ્ઞાની થઇ શ્રેષ્ઠ ગતિને પામે એમાં શું આશ્ચર્ય " કંઇજ નહી " એમ છે માટે હે અર્જુન, કૃચ્છ્ર તથા ચાંદ્રાયણાદિ તપોનિષ્ટ, શાસ્ત્ર જ્ઞાની અને આરાધન, વાવ, કુવા, તથા તળાવ બંધાવવારૂપ કર્મ કરનારથી પણ યોગી શ્રેષ્ઠ છે; વાસ્તે તું યોગી થા. " હવે યમ તથા નિયમાદિમાં તત્પર એવા યોગી કરતા પણ મ્હારો ભક્ત શ્રેષ્ઠ છે એમ કહું " તે તું સાંભળ—સર્વ યોગીમાં પણ મ્હારે વિષેજ આસક્ત મને કરી પરમેશ્વર એવા મને જે શ્રદ્ધા યુક્ત થઇ ભજે છે, તેને હું યોગીથી પણ શ્રેષ્ઠ માનું છું. " માટે તું પણ મ્હારો ભક્ત થા. ".

योगिनामपि सर्वेषां मद्गतेनांतरात्मना ।
श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भगवद्गीतापर्वणि श्रीकृष्णार्जुनसंवादे

અધ્યાત્મયોગોનામ ગુર્જરભાષાયાં ત્રિંશોઽધ્યાયઃ ॥ ૨૦ ॥

---

**શ્રી ભગવાનુવાચ**—મય્યાસક્તમનાઃ પાર્થ યોગં યુંજન્મદાશ્રયઃ ।

અસંશયં સમગ્રં માં યથા જ્ઞાસ્યસિ તચ્છૃણુ ॥ ૧ ॥

શ્રીભગવાન કહે છે—" પૂર્વાધ્યાયના અંતને વિષે જે પુરૂષ મારામાંજ આસક્ત એવાં અંતઃકરણથી મારૂંજ ભજન કરે છે, તેને યોગીયોમાં પણ શ્રેષ્ઠ માનુ છું એમ મેં કહ્યું, ત્યારે જેની ભક્તિ કરવી એવા તમારૂં સ્વરૂપ કેવું છે એમ તું પૂછીશ, તો હું મ્હારા સ્વરૂપનું નિરૂપણ કરી કહું " તે તું સાભળ - હે પાર્થ, મ્હારે વિષેજ જેનું મન અભિનિવિષ્ટ છે એવો, મ્હારાજ આશ્રયવાળો તથા યોગાભ્યાસ કરતો એવો તું, વિભૂતિ, બળ; તથા ઐશ્વર્યાદિ સહિત મને નિઃસંશયપણાથી જે રીતે જાણીશ,' તે રીતે કહું તે તું સાંભળ-આ કલ્યાણરૂપ માર્ગમાં પ્રવર્તમાન પુરૂષને જે જાણ્યા પછી કંઇ પણ બીજું જાણવાને અવશેષ રહે નહીં એવું અનુભવ સહિત સમગ્ર આ મ્હારૂં જ્ઞાન તને કહું છું " અસંખ્ય જીવોમાં મનુષ્ય વ્યતિરિક્ત જીવોની કલ્યાણ માર્ગમાં પ્રવૃત્તિજ નથી " ને હજારો મનુષ્યોમાં પણ કોઇકજ પોતાના ઉત્તમ પુણ્યને લીધે આત્મજ્ઞાન વાસ્તે યત્ન કરે છે, યત્ન કરનાર હજારોમાંથી સારા પુણ્યને લીધે કોઇકજ આત્માને જાણે છે અને આત્મજ્ઞાન સિદ્ધ થએલા હજારોમાંથી પરમાત્મા એવા મ્હારા પ્રસાદને લીધે કોઇકજ મને તત્વથી જાણે છે. " એ રીતે અતિ દુર્લભ મ્હારૂં જ્ઞાન છે તોપણ હું તને કહું છું " મ્હારી માયારૂપ શક્તિ પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ તથા અહંકાર એ રીતે આઠ પ્રકારના વિભાગને પામી છે. હે મહાબાહો એ રીતેજ આઠ પ્રકારવાળી પ્રકૃતિ કહી, તે કંઇ એક નિચા દરજ્જાની છે, હવે એ પ્રકૃતિ કરતાં શ્રેષ્ટ એવી બીજી જીવરૂપી મ્હારી પ્રકૃતિ છે એમ તું જાણ; જેણે કરી કર્મ દ્વારા આ જગત ધારણ થાય છે. એ પ્રમાણે ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞરૂપ જે બે પ્રકૃતિ, તેજ છે કારણ જેનું એવાં આ સ્થાવર તથા જંગમાત્મક સર્વ પ્રાણિ છે એમ તું જાણ. તે બે પ્રકારની પ્રકૃતિમાં પ્રથમ કહેલી જે આઠ પ્રકારે ભેદ પામેલી જડ પ્રકૃતિ, તે દેહરૂપે પરિણામ પામે છે અને મારા અંશભૂત ચેતનરૂપ જે પ્રકૃતિ, તેતો ભોક્તાપણાથી દેહને વિષે પ્રવેશ કરીને પોતાના કર્મે કરી તેને ધારણ કરે છે; જેઓ મારાથી ઉત્પન્ન થઈ છે" માટે હુંજ પ્રકૃતિ સહિત સમગ્ર જગતનું પરમ કારણ તથા તેનો સંહાર કરનાર છું. વાસ્તે હે ધનંજય, જગતના સૃષ્ટિ તથા સંહારનું સ્વતંત્ર કારણ મારા કરતાં શ્રેષ્ટ બીજું કંઇપણ નથી; ને જેમ સૂત્રમાં મણકા પરોવાઇ રહ્યા છે, તેમ આ સર્વ જગત્ મારે વિષે પરોવાઇ રહ્યું છે. હે કુંતિપુત્ર અર્જુન, જળને વિષે રસ, ચંદ્ર તથા સૂર્યને વિષે કાંતિ, સર્વ વેદને વિષે પ્રણવ, આકાશને વિષે શબ્દ, મનુષ્યોને વિષે ઉદ્યમ, પૃથ્વીને વિષે પવિત્ર એવો ગંધ, અગ્નિને વિષે તેજ' સર્વ પ્રાણિને વિષે આયુષ, અને વાનપ્રસ્થાદિ તપસ્વિયો વિષે શીતોષ્ણાદિ દ્વંદ્વ સહનરૂપ તપ, એ સર્વ હું છું. વળી હે ભરતકુળમાં શ્રેષ્ઠ પાર્થ, સર્વ ભૂતપ્રાણિનું સનાતન બીજ, બુદ્ધિમાનની બુદ્ધિ, તેજસ્વિયોનું તેજ, બળવાનનું કામ તથા રાગ રહિત બળ સર્વ ભૂતપ્રાણિને વિષે ધર્મમાં અવિરૂદ્ધ એવો કામ પણ હું છું એમ તું જાણ. હવે પ્રાણિમાત્રને પોતાના કર્મ વશથી શમદમાદિ જે સાત્વિક ભાવ, દ્વેષ દર્પાદિ જે રાજસ ભાવ તથા શોક મોહાદિ જે તામસભાવ ઉત્પન્ન થાય છે,

તે સર્વ મારી પ્રકૃતિના ગુણના કાર્યરૂપ હોવાથી મારાથીજ ઉત્પન્ન થએલા છે એમ તું જાણ; પણ હું તેઓને વિષે જીવની પેઠે આધિન થતો નથી, પણ તેઓ મને આધિન થઇ મારે વિષે વર્તે છે. " શંકા-એવા પરમેશ્વર તમને આ મનુષ્ય કેમ જાણતાં નથી એમ તું કહીશ તો કહું છું " કે-ગુણમય એવા પૂર્વોકત કામ લોભાદિ ત્રણ પ્રકારના સ્વભાવે કરી આ સર્વ જગત મોહ પામ્યું છે; તેથી એ સર્વ ભાવનો નિયંતા તથા નિર્વિકારી એવા મને જાણતું નથી. " શંકા-ત્યારે તમને કોણ જાણે એમ તું કહીશ તો કહું છું" કે-અલોકીક તથા સત્વાદિ ગુણમય એવી આ શક્તિરૂપ માયા દુસ્તર છે; તથાપિ જે મનુષ્ય અવ્યભિચારણી ભક્તિએ કરી મને ભજે છે, તે એને તરે છે. " ત્યાર પછી મને જાણે " શંકા-એમ છે ત્યારે સર્વ મનુષ્યો તમને કાં ભજતા નથી એમ તું કહીશ તો કહું છું " કે-પાંપશીલ, વિવેક રહિત, મનુષ્યોમાં અધમ, માયાએ કરી હળી ગએલા જ્ઞાનવાળા અને દંભ, દર્પ, અભિમાન તથ ક્રોધાદિ આસુર ભાવને પામેલા પુરૂષો મને ભજતા નથી. હે ભરતકુળમાં શ્રેષ્ઠ અર્જુન, પૂર્વે કર્યું હોય છે પુણ્ય જેણે એવા રોગાદિ પીડાએલા, આત્મજ્ઞાનને તથા ભોગના સાધનભૂતા દ્રવ્યને ઇચ્છનાર અને જ્ઞાનિ એ ચાર પ્રકારના પુરૂષો મને ભજે છે. પણ તે ચાર પ્રકારના મારા ભક્તમાં જે સદૈવ મારે વિષે નિષ્ઠાવાન તથા ભક્તિ યુકત હોય છે, તે જ્ઞાની શ્રેષ્ઠ છે; કેમકે તેને હું અત્યંત પ્રિય છું તથા તે મને અત્યંત પ્રિય છે. " શંકા-ત્યારે શું બાકીના ત્રણ પ્રકારના તમારા ભકત સંસારમાં ભ્રમણ કરે ! એમ તુ કહીશ તો કહું છું " કે-એ ત્રણ પ્રકારના મારા ભક્ત મોક્ષને પામવાવાળા ખરા, પણ જ્ઞાની તો મારો આત્માજ છે એમ મને નિશ્ચય છે; કારણ મારામાંજ એક ચિત્ત રાખી તથા ઉત્તમ ગતિરૂપ જે હું તેનોજ આશ્રય કરી રહે છે; મારાથી જુદું બીજું કંઇપણ ફળ માનતો નથી " ને જે જ્ઞાનવાન ઘણાક જન્મને અંતે એટલે છેલ્લા જન્મને વિષે, આ ચરાચર સર્વ વાસુદેવ ભગવાનજ છે એમ સર્વોત્તમ દૃષ્ટિ રાખી મને ભજે છે, તે મહાત્મા પુરૂષ જગતમાં દુર્લભ છે. " એ પ્રમાણે જે કામની ઇચ્છાવાળા પુરૂષો કામની પ્રાપ્તિ અર્થ તે સારૂં મારૂં ભજન કરે છે, તે પણ ઇચ્છિત કામનાને પામીને આસ્તે આસ્તે સંસારથી મૂકાય છે એમ કહ્યું. હવે રજોગુણ તથા તમોગુણ યુકત જે કામી પુરૂષ ક્ષુદ્ર એવા દેવતાઓનું ભજન કરે છે, તે સંસારમાં ભ્રમણ કરે છે એમ કહું " તે તું સાંભળ-સ્વભાવે નિયમમાં રાખેલા જે પુરૂષો પુત્ર, કીર્તિ તથા શત્રુ જયાદિ કામનાએ કરી ટળી ગએલા વિવેકવાન થઇ અને ભજનના અંગરૂપ ઉપવાસાદિ નિયમને સ્વીકારીને, ભૂત, પ્રેત તથા યક્ષાદિ ક્ષુદ્ર દેવતાઓને ભજે છે, તેઓમાં જે જે દેવતાઓની મૂર્તિનું શ્રદ્ધાએ કરી પૂજન કરવા ઇચ્છે છે, તે તે ભકતને તેવી તેવી અચળ શ્રદ્ધા હું પ્રાપ્ત કરૂંછું. પછી શ્રદ્ધાયુકત થએલો પુરૂષ તે દેવતાના આરાધનને ઇચ્છેછે, ને મેંજ તે દેવતારૂપે આપેલી કામનાઓને પામે છે " જો કે સર્વ દેવતાઓ મારીજ મૂર્તિ છે, માટે તેઓનું આરાધન પણ વસ્તુતઃ મારૂંજ આરાધન છે, તેથી તેના આરાધનનું ફળ આપનાર પણ હુંજ છું; તોપણ સાક્ષાત્ મારા ભક્ત તથા દેવતાઓના ભકતને ફળ પ્રાપ્ત થવામાં વિષમતા થાય છે એમ કહું " તે તું સાંભળ તે પૃથક દૃષ્ટિવાળાઓને ફળ હું આપુ છું, તોપણ તે નાશવંત થાય છે; કેમકે દેવતાઓનું યજન કરનાર દેવતાઓને પામે છે અને મારૂં યજન કરનાર મને પામે છે. શંકા—દેવતાના ભક્ત તથા તમારા ભકતને શ્રમ તો સમાન છે, ને તમારૂં ભજન

કરવાથી ફળ મોટું થાયછે, ત્યારે સર્વ મનુષ્યો બીજા દેવતાઓને મૂકી દઇ તમારૂંજ ભજન કાં કરતા નથી એમ તું કહીશ તો કહુંછું " કે—અબુદ્ધિમાન્ પુરૂષો પ્રપંચની અને જગત્ના રક્ષણ માટે મનુષ્ય, મત્સ્ય તથા કૂર્માદિ સ્વરૂપને ધારણ કરેલા મને તે તે રૂપે માને છે; કેમકે મારા નિત્ય તથા અનુત્તમ સ્વરૂપને જાણતા નથી " તે પુરૂષને તે તે અવતારમાં મારા સાક્ષાત્ સ્વરૂપનાં અજ્ઞાનનો હેતુ કહું " તે તું સાંભળ—સર્વ લોકને હું સાક્ષાત્કાર રૂપે જાણવામાં આવતો નથી કેવળ મારા ભક્તોનેજ જાણવામાં આવુંછું; કેમકે મારી યોગમાયાયે કરી વીંટાએલોછું, માટે મૂઢ એવો આ લોક અજન્મા તથા અવિનાશી એવા મને જાણતો નથી. પણ હે અર્જુન, નાશ થયેલા, વર્તમાન તથા થનાર એ ત્રણે કાળમાં વર્તનાર હું સ્થાવર તથા જંગમ સર્વ પ્રાણિને જાણુંછું, પણ કોઇ મને જાણતા નથી. હે ભારત, હે શત્રુને તપાવનાર, સ્થૂળ દેહની ઉત્પત્તિ થયા પછી તેની અનુકૂળ વિષે ઇચ્છા તથા પ્રતિકૂળ વિષે દ્વેષથી ઉત્પન્ન થયેલો શીતોષ્ણ સુખ તથા દુઃખાદિ દ્વંદ્વ નિમિત્ત મોહે કરી સર્વ પ્રાણિ, હુંજ સુખી તથા દુઃખી છું એમ અત્યંત અભિમાન કરે છે " માટે તેને મારા જ્ઞાનનો અભાવ થાય છે તેથી તે મને ઓળખતા નથી " " શંકા—ત્યારે કેટલાક તમારૂં ભજન કરનાર કેમ દેખાય છે એમ તું કહીશ તો કહું છું કે—જે પુણ્ય કર્મ કરનાર પુરૂષનું પ્રતિબંધક એવું પાપ નાશ પામ્યું હોય છે ને જે સુખ તથા દુઃખરૂપ દ્વંદ્વ નિમિત્ત મોહથી મુક્ત થયા હોય છે, તે દૃઢ વ્રતવાન થઇ મને ભજે છે. વળી જરા તથા મરણ ટળવા સારૂ મારો આશ્રય કરીને જે પ્રયત્ન કરે છે, તે પ્રસિદ્ધ એવા બ્રહ્મને. સમસ્ત અધ્યાત્મને તથા તેના સાધનભૂત સમગ્ર કર્મને જાણે છે. વળી જે પુરૂષ અધિભૂત, અધિદૈવ તથા અધિયજ્ઞે સહિત એવા મને જાણે છે, તે મારે વિષે આસક્ત મનવાળા મરણ સમયે પણ જાણે છે. " મરણ સમયે પણ તે વ્યાકુળ થઇને મને વિસ્મરણ કરતા નથી; માટે મારા ભક્તને યોગથી ભ્રષ્ટ થવાની કંઇ પણ શંકા નથી. "

साधिभूताधिदैवं मां साधियज्ञं च ये विदुः ।
प्रयाणकालेऽपि च मां ते विदुर्युक्तचेतसः ॥

इति श्रीमहाभारते भीष्मपर्वाणि भगवद्गीतापर्वणि श्रीकृष्णार्जुनसंवादे ज्ञानयोगोनाम गुर्जरभाषायां एकत्रिंशोऽध्यायः ॥ ३१ ॥

---

**अर्जुन उवाच**—किं तद्ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम ।
अधिभूतं च किं प्रोक्तमधिदैवं किमुच्यते ॥ १ ॥

અર્જુન પૂછે છે—હે પુરૂષોત્તમ, તે બ્રહ્મ શું, અધ્યાત્મ શું, કર્મ શું તથા અધિભૂત શું અને અધિદૈવ શું કહેવાય છે ? વળી હે મધુસૂદન, આ દેહને વિષે અધિયજ્ઞ કોણ અને તે કેમ જણાય ? વળી નિયમમાં રાખેલાં ચિત્તવાળા પુરૂષોને મરણ સમયે કીયા ઉપાયે કરી તમે જણાઓ એમ છો ? શ્રી ભગવાન કહે છે—હે અર્જુન, જગત્નું જે મૂળ કારણ, તે બ્રહ્મ તથા દેહમાં રહી તેના ભોક્તાપણાએ કરી વર્તનાર જે જીવ, તે અધ્યાત્મ અને જરાયુજાદિ ચાર પ્રકારના પ્રાણિની ઉત્પત્તિ તથા વૃદ્ધિ જેનાથી થાય છે એવો દેવતાઓના ઉદ્દેશ કરી દ્રવ્ય ત્યાગરૂપ જે યજ્ઞ, તે કર્મ કહેવાય છે. હે દેહ ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ અર્જુન, નાશાત્મક જે દેહાદિ

પદાર્થ, તે અધિભૂત કહેવાય છે, સર્વ દેહને વિષે વસનાર, સર્વ ઇંદ્રિયોની ઉપર અનુગ્રહ કર-નાર તથા સર્વ દેવતાઓના આત્મરૂપ જે હિરણ્યગર્ભ, તે અધિદૈવત કહેવાય છે અને આ દેહને વિષે યજ્ઞાદિ કર્મનો પ્રવર્ત કરનાર તથા તેનું ફળ આપનાર જે અંતર્યામિપણાથી રહેલો હું વિષ્ણુ, તે અધિયજ્ઞ છું. હવે અંતકાળને વિષે મારૂંજ સ્મરણ કરતાં શરીરનો ત્યાગ કરીને જે અર્ચિરાદિ માર્ગે કહી જાય છે, તે બ્રહ્મલોક પ્રાપ્તિદ્વારા ક્રમે કરી મોક્ષ પામે છે એમાં સંશય નથી. તેમ જ જે પુરૂષ અંતકાળને વિષે જે જે ભાવનું સ્મરણ કરતાં દેહનો ત્યાગ કરે છે, તે પુરૂષ સર્વદા તે તે ભાવના અનુચિન્તને કરી વાસના યુક્ત ચિત્તવાન હોવાથી તે તે ભાવને પામે છે " પૂર્વની વાસના જ અંતકાળને વિષે સ્મરણનો હેતુ છે, કારણ તે વખત પરવશ થયેલાને સ્મરણનો ઉદ્યમ સંભવે નહીં એમ છે માટે તું સર્વકાળવિષે મારૂં સ્મરણ કર " " શંકા—સદૈવ તમારૂં સ્મરણ ચિત્તશુદ્ધિ વિના કેમ થાય એમ તું કહીશ તો કહું છું " કે—ચિત્તશુદ્ધિ વાસ્તે તું પોતાના યુદ્ધાદિ તથા સ્વધર્મનું આચરણ કર. એ રીતે મારે વિષે અર્પણ કરેલાં મન તથા બુદ્ધિવાળો તું મને જ પામીશ એમાં સંશય નથી. હે પાર્થ, જે પુરૂષ અભ્યાસરૂપ યોગ યુક્ત તથા બીજે ઠેકાણે નહીં જનાર એવાં મને કરીને દિવ્ય એવા પરમ પુરૂષનું ચિંતન કરે છે, તે તેને પામે છે "શંકા-તે પરમ પુરૂષ કેમ કહેવાય છે એમ કહીશ તો કહું છું " કે-સર્વજ્ઞ,અનાદિ સિદ્ધ, નિયંતા, સૂક્ષ્મથી પણ અતિ સૂક્ષ્મ, સર્વના પાલક, નથી ચિંતવન કરવામાં આવતું રૂપ જેનું . એવા, સૂર્યની પેઠે પોતાને તથા બીજાઓને પ્રકાશ કરનાર છે સ્વરૂપ જેનું એવા અને માયાથી પર એવા પુરૂષનું જે પુરૂષ અંતકાળને વિષે ભકિતયુક્ત થઈ યોગ બળે કરી ભૃકુટિના મધ્યમાં પ્રાણને રાખી નિશ્ચળ મને કરી સ્મરણ કરે છે, તે દિવ્ય એવા પરમ પુરૂષને પામે છે. હવે વેદાંત જાણનારાઓ જેને અક્ષર બ્રહ્મ કહે છે, ગઇ હોય છે પ્રીતિ જેને એવા યતિઓ જેમાં પ્રવેશ કરે છે તથા જેને જાણવાની ઇચ્છાવાળા પુરૂષો ગુરૂ કુળમાં જઇ બ્રહ્મચર્ય પાળે છે, તે પ્રાપ્ત થવા લાયક વસ્તુ હું તને સંક્ષેપથી કહું છું " તેની પ્રાપ્તિ થવાનો ઉપાય કહું છું " કે—જે પુરૂષ સર્વ ઇંદ્રિય દ્વારને નિયમમાં રાખી, મનને હૃદયમાં રૂંધી, બાહ્ય વસ્તુનું સ્મરણ નહીં કરી, ભૃકુટીના મધ્યમાં પ્રાણ રાખી અને સ્થિરતા રાખીને, બ્રહ્મરૂપ એકાક્ષર ઓંકારનું ઉચ્ચારણ કરતાં દેહનો ત્યાગ કરે છે, તે અર્ચિરાદિ માર્ગે કરી શ્રેષ્ટ એવી મારી પરમ ગતિને પામે છે. હે પાર્થ, મારા વિના બીજે ઠેકાણે જેનું ચિત્ત નથી એવો પુરૂષ નિરંતર પ્રતિ દિવસ મારૂં સ્મરણ કરે છે, તે શ્રદ્ધાવાન યોગિને હું સુખે કરી લભ્ય છું. " શંકા—તમારી પ્રાપ્તિ થાય તેથી શું એમ તું કહીશ તો કહું છું " કે—પૂર્વોકત લક્ષણવાળા મહાત્મા મારા ભકત મને પામીને, પાછા દુઃખરૂપ તથા નાશવંત એવા જન્મને પામતા નથી; કેમકે મોક્ષનેજ પામ્યા હોય છે. હે કુંતિ પુત્ર અર્જુન, બ્રહ્મલોક પર્યંત સર્વલોક નાશવંત હોવાને લીધે ત્યાં ગયેલા જ્ઞાન હીનને અવસ્ય પાછો જન્મ થાય છે; ને મને જે પ્રાપ્ત થયા હોય છે, તેને પુનર્જન્મ થતો નથી. " શંકા-તપસ્વી, દાન આપનાર " ત્યાગ " પ્રીતિ વગરના અને સુખ તથા દુઃખ સહન કરનાર પુરૂષો શોક વગરના ત્રિલોકીની ઉપર મહર્લોકાદિ સ્થાનને પામે છે ઇત્યાદિ પુરાણ વાક્યથી ત્રિલોકી કરતાં મહર્લોકાદિનું ઉત્કૃષ્ટપણું જણાય છે, ને તેઓને તો તમે વિનાશી કહ્યા " ત્યારે તો ત્રિલોકીથી વિશેષ શું એમ તું કહીશ તો કહું છું " કે—બીજા લોક કરતાં તેનું ઘણા કાળ પર્યંત સ્થાયીપણું છે, તેથી જ એનું વિશેષપણું છે એ અભિપ્રાયથી પોતાના પ્રમાણથી

સો વર્ષનું જેનું આયુષ્ય છે એવા બ્રહ્માના પ્રતિ દિવસે ત્રિલોકીની ઉત્પત્તિ તથા પ્રતિ રાત્રિએ તેનો લય થાય છે એમ દેખાડતાં તેનાં દિવસ તથા રાત્રિનું પ્રમાણ કહું તે તું સાંભળ—ચાર યુગની એક ચોકડી એવી હજાર ચોકડી થવાથી જેનો અંત છે એવા એક બ્રહ્માના દિવસ તથા તેવડી જ તેની રાત્રિને જે યોગ બળે કરી જાણે છે, તેજ સર્વજ્ઞ પુરૂષ અહોરાત્ર જાણનારા છે એમ જાણવું; પણ ચંદ્ર તથા સૂર્યના ગતિએ કરીને જ જેને કાળનું જ્ઞાન થાય છે, તેના સરખા અહોરાત્રને જાણનારા તે કહેવાય નહીં, કારણ અલ્પદર્શિ હોય છે. મનુષ્યનું એક વર્ષ તે દેવતાઓનાં એક દિવસ તથા રાત્રિ, તે બે પંદરનો એક પક્ષ, તે બેનો એક માસ, તે બારનું એક વર્ષ, તે બાર હજારના ચાર યુગ, તે એક હજાર ચાર યુગનો એક બ્રહ્માનો દિવસ તથા તેવડી જ રાત્રિ, તે બે પંદરનો એક પક્ષ, તે બેનો એક માસ, તે બારનું એક વર્ષ અને તે સોનું તેનું આયુષ્ય છે " શંકા-તેથી શું એમ કહીશ તો કહું છું " કે—બ્રહ્માના દિવસના આરંભને વિષે કારણરૂપ આકાશાદિથી ચરાચર પ્રાણિ ઉત્પન્ન થાય છે અને તેની રાત્રિના આરંભને વિષે તે જ અવ્યક્તરૂપ કારણમાં લીન થાય છે. હે પાર્થ, આ સર્વ પ્રાણિનો જે સમૂહ પૂર્વે હતો, તે જ્યારે બ્રહ્માના દિવસનો આરંભ થાય છે, ત્યારે ઉત્પન્ન થઈ અને તેની રાત્રિનો આરંભ થય છે ત્યારે લય થઇને, પાછો પણ દિવસના આગમ વિષે કર્માદિ પરતંત્ર ઉત્પન્ન થાય છે. હવે ચરાચરના કારણભૂત અવ્યક્તથી પર એટલે તેનો પણ કારણભૂત જે બીજો અનાદિ અવ્યક્તભાવ, તે સર્વ કાર્ય તથા કારણરૂપ પ્રાણિ નાશ થાય છે તોપણ નાશ થતો નથી. હવે જે ભાવ અવ્યક્ત કહ્યો, તે અક્ષર " અવિનાશિ" છે, તેને પામવું એ જ પુરૂષનો પરમ પુરૂષાર્થ છે; કારણ જેને પામી પાછું આ સંસારમાં તેનું આવર્તન થતું નથી. " તે જ મારૂં રૂપ છે " વળી હે પાર્થ, જે કારણભૂત પરમ પુરૂષની અંદર સર્વ પ્રાણિ રહ્યાં છે તથા જેણે કરી આ સર્વ જગત્ વ્યાપ્ત છે, તે પરમ પુરૂષ અનન્ય ભક્તિએ કરી પ્રાપ્ત થાય છે. " શંકા—જે કે પરમેશ્વરના ઉપાસને કરી તેના સ્વરૂપને પામી જીવ પાછા સંસારમાં આવતા નથી અને બાકીના સર્વ આવે છે એમ કહ્યું; પણ કયે માર્ગે કરી ગયેલા પાછા નથી આવતા અને કયે માર્ગે કરી ગયેલા પાછા આવે છે એમ તું પૂછીશ તો કહું છું કે--હે ભરતકુળમાં શ્રેષ્ઠ, જે કાળને વિષે પર લોકમાં ગયેલા યોગી પુરૂષો પાછા આ સંસારમાં આવતા નથી તથા જે કાળમાં પરલોકને વિષે ગયેલા પુરૂષો પાછા સંસારમાં આવે છે, તે કાળ કહું

તે તું સાંભળ—ઉત્તરાયણના છ માસ વિષે શુક્લ પક્ષમાં દિવસે મૃત્યુ પામેલા બ્રહ્મવેત્તા, અર્ચિરાભિમાની, દિવસાભિમાની, શુક્લ પક્ષાભિમાની તથા ઉત્તરાયણના ષણ્ માસાભિમાની દેવતાઓએ દેખાડેલા માર્ગે કરી બ્રહ્મને પામે છે. ને દક્ષિણાયનના છ માસ વિષે કૃષ્ણ પક્ષમાં રાત્રિએ મૃત્યુ પામેલો કર્મયોગી, ધૂમ્રાભિમાની, રાત્ર્યભિમાની, કૃષ્ણ પક્ષાભિમાની તથા ષણ્ માસ દક્ષિણાયનાભિમાની દેવતાઓએ દેખાડેલા માર્ગે કરી સ્વર્ગ લોકને પામી, ત્યાં કરેલાં ઇષ્ટાપૂર્તરૂપ સત્કર્મનાં ફળને ભોગવી, પાછો આ સંસારમાં આવે છે. એ પ્રમાણે જ્ઞાન તથા કર્મનાં અધિકારી આ જગતને શુક્લ " અર્ચિરાદિ માર્ગ " તથા કૃષ્ણ " ધૂમાદિ માર્ગ " અનાદિ માન્ય છે, તે શુક્લ માર્ગે કરી જે ગયેલા, તે પાછા આ સંસારમાં આવતા નથી-અને કૃષ્ણ માર્ગે કરી જે ગયેલા, તે પાછા પુણ્ય ભોગવાઇ રહ્યા કેડે આ સંસારમાં આવે છે."જન્મ લે છે" માટે હે પાર્થ અર્જુન, મોક્ષ તથા સંસારની પ્રાપ્તિ કરનાર એ બેઉ માર્ગને જાણનાર કોઇ પણ યોગી મોહ પામે નહીં એટલે સુખ ભોગવવાની ઇચ્છાથી સ્વર્ગાદિ લોકની કામના રાખે નહીં,

જેમ પરમેશ્વરમાં જ નિષ્ઠાવાન થાય; માટે તું પણ સર્વ કાળને વિષે યોગયુક્ત થા. કારણ વેદ ભણવાથી, યજ્ઞ કરવાથી તથા દાન આપવાથી જે પુણ્યરૂપ ફળ શાસ્ત્રમાં કહ્યું છે, તે સવને યોગી પુરૂષ ઉલ્લંઘન કરે છે એટલે તેથી પણ શ્રેષ્ઠ એવાં યોગ સંબંધી ઐશ્વર્યને પૂર્વે કહેલી ઉપાસનાને જાણીને તેનું અનુષ્ઠાન કરી નિર્વિશેષ બ્રહ્મને પામે છે.

वेदेषु यज्ञेषु तपःसु चैव दानेषु यत्पुण्यफलं प्रदिष्टं ।
अत्येति तत्सर्वमिदं विदित्वा योगी परं स्थानमुपैति चाद्यं ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भगवद्गीतापर्वणि श्रीकृष्णार्जुनसंवादे
गुर्जरभाषायां द्वात्रिंशोऽध्यायः ॥ ३२ ॥

---

**श्री भगवानुवाच**—इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे ।
ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥ १ ॥

શ્રી ભગવાન કહે છે-હે અર્જુન, આ અત્યંત ગુહ્ય એવું ઉપાસના સહિત જ્ઞાન વારંવાર પોતાના જ મહિમાનો ઉપદેશ કરે છે એમ પરમ દયાળુ એવા મારે વિષે દોષ દૃષ્ટિ રહિત એવા તને કહું છું; જે જાણવાથી તુ તત્કાળ સંસારથી મુકત થઈશ, કારણ તે સર્વ વિદ્યા તથા સર્વ ગુહ્ય પદાર્થમાં શ્રેષ્ઠ, પવિત્ર, ઉત્તમ, પ્રત્યક્ષ જેમાં ફળ રહ્યું છે એવું ધર્મયુકત, સુખે કરી સંપાદન થાય એવું અને અવિનાશિ એટલે અક્ષય ફળ આપનાર છે. "શંકા—જ્યારે જ્ઞાન પ્રાપ્ત થવું શકય છે, ત્યારે સંસારી કોણ થય એમ તું કહીશ તો કહું છું" કે હે શત્રુને તપાવનાર, આ ભકિત લક્ષણ યુકત જ્ઞાન સહિત ધર્મને આસ્તિકપણાથી જે પુરૂષ સ્વીકાર કરતા નથી, તે પુરૂષ મને પ્રાપ્ત થવા સારૂ બીજા ઉપાયે કરી યત્ન કરે છે, તોપણ મને નહી પામીને મૃત્યુયુકત આ સંસાર માર્ગને વિષે ભ્રમણ કરે છે. અતીંદ્રિય મૂર્તિમાન્ કારણભૂત મારાથી આ સર્વ જગત્ વ્યાપ્ત છે, ને મારે વિષે ચરાચર સર્વ પ્રાણિ રહ્યાં છે, પણ તેમાં હું રહ્યો નથી; કારણ અસંગ છું. વળી મારે વિષે ભૂત પ્રાણિ રહ્યાં નથી; કેમકે હું અસંગ છું. "શંકા—તમે પ્રથમ પોતાનું વ્યાપકપણું તથા આશ્રયપણું કહ્યું છે ને હમણાં મારે વિષે ભૂત પ્રાણિ રહ્યાં નથી એમ કહો છો તેથી પ્રથમ કહેલાંને વિરૂદ્ધ આવે છે એમ તું કહીશ તો કહું છું" કે—તું મારાં અઘટિત ઘટનાનાં ચાતુર્યને જો "મારી યોગમાયાના વૈભવનું અવિતર્કયપણું છે માટે કંઇ પણ વિરૂદ્ધ નથી" વળી બીજું પણ આશ્ચર્ય જો કે—સર્વ ભૂત પ્રાણિને ધારણ તથા પાલન કરનાર મારૂં ઉત્કૃષ્ટ સ્વરૂપ છે, તોપણ તેમાં રહ્યું નથી. "જેમ જીવ દેહને ધારણ તથા પાલન કરતાં તેના અહંકારે કરી તેમાં મળી જઇ રહે છે, તેમ હું ભૂત પ્રાણિ માત્રને ધારણ તથા પાલન કરૂં છું તોપણ તેને વિષે મળી જઇ રહેતો નથી; કારણ અહંકાર રહિત છું" વળી જેમ આકાશમાં રહેલો વાયુ સર્વત્ર વ્યાપિ રહ્યો છે, તોપણ તેની સાથે મળી જતો નથી તેમ સર્વ પ્રાણિ મારે વિષે રહ્યાં છે પણ હું તેમની સાથે મળી જતો નથી એમ તું જાણ. હવે પ્રલયકાળને વિષે સર્વ પ્રાણિ મારી ત્રિગુણાત્મિક માયામાં લીન થાય છે, ને સૃષ્ટિકાળ વિષે તેમને વિશેષે કરી હું જ સૃજું છું

"શંકા-તમે અસંગ તથા નિર્વિકાર છતાં તેમને કેમ સૃજો છો એમ તું કહીશ તો કહું છું" કે-હું પોતાને સ્વાધીન એવી પ્રકૃતિના આશ્રયે કરી પ્રલયને વિષે લીન થયેલા તથા કર્માદિને વશ એવા ચાર પ્રકારના આ ભૂત સમૂહને તેનાં પ્રાચીન કર્મને લીધે વારંવાર સૃજું છું "શંકા-એ પ્રમાણે અનેક તરેહનાં કર્મ કરતા એવા તમને જીવની પેઠે બંધન કેમ થતું નથી એમ તુ કહીશ તો કહું છું" કે-હે ધનંજય, તે કર્મને વિષે આસક્તિ રહિત તથા ઉદાસીનની પેઠે રહેલા મને, તે કર્મ બંધન કરતાં નથી; કારણ આસક્તિ જ બંધનની હેતુ છે. હે કુંતિપુત્ર, પ્રકૃતિ મારા અધિષ્ટાનપણાએ કરી "મારા નિમિત્ત ભૂતે કરી" ચરાચર એવાં વિશ્વને ઉત્પન્ન કરેછે; માટે એ જ કારણથી જગત્ વારંવાર ઉત્પન્ન થાયછે "શંકા—એવા પરમેશ્વર તમને કેટલાક પુરૂષો આદર કેમ કરતા નથી એમ તું કહીશ તો કહું છું" કે-ભૂતપ્રાણિ માત્રના મહેશ્વરરૂપ મારા તત્વને નહી જાણતા એવા, મારા વગરના બીજા દેવતાઓ તરત ફળ આપશે એમ ફોગટ આશાવાળા, વ્યર્થ કર્મવાળા, અનેક તરેહના કુતર્કને લીધે ફોગટ શાસ્ત્ર જ્ઞાનવાળા, વિક્ષેપ યુક્ત ચિત્તવાળા અને હિંસા તથા કામદર્પાદિ જેમાં ઘણાં હોય છે એવા બુદ્ધિને ભ્રષ્ટ કરનાર સ્વભાવનો આશ્રય કરેલા મૂઢ પુરૂષો, ભક્તેચ્છા વશથી મનુષ્ય સ્વરૂપ ધારણ કરેલા મને આદર કરતા નથી તિરસ્કાર કરે છે "શંકા—ત્યારે કોણ તમારૂં આરાધન કરેછે એમ તું કહીશ તો કહું છું" કે—હે પાર્થ, મારા વગર બીજે જેમનાં મન નથી એવા દૈવી પ્રકૃતિનો આશ્રય કરેલા મહાત્મા પુરૂષો, જગતના કારણરૂપ તથા અવિનાશી એવા મને જાણીને મારૂં ભજન કરે છે તે આવી રીતે કે—ભક્તિયે કરી સાવધાન થયેલા કેટલાક પુરૂષો સ્તોત્ર તથા મંત્રાદિયે કરી કીર્તન કરતાં મારી નિરંતર ઉપાસના કરે છે, ને કેટલાક દૃઢ નિયમવાળા તથા ઇંદ્રિયોને વશ રાખવામાં યત્ન કરનાર પુરૂષો, હૃદયમાં રહેલા તથા પ્રતિમારૂપ મને સેવે છે. બીજા કેટલાક પુરૂષો આ દૃશ્યમાન સર્વ વાસુદેવ ભગવાન છે એમ સર્વોત્મ તત્વદર્શનરૂપ જ્ઞાન યજ્ઞે કરી મારી પૂજા કરતાં મારી ઉપાસના કરે છે; એમાં કેટલાક અભેદ ભાવનાએ કરી સર્વત્ર એક જ વ્યાપિ તથા કેટલાક હું દાસ છું એવી ભાવનાએ કરી અને કેટલાક તો બ્રહ્મરૂદ્રાદિરૂપે મારી ઉપાસના કરે છે. "હવે સર્વાત્મરૂપ કહું" તે તુ સાંભળ—શ્રૌત એવો અગ્નિષ્ટોમ, સ્માર્ત કર્મ જે પંચયજ્ઞાદિ, પિત્રર્થ શ્રાદ્ધાદિ, અન્ન, મંત્ર, હોમાદિનાં સાધન, આહવનીયાદિ અગ્નિ તથા હોમ તે સર્વ હું જ છું. વળી આ જગતનો પિતા, માતા, પિતામહ, કર્મ ફળનો દાતા, જાણવા લાયક વસ્તુ, પવિત્ર તપશ્ચર્યાદિ, ઓંકાર, ઋગાદિ વેદ, ગતિ, પોષક, નિયંતા, શુભાશુભ કર્મનો દૃષ્ટા, ભોગસ્થાન, રક્ષક, હિત કર્તા, સૃષ્ટિ કરનાર, સંહાર કરનાર, આધાર, લયસ્થાન તથા અવિનાશી એક કારણ પણ હું છું. વળી હે અર્જુન, ગરમીના દિવસમાં સૂર્યરૂપે રહીને હું આ જગતને તપાવું છું. વરસાદના દિવસમાં વૃષ્ટિ કરૂં છું તથા કોઈ વેળાએ તેને આકર્ષણ પણ કરૂં છું. જીવન, નાશ, દૃશ્ય સ્થૂળ તથા અદૃશ્ય સૂક્ષ્મ એ સર્વ હું જ છું એમ માનીને મારા ભક્તજન મારી જ ઉપાસના કરે છે. હવે ઋક્, યજુ તથા સામ એ ત્રણ વેદમાં કહેલાં કર્મને વિષે તત્પર એવા યાજ્ઞિક પુરૂષ, પૂર્વોક્ત વેદોમાં કહેલા યજ્ઞો કરી મારૂં યજન કરી "બીજા દેવતાઓ મારૂં જ રૂપ છે એમ નથી જાણતા તોપણ વસ્તુતઃ ઇંદ્રાદિરૂપે મારૂં યજન કરી" યજ્ઞ શેષ સોમનું પાન કરવાથી નિષ્પાપ થઇને સ્વર્ગ લોક પ્રત્યે ગતિ રૂપ એવી પ્રાર્થના કરે છે; તેથી પુણ્ય ફળરૂપ તે ઇંદ્ર લોકને પામી ત્યાં દિવ્ય દેવતાઓ સંબંધી ભોગને ભોગવે છે. ને પ્રાર્થના કરેલા તે સ્વર્ગ લોકમાં સુખ ભોગવીને, જ્યારે પુણ્ય ક્ષીણ

થાય છે, ત્યારે પાછા તે મૃત્યુ લોકમાં પ્રવેશ કરે છે ને વળી પણ એ જ પ્રમાણે ભોગને ઇચ્છનાર તે, ત્રણ વેદમાં કહેલા યજ્ઞાદિ ધર્મને અનુસરીને વારંવાર સ્વર્ગમાં જવું તથા ત્યાંથી આ લોકમાં પાછું આવવું તેને પામે છે. " હવે મારા જે ભકત છે, તે તો મારા પ્રસાદથી કૃતાર્થ થાય છે એમ કહું " તે તું સાંભળ-જેમને મારા વગર બીજો કોઇ પણ દેવતા ભજન કરવા લાયક નથી એવા તથા કેવળ મારૂં જ ચિંતન કરનાર જે પુરુષો મારૂં જ સેવન કરે છે, તે સર્વદા મારામાં જ નિષ્ટા રાખનારને હું ધનાદિનો લાભ, તેનું રક્ષણ તથા મોક્ષ તેમના માગવા વગર પણ પ્રાપ્ત કરૂં છું; " શંકા—વસ્તુત: જ્યારે ઇંદ્રાદિ દેવતાઓ તમારાથી જૂદા નથી, ત્યારે તેમનું સેવન કરનારાઓ સ્વર્ગમાં જવું તથા ત્યાંથી પાછું આ લોકમાં આવવું તેને કેમ પામે છે એમ કહીશ તો કહું છું " કે—હે કુંતી પુત્ર, જે શ્રદ્ધાયુકત ભકત યજ્ઞે કરી ઇંદ્રાદિ બીજા દેવતાઓને ભજે છે, તે પણ મને જ ભજે છે એ સત્ય છે; તોપણ મોક્ષ પ્રાપ્ત કરના વિધિ રહિત ભજન કરે છે, માટે જ સ્વર્ગમાં જવું તથા આ લોકમાં પાછું આવવું તેને પામે છે. વળી સર્વ યજ્ઞનો તે તે દેવતારૂપે કરી ભોકતા તથા તેનાં ફળનો દાતા હું જ છું; પણ યાજ્ઞિકો, એવા મને તત્વે કરી યથાર્થ જાણતા નથી, માટે પાછા આ લોકમાં આવે છે. ઇંદ્રાદિ દેવતાઓનું યજન કરનાર પુરૂષ તે તે દેવતાઓને પામે છે, પિતૃઓના શ્રાદ્ધાદિ કરનાર પુરુષ પિતૃઓને પામે છે, વિનાયક તથા માતૃકાદિનું આરાધન કરનાર પુરૂષ તેને પામે છે અને મારૂં યજન કરનાર પુરૂષ પરમાનંદરૂપ નારાયણ એવા મને પામે છે. કેમકે જે નિષ્કામ મારો ભક્ત પત્ર, પુષ્પ, ફળ તથા જળમાત્ર પણ ભકિતએ કરી મને અર્પણ કરે છે, તેનાં તે ભક્તિએ કરી અર્પણ કરેલાંને હું પ્રીતિથી સ્વીકાર કરૂં છું. માટે હે કુંતિપુત્ર, તું પોતાના સ્વભાવથી અથવા શાસ્ત્ર જ્ઞાનથી જે કર્મ કરે છે, જે ભોજન કરે છે, જે હોમે છે, જે દાન કરે છે તથા જે તપશ્ચર્યા કરે છે, તે સર્વ મને અર્પણ થાય તેમ કર, કેમકે એ પ્રમાણે કરવાથી કર્મનિમિત્ત શુભાશુભ ફળથી મુકત થઇશ. " મારે વિષે કર્મનું અર્પણ એ જ સંન્યાસરૂપ યોગયુક્ત ચિત્ત વાળો થવાથી મને પામીશ. " " શંકા—જો કે તમે ભકતોને મોક્ષ આપો છો, ને અભકતોને આપતા નથી, ત્યારે શું તમારામાં રાગ તથા દ્વેષાદિ વિષમપણું છે એમ તું કહીશ તો કહું છું " કે—હું સર્વ પ્રાણિયો વિષે સમાન છું તેથી મને કોઇ દ્વેષ કરવા લાયક તથા પ્રિય નથી; તોપણ જે પુરૂષ ભકિતએ કરી મને ભજે છે, તે મારે વિષે વર્તે છે ને તેઓને વિષે અનુગ્રહ કર્યાપણાથી વર્તું છું " જેમ અગ્નિ પોતાનું સેવન કરનારના અંધકાર તથા શીતાદિ દુઃખને ટાળે છે અને કલ્પવૃક્ષ પણ પોતાનું સેવન કરનારને ઇષ્ટફળ આપે છે તેથી તેઓનુ વિષમપણું નથી, તેમ ભકતનો પક્ષપાતિ છું તોપણ મારૂં વિષમપણું નથી; કારણ મારી ભકિતનો એવો જ મહિમા છે " " મારી ભકિતનો પ્રભાવ અવિતર્ક્ય છે તે કહું" તે તું સાંભળ—જો કે અત્યંત દુરાચરણ શીલ પુરૂષ હોય તોપણ ભિન્ન ભાવ રાખી બીજા દેવતાઓની ભકિત ન કરતાં કેવળ નારાયણ એવા મને ભજે, તો તેને પણ અત્યંત શ્રેષ્ટ માનવો; કેમકે પરમેશ્વરના ભજને કરીને જ હું કૃતાર્થ થઇશ એમ સારો નિશ્ચય કરનાર હોય છે. " શંકા—સારા નિશ્ચય માત્રે કરીનેજ તેને સાધુ કેમ માનવો એમ તું કહીશ તો કહું છું " કે—હે કૌંતેય, જો કે પુરૂષ દુરાચારી હોય, તોપણ મારૂં ભજન કરવાથી તતકાળ ધર્મ વિષે ચિત્તવાળો થાય અને તેથી પરમેશ્વરને વિષે નિષ્ઠાને પામે છે; માટે મારો ભકત કદી નાશ પામે નહી કૃતાર્થ જ થાય એમ તું પ્રતિજ્ઞા કરી રાખ. વળી હે પાર્થ, જે અંત્ય જાતિ, સ્ત્રી, વૈશ્ય તથા શૂદ્ર હોય, તે પણ મને સેવવાથી,

અવશ્ય પરમ ગતિને પામે છે, ત્યારે પવિત્ર એવા બ્રાહ્મણ તથા ભક્ત એવા રાજર્ષિ મને સેવીને પરમ ગતિને પામે એમાં શું આશ્ચર્ય ? "કંઇજ નહી" માટે તું પણ અનિત્ય તથા સુખ વગરના આ રાજર્ષિરૂપ દેહને પામીને મારૂં ભજન તથા યજન કરવામાં શી લવાળી થા અને મને જ નમસ્કાર કર; કારણ એટલા પ્રકારે મારે વિષે તત્પર થવાથી તથા ગરામાં જ મન જોડવાથી પરમાનંદ એવા મને જ પામીશ.

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि युक्त्वैव मात्मानं मत्परायणः ॥
इति श्रीमहाभारते भीष्मपर्वणि भगवद्गीतापर्वणि श्रीकृष्णार्जुनसंवादे
राजविद्याराजगुह्ययोगोनाम गुर्जरभाषायां त्रयस्त्रिंशोऽध्यायः ॥ ३३ ॥

---

श्री भगवानुवाच—भूय एव महाबाहो शृणु मे परमं वचः ।
यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया ॥ १ ॥

શ્રી ભગવાન કહે છે—હે મહાબાહો, મારા વચનરૂપ અમૃતે કરી હર્ષ પામતા એવા તને હિતની ઇચ્છાથી હું વળી પરમાર્થ નિષ્ટ એવું વચન કહું તે તું સાંભળ—હું અજન્મા છું, તો પણ નાના પ્રકારની મારી વિભૂતિએ કરી થતા મારા આવિર્ભાવને દેવતાઓના ગણ તથા ભૃગ્વાદિ મહર્ષિઓ પણ જાણતા નથી; કેમકે સર્વ પ્રકારે કરી તેમનો કારણભૂત છું. "માટે મારા અનુગ્રહ વગર મને કોઇ પણ જાણે નહીં" જે પુરૂષ અજન્મા, અનાદિ તથા લોકના મહેશ્વર એવા મને જાણે, તે સર્વ મનુષ્યોને વિષે મોહ વગરનો થઇ સર્વ પાપથી મૂકાય છે. બુદ્ધિ, જ્ઞાનપણું, મોહરહિતપણું, ક્ષમા, સત્ય, બાહ્યેંદ્રિયનો નિગ્રહ, અંતઃકરણનો નિગ્રહ, સુખ, દુઃખ, જન્મ, નાશ, ભય, અભય, અહિંસ, મિત્ર તથા શત્રુને વિષે સમાનપણું દેવ ઇચ્છાથી પ્રાપ્ત થયેલામાં સંતોષ, તપ, ન્યાયથી સંપાદન કરેલા ધનનું સત્પાત્રને દાન આપવું, શ્રેષ્ઠ કીર્તિ તથા અપકીર્તિ ઇત્યાદિ અને તેથી વિપરીત અબુધ્યાદિ નાના પ્રકારના ભાવ પ્રાણીમાત્રને મારાથી થાય છે. હવે મારા પ્રભાવવાળા ભૃગ્વાદિ સાત મહર્ષિઓ, તેથી પણ પૂર્વે ચાર સનકાદિ ઋષિએ તથા સ્વાયંભુવાદિ મનુઓ એ સર્વ હિરણ્યગર્ભરૂપ મારા સંકલ્પ માત્રથી ઉત્પન્ન થયા છે; જેની આ લોકને વિષે વર્તમાન બ્રાહ્મણાદિ સર્વ પ્રજા છે. જે પુરૂષ ભૃગ્વાદિ મારી વિભૂતિને તથા યોગને તત્વથી જાણે, તે નિર્વિકલ્પક એવા યોગ યુક્ત થાય એમાં સંશય નહીં. સર્વ જગતનો ભૃગ્વાદિ તથા મન્વાદિરૂપ વિભૂતિ દ્વારાએ કરી ઉત્પત્તિનો હેતુ છું અને મારાથીજ બુદ્ધિ, જ્ઞાન તથા અસંમોહાદિ સર્વ પ્રવર્તે છે એમ જાણીને વિવેકી પુરૂષ, દ્રઢ ભાવયુક્ત થઇ મને ભજે છે. મારામાં ચિત્તવાળા તથા મારામાં જ આસક્ત ઇંદ્રિયવાળા જે પુરૂષ એક બીજાઓને બોધ કરવાથી તથા મારાં કીર્તન કરવાથી સંતુષ્ટ થઇ નિવૃત્તિને પામે છે, તે મારે વિષે આસકત તથા પ્રીતિ પૂર્વક મારૂં ભજન કરનારને હું એવો બુદ્ધિયોગ આપું છું કે જેથી મને પામે. વળી તેમની ઉપર દયાયુકત થઇ તેમની બુદ્ધિ વૃત્તિમાં રહીને હું, તેમના અજ્ઞાનથી થયેલા સંસારરૂપ અંધકારને પ્રકાશમાન જ્ઞાનરૂપ દીવાએ કરી નાશ કરૂં છું. અર્જુન કહે છે—પરમ બ્રહ્મ, પરમધામ તથા પરમ પવિત્ર તમે જ છો

મરણ ભૃગ્વાદિ સર્વ ઋષિઓ, દેવર્ષિ નારદ, અસિત, દેવળ તથા વ્યાસજી, શાશ્વત, દિવ્ય, આદિદેવ, અજન્મા તથા વ્યાપક તમને જ કહે છે, અને સાક્ષાત્ તમે પણ તેમ જ કહો છો, માટે હે કેશવ ભગવાન, જે તમે મને કહો છો, તે સર્વ હું સત્ય માનું છું, આ તમારા પ્રાગટ્યને દેવતા અમારા અનુગ્રહ વાસ્તે છે એમ તથા દૈત્યો આ મારા નિગ્રહ વાસ્તે છે એમ જાણતા નથી. હે પુરૂષોત્તમ, હે ભૂતોત્પાદક, હે સર્વ ભૂત પ્રાણિના નિયંતા, હે દેવતાઓના દેવ, જગત્પાળક, તમે પોતે જ પોતાથી આત્માને જાણો છો. “ બીજો કોઇ જાણતો નથી ” માટે જે વિભૂતિએ કરી તમો સર્વ લોકમાં વ્યાપી રહ્યા છો, તે સર્વ તમારી દિવ્ય વિભૂતિ તમેજ કહેવા યોગ્ય છો. હે યોગીન, કયા વિભૂતિના ભેદે કરી સદેવ ચિંતન કરતો એવો હું તમને જાણું? હે ભગવાન, કયા કયા ભાવને વિષે મારે ચિંતન કરવા લાયક તમે છો? હે જનાર્દન, હું તમારાં અમૃતરૂપ વાક્ય સાંભળું છું, તો પણ મને તૃપ્તિ થતી નથી માટે તમે ફરીથી તમારો યોગ તથા તમારી વિભૂતિ વિસ્તારે કરી મને કહો. શ્રી ભગવાન કહે છે—હે કુરૂકુળમાં શ્રેષ્ઠ અર્જુન, મારી વિભૂતિના વિસ્તારનો અંત નથી; માટે મુખ્ય એવી મારી દિવ્ય વિભૂતિ કહું છું. હે ગુડાકેશ, સર્વ ભૂતના અંતઃકરણને વિષે સર્વજ્ઞત્વાદિ ગુણે કરી નિયંતારૂપે રહેલો આત્મા તથા સર્વ ભૂતના જન્માદિનો હેતુ હું છું. બાર આદિત્યમાં વિષ્ણુ, પ્રકાશમાનમાં વિશ્વવ્યાપક કીર્ણવાન સૂર્ય, વાયુમાં મરીચિ નામનો વાયુ, નક્ષત્રમાં ચંદ્ર, વેદમાં સામવેદ, દેવમાં ઇંદ્ર, ઇંદ્રિઓમાં મન, મનુષ્યોની જ્ઞાન શક્તિ, રૂદ્રમાં શંકર, યક્ષ તથા રાક્ષસમાં કુબેર, આઠ વસુમાં પાવક નામનો વસુ, પર્વતોમાં મેરૂ, પુરોહિતમાં મુખ્ય એવા બૃહસ્પતિ, સેનાપતિઓમાં કાર્તિક સ્વામી, સ્થિર જળાશયમાં સમુદ્ર, મહર્ષિયોમાં ભૃગુ, પદાત્મક વાણિમાં એકાક્ષરરૂપ ઓંકાર, યજ્ઞોમાં જપ યજ્ઞ, સ્થાવર પદાર્થમાં હિમાલય, સર્વ વૃક્ષમાં પીપળો, દેવર્ષિયોમાં નારદ, ગંધર્વોમાં ચિત્રરથ, સિદ્ધોમાં કપિલ મુનિ, અશ્વોમાં અમૃતથી ઉત્પન્ન થયેલો ઉચ્ચૈઃશ્રવા, ગજેંદ્રોમાં ઐરાવત, મનુષ્યોમાં રાજા, આયુધમાં વજ્ર, ગાયમાં કામદુઘા, પ્રજોત્પત્તિ હેતુ કામ, વિષવાળા સર્પોમાં વાસુકિ, વિષ વગરના નાગોમાં શેષજી, જળચર પ્રાણિમાં તેમનો રાજા વરૂણ, પિતૃઓમાં અર્યમા, નિયમ કરનારાઓમાં યમ, દૈત્યોમાં પ્રહ્લાદ, વશ કરનારાઓમાં કાળ, મૃગોમાં સિંહ, પક્ષિઓમાં ગરૂડ, વેગવાળાઓમાં પવન, શસ્ત્ર ધારણ કરનારાઓમાં રામ, મત્સ્યોમાં મગરમત્સ્ય, પ્રવાહવાળાં જળાશયમાં ગંગા, આકાશાદિના આદિ, અંત તથા મધ્ય, ચઉદ વિદ્યાઓમાં અધ્યાત્મ વિદ્યા, વાદ કરી બોલનારના વાદમાં તત્વ નિર્ણયરૂપ વાદ, અક્ષરોમાં અકાર, સમાસના સમૂહમાં દ્વંદ્વ સમાસ, પ્રવાહાત્મક અક્ષય કાળ, સર્વ કર્મ ફળનો દાતા, સંહાર કરનારમાં સર્વનો સંહાર કરનાર મૃત્યુ, ભાવિ કલ્યાણવાળાઓનો અભ્યુદય, સ્ત્રિઓની મધ્યમાં કીર્તિ, શ્રીવાણી, સ્મૃતિ, મેધા, ધૃતિ તથા ક્ષમા, એ સાત દેવતારૂપ સ્ત્રિઓ હું છું. વળી સામમાં બૃહત્સામ, છંદો વિશિષ્ટ મંત્રોમાં ગાયત્રી, માસોમાં માર્ગશિર્ષ, ઋતુઓમાં વસંત, પરસ્પર છેતરનારનું દ્યૂત, તેજસ્વિઓનો પ્રભાવ, જીતનારાઓનો જય, ઉદ્યમવાળાઓનો ઉદ્યમ, સાત્વિકોનો સત્વગુણ, વૃષ્ણિઓમાં વાસુદેવ, પાંડવોમાં ધનંજય, મુનિઓમાં વ્યાસજી, કવિઓમાં શુક્ર, દમન કરનારાઓનો દંડ, જીતવા ઇચ્છતા એવા પુરૂષોની સામાદિ ઉપાયરૂપ નીતિ, ગુપ્ત રાખવા લાયકમાં મૌન, તત્વ જ્ઞાનવાનનું જ્ઞાન અને સર્વ પ્રાણિ માત્રનું બીજ હું જ છું; કારણ મારા વગરનું કાંઇ પણ ચરાચર નથી. હે શત્રુને તપાવનાર અર્જુન, મારી દિવ્ય એવી વિભૂતિનો અંત નથી, માટે મેં તને તેનો સંક્ષેપથી વિસ્તાર કહ્યો. જે જે ઐશ્વર્ય તથા સંપત્તિએ

કરી યુક્ત અને કંઇ પણ પ્રભાવ તથા બળાદિ ગુણે કરી અધિક, તે તે સર્વ વસ્તુ માત્ર મારા પ્રભાવના અંશે કરી ઉત્પન્ન થએલ છે એમ તું જાણ. હે અર્જુન, તારે જૂદાં જૂદાં જ્ઞાન જોવા તેણે કરી શું પ્રયોજન છે; આ સર્વ જગત્‌માં એક દેશે કરી હું જ વ્યાપ્ત થઇને રહ્યો છું " મારા વગર કંઇ જ નથી."

अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन ।
विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भगवद्गीतापर्वणि श्रीकृष्णार्जुनसंवादे विभूतियोगोनाम गुर्जरभाषायां चतुस्त्रिंशोऽध्यायः ॥३४॥

---

**अर्जुन उवाच**—मदनुग्रहाय परमं गुह्यमध्यात्म संज्ञितं ।
यत्त्वयोक्तंवचस्तेन मोहोऽयं विगतो मम ॥ १ ॥

અર્જુન કહે છે-હે શ્રીકૃષ્ણ, તમે મારી ઉપર અનુગ્રહ કરવા વાસ્તે પરમ ગુહ્ય એવું અધ્યાત્મજ્ઞાન વિષય જે વચન કહ્યું, તેથી મારો મોહ નિવૃત્ત થયો. હે કમળપત્ર સરખાં નેત્રવાળા, મેં પ્રાણિ માત્રનાં સૃષ્ટિ તથા પ્રલય તમારાથી થાય છે તે અને અવિનાશી એવું તમારૂં માહાત્મ્ય તમારા મુખથી સાંભળ્યું. હે પરમેશ્વર, હે પુરૂષોત્તમ, તમે તમારૂં સ્વરૂપ જેવું કહો છો તે તેમજ છે; તોપણ હું જ્ઞાન, ઐશ્વર્ય શકિત, બળ, વીર્ય તથા તેજે કરી યુકત એવા તમારા રૂપને જોવા ઇચ્છું છું માટે હે સમર્થ, હે યોગિના ઇશ્વર, જો તમે મને તે તમારૂં રૂપ જોવા શક્ય છે એમ માનતા હો, તો અવિનાશી એવું તમારૂં સ્વરૂપ દેખાડો. શ્રીભગવાન કહે છે—હે પાર્થ, દિવ્ય તથા નાના પ્રકારનાં વર્ણ અને આકૃતિવાળાં અનેક પ્રકારનાં સેંકડો તથા હજારો મારાં રૂપ તું જો. વળી હે ભારત, તું મારા દેહને વિષે આદિત્ય વસુ, રૂદ્ર, અશ્વિનીકુમાર તથા મરૂતને અને તે તથા બીજા કોઇએ પૂર્વે જોએલ નહીં એવાં અતિ આશ્ચર્યને પણ જો. વળી હે ગુડાકેશ, તું આજ આ મારા દેહને વિષે અવયવરૂપે કરી એક ઠેકાણે રહેલા સમગ્ર ચરાચર જગતને તથા બીજું પણ જે જોવાને ઇચ્છતો હો, તે પણ સર્વ જો. પણ તું આ ચર્મચક્ષુએ કરી મને જોવા શક્ય નથી, માટે હું તને દિવ્ય એવું અલૌકિક જ્ઞાનરૂપી ચક્ષુ આપું છું તેથી મારા અસાધારણ એવા અઘટિત ઘટનાના સામર્થ્યને જો. સંજય કહે છે-હે રાજા ધૃતરાષ્ટ્ર, અર્જુનને એ પ્રમાણે કહીને મહાયોગેશ્વર હરિએ અનેક મુખ તથા નેત્રવાળું, અનેક અદ્દભૂત દેખાવવાળું, અનેક દિવ્ય આભરણ યુકત, દિવ્ય એવાં અનેક ઉગામેલાં આયુધવાળું, દિવ્ય એવાં પુષ્પ તથા વસ્ત્ર ધારણ કરેલું, દિવ્ય ગંધના અનુલેપનવાળું અનેક આશ્ચર્યમય, પ્રકાશરૂપ, અનંત, ચોતરફ મુખવાળું અને પરમઐશ્વર્ય યુકત રૂપ દેખાડ્યું. જે મહાત્માના વિશ્વરૂપની કાંત બરાબર એક કાળાવચ્છિન્ન આકાશમાં ઉગતા હજાર સૂર્યની કાંતિ કદાચ થાય, તે દેવતાના દેવતા શ્રીકૃષ્ણના શરીરમાં નાના પ્રકારના વિભાગે કરી રહેલાં સમગ્ર જગતને અર્જુને જોયું ત્યારે વિસ્મય યુકત થઇ હર્ષિત રૂવાટાંવાળો અર્જુન દેવ શ્રીકૃષ્ણને મસ્તકે કરી પ્રણામ કરી હાથ જોડી કહેવા લાગ્યો કે હે શ્રીકૃષ્ણ, હે દેવ, તમારા દેહને વિષે આદિત્યાદિ દેવતાઓને, જરાયુજાદિ ચાર પ્રકારનાં પ્રાણિ સમુદાયને, દેવતાઓના ઈશ તથા કમળ ઉપર બેઠેલા બ્રહ્માને,

વસિષ્ટાદિ ઋષિયોને તથા તક્ષકાદિ દિવ્ય સર્પોને જોઉં છું. હે વિશ્વેશ, હે વિશ્વરૂપ, અનેક બાહુ, ઉદર, મુખ તથા નેત્રવાળા અને અનંતરૂપવાળા તમને ચોતરફથી જોઉં છું; પણ તમે સર્વમાં વ્યાપી રહ્યા છો, તેથી તમારા આદિ મધ્ય તથા અંતને જોતો નથી. વળી હું કિરીટ મુકુટ પહેરેલા, ગદા તથા ચક્ર ધારણ કરેલા, તેજના પુંજરૂપ, ચોતરફથી કાંતિમાન, જોવાને અશક્ય, પ્રદીપ્ત, અગ્નિ તથા સૂર્ય સરખા કાંતિવાળા અને આવા સ્વરૂપવાળા છે એમ નિશ્ચય કરવાને અશક્ય એવા તમને ચોતરફથી જોઉંછું. માટે તમે મુમુક્ષુ પુરૂષે જાણવા લાયક એવા પરમ બ્રહ્મ, આ વિશ્વના પ્રકૃષ્ટ આશ્રયભૂત, અવિનાશિ, નિત્ય ધર્મની રક્ષા કરનાર અને સનાતન પુરૂષ છો એમ હું માનું છું. વળી ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય રહિત, અનંત પ્રભાવવાળા, વીર્યવાન બાહુવાળા, ચંદ્ર તથા સૂર્ય જેના નેત્રમાં છે એવા, દેદીપ્યમાન, અગ્નિ જેના મુખમાં છે એવા અને પોતાના તેજે કરી વિશ્વને તપાવનાર એવા તમને હું જોઉં છું. હે મહાત્મન્, દ્યાવા પૃથ્વીનો અંતર અંતરિક્ષ, આકાશ તથા સર્વ દિશાઓ કેવળ તમારાથીજ વ્યાપ્ત થઇ ગયેલાં છે. પૂર્વે નહી જોયાં એવાં આ તમારાં ભયંકર રૂપને જોઇને આ ત્રિલોકી ભય પામી છે એમ હું જોઉંછું. અદૃષ્ટે પ્રેરણા કરેલા અસુરાંશ દુર્યોધનાદિ મરવા માટે તમારે વિષે જેમ પતંગ અગ્નિમાં પ્રવેશ કરે તેમ પ્રવેશ કરે છે, તથા તે માંહેલા કેટલાક ભય પામવાથી બંને હાથ જોડી તમારી સ્તુતિ કરે છે અને મહર્ષિ તથા સિદ્ધપુરૂષના સમૂહ તમારૂં કલ્યાણ થાઓ એમ કહીને અનેક સ્તુતિએ કરી સ્તુતિ કરે છે. વળી અગિયાર રૂદ્ર, બાર આદિત્ય, આઠ વસુ, સાધ્ય દેવતાઓ, વિશ્વદેવ, અશ્વિનીકુમાર, ઓગણપચાસ વાયુ, પિતૃઓ, ગંધર્વ, યક્ષ, વિરોચનાદિ અસુર અને સિદ્ધ પુરૂષના સમૂહ વિસ્મય પામીને તમને જુવે છે. હે મહાબાહો, ઘણાંક મુખ, નેત્ર, બાહુ, ઉરૂ, પાદ, ઉદર તથા ઘણી દાઢોએ કરી વિકરાળ એવું મ્હોટું તમારૂં રૂપ જોઇને સર્વ લોક વ્યથા પામે છે; તેમજ હું પણ વ્યથા પામ્યો છું. હે વિષ્ણુ, આકાશમાં વ્યાપ્ત, તેજે યુકત, અનેક વર્ણવાળા, ઉઘાડેલાં મુખવાળા અને પ્રદિપ્ત વિશાળ નેત્રવાળા તમને જોઇ અત્યંત વ્યથા પામેલા મનવાળો હું, ધૈર્ય તથા શાંતિને પામતો નથી. હે દેવેશ, હે જગંનિવાસ, દાઢોએ કરી વિકરાળ તથા પ્રલય સમયના અગ્નિ સરખા તમારા મુખને જોઇને. હું ભયને લીધે દિશાઓને જાણતો નથી તથા સુખ પણ પામતો નથી; વાસ્તે તમે મારી ઉપર પ્રસન્ન થાઓ. જયદ્રથાદિ રાજાઓના સમુદાય સહિત આ સર્વ ધૃતરાષ્ટ્રના દુર્યોધનાદિ પુત્ર અને અમારા મુખ્ય યોદ્ધાઓ શિખંડી તથા ધૃષ્ટદ્યુમ્નાદિ સહિત ભીષ્મ દ્રોણ, તથા કર્ણ એ સર્વ દોડતા હોય શું એમ દાઢોએ કરી વિકરાળ તથા ભયંકર તમારા મુખમાં ઉતાવળથી પ્રવેશ કરે છે. તેમાં કચરાઇ ગયેલા મસ્તકવાળા કેટલાક તમારા દાંતની સાંધમાં ચહોંટી ગયેલા દેખાય છે. વળી જેમ અનેક નદીના જળનો વેગ સમુદ્રની સામે જઇ તેમાં પ્રવેશ કરે તેમ આ નર લોકના રાજાઓ તમારાં ચોતરફથી પ્રદીપ્યમાન મુખમાં પ્રવેશ કરે છે. વળી જેમ પતંગ નામના સૂક્ષ્મજંતુ પોતાના નાશ માટે પ્રદીપ્ત એવા અગ્નિમાં વેગથી પ્રવેશ કરે છે તેમ આ લોક પણ પોતાના નાશ વાસ્તેજ તમારા મુખમાં વેગથી પ્રવેશ કરે છે. હે વિષ્ણુ, તમે જવળાયમાન મુખે કરી આ સર્વ શૂરવીરોને ચોતરફથી ગળતાં અતિશય કરી ભક્ષણ કરોછો; તોપણ ઉગ્ર એવી તમારી કાંતિ સમસ્ત જગતમાં વ્યાપીને તેને તપાવે છે. માટે હે દેવતાઓમાં શ્રેષ્ઠ, ઉગ્રરૂપવાળા તમે કોણ છો ? તે કહો, ને મારી ઉપર પ્રસન્ન થાઓ, હું તમને નમસ્કાર કરૂં છું. તમે આવી ચેષ્ટા શા માટે કરો છો, એમ નહી જાણતો એવો હું, આદ્ય એવા તમને જાણવાને ઇચ્છું છું. શ્રી

ભગવાન કહે છે—હે અર્જુન, લોકનો ક્ષય કરનાર અતિ ઉગ્રકાળ, હું છું, માટે પ્રાણિઓનો સંહાર કરવા સારૂ આ સંગ્રામમાં પ્રવર્ત થયો છું; વાસ્તે તું વગરના બાકી ભીષ્મ તથા દ્રોણાદિની સેનામાં ઉભેલા યોધ્ધાઓ કોઇપણ જીવતા રહેશે નહી. "કદાપી તું એમને નહીં મારીશ, તોપણ કાળાત્મા એવા મેં ગળેલા તે સર્વ નાશ પામશે" માટે હે સવ્યસાચિ અર્જુન, તું યુદ્ધ માટે ઉભો થા, ને દેવતાઓએ પણ દુર્જય એ ! ભીષ્મ તથા દ્રોણાદિને અર્જુને જીત્યા એવા યશને પામ, ને યત્ન વગર શત્રુઓને જીતી સમૃદ્ધવાળાં રાજ્યને ભોગવ; કેમકે મેં એ સર્વ શત્રુઓને પૂર્વથીજ નાશ કરી રાખ્યા છે, માટે તું નિમિત્ત માત્ર થા. પૂર્વથીજ મેં હણી રાખેલા દ્રોણ, ભીષ્મ, જયદ્રથ, કર્ણ તથા બીજા પણ શૂરવીર યોદ્ધાઓને તું હણ, શોક કર નહીં અને યુદ્ધ કર; કારણ સંગ્રામમાં શત્રુઓને જીતીશ. સંજય કહે છે-હે ધૃતરાષ્ટ્ર, એ પ્રમાણે શ્રીકૃષ્ણનાં વચન સાંભળી કંપતો એવો અર્જુન, હાથ જોડી, નમસ્કાર કરી, નમ્ર થઇ અતિશય ભય પામી ગદગદ વાણીથી કહેવા લાગ્યો—કે હે હૃષીકેશ, તમે એવા છો માટે હું જ કેવળ મહાત્મા એવા તમારા કિર્તને કરી હર્ષ પામું છું એમ નથી જગત્ પણ હર્ષ પામે છે તથા તમારામાં સ્નેહને પણ પામે છે. ભયપામેલા રાક્ષસો દિશાઓમાં ભાગી જાય છે અને કપિલાદિ સિદ્ધ પુરૂષોના સમૂહ તમને નમસ્કાર કરે છે એ યોગ્ય છે, કારણ હે અનંત, હે દેવેશ, હે જગન્નિવાસ, હે મહાત્મા, બ્રહ્માના પણ આદિકર્તા તથા ગુરૂ એવા તમને તે સૌ શું કરવા નમસ્કાર ન કરે; કેમકે તમે કાર્ય તથા કારણથી પર અક્ષર બ્રહ્મ છો. હે અનંત રૂપ, તમે આદિદેવ, પુરાણ પુરૂષોત્તમ, આ જગતના લયસ્થાન, તેને જાણનાર, જાણવા લાયક વસ્તુ તથા વૈષ્ણવપદ છો; માટેજ આ વિશ્વ તમારાથી વ્યાપ્ત છે. વળી વાયુ, યમ, વરૂણ, ચંદ્ર, પિતામહ તથા પ્રપિતામહ પણ તમેજ છો; વાસ્તે હું હજારવાર તમને નમસ્કાર કરૂં છું, ને વળી પણ હજારોવાર નમસ્કાર કરૂં છું. હે સર્વના આત્મા, હે અનંત વીર્ય, હું તમને આગળથી, પાછળથી તથા ચોતરફથી નમસ્કાર કરૂં છું, કેમકે અનંત પરાક્રમવાળા તમે સર્વ વિશ્વને અંદર તથા બહાર વ્યાપિ રહ્યા છો તેથી સર્વરૂપ છો. હે અચ્યુત, આ તમારા મહિમાને નહીં જાણતા એવા મે, આ મારા સખા છે એમ જાણીને પ્રમાદથી અથવા સ્નેહથી હે કૃષ્ણ, હે યાદવ, હે અચ્યુત, હે સખા, એ રીતે જે કંઇ તિરસ્કારરૂપ વાક્ય કહ્યાં હોય તે અને એકાંતમાં અથવા સખાઓની સમક્ષ હાસ્યમાં વિહાર, શયન, આસન તથા ભોજન વિષે જે તિરસ્કાર કર્યો હોય, તે મારા સર્વ અપરાધ અચિંત્ય પ્રભાવવાળા તમે ક્ષમા કરજો. તમે ચરાચર આ લોકના પિતા છો, માટે પૂજ્ય તથા ગુરૂ છો, તેથ અત્યંત શ્રેષ્ઠ છો; વાસ્તે ત્રણ લોકમાં જેના પ્રભાવની ઉપમા અપાય નહીં એવો તમારા સરખો બીજો કોઇ નથી, ત્યારે તમારાથી અધિક તો ક્યાંથી જ હોય, માટે હે દેવ, હું મારા શરીરથી દંડવત પ્રણામ કરી જગતના સ્વામી તથા સ્તુતિ કરવા લાયક તમને પ્રસન્ન કરૂં છું. હે દેવ, હે દેવેશ, હે જગન્નિવાસ, પૂર્વે નહીં દેખેલાં તમારાં રૂપને જોઇને હું હર્ષ પામ્યો છું તથા ભયે કરી મારૂં મન વ્યથા પ્રણ પામ્યું છે; માટે તમે મારી ઉપર પ્રસન્ન થઇ મારી વ્યથા નિવૃત્ત થાય તે સારૂ તમારૂં તે ચતુર્ભુજ રૂપ મને દેખાડો. કારણ હે હજાર ભુજાવાળા, હે વિશ્વમૂર્તિ, હું કિરીટ મુકુટ પહેરેલા અને ગદા તથા છત્ર ધારેલા તમને પૂર્વની પેઠે જોવા ઇચ્છું છું; માટે તે ચતુર્ભુજ રૂપ ધારણ કરી મને દર્શન આપો. શ્રીભગવાન કહે છે—હે અર્જુન, તારી ઉપર પ્રસન્ન થયેલા મેં યોગ માયાના સામર્થ્યથી તને તારા વગર કોઇએ નહીં જોયેલું, તેજોમય, વિશ્વરૂપ, અનંત તથા આદ એવું આ મારૂં ઉત્કૃષ્ટ રૂપ દેખાડયું. હે કુરૂકુળમાં અત્યંત શૂરવીર, મનુષ્ય લોકમાં તારા

વગર બીજો કોઈ પણ વેદ, યજ્ઞ, અધ્યયન, દાન, અગ્નિહોત્રાદિ ક્રિયા અને ચાંદ્રાયણાદિ ઉગ્ર તપે કરી પણ એવા રૂપવાળા મને જોવાને શક્ય નથી. મારૂં આવું ઘોરરૂપ જો તને ભય તથા વિમૂઢપણું મા થાઓ; ને ભય વગરનો તથા પ્રસન્ન મનવાળો થઇને તું પાછું તે મારૂં ચતુર્ભુજ રૂપ જો. સંજય કહેછે હે ધૃતરાષ્ટ્ર, એ પ્રમાણે વાસુદેવ શ્રીકૃષ્ણે અર્જુનને કહીને પાછું પોતાનું પૂર્વરૂપ દેખાડયું; સૌમ્યરૂપ થઇને મહાત્માએ ભય પામેલાને આશ્વાસના કરી. અર્જુન કહેછે—હે જનાર્દન, તમારાં સૌમ્ય એવાં આ મનુષ્ય રૂપને જોઇને હું પ્રસન્ન ચિત્તવાળો થયો છું તથા સ્વસ્થતાને પામ્યો છું. શ્રીભગવાન કહેછે—હે અર્જુન, તેં અતિશય દુઃખે કરી પણ દર્શન થાય નહી એવું જે મારૂં વિશ્વરૂપ જોયું, તેના દર્શનની નિરંતર દેવતાઓ ઇચ્છા કરેછે. "પણ તેને જોતા નથી" કારણ તેં જે મારૂં રૂપ જોયું, તેને વેદ, તપ, દાન તથા યજને કરી જોવાને કોઈ પણ શક્ય નથી. કેવળ હે શત્રુને તપાવનાર અર્જુન, અનન્ય ભક્તિએ કરીને જ મનુષ્ય એ પ્રકારના મને તત્વથી જાણવા, જોવા તથા મારામાં પ્રવેશ કરવા શક્ય છે, વળી હે પાંડવ, મારે માટેજ કર્મ કરનાર હું જ જેને પરમ પુરૂષાર્થ છું એવો, મારો ભક્ત, સંગ રહિત તથા સર્વ ભૂતને વિષે અવૈરિ જે પુરૂષ હોય છે, તે મને પામે છે.

मत्कर्म कृन्मत्परमो मद्भक्तः संगवर्जितः ।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पांडव ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भगवद्गीतापर्वणि श्रीकृष्णार्जुनसंवादे
विश्वरुपदर्शनंनाम गुर्जरभाषायां पंचत्रिंशोऽध्याय ॥ ३५ ॥

---

**अर्जुन उवाच**—एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते ।
ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमः ॥ १ ॥

અર્જુન પૂછેછે—હે શ્રીકૃષ્ણ, એ પ્રમાણે તમારામાંજ જેમની નિષ્ટા હોય છે એવા તમારા ભક્ત વિશ્વરૂપ તમારી ઉપાસના કરેછે અને બીજા કેટલાક નિર્વિશેષ બ્રહ્મ ઉપાસના કરે છે; એ બે પ્રકારના તમારા ઉપાસકોમાં શ્રેષ્ઠ કોણ? શ્રીભગવાન કહેછે—હે અર્જુન, ઉત્કૃષ્ટ શ્રદ્ધાએ યુક્ત તથા મારા વાસ્તે જ કર્મના અનુષ્ઠાનાદિ કરી મારામાં જ એક નિષ્ઠાવાળા જે પુરૂષો સર્વજ્ઞત્વાદિ ગુણ વિશિષ્ટ પરમેશ્વરરૂપ મારે વિષે મન જોડીને મારી ઉપાસના કરે છે, તેને હું શ્રેષ્ઠ માનું છું. ને જે પુરૂષ ઇંદ્રિય ગ્રામને નિયમમાં રાખી તથા સર્વત્ર સમાન બુદ્ધિવાળા થઈ અને સર્વના હિતમાં તત્પર થઇને અવિનાશિ શબ્દે કરી બતાવાય નહીં એવા, રૂપાદિ રહિત, સર્વમાં વ્યાપક, અચિંત્ય નિર્વિકાર રૂપાદિ રહિત તથા નિત્ય એવા નિર્ગુણ બ્રહ્મને ભજે છે, તે પણ મનેજ પામેછે, તથાપિ નિર્વિશેષ બ્રહ્મમાં આસક્ત ચિત્તવાળાને અત્યંત કલેશ થાય છે; કેમકે દેહાભિમાનીને અવ્યક્ત બ્રહ્મને વિષે નિષ્ટા દુઃખે કરી પ્રાપ્ત થાય છે. હે પાર્થ, જે પુરૂષ સર્વ કર્મ મારે વિષે અર્પણ કરી તથા મારામાંજ પરાયણ થઇને મારૂં જ ધ્યાન કરતાં એકાંત ભક્તિયોગે કરી મારી ઉપાસના કરે છે, તે મારામાં ચિત્ત રાખનારનો હું મૃત્યુયુક્ત સંસારરૂપ સમુદ્રથી થોડા વખતમાં ઉદ્ધાર કરૂં છું. માટે તું મારામાંજ સંકલ્પ તથા વિકલ્પાત્મક મન સ્થિર કર અને નિશ્ચયાત્મિક બુદ્ધિ પણ મારે વિષે રાખ; કારણ એમ કરવાથી મારા પ્રસાદે કરી પ્રાપ્ત થયેલા જ્ઞાનયુક્ત થઇ મારા સ્વરૂપને પામીશ એમાં સંશય

નહીં. હે ધનંજય, જો તું મારામાં ચિત્ત સ્થિર કરવા સમર્થ ન થઇ શકતો હોતો મારા સ્મરણ અભ્યાસરૂપ યોગે કરી મને પામવાનો યત્ન કર. વળી જો તું એમ કરવામાં પણ સમર્થ ન હો, તો મારી પ્રીતિને અર્થે એકાદશ્યાદિ વ્રતરૂપ કર્મો કરવામાં તત્પર થા; એ રીતનાં કર્મ કરવાથી પણ મોક્ષને પામીશ. કદી એમ કરવાને પણ તું અશક્ત હો, તો એક મારો જ આશ્રય રાખી સાવધાન ચિત્તવાન થઇ સર્વ કર્મ ફળનો ત્યાગ કર; કારણ એમ કરવાથી પણ મારા પ્રસાદે કરી કૃતાર્થ થઇશ. કેમકે સારી રીતના જ્ઞાન રહિત અભ્યાસથી યુક્તિ સહિત ગુરૂએ ઉપદેશ કરેલું જ્ઞાન શ્રેષ્ઠ છે, તેથી તે પૂર્વક ધ્યાન શ્રેષ્ઠ છે તથા તેથી પણ કર્મ ફળનો ત્યાગ શ્રેષ્ઠ છે; કારણ તે કરવાથી સંસાર નિવૃત્ત થાયછે. હવે ઉત્તમને વિષે દ્વેષ રહિત, સમાનને વિષે મિત્રતાથી વર્તનાર, હીનને વિષે દયાળુ, મમતા તથા અહંકાર રહિત, સમાન સુખ તથા દુ:ખવાળો, ક્ષમાવાન, લાભ થા અથવા અલાભ થાય તોપણ સંતુષ્ટ, નિરંતર સાવધાન, નિર્યમિત સ્વભાવવનો, મારામાં જ દૃઢ નિશ્ચયવાળો અને મારે વિષેજ અર્પણ કર્યાં હોય છે મન તથા બુદ્ધિ જેણે એવો જે મારો ભક્ત, તે મને પ્રિય છે. વળી જેનાથી લોક ઉદ્વેગ પામે નહીં, જે લોકથી ઉદ્વેગ પામે નહીં અને હર્ષ, અસહનતા, ભય તથા ઉદ્વેગ રહિત જે હોયછે, તે પણ મારો ભક્ત મને પ્રિય છે વળી જે ભકત ઇચ્છા રહિત બાહ્ય તથા આભ્યંતર પવિત્ર, ભગવત ભજનમા આળસ રહિત, પક્ષપાત રહિત, મનોવ્યથા રહિત અને સર્વ ઉદ્યમનો ત્યાગ કરનાર હોય છે, તેપણ મને પ્રિય છે વળી જે ભકિતમાન પુરૂષ પ્રિય વસ્તુને પામી પ્રસન્ન થાય નહીં, [illegible] વસ્તુને પામી તેનો દ્વેષ કરે નહીં, ઇષ્ટ અર્થનો નાશ થવાથી શોક કરે નહીં, અપ્રાપ્ત થયેલા પદાર્થની ઇચ્છા કરે નહીં અને શુભ તથા અશુભનો ત્યાગ કરવામાં શીળવાન હોય છે, તે મને પ્રિય છે. વળી જે મારો ભક્ત પુરૂષ શત્રુ તથા મિત્રને વિષે સમતાવાળો માન તથા અપમાનને વિષે પણ સમતાવાન, શીત, ઉષ્ણ, સુખ તથા દુ:ખને વિષે પણ સમાન, કોઇ ઠેકાણે પણ આસકિત રહિત, સમાન નિંદા તથા સ્તુતિવાળો, વાણીને નિયમમાં રાખનાર જે કંઇ, મળ્યું હોય તેમાંજ સંતુષ્ટ, નિયમિત નિવાસ સ્થાન વગરનો અને સ્થિર ચિત્તવાળો હોય છે તે પણ મને પ્રિય છે. વળી જે મારા ભકત ધર્મરૂપ જે આ અમૃત મેં કહ્યું તેને મારામાં તત્પર થઈ શ્રદ્ધા રાખી સેવન કરે છે તેતો મને અત્યંત પ્રિય છે.

ये तु धर्मामृतमिदं यथोक्तं पर्युपासते ।
श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भगवद्गीतापर्वणि श्रीकृष्णार्जुनसंवादे
गुर्जरभाषायां षट्त्रिंशोऽध्यायः ॥ ३६ ॥

---

अर्जुन उवाच—प्रकृतिं पुरुषं चैव क्षेत्रं क्षेत्रज्ञमेव च ।
एतद्वेदितुमिच्छामि ज्ञानं ज्ञेयं च केशव ॥ १ ॥

અર્જુન કહેછે—હે કેશવ, હું પ્રકૃતિ, પુરૂષ, ક્ષેત્ર, ક્ષેત્રજ્ઞ, જ્ઞાન તથા જાણવા લાયક એને જાણવાને ઇચ્છું છું. શ્રીભગવાન કહેછે—હે કુંતિપુત્ર, જેનાથી સર્વ ભોગ ભોગવાયછે એવુ આ શરીર ક્ષેત્ર કહેવાય છે; કારણ સંસારના અંકુરનું સ્થાન છે; જેને અહંતા મમતારૂપે

જાણનારને ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞ તથા ક્ષેત્રજ્ઞના વિવેકને જાણનાર પુરૂષો ક્ષેત્રજ્ઞ કહેછે. હે ભારત, સર્વ ક્ષેત્રને વિષે રહેલા ક્ષેત્રજ્ઞ મનેજ તું જાણ; ને ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞનું વિલક્ષણપણાએ કરી જે જ્ઞાન તેજ જ્ઞાન મારૂં સંમત છે કારણ મોક્ષનું હેતુ છે; ને તદવ્યતિરિક્ત જે જ્ઞાન, તે બંધન કરવાના હેતુને લીધે વૃથા છે માટે તે ક્ષેત્ર જેવા સ્વરૂપવાળું, જેવા સ્વભાવવાળું, જેવા વિકારવાળું, જેનાથી ઉત્પન્ન થાયછે, જેવી રીતનું છે અને ક્ષેત્રજ્ઞ જે સ્વરૂપવાળો તથા પ્રભાવવાળો છે તે સર્વ સંક્ષેપથી કહું તે તું સાભળ; કારણ તે પ્રસંગને વસિષ્ઠાદિ ઋષિઓએ યોગવાસિષ્ઠાદિ ગ્રંથને વિષે અનેક પ્રકારે પ્રતિપાદન કરેલ છે, વિવિધ પ્રકારવાળા વેદોએ પ્રતિ શાખામાં જૂદી જુદી રીતે ગાએલ છે અને નિશ્ચય કરેલા અર્થવાન તથા યુક્તિવાળા બ્રહ્મસૂચક તત્વમસ્યાદિ બ્રાહ્મણ વાકયોએ પણ ગાયેલ છે. પૃથ્વી, જળ, વાયુ, તેજ તથા આકાશ એ પાંચ મહાભૂત, અહંકાર, મહત્તત્વ, મૂલપ્રકૃતિ, શ્રોત્ર, ત્વચા, ઘ્રાણ, દષ્ટિ તથા જીહ્વા, એ પાંચ જ્ઞાનેંદ્રિય, વાણી, હસ્ત, પગ, ગુદા તથા ઉપસ્થ એ પાંચ કર્મેંદ્રિય, એકમન અને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ એ પાંચ વિષય એ સર્વ મળી ચોવીશ તત્વ, ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, સર્વ સમુદાયરૂપ શરીર, જ્ઞાનાત્મિક મનોવૃત્તિ અને ધૈર્ય એ સર્વ વિકાર સહિત ક્ષેત્ર સંક્ષેપથી મેં તને કહ્યું. હવે કહેલા લક્ષણવાળાં ક્ષેત્રથી જુદા એવા જાણવા લાયક શુદ્ધ ક્ષેત્રનું વિસ્તારથી વર્ણન કરવા સારૂં તેના જ્ઞાનનાં સાધન કહું તે તું સાંભળ—માન રહિત, દંભ રહિત, પારકાને પીડા ન કરવી, સહનતા, સરલતા, સદ્‌ગુરૂની સેવા, મૃતિકા તથા જલાદિથી બહારનું શૌચ અને રાગાદિ મેલનો ત્યાગ કરવો એ આભ્યંતરશૌચ, એક નિષ્ટા, શરીરને નિયમમાં રાખવું, ઇંદ્રિયના અર્થને વિષે વૈરાગ્ય, અહંકાર રહિત, જન્મ, મૃત્યુ, જરા તથા વ્યાધિ સંબંધી દુઃખ તથા દોષને વારંવાર જોવું, પુત્ર, સ્ત્રી તથા ગૃહાદિને વિષે આસકિત રહિત તથા તેમનાં સુખ તથા દુઃખથી હું સુખી તથા દુઃખી છું એમ ન માનવું, પ્રિય અથવા અપ્રિય વસ્તુની પ્રાપ્તિ વિષે સદૈવ સમાન ચિત્ત પરમેશ્વર એવા મારે વિષે સર્વત્ર દષ્ટિથી એકાગ્ર ભકિત એકાંત સ્થાનનું સેવન પ્રાકૃત મનુષ્યની સભાને વિષે પ્રીતિનો અભાવ, આત્મ સંબંધી જ્ઞાન વિષે નિષ્ટા અને તત્વજ્ઞાનનાં પ્રયોજનરૂપ મોક્ષને સર્વથી ઉત્કૃષ્ટ છે એમ જોવુ એ સર્વ જ્ઞાન જ છે એમ કહ્યું, કેમકે જ્ઞાનનાં સાધન છે; ને એથી જે ઉલટું માન્યત્વાદિ, તે અજ્ઞાન છે એમ વસિષ્ઠાદિએ કહેલ છે, કેમકે જ્ઞાનનાં વિરોધિ છે, માટે તેમનો સર્વથા ત્યાગ કરવો. હવે જેને જાણવાથી મનુષ્ય મોક્ષને પામે એવું જાણવા લાયક જે બ્રહ્મ, તે કહુંછું; જે અનાદિ નિર્વિશેષ અને સદસદ્‌થી ભિન્ન કહેવાય છે. વળી તે સર્વ ઠેકાણે છે. હાથ, પગ, નેત્ર, મસ્તક, મુખ તથા કાન જેનાં એવું અને સર્વ લોકમાં વ્યાપિ રહેલું છે. વળી તે સર્વ ઇંદ્રિયો તથા તેના સર્વ વિષયોને પ્રકાશ કરનાર, સર્વ ઇંદ્રિય રહિત સંગરહિત, સર્વને ધારણ કરનાર, સત્વાદિ ગુણ રહિત અને ગુણનું પાલક છે. વળી તે ચરાચર ભૂતની અંદર તથા બહાર રહેલું, સ્થાવર તથા જંગમરૂપરૂપાદિ રહિત પણાને લીધે નહી જણાય એવું અવિદ્વાનોને દૂર તથા વિદ્વાનોને સમીપ છે. વળી તે સ્થાવર તથા જંગમાત્મક ભૂતને વિષે કારણરૂપે કરી અભિન્ન અને કાર્યરૂપે કરી જુદા જુદાપણે રહેલું, સ્થિતિ કાળમાં પ્રાણીમાત્રનું પોષણ કરનાર પ્રલય સમયે સર્વનો ગ્રાસ કરનાર અને સૃષ્ટિકાલે નાના પ્રકારના કાર્યરૂપે ઉત્પન્ન થનાર છે. વળી તે ચંદ્ર તથા સૂર્યાદિનું પ્રકાશક અજ્ઞાનથી પર, કેવળ જ્ઞાનમાત્ર શરીરવાળું જાણવા લાયક અમાનિત્વાદિ જ્ઞાનના જે પુર્વોક્ત સાધન તેથીજ જેની પ્રાપ્ત

થાય એવું અને સર્વના હૃદયને વિષે નિયંતાપણાએ કરી રહેલું છે. એ પ્રમાણે મેં ને ક્ષેત્રજ્ઞાન તથા જ્ઞેય વસ્તુ સંક્ષેપથી કહ્યાં; જેને જાણીને મારો ભક્ત બ્રહ્મપણાને પામવા યોગ્ય થાય. હવે પ્રકૃતિ તથા પુરૂષ એ બેઉ અનાદિ છે એમ અને શબ્દાદિ વિકાર તથા બુદ્ધિ ઇંદ્રિયાદિ ગુણ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલ છે એમ તું જાણ. “ હવે પ્રકૃતિ તથા પુરૂષ એ બેઉ કયા દ્વારે કરી સંસારના કારણ થાય છે એમ તું કહીશ તો કહું છું ” કે કાર્ય, શરીર, તથા તેને આરંભ કરનાર પંચ મહાભૂત તથા પાંચ વિષય ‘ અને ” તેર ઇંદ્રિય તથા તદાશ્રિત સુખ, દુઃખ અને મોહાત્મક ગુણ એમના કર્તાપણાએ કરી સંસારનું કારણ પ્રકૃત થાય છે અને સુખ તથા દુઃખના ભોક્તાપણાને લીધે પુરૂષ સંસારનો હેતુ થાય છે “ શંકા તથાપિ અવિકારી તથા જન્મ રહિત એવા પુરૂષને ભોક્તાપણું કેમ—એમ તું કહીશ તો કહું છું ” કે—પ્રકૃતિના કાર્યભૂત દેહને વિષે તાદાત્મ્યપણાથી રહેલો પુરૂષ દેહે ઉત્પન્ન કરેલા સુખ દુઃખ તથા મોહરૂપ ગુણને પામે છે; માટે તેને દેવતા, પશુ તથા મનુષ્યાદિને વિષે જન્મ થવાનું કારણ શુભાશુભ કર્મ કરનારી ઇંદ્રિયોનો સંગ છે. હવે તે પુરૂષનો પ્રભાવ કહું તે તું સાંભળ—પુરૂષ પ્રકૃતિનાં કાર્યભૂત દેહને વિષે રહેલો છે તોપણ તેથી જૂદો છે; કારણ તેની પાસે રહી તેનો સાક્ષી છે, તેની સન્નિધિ માત્રે કરી તેનો અનુગ્રહ કરનાર છે, તેનું ધારણ કરનાર તથા પાલન કરનાર છે, બ્રહ્માદિનો પણ અધિપતિ અને અંતર્યામી છે એમ શ્રુતિયોએ કહેલું છે. એ પ્રમાણે પુરૂષને તથા પોતાના વિકાર સહિત પ્રકૃતિને જે પુરૂષ જાણે તે વિધિને ઉલ્લંઘન કરી વર્તે તોપણ ફરીથી જન્મને પામે નહીં “સંસારથી મુક્ત થાય” એ પ્રમાણેના આત્માને જાણવામાં અધિકારીના ભેદને લીધે ઉપાયના વિકલ્પ કહું ‘ તે તું સાંભળ. આત્માને કેટલાક પુરૂષો પોતાના દેહને વિષે બુદ્ધિએ કરી ધ્યાન દ્વારા, કેટલાક પ્રકૃતિ પુરૂષના વિલક્ષણપણાના વિચારરૂપ સાંખ્યદ્વારા, કેટલાક અષ્ટાંગ યોગદ્વારા, અને કેટલાક કર્મદ્વારા જુવેછે” હવે અતિમંદ એવા અધિકારીને સંસારરૂપ સમુદ્ર તરવાનો ઉપાય કહું તે તું સાંભળ—પૂર્વે કહેલા સાંખ્ય યોગાદિ માર્ગે કરી ઉપદ્રષ્ટાદિ લક્ષણવાન આત્માને સાક્ષાત્ કરવાને નહીં જાણતા એવા તથા ઉપદેશને શ્રવણ કરવામાં તત્પર જે પુરૂષો આચાર્યાદિથી ઉપદેશ સાંભળી ધ્યાન કરે છે, તે આસ્તે આસ્તે સંસારને તરે છે. હે ભરતકુળમાં શ્રેષ્ઠ અર્જુન, જે કંઇ સ્થાવર તથા જંગમાત્મક પ્રાણિ ઉત્પન્ન થાય છે, તે સર્વ ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞના સંયોગથી થાય છે એમ તું જાણ. હવે સર્વ ભૂતપ્રાણિને વિષે સમાનપણાએ કરીને રહેલા તથા તેના નાશ થવાથી “નહી” નાશ થતા એવા પરમેશ્વરને જે પુરૂષો જાણે છે, તેજ સારી રીતે જુવેછે. “બીજો નહીં. કારણ તે પુરૂષ સર્વત્ર સમાનપણાએ કરી રહેલા આત્માને સમાનરૂપે જુવે છે તેથી પોતાના આત્માને નાશ કરતો નથી; ને પરમ ગતિને પામે છે. “શંકા શુભાશુભ કર્મ કરવાને લીધે આત્માનું વિષમપણું દેખાય છે, ત્યારે તેનામાં સમતા કેમ એમ તુ કહીશ તો કહું છું.” કે સર્વ પ્રકારે કરી દેહ તથા ઇંદ્રિયાદિરૂપે પરિણામ પામેલી પ્રકૃતિયેજ સર્વ કર્મ કર્યાં છે એમ તથા આત્મા અકર્ત્તા

એમ જે જુવેછે, તેજ સારી રીતે જુવેછે. “શંકા પ્રકૃત્તિનેજ કર્તૃત્વ અને આત્માને નહીં એમ કેમ એ રીતે તું કહીશ તો કહું છું” કે—જ્યારે પુરૂષ સ્થાવર તથા જંગમાત્મક પ્રાણિના જૂદા જૂદા પણાને પ્રલયને વિષે એકજ ઇશ્વર શક્તિરૂપ પ્રકૃતિને વિષે રહેલું છે એમ સૃષ્ટિ સમયે તે થકીજ તેમનો વિસ્તાર થાય છે એમ અને પ્રકૃતિજ સર્વ રૂપછે એમ જાણી તેમાં અભેદ જૂવે ત્યારે બ્રહ્મરૂપ થાય. હે કુંતિપુત્ર, સંસારાવસ્થાને વિષે અવિનાશી એવા પરમાત્મા શરીરને

વિષે રહેલા હોય છે, તો પણ કંઇજ કર્તા નથી તથા કર્મ ફળે કરી લેપાતા નથી, કેમકે અનાદિ તથા નિર્ગુણ છે. માટે જેમ આકાશ સૂક્ષ્મ તથા અસંગપણાને લીધે પંકાદિને વિષે લેપાતું નથી, તેમ આત્મા ઉત્તમ તથા અધમ દેહને વિષે રહેલો છે પણ દેહ સંબંધી ગુણ દોષે કરી લેપાતો નથી. વળી હે ભારત, જેમ એક સૂર્ય સમગ્ર લોકને પ્રકાશ કરેછે, તેમ ક્ષેત્રી આત્મ સમગ્ર ક્ષેત્રરૂપ દેહને પ્રકાશ કરે છે. એ પ્રમાણે ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞના ભેદને અને આકાશાદિ ભૂતોનાં ઉપાદાન કારણરૂપ ત્રિગુણાત્મિક અવિદ્યાનો જ્ઞાને કરી નાશ થાય છે એમ જે જાણે તે પરમપદને પામે.

क्षेत्रक्षेत्रज्ञयोरेवमंतरं ज्ञानचक्षुषा ।
भूतप्रकृतिमोक्षं च ये विदुर्यांति ते परं ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भगवद्गीतापर्वणि श्रीकृष्णार्जुनसंवादे क्षेत्रक्षेत्रज्ञयोगोनाम गुर्जरभाषायां सप्तत्रिंशोऽध्यायः ॥ ३७ ॥

---

श्री भगवानुवाच—परं भूयः प्रवक्ष्यामि ज्ञानानां ज्ञानमुत्तमं ।
यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः ॥ १ ॥

શ્રી ભગવાન કહે છે—હે અર્જુન, તપ તથા કર્માદિ વિષયના જ્ઞાનોમાં જે ઉત્તમ જ્ઞાન તે હું તને ફરીથી કહું છું; જેને જાણીને મુનિઓ આ સંસારથી મૂકાઇ ઉત્કૃષ્ટ મોક્ષરૂપ સિદ્ધિને પામ્યા છે. એ જ્ઞાનનો આશ્રય કરીને મારા સમાનપણાને પામેલા પુરૂષો, બ્રહ્માદિ ઉત્પન્ન થાયછે તો પણ ઉત્પન્ન થતા નથી અને પ્રલય વખતે દુઃખનો અનુભવ કરતા નથી. હે ભારત, દેશ તથા કાળથી નાશ રહિત, આ જગતરૂપ પોતાના કાર્યની વૃદ્ધિની હેતુ અને પરમેશ્વર એવા મારૂં ગર્ભાધાન સ્થાનરૂપ પ્રકૃતિને વિષે, હું ગર્ભ મુકું છું. જગતના વિસ્તારના હેતુ ચિદાભાસને તેને વિષે નાંખું છું." તેથી બ્રહ્માદિ સર્વ પ્રાણિની ઉત્પત્તિ થાયછે. હે કુંતિપુત્ર, મનુષ્યાદિ યોનીને વિષે સ્થાવર તથા જંગમાત્મિક જે મૂર્તિ ઉત્પન્ન થાયછે, તેમની પ્રકૃતિ માતારૂપ છે અને તેમનો ગર્ભાધાનાદિ કરનાર હું પિતા છું. હવે હે ભારત, સત્વ, રજ તથા તમ એ ત્રણ ગુણ પ્રકૃતિથી ઉત્પન્ન થાય છે; જે પ્રકૃતિના કાર્યરૂપ દેહને વિષે તાદાત્મ્યપણાએ કરી રહેલા વસ્તુતાએ કરી નિર્વિકાર દેહીને પોતાનાં કાર્યરૂપ સુખ, દુઃખ તથા મોહાદિને વિષે જોડે છે. તે આવી રીતે કે—હે નિષ્પાપ, તે ત્રણ ગુણ મધ્યનો સત્વગુણ નિર્મળપણાને લીધે પ્રકાશક તથા શાંત છે, મા પોતાનાં કાર્યરૂપ સુખ તથા જ્ઞાનના સંગે કરી જીવને બાંધે છે "હું સુખી તથા જ્ઞાની એમ માનનાર જે મન તેના અભિમાની ક્ષેત્રજ્ઞને તેને વિષે જોડે છે" ને હે કુંતિ પુત્ર, તૃષ્ણા તથા સંગની જેનાથી ઉત્પત્તિ છે એવા રજો ગુણને રંજનરૂપ છે એમ તું જાણજે; દેહીને દૃષ્ટ તથા અદૃષ્ટ અર્થવાળાં કર્મને વિષે આસક્તિએ કરી સારી રીતે બંધન કરે છે. ને હે ભારત, સર્વ દેહીને ભ્રાંતિ ઉત્પન્ન કરનાર તમોગુણ અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો છે એમ તું જાણ; જે પ્રમાદ, આલસ્ય તથા નિદ્રાએ કરી દેહીને બંધન કરે છે. વળી સત્વગુણ દેહીને સુખને વિષે, રજોગુણ કર્મને વિષે તથા તમોગુણ તેના જ્ઞાનને ઢાંકી લઇ પ્રમાદને વિષે જોડે છે. હે ભારત, જ્યારે રજોગુણ તથા તમોગુણને તિરસ્કાર કરી સત્વગુણ ઉત્પન્ન થાય છે ત્યારે પોતાના કાર્યરૂપ

સુખ તથા જ્ઞાનાદિને વિષે દેહીને જોડે છે; સત્વગુણ તથા તમોગુણને તિરસ્કાર કરીને રજોગુણ ઉત્પન્ન થાય છે ત્યારે પોતાનાં કાર્યરૂપ તૃષ્ણા તથા કર્માદિને વિષે દેહીને જોડે છે અને સત્વગુણ તથા રજોગુણનો તિરસ્કાર કરીને તમોગુણ ઉત્પન્ન થાય છે ત્યારે પોતાના કાર્યરૂપ પ્રમાદ તથા આલસ્યાદિને વિષે દેહી જોડે છે. "હવે વૃદ્ધિ પામેલા સત્વાદિ ગુણનાં ચિન્હ કહું" તે તું સાંભળ. જ્યારે આત્માના ભોગસ્થાનરૂપ દેહમાં રહેલાં શ્રોત્રાદિ સર્વ દ્વારને વિષે શબ્દાદિ જ્ઞાનાત્મક પ્રકાશ ઉત્પન્ન થાય ત્યારે સત્વગુણ વૃદ્ધિ પામ્યા છે એમ જાણવું. હે ભરતકુળમાં શ્રેષ્ઠ, જ્યારે લોભ, અગ્નિહોત્રાદિ કર્મમાં પ્રવૃત્તિ, ગૃહાદિના આરંભ, અમુક કર્યા પછી અમુક કરીશ; એમ સંકલ્પ તથા વિકલ્પ કરવા અને દેખેલી અનેક ચીજોને ગ્રહણ કરવાની ઇચ્છા થાય ત્યારે રજોગુણ વૃદ્ધિ પામ્યે છે એમ જાણવું. હે કુરૂકુળમાં ઉપન્ન થયેલા અર્જુન, જ્યારે વિવેકનો નાશ ઉદ્યમ રહિતપણું, ગાફલતા તથા મોહ થાય ત્યારે તમોગુણ વૃદ્ધિ પામ્યો છે એમ જાણવું, હવે મરણ સમયે વૃદ્ધિ પામેલા સત્વાદિ ગુણનાં ફળ કહું" તે તું સાંભળ—જો સત્વગુણ વૃદ્ધિ પામ્યો હોય ને જીવ મરણ પામે, તો હિરણ્યગર્ભાદિની ઉપાસના કરનારાઓને જે લોક પ્રાપ્ત થાય છે, તે દુઃખ રહિત નિર્મળ લોકને પામે છે. જો રજોગુણ વૃદ્ધિ પામ્યો હોય ને જીવ મરણ પામે તો શ્રૌત તથા સ્માર્ત કર્મના અનુષ્ઠાનવાળા મનુષ્યોને વિષે ઉત્પન્ન થાય; ને જો તમોગુણ વૃદ્ધિ પામ્યો હોય ને મરણ પામે, તો પશ્વાદિની યોની વિષે ઉપન્ન થાય. સાત્વિક કર્મનું સત્વગુણ પ્રધાનવાળું તથા ઘણા પ્રકાશવાળું સુખરૂપ ફળ છે. રાજસ કર્મનું રજોગુણ પ્રધાનવાળું દુઃખરૂપ ફળ છે અને તામસ કર્મનું તમોગુણ પ્રધાનવાળું અજ્ઞાનરૂપ ફળ છે એમ કપિલાદિ કહે છે. વળી જીવને સત્વગુણથી જ્ઞાન ઉત્પન્ન થાય છે, રજોગુણથી લોભ ઉત્પન્ન થાય છે અને તમોગુણથી પ્રમાદ, મોહ તથા અજ્ઞાન ઉપન્ન થાય છે. વળી સત્વગુણ પ્રધાનવાળા પુરૂષો ઉપરના લોકમાં જાય છે, રજોગુણ પ્રધાનવાળા પુરૂષો મનુષ્ય લોકમાં ઉત્પન્ન થાય છે અને હલકા એવા તમોગુણનાં કાર્ય પ્રમાદ તથા મોહાદિ વિષે રહેલા તામસી પુરૂષો નર્કને વિષે ઉત્પન્ન થાય છે "એ પ્રમાણે પ્રકૃતિજન્યગુણના સંગે કરી થયેલો પ્રપંચ સહિત સંસાર કહ્યો. હવે તેના વિવેકથી થતો મોક્ષ કહું" તે તું સાંભળ—જ્યારે વિવેકયુક્ત થયેલો જીવ બુધ્યાદિ આકારરૂપે પરિણામ પામેલા ગુણથી કર્તા જૂદો છે એમ જુવે 'ગુણજ કર્મ કરે છે એમ જુવે" અને ગુણથી જૂદા એવા તેના સાક્ષી આત્માને જાણે, ત્યારે બ્રહ્મતાને પામે ત્યાર પછી જીવ દેહાકાર રૂપે પરિણામ પામનાર તે ત્રણને અતિક્રમણ કરી અને તત્કૃત જન્મ મરણ તથા જરાવસ્થાનાં દુઃખથી મૂકાઇને બ્રહ્માનંદને પામે. અર્જુન પૂછે છે—હે સમર્થ, ત્રણ ગુણને અતિક્રમણ કરેલા દેહીનાં લક્ષણ તથા આચાર કેવો હોય છે, ને કયા સાધનથી એ ત્રણ ગુણને અતિક્રમણ કરે તે તમે મને કહો. શ્રીભગવાન કહે છે—હે પાંડવ, દેહી સત્વ, રજ તથા તમોગુણના કાર્ય પ્રકાશ, પ્રવૃત્તિ તથા મોહ પોતાની મેળે પ્રાપ્ત થાય; ત્યારે દુઃખબુદ્ધિથી તેનો દ્વેષ કરે નહીં, અને સમાધિ અવસ્થામાં તેમનો નાશ થયા કેડે પાછી સુખ બુદ્ધિથી તેમની ઇચ્છા કરે નહી વળી સાક્ષીપણાએ કરી રહેલો દેહીગુણ કાર્ય સુખ તથા દુઃખાદિએ કરી પોતાના સ્વધર્મથી ચલાયમાન થાય નહી, અને ગુણજ પોતાના કાર્યમાં વર્તે છે તેના સાથે મને કંઇપણ સંબંધ નથી એમ વિવેકજ્ઞાને કરી તૂષ્ણિ ભાવને પામી રહે પણ લગાર ચલાયમાન થાય નહીં. વળી સુખ તથા દુઃખ સમાનવાળો, સ્વ સ્વરૂપને વિષેજ રહેલો ઢેફું, પથ્થર તથા સુવર્ણને વિષે સમાન ભાવવાળો, પ્રિય તથા અપ્રિય જેને સમાન હોયછે એવો

અભિમાન, સમાન પોતાની નિંદા તથા સ્તુતિવાળો, માન તથા અપમાનને વિષે સમાન, મિત્ર તથા શત્રુના પક્ષને વિષે સમાન અને સર્વ આરંભનો ત્યાગ કરનાર દેહી ગુણાતીત કહેવાય છે, ને જે દેહી એકાગ્ર એવા ભક્તિયોગે કરીને પરમેશ્વર નારાયણ એવા મને સેવે, તે એ ત્રણને અતિક્રમણ કરી બ્રહ્મપણાને પામવા યોગ્ય થાય. બ્રહ્મ, અવિનાશિ એવા મોક્ષ, શાશ્વત એવા ધર્મ તથા અખંડિત સુખની પ્રતિમા હું જ છું.

ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्य व्ययस्य च ।
शाश्वतस्य च धर्मस्य सुखस्यैकांतिकस्य च ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भगवद्गीतापर्वणि श्रीकृष्णार्जुनसंवादे
गुणत्रयविभागयोगोनाम गुर्जरभाषायां अष्टत्रिंशोऽध्यायः ॥ ३८ ॥

---

श्री भगवानुवाच—ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययं ।
छंदांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥ १ ॥

શ્રીભગવાન કહેછે—પૂર્વાધ્યાયના અંતમાં મને જે પુરૂષ એકાગ્ર ભક્તિએ કરી સેવે ઈત્યાદિ વાક્યે કરી પરમેશ્વરને એકાંત ભક્તિએ કરી ભજનારને તેની કૃપાથી પ્રાપ્ત થયેલાં જ્ઞાને કરી બ્રહ્મભાવ થાયછે એમ કહ્યું; પણ અવૈરાગ્યવાનને એકાંત ભક્તિ તથા જ્ઞાન થાય નહી માટે વૈરાગ્ય પૂર્વક જ્ઞાનનો ઉપદેશ કરવાની ઈચ્છાથી પ્રથમ અઢી શ્લોકે કરી સંસારનાં સ્વરૂપને વૃક્ષનારૂપ અલંકારે કરી વર્ણન કરતાં "શ્રીભગવાન કહેછે—પુરૂષોત્તમરૂપ મૂળવાળો કાર્યના ઉપાધિરૂપ હિરણ્યગર્ભાદિ શાખાવાળો તથા વેદરૂપ પાંદડાંવાળો આ સંસારરૂપ અશ્વત્થ નામનો વૃક્ષ છે, તેને મિથ્યારૂપે જે મનુષ્ય જાણે, તેજ વેદ જાણનાર" તેણેજ જાણવાનું જાણ્યું. સત્વાદિ ગુણે કરી વૃદ્ધિ પામેલી તથા વિષયરૂપ સૂક્ષ્મ પલ્લવવાળી તે વૃક્ષની શાખાઓ, મનુષ્ય, પશુ, સ્થવર તથા નરક પર્યંત નીચે અને ગંધર્વ તથા યક્ષાદિ હિરણ્યગર્ભ પર્યંત ઉપર વિસ્તાર પામી છે; ને તે વૃક્ષના નીચા એવા આ મનુષ્ય લોકમાં કર્મરૂપ અનુબંધવાળા તથા નિત્ય વ્યવહારવાળાં તે તે ભોગની વાસનારૂપ અવાંતર મૂળ છે. આ સંસારમાં રહેલા પ્રાણિને એ સંસાર વૃક્ષનાં સ્વરૂપ, અંત, આદિ તથા સ્થિતિ જાણવામાં આવતાં નથી; માટે દઢ મૂળવાળા તે સંસારરૂપ અશ્વત્થ વૃક્ષને દઢ એવા અસંગરૂપ શસ્ત્રે કરી છેદ કરીને, તેનાં મૂળ, ભૂત વસ્તુ વૈષ્ણવ પદને ખોળવું; જેને વિષે ગયેલા પાછા આ સંસારમાં આવતા નથી. માટે જેનાથી અનાદિ એવી સંસારની પ્રવૃત્તિ વિસ્તાર પામી છે, તેજ આદિ પુરૂષની હું શરણ આવ્યો છું એમ મનુષ્યે પોતાના મનમાં ભાવ રાખવો. " વળી તે પદને પામવાનાં બીજાં સાધન છે તે કહું " તે તું સાંભળ-માન તથા મોહ વગરના પુત્રાદિના સંગરૂપ દોષને જીતેલા, આત્મ જ્ઞાનને વિષે નિષ્ઠાવાળા, નિવૃત્ત પામેલી કામનાવાળા અને સુખ તથા દુઃખરૂપ શીતોષ્ણાદિ દ્વંદ્વથી મુક્ત થયેલા પુરૂષો, અવિદ્યા રહિત થઇને અવિનાશિ એવા તે વૈષ્ણવ પદને પામેછે. જે પદને પામીને યોગી પુરૂષો પાછા તેથી નિવૃત્તિ પામતા નથી. તે ઉત્કૃષ્ટ એવાં મારા સ્વરૂપને સૂર્ય, ચંદ્ર તથા અગ્નિ પણ પ્રકાશ કરી શકતા નથી. "શંકા—જોકે તમારા સ્વરૂપને પામેલા પુરૂષો પાછા સંસારમાં આવતા નથી ત્યારે તો સુષુપ્તિ તથા પ્રલયકાળને વિષે સર્વને તમારી

પ્રાપ્તિ છેજ; ત્યારે પાછો સંસારી કોણ થાય એમ તું કહીશ તો કહું છું" કે—અવિદ્યાએ કરી જીવરૂપ થયેલો સનાતન એવો મારો અંશ, પ્રકૃતિને વિષે લીન થયેલી મન સહિત ઇંદ્રિયોને જીવ લોકમાં ભોગને માટે આકર્ષણ કરેછે" અવિદ્યાએ વિટાયલા જીવનો ઇંદ્રિયો સહિત પ્રકૃતિયુક્ત એવા મારે વિષે લય છે, પણ શુદ્ધ સ્વરૂપને વિષે લય નથી, તેથી તે ભોગ વાસ્તે ઇંદ્રિયોનું આકષણ કરે છે; ને જ્ઞાનિને શુદ્ધ સ્વરૂપની પ્રાપ્તિ થાયછે, તેથી તેને પાછી આવૃત્તિ થતી નથી" "શંકા—જીવ ઇંદ્રિયોને આકર્ષણ કરી શું કરે છે એમ તું કહીશ તો કહું છું" કે—દેહાદિનો સ્વામી જીવ, જ્યારે જે શરીરનો ત્યાગ કરી જે બીજા શરીર પ્રત્યે જાય છે, ત્યારે જેમ વાયુ ગંધના સ્થાનરૂપ પુષ્પમાંથી સૂક્ષ્મ ગંધને ગ્રહણ કરી જાયછે, તેમ તેમાંથી સૂક્ષ્મ ઇંદ્રિયોને ગ્રહણ કરી તે પ્રત્યે જાયછે." જીવ તે ઇંદ્રિયોને ગ્રહણ કરી જે વાસ્તે બીજા શરીરને વિષે જાયછે, તે કહું" તેતું સાંભળ—આ જીવ શ્રોત્ર, ચક્ષુ, ત્વચા, જીભ, ઘ્રાણ તથા મન એ ૭ ઇંદ્રિયોનો આશ્રય કરીને, વિષયોને ભોગવે છે. "શંકા-કાર્ય તથા કારણના સંઘાતથી જુદાપણાએ કરી રહેલા આત્માને જીવને સર્વ કેમ જોતા નથી એમ તું કહીશ તો કહુ છું" કે—એક દેહમાંથી બીજા દેહને વિષે જતાંવેતજ દેહને વિષે રહેલા, ઇંદ્રિયોના ભોગે કરી ભોગવનાર તથા ઇંદ્રિયાદિ યુક્ત જીવને મૂઢ પુરૂષો જોતા નથી; પણ જ્ઞાનરૂપ ચક્ષુવાળા વિવેકી પુરૂષો જુવે છે." તેમાં પણ દુર્જ્ઞેય એવા તેને કેટલાક જુવે છે તથા કેટલાક નથી પણ જોતા તે કહું" તે તું સાંભળ—ધ્યાનાદિ સાધને કરી યત્ન કરનાર કેટલાક શાસ્ત્રના અભ્યાસાદિ સાધને કરી યત્ન કરે છે, તો પણ શુદ્ધ ચિત્ત વગરના હોવાથી મંદ બુદ્ધિવાળા જોતા નથી. વળી સૂર્યમાં રહેલું જે તેજ આખા જગત્‌ને પ્રકાશ કરે છે તથા ચંદ્રમાં અને અગ્નિમાં જે તેજ રહ્યું છે, તે સર્વ તેજ મારૂંજ છે એમ તું જાણ. હું પૃથ્વી વિષે પ્રવેશ કરીને મારા બળે કરી સર્વ ભૂત પ્રાણિને ધારણ કરૂંછું તથા રસાત્મક ચંદ્રરૂપ થઇને સર્વ વ્રીહ્યાદિ ઔષધિયોનું પોષણ કરૂંછું, વળી હું જઠરાગ્નિરૂપ થઇ, પ્રાણિયોના દેહમાં રહી અને પ્રાણ તથા અપાનયુક્ત થઇ ભક્ષ્ય ભોજ્ય, લેહ્ય તથા ચોશ્યરૂપ ચાર પ્રકારનાં અન્નને પચાવું છું. વળી હું સર્વ પ્રાણિના હૃદયને વિષે અંતર્યામિરૂપે રહ્યો છું, માટે પ્રાણિમાત્રને સ્મૃતિ તથા જ્ઞાન અને એ બેઉનું ટળી જવું એ મારાથીજ થાય છે; સર્વ વેદે કરી જાણવા લાયક જ્ઞાન આપનાર ગુરૂ તથા વેદાર્થને જાણનાર પણ હું છું. હવે આ લોકમાં ક્ષર તથા અક્ષર એ બે પુરૂષ પ્રસિદ્ધ છે, તેમાં બ્રહ્માદિ સ્થાવરાંત સર્વ ભુત પ્રાણિનાં શરીર ક્ષર પુરૂષ અને દેહના નાશે કરીને અવિકારપણાને લીધે જેનો નાશ થતો નથી એવો કૂટસ્થ ચેતનરૂપ ભોક્તા અક્ષર પુરૂષ છે એમ વિવેકી પુરૂષો કહે છે. ને જે અવિનાશિ ઇશ્વર ત્રણ લોકમાં રહીને તેનું પાલન કરે છે તથા શ્રુતિયો જેને પરમાત્મા કહે છે, તે ક્ષર તથા અક્ષર એ બેઉ પુરૂષથી જૂદો ઉત્તમ પુરૂષ કહેવાય છે. જેથી હું નિત્ય યુક્તપણાને લીધે જડ વર્ગનું અતિક્રમણ કરી રહ્યો છું તથા નિયંતાપણાને લીધે ચેતન વર્ગથી પણ ઉત્તમ છું; માટે લોકમાં તથા દેવમાં પુરૂષોત્તમ નામે વિખ્યાત છું. માટે હે ભારત, નિશ્ચય મતિવાળો જે પુરૂષ એ પ્રમાણના પુરૂષોત્તમ એવા મને જાણે, તે સર્વ ભાવે કરી મારૂંજ ભજન કરે છે, તેથી સર્વજ્ઞ થાય છે. હે નિષ્પાપ ભારત, મેં તને અતિ રહસ્ય એવું આ શાસ્ત્ર આવી રીતે કહ્યું, જેને જાણવાથી પુરૂષ સારી રીતે જ્ઞાની તથા કૃતકૃત્ય થાય.

इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयाऽनघ ।
एतद्बुद्ध्वा बुद्धिमान्स्यात्कृतकृत्यश्च भारत ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भगवद्गीतापर्वणि श्रीकृष्णार्जुनसंवादे पुरुषोत्तमयोगोनाम गुर्जरभाषायां उनचत्वारिंशोऽध्यायः ॥ ३९ ॥

---

**श्री भगवानुवाच**—अभयं सत्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवं ॥ १ ॥

શ્રીભગવાન કહે છે-હે ભારત અર્જુન, અભય, ચિત્ત, શુદ્ધિ, આત્મજ્ઞાનના ઉપાયને વિષે નિષ્ઠા, પોતાને ભોજન કરવાના પદાર્થ અન્નાદિનો ઘટતી રીતે વિભાગ, બાહ્યેંદ્રિય નિગ્રહ, શ્રૌત તથા સ્માર્તરૂપ યજ્ઞ, વેદાધ્યયન, શારીરાદિ તપ, સરલતા, અહિંસા, સત્ય, અક્રોધ, ઉદારતા, શાંતિ, પારકા દોષનો પ્રકાશ ન કરવો, દુઃખયુક્ત ભૂતપ્રાણિને વિષે દયા, વિષયના સાન્નિધ્યપણા-થી પણ ઇંદ્રિયોને ન વિકાર થવો, કોમલપણું, લજ્જા, પ્રયોજન વગર વાણી, હાથ તથા પગ આદિ ઇંદ્રિયોને તેના વ્યાપારમાં નહીં પ્રવર્ત કરવાં, તેજ, ક્ષમા, ધૈર્ય, મૃત્તિકા તથા જલાદિથી બાહ્ય અને મન તથા બુદ્ધિના નિર્મળપણારૂપ આભ્યંતર શૌચ, અદ્રોહ અને અત્યંત માન રહિતપણું, એ અભયાદિ છવીશ પ્રકારની દૈવી સંપત્તિ ભાવિ કલ્યાણવાળા પુરૂષને પ્રાપ્ત થાય છે; ને હે પાર્થ, દંભ, ગર્વ, અભિમાન, ક્રોધ, કઠોરપણું, તથા અવિવેક એ આસુરી સંપત્તિ ભાવિ અકલ્યાણવાળા પુરૂષને પ્રાપ્ત થાય છે. હે પાંડવ, દૈવી સંપત્તિ મોક્ષ આપનાર તથા આસુરી સંપત્તિ બંધન કરનાર છે એમ માન્ય છે, પણ તું કંઇ પણ શોચ કર નહીં; કેમકે દૈવી સંપત્તિવાળો છે. હે પાર્થ, આ લોકને વિષે દેવ તથા આસુર એ બે પ્રકારનાં પ્રાણિની સૃષ્ટિ છે, તેમાં દૈવી સૃષ્ટિ મેં તને વિસ્તારથી કહી, ને હવે આસુરી સૃષ્ટિ વિસ્તારથી કહું તે તું મારાથી સાંભળ-આસુર સ્વભાવવાળા જનો ધર્મ વિષે પ્રવૃત્તિ તથા અધર્મ વિષે નિવૃત્તિને જાણતા નથી, તેથી તેમને વિષે પવિત્રતા, આચાર તથા સત્યતા હોતાં નથી. ને તેઓ વેદ તથા પુરાણાદિના પ્રમાણ વગરનું ધર્મ તથા અધર્મરૂપ વ્યવસ્થા હેતુ વગરનું જેના કર્તા તથા વ્યવસ્થા કરનાર ઇશ્વર નથી એવું "સ્વાભાવિક" સ્ત્રી તથા પુરૂષના સંબંધી ઉત્પન્ન થયેલું બીજા કારણ વગરનું અને કેવળ સ્ત્રી તથા પુરૂષનો કામજ જેની ઉત્પત્તિનો હેતુ છે એવું આ જગત્ છે એમ કહે છે. વાસ્તે એ પ્રમાણે લોકાયતિકની દૃષ્ટિનો આશ્રય કરવાથી મલિન ચિત્તવાળા, દૃષ્ટિગોચરનેજ સત્ય માનનારા તથા ઉગ્ર કર્મવાળા પુરૂષો, વૈરીરૂપ થઇ જગતના ક્ષય સારુ ઉત્પન્ન થાય છે. વળી દુખે કરી પણ પૂર્ણ ન થનાર એવા કામનો આશ્રય કરવાથી દંભ, માન તથા મદયુક્ત થઇને અપવિત્ર વ્રતવાળા તેઓ, મોહથી વશીકરણાદિ દુષ્ટ આગ્રહનો સ્વીકાર કરીને, જગતના ક્ષય વાસ્તે પ્રવર્તે છે. વળી મરણને વિષેજ જેનો અંત આવે છે એવી ઘણી ચિંતાનો આશ્રય કરેલા, કામનો ઉપભોગ કરવો એજ પરમ પુરૂષાર્થ છે, ને એ વિના બીજું કંઇજ નથી એવા નિશ્ચયવાળા, આશારૂપ સેંકડો પાશે બંધાએલા અને કામ તથા ક્રોધને પરાયણ તેઓ, કામના ભોગને માટે અન્યાયે કરી અર્થના સમૂહને મેળવવા ઇચ્છે છે. વળી મને આજ અમુક વસ્તુ મળી, હું મનને પ્રિય એવી અમુક વસ્તુ મેળવીશ, મારે આ વસ્તુ

છે, સાધન ફરીથી પ્રાપ્ત થશે, મેં આ શત્રુનો નાશ કર્યો, બીજા શત્રુઓનો નાશ કરીશ, સમર્થ, ભોગી, સિદ્ધ, બળવાન, સુખી, ધનાદિ સંપન્ન તથા કુલીન છું, માટે મારા સરખો બીજો કોણ છે. યજન કરીશ, વખાણ કરનારાઓને આપીશ તથા હર્ષ પામીશ એ રીતે અજ્ઞાને કરી મોહ પામેલા, અનેક પ્રકારના મનોરથને વિષે પ્રવર્ત થયેલા. ચિત્તે કરી વિભ્રાંત થયેલા, જેમ મત્સ્ય સૂત્રરૂપ જાળે કરી બંધાય તેમ મોહરૂપ જાળે કરી બંધાયલા અને અનેક પ્રકારના કામ ભોગને વિષે આસક્ત થયેલા તેઓ, અપવિત્ર એવા નરકને વિષે પડે છે. વળી તેઓ અમે મ્હોટા છીયે એમ પોતેજ પોતાને માનવાથી નમ્રતા રહિત અને ધનને લીધે થયેલા માન તથા મદયુક્ત થઇને, દંભે કરી અવિધિપૂર્વક નામ માત્ર યજ્ઞ કરી યજન કરે છે. વળી અહંકાર, બળ, ગર્વ, કામ તથા ક્રોધનો આશ્રય કરેલા અને સન્માર્ગને વિષે વર્તનારના ગુણમાં દોષનો આરોપ કરનાર તેઓ, પોતાના તથા પારકા દેહને વિષે ચિદંશે કરી રહેલા મારો દ્વેષ કરતાં યજન કરે છે એ પ્રમાણે મારો દ્વેષ કરનાર તથા ક્રૂર બુદ્ધિવાળા અધમ તે પુરૂષોને, હું જન્મ તથા મૃત્યુરૂપ માર્ગવાળી અતિ ક્રૂર એવી વ્યાઘ્રાદિ યોનિને વિષે સદૈવ નાંખું છું. હે કુંતિપુત્ર, જે મોજ મનુષ્યાસુરી યોનિ પ્રાપ્ત થયેલા તે મૂઢ પુરૂષો મને પામ્યા વગરજ અધમ ગતિને પામે છે "કેટલા આસુર દોષોમાંપણ સમગ્ર દોષના મૂળભૂત ત્રણ દોષ છે, તેમનો જરૂરજ ત્યાગ કરવો એમ કહુ" તે તું સાંભળ—આત્માને નીચ યોનિની પ્રાપ્તિ કરનાર આ નરકના દ્વારરૂપ કામ, ક્રોધ, તથા લોભ છે; માટે એ ત્રણેનો જરૂર ત્યાગ કરવો. હે કુંતિપુત્ર, નરકનાં દ્વારરૂપ એ ત્રણથી મુક્ત થઇને પોતાના કલ્યાણરૂપ તપ તથા યોગાદિ કર્મનું આચરણ કરનાર પુરૂષ તે સાધને કરી મોક્ષને પામે છે ને જે પુરૂષ વેદ વિહિત ધર્મનો ત્યાગ કરીને પોતાની ઇચ્છા પ્રમાણે વર્તે છે, તે તત્વજ્ઞાન શાંતિ તથા મુક્તિને પામતો નથી. વાસ્તે તને કાર્ય તથા અકાર્યની વ્યવસ્થાને વિષે શ્રુતિ, સ્મૃતિ તથા પુરાણાદિ પ્રમાણ છે, માટે તું શાસ્ત્ર વિધિએ કહેલાં, કર્મને જાણીને, તે કરવા યોગ્ય છે.

तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।

ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भगवद्गीतापर्वणि देवासुरसंपद्विभागयोगोनाम गुर्जरभाषायां चत्वारिंशोऽध्यायः ॥ ४० ॥

---

**अर्जुन उवाच**—ये शास्त्रविधिमुत्सृज्य यजंते श्रद्धयान्विताः ।

तेषां निष्ठा तु का कृष्ण सत्वमाहो रजस्तमः ॥ १ ॥

અર્જુન પૂછેછે-હે શ્રીકૃષ્ણ, જે પુરૂષ શાસ્ત્રની વિધિને છોડી દઇ શ્રદ્ધાયુક્ત થઇને યજન કરે છે, તેની તે રીતની દેવ પૂજાદિને વિષે પ્રવૃત્તિ સત્વગુણમિશ્ર, રજોગુણમિશ્ર કે તમોગુણમિશ્ર છે? શ્રીભગવાન કહે છે-હે અર્જુન, લોકાચાર માત્ર કરી પ્રવર્તનાર દેહધારી મનુષ્યોને પૂર્વકર્મના સંસ્કારથી ઉત્પન્ન થયેલી તે શ્રદ્ધા સાત્વિકી, રાજસી તથા તામસી એ પ્રમાણે ત્રણ પ્રકારની થાય છે; જે કહું તે તું સાંભળ—હે ભારત, વિવેકી તથા અવિવેકી સર્વ પુરૂષને શ્રદ્ધા સાત્વિકીજ થાય છે, પણ આ પુરૂષ ત્રણ પ્રકારની શ્રદ્ધાએ કરી વિકાર પામે છે; તેથી જે જે શ્રદ્ધાયુક્ત, તે તેજ "સાત્વિક શ્રદ્ધાવાળો સાત્વિક, રાજસ શ્રદ્ધાવાળો રાજસ તથા તામ-

સ શ્રદ્ધાવાળો તામસ" સાત્વિક પુરૂષો સાત્વિક પ્રકૃતિવાળા દેવતાઓનું, રાજસ પુરૂષો રજોગુણ યુક્ત પ્રકૃતિવાળા યક્ષ તથા રાક્ષસોનું અને બીજા તામસ પુરૂષો તમોગુણયુક્ત પ્રકૃતિવાળા પ્રેત તથા ભૂત ગણોનું યજન કરે છે. જે દંભ, અહંકાર, કામ, પ્રીતિ તથા આગ્રહયુક્ત પુરૂષો શરીરમાં રહેલા ઇંદ્રિય સમૂહને ઉપવાસાદિએ કરી દુર્બળ કરતા તથા તેમ ન કરવારૂપ મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરવાથી અંતર્યામિ એવા મને પણ દુર્બળ કરતાં વેદ તથા શાસ્ત્રમાં નહીં કહેલું ઘોર તપ કરે છે, તેમને તું અતિ ક્રૂર નિશ્ચયવાળા જાણ. હવે સર્વ પુરૂષને આહાર "અન્નાદિ" ત્રણ પ્રકારના પ્રિય થાય છે; અને યજ્ઞ, તપ તથા દાન પણ ત્રણ પ્રકારનાં થાય છે; તેમનો ભેદ કહું તે તું સાંભળ—આયુષ, ઉત્સાહ, શક્તિ, આરોગ્ય, સુખ તથા પ્રીતિને વધારનારા, રસવાન, સ્નિગ્ધ, દેહમાં રસરૂપ અંશે કરી ઘણો કાળ રહેનાર અને જોવા માત્રમાં હૃદયને વિષે પ્રિય લાગે એવા ભક્ષ્ય તથા ભોજ્યાદિ આહાર સાત્વિક પુરૂષોને પ્રિય હોય છે. અતિકટુ, ખાટા, ખારા, ઉષ્ણ, તીખા, રૂક્ષ તથા દાહ કરનાર અને દુઃખ, શોક તથા રોગ પ્રાપ્ત કરનાર એવા આહાર રાજસ પુરૂષોને પ્રિય હોય છે. ઠંડું થયેલું, રસ વગરનું, દુર્ગંધવાળું, આગલે દિવસે રાંધેલું, ઉચ્છિષ્ટ તથા યજ્ઞમાં ઉપયોગ ન આવે અથવા નહીં ભક્ષણ કરવા લાયક અન્ન તામસ પુરૂષોને પ્રિય હોય છે. હવે ફળની આકાંક્ષા વગરના પુરૂષો મારે યજ્ઞનુંજ અનુષ્ટાન કરવું છે, પણ બીજું ફળ સાધવું નથી એવી રીતે પોતાના મનને એકાગ્ર કરીને વેદમાં અવશ્યપણાએ કરી કહેલા જે યજ્ઞ વિધિયુક્ત કરે છે, તે યજ્ઞ સાત્વિક કહેવાય છે. ને હે ભરત કુળમાં શ્રેષ્ટ, પુરૂષ ફળના ઉદ્દેશે કરી પોતાની બડાઇ વાસ્તે જે યજ્ઞ કરે છે, તે યજ્ઞ રાજસ કહેવાય છે ને શાસ્ત્રવિધિ રહિત, અન્ન દાન વગરનો મંત્ર રહિત અને શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે દક્ષિણા તથા શ્રદ્ધા વગરનો જે યજ્ઞ તે તામસ યજ્ઞ કહેવાય છે. હવે દેવતા, બ્રાહ્મણ તથા માતા, પિતા તથા આચાર્યાદિનું પૂજન, પવિત્રપણું, કુટિલતારહિતપણું, બ્રહ્મચર્ય અને કોઇની હિંસા ન કરવી એ શરીરનું તપ કહેવાય છે. કોઇને ઉદ્વેગ ન કરે એવું, સત્ય, પ્રિય તથા હિતરૂપ જે વાક્ય, તે અને વેદનો અભ્યાસ એ વાણીનું તપ કહેવાય છે. મનને વિષે રાગ તથા દ્વેષાદિ રહિતપણું, પારકું હિત ઇચ્છવાપણું, વાણીને નિયમમાં રાખવાપણું અને વ્યવહારને વિષે માયારહિતપણું એ મનનું તપ કહેવાય છે. હવે ફળની આકાંક્ષા વગરના એકાગ્ર ચિત્તવાળા પુરૂષોએ પરમશ્રદ્ધાએ કરી આચરણ કરેલું એ કાયિક, વાચિક તથા માનસિક ત્રણ પ્રકારનું તપ સાત્વિક કહેવાય છે. આ લોકમાં સત્કાર, માન તથા પૂજા થાય તે સારૂ દંભે કરી જે તપ થાય તે ક્ષણિક તથા ચલાયમાન તપ રાજસ કહેવાય છે, ને અવિવેકકૃત દુરાગ્રહપણાથી શરીરને પીડિત કરીને અથવા શત્રુઆદિને નાશ કરવાની ઇચ્છાથી જે તપ થાય, તેને વિવેકીઓએ તામસ તપ કહ્યું છે. હવે પાછો પ્રતિઉપકાર ન કરી શકે એવાને, તીર્થને વિષે ગ્રહણાદ કાળને વિષે અને વેદ તથા શાસ્ત્રસંપન્ન પાત્રને આપવુંજ જોઇએ એમ નિશ્ચયપૂર્વક જે દાન અપાય, તે સાત્વિક કહેવાય છે. આ મારો કોઈ કાળે પણ બદલો વાળી આપશે એમ માની અથવા સ્વર્ગાદિ ફળનો ઉદ્દેશ કરી ચિત્તમાં કલેશપૂર્વક જે દાન અપાય તે રાજસ કહેવાય છે. જે દેશ, કાળ તથા પાત્રરૂપ સંપત્તિ છતાં પણ અપવિત્ર દેશ તથા કાળને વિષે અપાત્રને સત્કારરહિત તથા તિરસ્કારયુક્ત જે દાન અપાય, તે તામસ કહેવાય છે. હવે શિષ્ટ પુરૂષોએ બ્રહ્મનાં ઓં, તત્ અને સત્ એ રીતે ત્રણ નામનો એક પાઠ કર્યો છે, જે ત્રણ નામના ઉચ્ચારણના સામર્થ્યે કરી બ્રહ્માએ બ્રાહ્મણ, વેદ તથા યજ્ઞોને પ્રકાશ કર્યો છે. "ઉત્પન્ન

કર્યો છે" માટે બ્રહ્મવાદિયોની વેદમાં રહેલી યજ્ઞ, દાન તથા તપશ્ચર્યારૂપ ક્રિયા, સદૈવ ૐકારનો ઉચ્ચાર કરીનેજ પ્રવર્તે છે. ને મુમુક્ષુ પુરૂષો યજ્ઞ, તપ, ક્રિયા તથા વિવિધ પ્રકારની દાન ક્રિયા, તે બ્રહ્મરૂપ છે એમ માની તેમના ફળની આશા છોડી દઇને કરે છે. ને હે પાર્થ, અસ્તિત્વને વિષે, સમીચીનપણાને વિષે, પ્રશસ્ત વિવાહાદિ કર્મ વિષે, યજ્ઞ તપ તથા દાનને વિષે અને ઇશ્વરપ્રીત્યર્થ કર્મને વિષે સત્ "સારા છે" એમ ઉચ્ચાર થાય છે. એ પ્રમાણે બ્રહ્મનાં ત્રણે નામ શ્રેષ્ઠ હોવાને લીધે, યજ્ઞાદિ કર્મ વિષે કંઇ પણ ન્યૂનતા હોય તો, તેના ઉચ્ચારે કરી પૂર્ણ થાય છે, માટે સત્કર્મને વિષે તેમનો ઉચ્ચાર કરવો." હવે મનુષ્યોએ શ્રદ્ધાયુક્ત થઇ કર્મ કરવાં એમ બતાવતાં અશ્રદ્ધાએ કરેલાં કર્મ અસત્ છે એમ કહ્યું" તે તું સાંભળ હે પાર્થ, શ્રદ્ધા વગર જે કંઇ હોમ્યું, દાન આપ્યું તથા તપ કર્યું તે સર્વ અસત્ છે. જેમનું ફલ આ લોકમાં તથા મૃત્યુ પામ્યા પછી પરલોકમાં પણ થતું નથી.

अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।
असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भगवद्गीतापर्वणि सू० श्रद्धात्रयविभाग-
योगोनाम गुर्जरभाषायां एकचत्वारिंशोऽध्यायः ॥ ४१ ॥

---

**अर्जुन उवाच**—संन्यासस्य महाबाहो तत्त्वमिच्छामि वेदितुं ।
त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषूदन ॥ १ ॥

અર્જુન કહે છે–હે મહાબાહો, હૃષીકેશ, હે કેશિ દૈત્યને નાશ કરનાર શ્રીકૃષ્ણ, સંન્યાસ તથા ત્યાગનાં તત્વને વિવેકે કરી હું જાણવા ઇચ્છું છું. શ્રીભગવાન કહે છે–હે અર્જુન, કવી પુરૂષો કામ્ય કર્મના ત્યાગને સંન્યાસ એમ જાણે છે. ને વિચક્ષણ પુરૂષો સર્વ કર્મના ફલનાં ત્યાગને ત્યાગ એમ કહે છે. તેમાં કેટલાક બુદ્ધિમાન્ સાંખ્ય પુરૂષ હિંસાદિ બંધન કરનાર દોષ હોવાથી સર્વ કર્મ ત્યાગ કરવું એમ કહે છે, ને બીજા મીમાંસક પુરૂષો યજ્ઞ, દાન, તથા તપરૂપ કર્મ ત્યાગ કરવું નહીં, એમ કહે છે. પણ હે ભરતકુળમાં શ્રેષ્ઠ, તે બે મતમાં જે મારો નિશ્ચય છે તે કહું તે તું સાંભળ-હે પુરૂષમાં સિંહરૂપ, તત્વવેત્તા પુરૂષોએ તામસાદિ ભેદે કરી ત્યાગ ત્રણ પ્રકારનો કહ્યો છે, પણ યજ્ઞ તથા તપરૂપ કર્મનો ત્યાગ કરવો નહિ, તેમનું તો આચરણજ કરવું; કેમકે તેઓ વિવેકી પુરૂષોનાં ચિત્તને શુદ્ધ કરનાર છે. "શંકા કેવી રીતે કર્માચરણ કરવાથી ચિત્ત શુદ્ધ થાય એમ તું કહીશ તો કહું છું કે હે પાર્થ, કર્તાપણારૂપ અભિમાન તથા ફળની આશાનો ત્યાગ કરીને, યજ્ઞાદિ કર્મ ઇશ્વરના આરાધન માટે કરવાં એજ મારો નિશ્ચયાત્મિક ઉત્તમ મત છે. અવશ્ય અનુષ્ઠાન કરવા યોગ્ય નિત્ય કર્મનો ત્યાગ કરવો યોગ્ય નથી, કેમકે તે ચિત્ત શુદ્ધિ દ્વારા મોક્ષનો હેતુ છે; તથાપિ મોહથી તેનો ત્યાગ થાય, તે તામસ ત્યાગ છે એમ બુદ્ધિમાનોએ કહેલ છે. આ દુઃખરૂપ છે એમ જાણીને શરીરને કલેશ થશે એવા ભયથી જે નિત્ય કર્મનો ત્યાગ થાય, તે રાજસ ત્યાગ કહેવાય; પણ તેથી ત્યાગનાં ફળ જ્ઞાન નિષ્ઠાની પ્રાપ્તિ થાય નહીં. ને હે અર્જુન, શાસ્ત્રમાં અવશ્ય કર્તવ્યતાએ કરી કહેલું જે કર્મ જરૂર કરવા લાયકજ છે એવી બુદ્ધિથી, કર્તાપણાના અભિનિવેશ તથા ફળની આશા

નો ત્યાગ કરીને કરાય, તે સાત્વિક ત્યાગ છે એમ બુદ્ધિમાન્ પુરૂષોએ માન્યો છે." હવે તે સાત્વિક ત્યાગ વિષે નિષ્ઠાવાનનાં લક્ષણ કહું" તે તું સાંભળ—સ્થિર બુદ્ધિમાન્ તથા ટળી ગયેલા સંશયવાન સાત્વિક ત્યાગી, દુઃખ આપનાર કર્મનો ત્યાગ કરતા નથી, તેમ સુખ આપનાર કર્મને વિષે આસક્ત થતા નથી. "શંકા-એ રીતના કર્મફળનો ત્યાગ કરતાં સર્વ કર્મનો ત્યાગ કરવો એ સારૂં; કેમકે તેમ કરવાથી કર્મના વિક્ષેપના અભાવને લીધે જ્ઞાન નિષ્ઠારૂપ સુખ પ્રાપ્ત થાય એમ તું કહીશ તો કહું છું" કે-દેહાભિમાની પુરૂષે સર્વ કર્મનો ત્યાગ કરી શકાય તેમ નથી, માટે જે પુરૂષ કર્મફળનો ત્યાગ કરી કર્મ કરે છે, તેજ મુખ્ય ત્યાગી કહેવાય છે. "એ રીતના કર્મફળના ત્યાગનું ફળ કહું" તે તું સાંભળ-સકામ કર્મ કરનાર પુરૂષોને મૃત્યુ પામ્યા પછી નારકિપણું, દેવપણું તથા મનુષ્યપણું એ રીતે પાપ, પુણ્ય તથા ઉભયમિશ્ર કર્મનાં ફળ પ્રાપ્ત થાય છે; પણ કર્મફળ ત્યાગિને કયારે પણ તેમ થતું નથી "શંકા-કર્મ કરનારને કર્મનું ફળ કેમ થાય નહીં એમ તું કહીશ તો, સંગ ત્યાગ કરેલા અહંકાર વગરના પુરૂષને કર્મ કરવાથી તેના ફળનો લેપ નથી એમ પ્રતિપાદન કરવા સારૂં કહું છું." કે હે મહાબાહો, સર્વ કર્મની સિદ્ધિ માટે કર્મની પરિસમાપ્તિ જેમાં રહી છે એવા વેદાંતના સિદ્ધાંતમાં જે આ પાંચ કારણ કહ્યાં છે, તે તું મારા કહેવાથી જાણ. "તે પાંચ કારણ કહું" તે તું સાંભળ. શરીર, અહંકાર, અનેક પ્રકારની ઇંદ્રિય, પ્રાણ તથા અપાનાદિની વિવિધ પ્રકારની ચેષ્ટાઓ અને ચક્ષુરાદિ ઇંદ્રિયના અધિષ્ઠાતા સૂર્યાદિ દેવતાઓ એ પાંચ કારણ છે" હવે એ પાંચેના કર્મફળનાં હેતુ પણ કહું તે તું સાંભળ મનુષ્ય શરીર, વાણી તથા મને કરી ધર્મરૂપ તથા અધર્મરૂપ કર્મ કરે છે, તે સર્વ કર્મના પૂર્વોક્ત પાંચે હેતુ છે." શંકા-તેથી શું એમ તું કહીશ તો કહું છું" કે- સર્વ કર્મનાં પાંચે હેતુ છતાં પણ જે પુરૂષ અકર્તા તથા નિરૂપાધિ આત્માને કર્તા માને છે, તે શાસ્ત્ર તથા આચાર્યના ઉપદેશે કરી સંસ્કારવાળી બુદ્ધિ વગરનો હોવાથી દુર્મતિવાન સારી રીતે જાણતો નથી. "શંકા - ત્યારે સુમતિમાન કોણ એમ તું કહીશ તો કહું છું" કે—જેને હું કર્તા છું એમ અભિમાન નથી તથા જેની બુદ્ધિ આ સારૂં તથા આ નરસું એમ માની કર્મને વિષે જોડાતી નથી, તે પુરૂષ આ સર્વ લોકને હણે, તો પણ તે કર્તા નથી તથા તે કર્મનાં ફળે કરી બંધાતો પણ નથી. જ્ઞાન, જાણવા યોગ્ય વસ્તુ તથા તેનો જાણનાર એ ત્રણે એકઠા મળી કર્મની પ્રવૃત્તિ કરાવે છે એમ વેદમાં કહેલ છે; ને ઇંદ્રિય, ઇંદ્રિયકૃત વિષય, ગ્રહણરૂપ કર્મ અને કર્તા એ ત્રણે એકઠા મળવાથી ભોક્તા કહેવાય છે. હવે સાંખ્ય શાસ્ત્રમાં સત્વાદિ ગુણ ભેદે કરી જ્ઞાન, કર્મ તથા કર્તા એ પ્રત્યેક ત્રણેના ત્રણ ભેદ કહ્યા છે, તે યથાર્થ કહું તે સાંભળ—પરસ્પર જૂદાં એવાં બ્રહ્માદિ સ્થાવરાંત પ્રાણિને વિષે વ્યાપિ રહેલું નિર્વિકાર એક આત્મતત્વને જે જ્ઞાને કરી જુવે છે, તે જ્ઞાન સાત્વિક છે, એમ તું જાણ. સર્વ ભૂત પ્રાણિને વિષે જૂદાપણાએ કરી અમુક સુખી તથા અમુક દુઃખી એ રીતે જૂદા જૂદા ભાવનું જે જ્ઞાન, તે રાજસ જ્ઞાન છે એમ તું જાણ, ને એક દેહને વિષે અથવા એકજ પ્રતિમાદિને વિષે એટલોજ આત્મા છે એમ અભિનિવેશ યુક્ત, યુક્તિ સહિત પ્રમાણ વગરનું તથા પરમાર્થના અવલંબ રહિત હોવાથી તુચ્છ જે જ્ઞાન, તેને બુદ્ધિમાનોએ તામસ જ્ઞાન કહ્યું છે. નિયમપણાએ કરી કહેલું અભિનિવેશ રહિત તથા ફળની આશા વગરના પુરૂષે દ્વેષ અથવા પ્રીત વાસ્તે નહીં કરેલું જે કર્મ, તે સાત્વિક કહેવાય છે. ફળની આશાવાળો તથા અહંકારયુક્ત પુરૂષ ઘણા કલે-

વાળું જે કર્મ કરે છે, તે રાજસ કહેવાય છે. પાછળથી થનાર શુભ તથા અશુભ, ધનનો ખરચ, હિંસા અને પોતાના સામર્થ્યને નહીં જાણીને પુરૂષ કેવળ મોહથી જે કર્મનો આરંભ કરે છે, તે કર્મ તામસ કહેવાય છે. અભિનિવેશ તથા ગર્વનાં વચન બોલવાં તેણે રહિત, ધૈર્ય તથા ઉદ્યમવાન અને આરંભેલાં કર્મની સિદ્ધિ અથવા અસિદ્ધિ થવાથી હર્ષ તથા ખેદથી રહિત એવાં કર્મ કર્ત્તા પુરૂષ સાત્વિક કહેવાય છે પ્રીતિમાન, કર્મફળને ઇચ્છનાર પરધનને ઇચ્છનાર, મારક સ્વભાવવાળો, શાસ્ત્રમાં કહેલાં પવિત્રપણાથી રહિત, લાભ તથા અલાભ વખતે હર્ષ તથા શોકયુક્ત જે કર્મ કરનાર પુરૂષ, તે રાજસ કહેવાય છે. સાવધાનપણાએ કરી રહિત, વિવેક શૂન્ય, નમ્રતા રહિત, શઠ બીજાઓનું અપમાન કરનાર, આળસુ, શોકશીલ તથા દીર્ઘસૂત્રી જે કર્મ કરનાર પુરૂષ, તે તામસ કહેવાય છે. હવે હે ધનંજય, બુદ્ધિ તથા ધૃતિના ગુણને લીધે ત્રણ પ્રકારનો સમગ્ર ભેદ જૂદાપણાએ કરી કહું તે તું સાંભળ—હે પાર્થ, ધર્મને વિષે પ્રવૃત્તિ, અધર્મને વિષે નિવૃત્તિ, જે દેશમાં તથા વખતમાં જે કરવા લાયક તથા ન કરવા લાયક, તે નિમિત્ત અર્થ તથા અનર્થ, કેવી રીતે બંધન થાય છે અને કેવી રીતે મોક્ષ થાય છે, તેને જે બુદ્ધિ જાણે, તે સાત્વિક બુદ્ધિ કહેવાય છે. હે પાર્થ, જે બુદ્ધિએ કરી ધર્મ, અધર્મ, કરવા લાયક તથા ન કરવા લાયક યથાર્થ જણાય નહીં, તે બુદ્ધિ રાજસી કહેવાય છે. હે પાર્થ, તમોગુણે વીટાયલી જે બુદ્ધિ ધર્મને અધર્મ તથા સર્વ અર્થને વિપરીત માને છે તે બુદ્ધિ તામસી કહેવાય છે. હે પાર્થ, ચિત્તના એકાગ્રપણાના હેતુએ કરી વિષયાંતરને નહીં ધારણ કરતી એવી જે વૃત્તિએ કરી પુરૂષ મન, પ્રાણ તથા ઇંદ્રિયોની ક્રિયાને નિયમમાં રાખે તે ધૃતિ સાત્વિક કહેવાય છે. હે પાર્થ અર્જુન, જે ધૃતિએ કરી પુરૂષ ધર્મ, અર્થ તથા કામને ત્યાગ ન કરે અને ધર્માદિના સંબંધે કરી ફળની આકાંક્ષા રાખે, તે ધૃતિ રાજસી કહેવાય છે. હે પાર્થ, જે ધૃતિએ કરો દુષ્ટ બુદ્ધિવાળો પુરૂષ નિદ્રા, ભય, શોક, વિષાદ તથા મદનો ત્યાગ કરે નહીં તે ધૃતિ તામસી કહેવાય છે. હવે હે ભરતકુળમાં શ્રેષ્ઠ, ત્રણ પ્રકારનું સુખ કહું તે તું મારાથી સાંભળ, જેને વિષે અભ્યાસે કરી પ્રીતિ બંધાય તથા જેથી દુઃખનો અંત પણ થાય છે, જે આ મબુદ્ધિના પ્રસાદથી થયેલું સુખ પ્રથમ વિષ સરખું અને છેવટ અમૃત લાગે, તે સુખ સાત્વિક કહેવાય છે. વિષય તથા ઇંદ્રિયોના સંયોગથી જે સુખ તે પ્રથમ અમૃત સરખું અને પરિણામે વિષ સરખું થાય, તે સુખ રાજસ કહેવાય છે. આરંભ વેળાએ તથા પરિણામે બુદ્ધિને મોહ કરનાર અને નિદ્રા, આલસ્ય તથા પ્રમાદથી ઉત્પન્ન થતું જે સુખ, તે તામસ કહેવાય છે. પૂર્વોક્ત ત્રણ ગુણે કરી રહિત પૃથ્વીને વિષે તથા સ્વર્ગમાં દેવતાઓ વિષે પણ કોઈ પ્રાણિ નથી. હવે શત્રુને તપાવનાર, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્રનાં કર્મ સ્વભાવથી ઉત્પન્ન થતા ગુણે કરી વિભાગે કરેલાં છે, તે હું તને કહું તે તું સાંભળ—શમ, દમ, તપ, શૌચ, ક્ષમા, સરળતા, શાસ્ત્ર સંબંધિ જ્ઞાન, અનુભવ તથા પરલોક છે એવો નિશ્ચય એ નવ બ્રાહ્મણનાં સ્વાભાવિક કર્મ છે. પરાક્રમ, પ્રૌઢતા, ધૈર્ય, યુદ્ધને વિષે ઉત્સાહ તથા તેથી ભાગી ન જવું, ઉદારતા અને આડે રસ્તે ચાલનારને નિયમમાં રાખવાની શક્તિ એ ક્ષત્રિયનાં સ્વાભાવિક કર્મ છે. ખેતી કરવી, ગાયનું પાલન કરવું તથા વ્યાપાર કરવો આ વૈશ્યનાં સ્વાભાવિક કર્મ છે. હવે પોતપોતાના કર્મ-

પ્રમાણે વર્તનાર બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યની સેવા કરવી એ શૂદ્રનું સ્વાભાવિક કર્મ છે. પોતાના કર્મમાં પ્રીતિવાળો પુરૂષો તત્ત્વજ્ઞાનની યોગ્યતાને કેમ પામે છે તે હું તને કહું છું માટે સાંભળ. પુરૂષ જેવી રીતે તત્ત્વજ્ઞાનની યોગ્યતાને પામે છે તે તથા જે પરમેશ્વરથી સર્વ ભૂત પ્રાણીની પ્રવૃત્તિ થાય છે તથા જેણે કરી આ જગત વ્યાપ્ત છે તે પરમેશ્વરને પોતાના સ્વભાવથી કરેલાં કર્મ અર્પણ કરવાથી મનુષ્ય મોક્ષ પામે છે. પારકા ધર્મનું સારી રીતે અનુષ્ટાન કરવાથી પોતાનો ધર્મ કંઇક અંગે હીન હોય તોપણ શ્રેયરૂપ છે માટે પૂર્વોક્ત સ્વાભાવિક નિયમયુક્ત કર્મ કરનાર પુરૂષને પાપ લાગતું નથી. હે અર્જુન ! વર્ણાશ્રમ પ્રમાણે પ્રાપ્ત થયેલા ધર્મનો ત્યાગ કરવો નહીં: કારણ કે જેમ ધુમાડાએ કરી અગ્નિ વિંટાયલો હોય છે તેમ સર્વ કર્મો દોષે કરી વિંટાયલાં છે. હવે સર્વત્ર આસક્તિવાન બુદ્ધિ રહિત અંતઃકરણ જીતેલો તથા ઇચ્છા રહિત પુરૂષ કર્મ ફળના ત્યાગે કરી ઉત્કૃષ્ટ એવી કર્મત્યાગ લક્ષણવાળી પારિવ્રાજ્ય સિદ્ધિને પામે છે. હે કુંતિપુત્ર ! જ્ઞાનની ઉત્કૃષ્ટ નિકૃષ્ટરૂપ સિદ્ધિને પ્રાપ્ત થયેલો પુરૂષ જેવી રીતે બ્રહ્મને પામે તેવી રીતે સંક્ષેપથી કહું તે તું સાંભળ. પૂર્વોક્ત સાત્વિક બુદ્ધિએ યુક્ત, પવિત્ર દેશમાં રહેનાર, થોડું ભોજન કરનાર, એ ઉપાયે કરી નિયમમાં રાખેલાં વાણી, શરીર તથા મનવાળો, ધ્યાનયોગમાં પરાયણ, નિત્ય વૈરાગ્યનો આશ્રય કરનારો, મમત્વ રહિત તથા શાંતિ પામેલો પુરૂષ સાત્વિકી ધૃતિએ કરી દેહેંદ્રિયના સંઘાતને નિયમમાં રાખી, શબ્દાદિ વિષયોનો ત્યાગ કરી, રાગ તથા દ્વેષનો ત્યાગ કરી અને અહંકાર, બળ, ગર્વ, કામ, ક્રોધ તથા પરિગ્રહને પણ મૂકી બ્રહ્મને બ્રહ્મપણાને પામવા યોગ્ય થાય છે. એ પ્રમાણે બ્રહ્મપણાને પામેલો પ્રસન્ન મનવાળો તથા સર્વ ભૂતપ્રાણીને વિષે સમાનપણાએ કરી વર્તનાર પુરૂષ નાશ થયેલાનો શોચ તથા ન પ્રાપ્ત થયેલાની ઇચ્છા ન કરે, તેથી દ્વૈતદૃષ્ટિ રહિત ભાવનાને પામે પુરૂષ એ પ્રમાણે ભાવનાએ કરી સર્વ વ્યાપી સચ્ચિદાનંદ ઘનએવા મને તત્ત્વથી જાણે છે. એ રીતે તત્ત્વથી મને જાણ્યા પછી પરમાનંદરૂપ થાય છે. મારા આશ્રયવાળો અને પૂર્વે કહેલા ક્રમે કરી નિત્ય તથા નૈમિત્તક કર્મ કરનાર પુરૂષ મારા પ્રસાદથી અનાદિ સર્વોત્કૃષ્ટ પદને પામે છે. બુદ્ધિએ કરી સર્વ કર્મ મને અર્પણ કરીને હુંજ પ્રાપ્ય પુરૂષાર્થ છું એવો તું થઇ જા. વ્યવસાયાત્મિક બુદ્ધિએ કરી યોગનો આશ્રય કરી, કર્મ કરવા વખતે પણ સર્વ બ્રહ્માર્પણ છે, એવા ન્યાયે મારામાં ચિત્તવાળો થા. એ પ્રમાણે મારામાં ચિત્તવાળો થવાથી તું મારા પ્રસાદથી દુસ્તર એવાં સાંસારિક સર્વ દુઃખને તરી જઇશ. જો અહંકારને લીધે મારાં કહેલાં વાક્યને ધ્યાનમાં લઇશ નહીં તો પુરૂષાર્થથી ભ્રષ્ટ થઇશ અહંકારને લીધે 'હું યુદ્ધ નહીં કરૂં' એમ તું માને છે, પણ એ તારો નિશ્ચય વૃથા છે, કારણ કે તારી પ્રકૃતિજ તને તે કરાવશે. વળી હે કુંતીપુત્ર ! પૂર્વ સંસ્કારરૂપ સ્વભાવથી ઉત્પન્ન થએલા શૌર્યાદિ કર્મે કરીને બંધાએલો તું પાપથી યુદ્ધરૂપ કર્મ કરવા ઇચ્છતો નથી, તે પરવશપણાએ કરી પણ કરીશ. હે અર્જુન ! જેમ સૂત્રધાર યંત્રમાં રહેલાં કૃત્રિમ પ્રાણીઓને ભ્રમણ કરાવે, તેમ અંતર્યામી પોતાની શક્તિએ કરી સર્વ ભૂતપ્રાણીને ભ્રમણ કરાવતાં તેમના હૃદયનેવિષે રહે છે. હે ભારત ! તું સર્વોત્મભાવે કરી તે ઇશ્વરને શરણે જા; કારણ કે તેના પ્રસાદથી પરમ શાંતિ તથા અવિનાશી મોક્ષરૂપ સ્થાન પામીશ. એ રીતે મેં અતિ ગુપ્તમાં પણ ગુપ્ત એવું જ્ઞાન તને કહ્યું માટે તેનો વિચાર કરી તારી ઇચ્છામાં આવે તેમ કર. સર્વ ગુહ્યમાં પણ અત્યંત ગુહ્ય એવું એક બીજું વચન કહું તે તું ફરીથી સાંભળ:

કારણ કે તું મને પ્રિય છે તેથી સર્વ પ્રમાણયુક્ત તારૂં હિત કહું છું કે-તું મારામાં મનવાળો, મારો ભક્ત તથા મારૂં યજન કરનાર થા, મનેજ નમસ્કાર કર. એ પ્રમાણે વર્તવાથી મારા પ્રસાદે કરી પ્રાપ્ત થએલા જ્ઞાને કરી તું મનેજ પામીશ એમાં તારે કંઇ પણ સંશય રાખવો નહીં. તું મને પ્રિય છે તેથી પ્રતિજ્ઞા પૂર્વક સત્ય કહું છું. વળી તું સર્વ ધર્મનો ત્યાગ કરીને કેવળ મારે શરણે આવ, કારણ હું તને સર્વ પાપથી મૂકાવીશ, માટે કંઈ પણ શોચ કર નહીં, તારે આ ગીતાતત્ત્વ સ્વધર્માનુષ્ટાન હીનને ગુરૂ તથા ઇશ્વરને વિષે ભક્તિ રહિતને સંભળાવવું નહી ઇચ્છનારને અને મારી નિંદ્રા કરનારને કહેવું નહીં. જે પુરૂષ આ ગીતા તત્ત્વ પૂર્વોક્ત દોષ રહિત એવા મારા ભક્તને કહેશે તે મારે વિષે પરમ ભક્તિએ કરીને મને પામશે, એમાં સંશય નથી. મારા ભક્તને ગીતા શાસ્ત્રનું વ્યાખ્યાન કરનાર પુરૂષથી બીજો મનુષ્યોમાં કોઇ પણ મારૂં અત્યંત પ્રિય કરનાર નથી, તેમ કાળાંતરે થશે પણ નહીં ને મને તેના કરતાં બીજો કોઇ પૃથ્વીમાં અત્યંત પ્રિય પણ નથી, તેમ થશે પણ નહીં. આપણા આ ધર્મરૂપ સંવાદનો જે મનુષ્ય પાઠ કરશે, તેને જ્ઞાન યજ્ઞે કરીને હું ઇષ્ટ થાઉ એમ મારી મતિ છે. શ્રદ્ધાવાન તથા અસૂયાદિ રહિત જે પુરૂષ આપણા સંવાદને સાંભળશે તે સર્વ પાપથી મુકાઇ અશ્વમેધાદિ પુણ્ય કર્મ કરનારના શુભ લોકને પામશે. હે પાર્થ ! એકાગ્ર ચિત્તવાળા તેં મેં કહેલું આ ગીતા શાસ્ત્ર સાંભળ્યું. હે ધનંજય ! અજ્ઞાનથી થએલો તારો સંમોહ ટળી ગયો ? અર્જુને કહ્યું કે, હે અચ્યુત ! તમારા પ્રસાદથીં મારો મોહ ટળો ગયો, ને આ હું છું એમ સ્વરૂપના અનુસંધાનરૂપ સ્મૃતિ મને પ્રાપ્ત થઇ, માટે સંદેહ રહિત એવો હું યુદ્ધ કરવાને તૈયાર છું, ને તમારા કહેવા પ્રમાણે કરીશ. સંજય કહે છે કે, હે ધૃતરાષ્ટ્ર ! મહાત્મા વાસુદેવ તથા અર્જુનનાં રૂવાં ઉભાં કરે એવા આશ્ચર્યરૂપ આ સંવાદને મેં સાંભળ્યો. યોગને પોતે કહેતા એવા યોગેશ્વર સાક્ષાત કૃષ્ણના મુખથી આ પરમ ગુહ્ય ગીતાતત્ત્વ મેં વ્યાસજીના પ્રસાદને લીધે સાંભળ્યું. હે રાજન ! કેશવ તથા અર્જુનના આશ્ચર્યરૂપ આ પવિત્ર સંવાદને વારંવાર સંભારીને, હું ક્ષણે ક્ષણે રોમાંચિત થાઉં છું. વળી હે રાજન ! હજી હું તે અતિ આશ્ચર્યરૂપ વિશ્વરૂપનું વારંવાર સ્મરણ કરી અતિ આશ્ચર્ય પામું છું તથા હર્ષ પામું છું. જે પાંડવ પક્ષમાં યોગીશ્વર શ્રીકૃષ્ણ તથા ગાંડીવ ધનુષ ધરનાર અર્જુન છે, ત્યાંજ રાજ્ય, લક્ષ્મી, વિજય તથા ઉત્તરોત્તર અભિવૃદ્ધિ છે, એવો મારો નિશ્ચય છે " માટે હજી પણ પુત્ર સહિત તમે શ્રીકૃષ્ણને શરણે જઇ પાંડવોને પ્રસન્ન કરી સર્વસ્વ તેમને નિવેદન કરી પુત્રોના પ્રાણનું રક્ષણ કરો. "

**यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थोधनुर्धरः ।**
**तत्र श्रीर्विजयोभूतिर्ध्रुवानीतिर्मतिर्मम ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि. भगवद्गीतापर्वणि श्रीकृष्णार्जुनसंवादे संन्यासयोगोनाम गुर्जरभाषायां द्विचत्वारिंशोऽध्यायः ॥ ४२-१८ ॥**

**समाप्तंभगवद्गीतापर्व.**

## અધ્યાય ૪૩ મો. યુધિષ્ઠિરે લીધેલી વડીલોની આશિષ.

**वैशंपायन उवाच-गीतासुगीताकर्त्तव्या किमन्यैः शास्त्रसंग्रहैः ।**
**या स्वयं पद्मनाभस्य मुखपद्माद्विनिःसृता ॥ १ ॥**

વૈશંપાયન કહે છે-હે જનમેજય ! જે ગીતા સાક્ષાત્ શ્રીકૃષ્ણના મુખકમળથી નિકળેલી છે તેજ સારી રીતે કંઠે કરી હોય તો પછી, બીજાં શાસ્ત્રના સંગ્રહની જરૂર નથી. સર્વ શાસ્ત્રરૂપ ગીતા, સર્વ દેવતારૂપ ભગવાન, સર્વ તીર્થરૂપ ગંગા, તથા સર્વ વેદરૂપ મંત્ર છે. ગીતા, ગંગા, ગાયત્રી તથા ગોવિંદ, એ ચાર ગકાર યુક્ત હૃદયવાળા પુરૂષને ફરીથી જન્મ થતો નથી. ગીતામાં છસો વીસ શ્લોક શ્રીકૃષ્ણે, સત્તાવન અર્જુને. સડસઠ સંજયે, તથા એક શ્લોક ધૃતરાષ્ટ્રે કહેલો છે. એ રીતે ગીતાનું પ્રમાણ જાણવું. શ્રીકૃષ્ણે ભારતરૂપ અમૃતનું મંથન કરી તેના સર્વ પરમ સારરૂપ ગીતાનો ઉદ્ધાર કરી અર્જુનના મુખમાં હોમ કર્યો. અર્જુનને ગીતા કહી સંભળાવી છે. સંજય કહે છે કે, હે ધૃતરાષ્ટ્ર ! એટલામાં બાણ તથા ગાંડીવ ધનુષ ધારણ કરનાર અર્જુનને જોઇ મહારથી શૂરવીરોએ, મોટો શબ્દ કર્યો. પાંડવ, સોમક, તથા તેને અનુસરનારા બીજા શૂરવીરો હર્ષિત થઇ સમુદ્રથી ઉપજેલા શંખોના નાદ કરવા લાગ્યા. તેમજ ભેરી, કાહલ, ક્રકચ, ગાયોની શિંગડીઓ વગેરે યુદ્ધ સમયનાં વાદ્ય વાગવા લાગ્યાં હે ધૃતરાષ્ટ્ર ! ગંધર્વ સહિત દેવતાઓ, પિતૃ, સિદ્ધ ચારણના સમુદાય, તથા મોટા ભાગ્યવાળા ઋષિઓ એકઠા થઇ ઇંદ્રને આગળ કરી, આ મોટું યુદ્ધ જોવા આવ્યા હતા. શૂરવીર ધર્મરાજ યુધિષ્ટિર વારંવાર ચલાયમાન થતી સમુદ્ર જેવી યુદ્ધ વાસ્તે ઉભેલી બેઉ સેનાને જોઇ પોતાનું કવચ તથા આયુધ છોડી દઇ રથમાંથી નીચે ઉતરી, હાથ જોડી, વાણી નિયમમાં રાખી, પૂર્વાભિમુખ શત્રુની સેનામાં પ્રવેશ કરી, વિજય વાસ્તે પ્રથમ પોતાના દાદા ભીષ્મ પિતામહ પાસે જવા લાગ્યા. તેમને જોઇ રથમાંથી નીચે ઉતરી ભાઇઓ સહિત કુંતીપુત્ર અર્જુન, વાસુદેવ ભગવાન તથા તેમાં ચિત્તવાળા ઉત્સાહવાળા રાજાઓ પણ તેમની પાછળ ચાલ્યા. તે વખતે અર્જુને કહ્યું કે, હે રાજન્ ! અમોને છોડી દઇ, પૂર્વાભિમુખ શત્રુની સેના સામે પગથી ચાલી તમે કયાં જાઓ છો ? તમારો શું નિશ્ચય છે ? ભીમસેને કહ્યું કે, હે રાજેંદ્ર ! કવચ તથા આયુધ છોડી દેઇ ભાઇઓનો ત્યાગ કરી, કવચ પહેરી ઉભેલા શત્રુના સૈન્યમાં શા માટે જાઓ છો ? નકુળે કહ્યું કે હે ભારત ! આ રીતે મારા મોટા ભાઇ તમે ત્યાં જાઓ છો તેથી મારૂં હૃદય ખેદ પામે છે, તમે કયાં જાઓ છો તે કહો ? સહદેવે કહ્યું કે, હે નૃપ ! આ મહાભયંકર રણસમૂહ વર્તમાન છતાં અમારો ત્યાગ કરી શત્રુની સામે તમે કયાં જાઓ છો ? સંજય કહે છે કે, હે ધૃતરાષ્ટ્ર ! એ પ્રમાણે ભાઇઓએ કહ્યું તોપણ કંઇપણ ઉત્તર ન દેતાં, ધર્મરાજા આગળ ચાલ્યા. ઉદાર મનવાળા, મહાબુદ્ધિમાન્ વાસુદેવ ભગવાને અર્જુનાદિ પ્રત્યે કહ્યું કે એમનો અભિપ્રાય મેં જાણ્યો છે તે તમોને હું કહું તે સાંભળો. ધર્મરાજા, ભીષ્મ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય તથા શલ્ય એ સર્વ ગુરૂજનની આજ્ઞા લીધા પછી તેમની સાથે યુદ્ધ કરશે, કારણ કે, શાસ્ત્રોમાં એમ કહેલું છે કે, જે પુરૂષ ગુરૂજનની આજ્ઞા લીધા વગર તેમની સાથે યુદ્ધ કરે છે, તે અશુભ ચિંતન કરેલો પરાજય પામે છે, અને જે શાસ્ત્ર પ્રમાણે ગુરૂજનની આજ્ઞા લઇ તેઓની સાથે યુદ્ધ કરે છે તે યુદ્ધમાં જય પામે છે એમ મારૂં માનવું છે. એ પ્રમાણે શ્રીકૃષ્ણે

કહ્યું એટલામાં દુર્યોધનની સેનામાં મોટો હાહાકાર થવા લાગ્યો. બીજા બધા બોલતા બંધ થઇ ગયા. એ વખતે દુર્યોધનના સૈનિક પુરૂષો દૂરથી યુધિષ્ઠિરને જોઇ, પરસ્પર આવી રીતે કહેવા લાગ્યા કે, કુળમાં દૂષણ રૂપ યુધિષ્ઠિર ભાઇઓ સહિત નિશ્ચય ભય પામી ભીષ્મની પાસે આવી શરણ થવાની માગણી કરશે; પણ અર્જુન, ભીમસેન, નકુલ તથા સહદેવ જેવા વીર ભાઇઓ છતાં યુધિષ્ઠિરને ભય કેમ પ્રાપ્ત થયું ? થોડા બળવાળા યુધિષ્ઠિરને સંગ્રામમાં ભય પ્રાપ્ત થયું માટે નિશ્ચય પૃથ્વીમાં અત્યંત પ્રખ્યાત ક્ષત્રિય કુલમાં એ ઉત્પન્ન થયેલ નથી. આમ કહી સર્વ સૈનિકો, અત્યંત પ્રસન્ન થઇ કૌરવની પ્રશંસા કરતા, સારી રીતે વસ્ત્ર હલાવતા કેશવ ભગવાન તથા ભાઇઓ સહિત યુધિષ્ઠિરની નિંદા કરવા લાગ્યા. હે રાજન્ ! એ રીતે કૌરવોનું સૈન્ય યુધિષ્ઠિરને ધિક્કારી બોલતું રહી ગયું. સંજય કહે છે કે, હે રાજન ! યુધિષ્ઠિર રાજા ભીષ્મને શું કહેશે અને તે શો પ્રત્યુત્તર આપશે. સંગ્રામમાં વખાણ કરવા લાયક ભીમ, અર્જુન તથા શ્રીકૃષ્ણ પણ શું કહેશે અને આ યુધિષ્ઠિર રાજાનું કહેવું શું હશે ? એ રીતે બેઉ સેનાને મોટો સંશય થયો, એટલામાં તો રાજા, બાણ તથા શક્તિએ કરી સંકુલ શત્રુની સેનામાં ભાઇઓ સહિત, ભીષ્મની પાસે જઇ તેમના ચરણારવિંદનો બે હાથથી સ્પર્શ કરી યુદ્ધ વાસ્તે ઉભેલા, શંતનુના પુત્રને કહેવા લાગ્યા કે–હે પિતામહ ! દુર્ધર્ષ એવા તમારી સાથે અમે યુદ્ધ કરીશું વાસ્તે હું પ્રાર્થના કરવા આવ્યો છું. આજ્ઞા તથા આશીર્વાદ આપો. યુધિષ્ઠિરનું એવું બોલવું સાંભળી ભીષ્મે કહ્યું કે, હે પૃથ્વીપતિ ! હે મહારાજ ! હે ભારત ! જો તું આ રીતે યુદ્ધમાં મારી પાસે ન આવત તો, તારા નાશ વાસ્તે હું શાપ દેત, પણ આવું રૂડું તારૂં આચરણ જોઇ હે પુત્ર ! હે પાર્થ ! હે પાંડવ ! હું તારી ઉપર પ્રસન્ન થયો છું. યુદ્ધ કરી જય પામ, અને બીજું પણ જે તારૂં અભિલસિત હોય, તે મારી પાસે માગી લે. જા તારો પરાજય થશે નહીં. હે મહારાજ ! પુરૂષ અર્થનો દાસ છે, ને અર્થ કોઇનો પણ દાસ નથી, એ સત્ય છે. જો કે હું અર્થે કરી, કૌરવો સાથે બંધાઇ ગયેલો છું તોપણ હે કુરૂનંદન, ! હે કૌરવ્ય ! તેના અર્થે પોષણ કરેલો હું કાતરની પેઠે, યુદ્ધ વિના બીજું શું તું ઇચ્છે છે એ રીતે જાણું છું. ભીષ્મનાં વચન સાંભળી, યુધિષ્ઠિરે કહ્યું કે, હે મહાબાહો ! કૌરવ વાસ્તે આપ યુદ્ધ કરો, અને મારા હિત વાસ્તે વિચાર કરો, એજ મને હમેશાં આપનો વર જોઇએ છીએ. ભીષ્મે કહ્યું કે, હે કુરૂનંદન ! હે રાજન્ ! પારકા વાસ્તે ઇચ્છા પ્રમાણે હું યુદ્ધ કરીશ પણ આ યુદ્ધરૂપ કામમાં તારી સહાયતા થશે નહિ માટે તારી ઇચ્છા હોય તે કહે. તને સહાયતા થશે નહિ. યુધિષ્ઠિરે કહ્યું કે, હે તાત ! જો મને કહેવા યોગ્ય છે એમ માનતા હોતો કોઇ ઠેકાણે પરાજય ન પામેલા તમોને હું કેવી રીતે જીતું, એ મારા હિતનો વિચાર કરો. ભીષ્મે કહ્યું કે હે કુંતીપુત્ર યુધિષ્ઠિર ! સંગ્રામમાં યુદ્ધ કરનાર મને જીતનાર કોઇ પણ પુરૂષને હું જોતો નથી. સાક્ષાત્ ઇંદ્ર હો , તોપણ શું ? યુધિષ્ઠિરે કહ્યું કે, હે પિતામહ ! તે વાસ્તેજ પ્રણામ કરી તમોને પૂછું છું કે સંગ્રામમાં શત્રુઓએ તમારો વધ કેવી રીતે કરવો, તેનો ઉપાય કહો. ભીષ્મે કહ્યું કે, હે તાત ! સંગ્રામમાં મને જીતે એવાને હું જોતો નથી. તેમ હાલ મારો મૃત્યુકાળ પણ નથી માટે તે જાણવા તું ફરીથી આવજે. સંજય કહે છે કે હે કુરૂનંદન ધૃતરાષ્ટ્ર ! ભીષ્મનાં વચનને યુધિષ્ઠિર રાજા મસ્તક ઉપર ચડાવી ફરીથી તેમને પ્રણામ કરી ભાઇઓ સહિત સર્વ સૈનિકો સમક્ષ સૈન્ય વચ્ચે થઇ, દ્રોણાચાર્યના રથ પાસે જઇ તેમને પ્રણામ તથા પ્રદક્ષિણા કરી,

પોતાના કલ્યાણ વાસ્તે આવી રીતે કહેવા લાગ્યા. હે ભગવાન ! યુદ્ધ કરવા વાસ્તે તમારી આજ્ઞા માગું છું તે આપો. યુદ્ધ કરનાર હું કેવી રીતે સર્વ શત્રુને જીતું તે કહો ? દ્રોણાચાર્યે કહ્યું કે, હે મહારાજ ! યુદ્ધ વાસ્તે નિશ્ચય કરેલો તું જો આ વખતે મારી પાસે આવ્યો ન હોત તો ચોતરફથી તારો નાશ થાત એવી રીતે હું તને શાપ આપત, પણ હે નિષ્પાપ યુધિષ્ઠિર ! આ વખતે તેં મારી પૂજા કરી આજ્ઞા માગી માટે તારૂં શુભાચરણ જોઇ આજ્ઞા આપું છું. જા યુદ્ધ કર અને જય પામ. વળી ઇચ્છા હોય તે વર માગ, બીજું પણ તારૂં કામ હું કરીશ, યુદ્ધ વિના બીજું શું ઇચ્છે છે ? હે રાજન્ ! અર્થનો પુરૂષ દાસ છે, અર્થ કોઇનો પણ દાસ નથી એ સત્ય છે, માટે હું પણ અર્થે કરી, કૌરવ સાથે બંધાઇ ગયેલો છું, તેથી બીનેલાની માફક કહું છું કે, તું યુદ્ધ શિવાય બીજું શું ઇચ્છે છે ? હું કૌરવો માટે યુદ્ધ કરીશ, પણ તારો જય થાય એમ ઇચ્છીશ. યુધિષ્ઠિરે કહ્યું કે, હે બ્રહ્મન્ ! તમારે મારો જય તથા હિત ચહાવું ને કૌરવ વાસ્તે યુદ્ધ કરવું, એજ મને તમારો વર બસ છે. દ્રોણાચાર્યે કહ્યું કે, હે રાજન ! તારા હરિ ભગવાન મંત્રી છે માટે આવશ્ય તારો જય થશે, અને હું પણ તને આજ્ઞા આપું છું માટે જા, સંગ્રામમાં શત્રુનો તું નાશ કરીશ. હે કુંતીપુત્ર ! જ્યાં ધર્મ, ત્યાં કૃષ્ણ, ને જ્યાં કૃષ્ણ ત્યાં જય, માટે જા યુદ્ધ કર. વળી બીજું પણ પૂછવાની ઇચ્છા હોય તે પૂછ. હું તને શું કહું. દ્રોણાચાર્યે કહ્યું કે, જ્યાં સુધી હું રણસંગ્રામમાં યુદ્ધ કરીશ, ત્યાં સુધી તારો જય થશે નહીં. માટે જલદી ભાઇઓ સહિત મારા નાશ વાસ્તે યત્ન કર. યુધિષ્ઠિરે કહ્યું કે, હે મહાબાહો ! હે આચાર્ય ! હું તમોને નમસ્કાર કરી પૂછું છું જે તમારો નાશ કેમ થાય, તેનો ઉપાય બતાવો ? દ્રોણાચાર્યે કહ્યું કે હે તાત ! રથમાં બેસી બાણનો વરસાદ કરતાં યુદ્ધભુમિમાં ઉભેલા એવા મારો નાશ કરે એવા કોઈ પણ શત્રુને હું જોતો નથી; માટે યુદ્ધમાં શસ્ત્રનો ત્યાગ કરી, મરણ વાસ્તે તૈયાર થયેલા ચેતન રહિત મને તમારા યોદ્ધાઓમાંથી કોઈ પણ મારે, એ મારા મરણનો ઉપાય એ હું સત્ય કહું છું. ત્યાં તું કહીશ કે તમો શસ્ત્ર કયારે મૂકશો તેના ઉત્તરમાં કહું છું કે, સત્ય વચન બોલનાર પુરૂષથી મોટું અપ્રિય સાંભળી, સંગ્રામમાં હું શસ્ત્ર ત્યાગ કરીશ, એ પણ હું તને સત્ય કહું છું. સંજય કહે છે કે, હે મહારાજ ધૃતરાષ્ટ્ર ! બુદ્ધિમાન્ દ્રોણાચાર્યના એવાં વચન સાંભળી યુધિષ્ઠિર રાજા કૃપાચાર્ય પાસે જઈ, તેમને પ્રણામ તથા પ્રદક્ષિણા કરી વાકય જાણનારાઓમાં શ્રેષ્ઠ અતિ દુર્ધર્ષ તેમને આવી રીતે કહેવા લાગ્યા. હે નિષ્પાપ ગુરૂ ! હું યુદ્ધ કરવા વાસ્તે તમારી આજ્ઞા માગું છું; કારણ તમે આજ્ઞા આપેલો પાપ રહિત હું સર્વ શત્રુને જીતીશ. કૃપાચાર્યે કહ્યું કે હે મહારાજ ! યુદ્ધ વાસ્તે નિશ્ચયવાળો તું હાલ મારી પાસે આજ્ઞા લેવા ન આવ્યો હોત તો ચોતરફથી તારો નાશ થવા વાસ્તે હું તને શાપ દેત, પણ તેં મારી પૂજા કરી માટે હું કહું તે સાંભળ. પુરૂષ અર્થનો દાસ છે અર્થ કોઇનો દાસ નથી એ સત્ય છે. જો કે અર્થે કરી કૌરવો સાથે હું બંધાએલો છું માટે કૌરવ વાસ્તે મારે યુદ્ધ કરવું એવી મારી મતિ છે; તેથી બીનેલાની પેઠે કહું છું કે, તું યુદ્ધ સિવાય બીજું શું ઇચ્છે છે તે કહે ? યુધિષ્ઠિરે કહ્યું કે, હે આચાર્ય ! તેટલા માટેજ હું તમોને પૂછું તે મારાં વચન સાંભળો એટલું કહી ચિત્તમાં ખેદ પામેલા ચેતન રહિત રાજા બોલતા રહી ગયા. સંજય કહે છે કે, હે ધૃતરાષ્ટ્ર ! ધર્મ રાજાનો અભિપ્રાય જાણી કૃપાચાર્યે કહ્યું કે હે મહીપાળ ! હું કોઇથી નાશ પામું તેમ નથી, તથાપિ

તું યુદ્ધ કરી જય પામ. કારણ તારા આવવાથી હું પ્રસન્ન થયો છું માટે હમેશ તારા જયનું ચિંતન કરીશ, એ હું તને સત્ય કહું છું. એવાં કૃપાચાર્યનાં વચન સાંભળી તેમનો સત્કાર કરી જ્યાં મદ્રદેશનો રાજા શલ્ય ઉભો હતો ત્યાં જઇ, તેને પ્રણામ તથા પ્રદક્ષિણા કરી પોતાના કલ્યાણ વાસ્તે ધર્મરાજ આવી રીતે કહેવા લાગ્યા કે, હે દુર્ધર્ષ ! યુદ્ધ વાસ્તે હું તમારી આજ્ઞા માગું છું, તમે આજ્ઞા આપેલો હું શત્રુને જીતીશ. શલ્યે કહ્યું કે જો યુદ્ધ વાસ્તે નિશ્ચય કરી તું મારી પાસે આવ્યો ન હોત તો રણસંગ્રામમાં તારો નાશ થવા હું શાપ દેત, પણ મારો સત્કાર કર્યો તેથી હું તને પ્રસન્ન થયો છું. તારી ઇચ્છા પૂર્ણ થાઓ, અને હું પણ આજ્ઞા આપું છું માટે યુદ્ધ કરી જય પામો. હે શૂરવીર ! હે મહારાજ ! બીજું પણ તમારે કહેવું હોય તે કહો, તમારે શું પ્રયોજન છે. યુદ્ધ સિવાય બીજું શું ઇચ્છો છો ? પુરૂષ અર્થનો દાસ છે, અર્થ કોઇનો દાસ નથી. એ સત્ય છે. તેથીજ કૌરવ સાથે અર્થે કરી હું બંધાએલો છું. હે ભાગિનેય ! તમને ગમતું કામ હું કરીશ, પણ બીનેલાની પેઠે યુદ્ધ શિવાય તમે બીજું શું માગો છો તે કહો ? યુધિષ્ઠિરે કહ્યું કે હે મહારાજ ! મારા ઉત્તમ હિતનો નિરંતર વિચાર કરો, ને પારકા વાસ્તે તમારી ઇચ્છા પ્રમાણે યુદ્ધ કરો, એજ તમારો વર જોઇએ. શલ્યે કહ્યું કે હે નૃપસત્તમ ! આ યુદ્ધરૂપ કામમાં શું હું તમારી સહાયતા કરૂં એમ તમે ઇચ્છો છો ? કૌરવ સાથે અર્થ કરી બંધાએલો હું તેમને વાસ્તે ઇચ્છા પ્રમાણે યુદ્ધ કરીશ. યુધિષ્ઠિરે કહ્યું કે હે શલ્ય ! ઉદ્યોગમાં તમે કહો છો તેજ તમારો મને વર છે, જે સંગ્રામમાં કર્ણનો વધ કરવો. શલ્યે કહ્યું કે હે કુંતીપુત્ર ! આ તમારી કામના તમારી ઇચ્છા પ્રમાણે પૂર્ણ થશે, વિશ્વાસ રાખીને જાઓ અને યુદ્ધ કરો, જે તમે વચન માગ્યું તે પ્રતિજ્ઞા પૂર્વક હું કરીશ. સંજય કહે છે કે, હે ધૃતરાષ્ટ્ર ! એ રીતે કુંતીપુત્ર યુધિષ્ઠિર, મદ્ર દેશનાં અધિપતિ (મામા) શલ્યનાં વચન સાંભળી, તેમની આજ્ઞા લઇ ભાઇઓ સહિત મોટા સૈન્યમાંથી જવા લાગ્યા.

પછી વાસુદેવ ભગવાન સંગ્રામમાં કર્ણ પાસે જઇ પાંડવ વાસ્તે એને આવી રીતે કહેવા લાગ્યા. હે કર્ણ ! મેં એમ સાંભળ્યું છે કે ભીષ્મના દ્વેષથી તું યુદ્ધ કરીશ નહિ, માટે હે રાધેય ! જ્યાં સુધી ભીષ્મનો નાશ ન થયો હોય ત્યાં સુધી તું અમોને વર આપ. કારણ જો દુર્યોધનની સહાયતા કરવા ઇચ્છતો હોય તો ભીષ્મ મરણ પામ્યા પછી તેની બાજુ રણસંગ્રામમાં આવજે કર્ણે કહ્યું કે હે કેશવ ! હું દુર્યોધનનું અપ્રિય કરીશ નહીં; કારણ મરણ પર્યંત દુર્યોધનનો હિતૈષી છું, એમ પ્રતીત માનજો. સંજય કહે છે કે, હે ભારત ! એવા કર્ણનાં વચન સાંભળી શ્રીકૃષ્ણ ભગવાન ત્યાંથી પાછા ફરી પાંડવો પાસે ગયા, એટલામાં પાંડવોમાં મોટા યુધિષ્ઠિર રાજા સૈન્યમાં આવી રીતે કહેવા લાગ્યા કે, જે અમોને વરે તેને અમારી સહાયતા વાસ્તે અમો વરીએ છિએ, માગણી કરીએ છીએ. એવું સાંભળી પ્રસન્ન થયેલા, યુયુત્સુ નામના દુર્યોધનના ભાઇએ કુંતીપુત્ર ધર્મરાજને કહ્યું કે, હે મહારાજ ! તમે મને વરતા હો તો રણસંગ્રામમાં તમારી તરફથી હું દુર્યોધનાદિ સાથે યુદ્ધ કરૂં. યુધિષ્ઠિરે કહ્યું કે, હે મહાબાહો ! યુયુત્સુ, વાસુદેવ ભગવાન તથા અમો સર્વ કહીએ છીએ માટે તું આવ આવ. આપણે બધા તારા મૂર્ખ ભાઇઓ સાથે યુદ્ધ કરીએ, ને ધૃતરાષ્ટ્રની સંતતિ તથા પિંડ દેનાર પણ તુંજ રહીશ, એમ દેખાય છે. હે મહાદ્યુતિ ! હે રાજપુત્ર ! તને ભજતા અમોને તું ભજ; કારણ અમોને ભજતાં અતિ ક્રોધાવિષ્ટ

ધૃતરાષ્ટ્રના બીજા સર્વ પુત્રો મરણ પામશે. સંજય કહે છે કે, હે ધૃતરાષ્ટ્ર ! પછી યુયુત્સુ તમારા દુર્યોધનાદિ પુત્રોનો ત્યાગ કરી દુંદુભિના નાદ સંભળાવી પાંડવની સેનામાં ગયો. પછી ભાઇઓ સહિત, પ્રસન્ન થએલ ધર્મરાજાએ તેજવાળું, સોના સરખું ઉજ્વળ કવચ ધારણ કર્યું અને બીજા સર્વ યોદ્ધાઓએ પણ પોતપોતાના રથોમાં બેસી પૂર્વની પેઠે પાછી વ્યૂહ રચના કરી. ઘણાક શ્રેષ્ઠ યોદ્ધાઓ સેંકડો દુંદુભિ તથા કાહળ નામનાં યુદ્ધવાદ્ય વગાડતાં વિવિધ પ્રકારના સિંહ નાદ કરવા લાગ્યા, પુરૂષમાં સિંહરૂપ, રથમાં બેઠેલા પાંડવોને જોઇ ધૃષ્ટદ્યુમ્નાદિ સર્વ રાજાઓ હર્ષયુક્ત થઈ માન દેવા લાયકને માન આપનાર પાંડવોની મોટાઈ જોઇ અત્યંત પ્રશંસા કરતા, તેમની જ્ઞાતિ વિષે મૈત્રી, સ્નેહ તથા દયાને પણ વખાણવા લાગ્યા. તે વખતે કીર્તિમાન પાંડવોની સ્તુતિયુક્ત મન તથા હૃદયને હર્ષ આપનારી 'સાધુ સાધુ' એ રીતે પવિત્રવાણી બોલવા લાગ્યા ત્યાં આવેલા મ્લેચ્છો તથા કુલીન લોકો પાંડવોનું વૃત્તાંત સાંભળી, તથા જોઇ ગદગદ કંઠથી રોવા લાગ્યા. પ્રસન્ન થયેલા શૂરવીર પુરૂષો સેંકડો મોટા ભેરી નામના વાદ્ય તથા ગાયના દૂધ સરખા શ્વેત શંખો વગાડવા લાગ્યા.

ततो जघ्नुर्महाभेरीः शतशोथसहस्रशः ।
शंखांश्च गोक्षीरनिभान्दध्मु हृष्टा मनस्विनः ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि भीष्मादिसंमानने गुर्जरभाषायां त्रिचत्वारिंशोऽध्याय ॥ ४३ ॥

## અધ્યાય ૪૪ મો. યુદ્ધની તૈયારી.

धृतराष्ट्र उवाच-एवं व्यूढेष्वनीकेषु मामकेष्वितरेषु च ।
के पूर्वं प्राहरंस्तत्र कुरवः पांडवा नु किम् ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર કહે છે કે-હે સંજય ! એ પ્રમાણે વ્યૂહ રચનાએ કરી મારા પુત્રનાં તથા પાંડવોનાં સૈન્ય ઉભાં ત્યાર પછી કૌરવ પાંડવમાંથી, પ્રથમ કોણ પ્રહાર કરવા લાગ્યા. સંજય કહે છે કે, હે રાજન્ ! તમારા દુઃશાસન, ભાઇઓ તથા સેના સહિત ભીષ્મ સાથે યુદ્ધને ઇચ્છતા સર્વ પાંડવો ભીમસેનને આગળ કરી તમારા પુત્રની સેના સામે આવ્યા. બેઉ સેનામાં સિંહનાદ, કિલકિલ, ક્રકચ, ગાયની શિંગડીઓના શબ્દ, તથા ભેરી, મૃદંગ, મુરજ અને હાથી ઘોડાના હણહણાટ થવા લાગ્યા. પછી બેઉ સેના એકઠી મળતાં મોટી ગરદી થઇ તે સમયે પાંડવ તથા ધૃતરાષ્ટ્રના મોટા પ્રહારવાળા સમાગમમાં સૈન્યો વાયુએ કરી જેમ વન કંપે, તેમ શંખ, મૃદંગાદિના શબ્દે કરી કંપવા લાગ્યાં, તેમજ રાજા, હસ્તિ, અશ્વ, તથા રથે કરી આકુલ અમંગલ મુહૂર્તમાં આવેલી સેનાઓનો, વાયુએ વૃદ્ધિ પમાડેલા સમુદ્રોનો, મોટો રૂવાં ઉભાં કરે તેવો ભયંકર શબ્દ થાય તેમ ઘોંઘાટ થવા લાગ્યો. મહાબાહુ ભીમસેને મોટા બળદની પેઠે શબ્દ કર્યો જેણે કરી શંખ, દુંદુભિ, હસ્તિ તથા ઘોડાના હણહણાટ તથા સૈન્યોના સિંહનાદો થવા લાગ્યા. ઇંદ્રના વજ્ર જેવો તે શબ્દ સાંભળી તમારા પુત્રની સેનાના સર્વે સૈનિકો ત્રાસ પામ્યા, અને સર્વ વાહનો સિંહના

શબ્દથી જેમ મૃગો થરથરે તેમ થરથરવા લાગ્યાં. મોટા ધનુષવાળો ભીમસેન પોતાનું ભયંકરરૂપ દેખાડતો મેઘની પેઠે ગર્જના કરી તમારા પુત્રને ભય પમાડતો પાસે આવવા લાગ્યો; તેને દુર્યોધન, દુર્મુખ, દુઃસહ, શલ, અતિરથિ, દુઃશાસન દુર્મર્ષણ, વિવિંશતિ, ચિત્રસેન, મહારથિ વિકર્ણ, પુરૂમિત્ર, જય, ભોજ ને વીર્યવાન સૌમદત્તિ, એ સર્વ તમારા પુત્રોએ વિજળી સહિત મેઘોની પેઠે મોટાં ધનુષો હલાવી કાંચળી ઉતારેલા સર્પ જેવાં બાણોએ મેઘ જેમ સૂર્યને ઢાંકે તેમ ઢાંકી દીધો. તે વખતે દ્રૌપદીના પુત્ર મહારથિ અભિમન્યુ, નકુળ, સહદેવ, તથા પૃષતગોત્રમાં ઉત્પન્ન થયેલો ધૃષ્ટદ્યુમ્ન, એ સર્વ મહા વેગવાળા વજ્રે કરી, પર્વતોના શિખરનો જેમ ઇંદ્ર નાશ કરે તેમ તીક્ષ્ણ બાણુથી તમારા પુત્રોને પીડતા, સામે આવવા લાગ્યા. ભીમના ધનુષની દોરી તથા મોજાના શબ્દવાળા તે પહેલા સંગ્રામમાં તમારા તથા પારકાઓમાંથી કોઈ પણ વિમુખ થયા નહીં. હે ભારત! તે વખતે નિશાન વિંધનારા, અત્યંત બાણોને ફેંકતા દ્રોણના શિષ્યોના હાથની બાણ નાંખવામાં ચાલાકી મેં જોઈ. તેમ ધનુષોનો શબ્દ બંધ ન થતાં આકાશમાંથી જેમ તારાઓ પડે તેમ સેનામાંથી ચળકતાં બાણો વરસવા લાગ્યાં. બીજા સર્વ રાજાઓ જોનારાની પેઠે ભયંકર તથા જોવા લાયક તે જ્ઞાતિયુદ્ધને જોવા લાગ્યા. ઘણા વખતથી ક્રોધે ભરાયેલા રાજાઓ સ્પર્ધાને લીધે એક બીજાને મારવા લાગ્યા. તે સમયે હાથી, ઘોડા તથા રથોથી સંકુલ તે બેઉ સેના રણસંગ્રામમાં ચિતારાએ વસ્ત્રમાં ચિતરેલી હોય તેમ શોભવા લાગી. સર્વ રાજાઓ તમારા પુત્રની આજ્ઞાથી હાથમાં ધનુષ લઇ સૈન્યો સહિત યુધિષ્ઠિરની સેનામાં જવા લાગ્યા, તેમજ યુધિષ્ઠિરની આજ્ઞાથી સેંકડો રાજાઓ સિંહનાદ કરતા તમારા પુત્રની સેનામાં આવવા લાગ્યા, એ પ્રમાણે બેઉ સેનાના સૈન્યનો ભયંકર સમાગમ થયો. જેમાં સેનાથી ઉડેલી રજથી સૂર્ય ઢંકાઇ ગયો અને યુદ્ધ કરતાં ઘવાયેલા તથા પાછા આવનાર યોદ્ધાઓમાં પોતાના કે પારકા દેખાતા બંધ થયા. મહા ભયંકર યુદ્ધની ગીરદીમાં સર્વ સૈન્યોને અતિક્રમણ કરી તમારા પિતા ભીષ્મ શોભતા હતા.

**तस्मिंस्तु तुमुले युद्धे वर्त्तमाने महाभये ।**
**अतिसर्वाण्यनीकानि पितातेऽभिव्यरोचत ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि युद्धारंभे गुर्जरभाषायां चतुश्चत्वारिंशोऽध्याय ॥ ४४ ॥**



## અધ્યાય ૪૫ મો. યુદ્ધનો સમારંભ.

**संजय उवाच—पूर्वाह्ने तस्य रौद्रस्य युद्धमन्हो विशांपते ।**
**प्रावर्त्तत महाघोरं राजदेहावकर्त्तनम ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! મહા ભયંકર દિવસના પૂર્વ ભાગમાં રાજાઓના શરીરનો નાશ થવા લાગ્યો ને પરસ્પર જીતવાની આશાવાળા કૌરવ તથા સૃંજયાદિ રાજાઓનો સિંહ જેવો શબ્દ આકાશ તથા પૃથ્વીમાં ફેલાઈ ગયો. મોજા તથા શંખના શબ્દો સાથે કિલકિલ શબ્દ તથા ગર્જના કરનાર શૂરવીરોના સિંહનાદો થવા લાગ્યા. મોજા વાગ-

વાથી દોરીના પ્યાદલના પગના, ઘોડાઓના, છડીના, અંકુશના, આયુધના, તથા એક બીજાની સામે દોડતા હાથીઓના ઘંટાઓના, રૂવાં ઉભાં થાય તેવા એકઠા થએલા શબ્દોમાં મેઘના શબ્દ જેવો રથનો ઘોંઘાટ થવા લાગ્યો. તે વખતે મોટી ધ્વજાવાળા તમારા પક્ષના રાજાઓ, જીવવાની આશા છોડી ક્રૂર મન કરી પાંડવોને મારવા લાગ્યા. શંતનુના પુત્ર ભીષ્મ કાળદંડ જેવું ભયંકર ધનુષ ધારણ કરી રણસંગ્રામમાં અર્જુન સામે લડવા લાગ્યા. તે વખતે તેજસ્વી અર્જુન પણ લોક પ્રસિદ્ધ ગાંડીવ નામના ધનુષને લઈ રણસંગ્રામમાં ભીષ્મની સામે ધસ્યા, એમ કૌરવમાં સિંહ જેવા એ બેઉ જણે પરસ્પર જીતવાની ઇચ્છા રાખી એક બીજાને વિંધ્યા, તથાપિ તે બેઉમાંથી કોઈ પણ કંપાયમાન થયો નહીં. મોટા ધનુષ્યવાળો સાત્યકિ કૃતવર્મા સામે થયો, તે વખતે બેઉનું રૂવાં ઉભાં થાય તેવું ભયંકર યુદ્ધ થવા માંડયું. સાત્યકિ કૃતવર્માને તીક્ષ્ણ બાણોથી વિંધી પીડા કરવા લાગ્યો, તેમજ કૃતવર્મા પણ તીક્ષ્ણ બાણોથી તેને વિંધી પીડા પમાડવા લાગ્યો. મહા બળવાળા, બાણોએ વ્યાપ્ત શરીરવાળા તે વસંતઋતુમાં ફૂલથી વિચિત્ર હોય તેમ શોભતા ખાખરાના વૃક્ષ જેવા લાગતા હતા. અભિમન્યુ મોટા ધનુષવાળા બૃહદ્બલ નામે રાજા સામે યુદ્ધ કરવા લાગ્યો, તેમજ મોટા ધનુષવાળા કોસલ દેશના રાજા બૃહદ્બલ પણ અભિમન્યુ સાથે યુદ્ધ કરવા લાગ્યો, તેમણે સંગ્રામમાં અભિમન્યુની ધ્વજા કાપી તેના સારથીને પાડયો. હે મહારાજ! કોપેલા શત્રુને મર્દન કરનાર અભિમન્યુએ નવ બાણોથી બૃહદ્બલને, ભલ્લાકૃતિ તીક્ષ્ણ બે બાણોથી તેમની ધ્વજાને, એકે પાછળથી રક્ષા કરનારને તથા એક બાણે કરી સારથીને વિંધ્યો. એ રીતે ક્રોધ પામેલા તેમણે એક બીજાને મારવા માંડયા. તેમજ સંગ્રામમાં મદોન્મત્ત વૈર બાંધનાર, મહારથિ તમારા પુત્ર દુર્યોધન સાથે ભીમસેન યુદ્ધ કરવા લાગ્યો. પુરૂષમાં સિંહરૂપ, કૌરવમાં મુખ્ય, મહા બળવાન, યુદ્ધ કુશળ અનેક તરેહથી યુદ્ધ કરનાર મહાત્મા તે બેઉ રણસંગ્રામમાં એક બીજા ઉપર બાણનો વરસાદ વરસાવવા લાગ્યા. તે વખતે તેમને જોઇ સર્વ લોકને વિસ્મય થયો પછી દુઃશાસને મહા બળવાળા નકુળ સામે જઇ તેને મર્મ ભેદ કરનાર તીક્ષ્ણ ઘણાક બાણોથી વિંધ્યો. માદ્રી પુત્ર નકુળે પણ સહેજમાં તીક્ષ્ણ બાણોથી તેનાં ધનુષબાણ તથા ધ્વજાને કાપી ક્ષુદ્રક નામનાં પચ્ચીસ બાણો નાંખ્યાં. વળી તમારા પુત્રે રણસંગ્રામમાં બાણોએ કરી તેના ઘોડાઓને મારી, તેની ધ્વજા પણ પાડી નાંખી. દુર્મુખ નામના તમારા પુત્ર મહા બળવાળા યત્ન કરતા એવા સહદેવ સામે જઇ રણમાં યુદ્ધ કરતાં તેને, બાણના વરસાદથી વિંધ્યો. તે વખતે શૂરવીર સહદેવે પણ સંગ્રામમાં તીક્ષ્ણ બાણોથી તેના સારથીને પાડયો. એમ યુદ્ધમાં ઉન્મત્ત તે બેઉ એક બીજાને જીતવાની આશાથી તીક્ષ્ણ બાણોએ એકબીજાને ત્રાસ પમાડવા લાગ્યા. મદ્રદેશના રાજા શલ્ય સામે યુધિષ્ઠિર રાજા પોતે યુદ્ધ કરવા લાગ્યા. તે વખતે તે રાજાએ તેમના ધનુષના બે કડકા કર્યા, ધર્મરાજાએ તેનો ત્યાગ કરી વેગથી અતિદૃઢ બીજું ધનુષ લઇ નમેલા ફળવાળા બાણોથી તેને ઢાંકી, ક્રોધથી 'ઉભો રહે ઉભો રહે' એમ કહ્યું. ધૃષ્ટદ્યુમ્ન દ્રોણાચાર્ય સામે આવ્યો. તે વખતે ક્રોધે ભરાયેલા દ્રોણાચાર્યે રણસંગ્રામમાં તેના ધનુષના ત્રણ કડકા કરી. કાળદંડ જેવું બાણ નાંખ્યું, જેથી તે રાજાનું શરીર વિંધાઈ ગયું. દ્રુપદ રાજાના પુત્ર ધૃષ્ટદ્યુમ્ને બીજું ધનુષ લઇ રણસંગ્રામમાં ચૌદ બાણોથી તેમને વિંધ્યા. એ પ્રમાણે ક્રોધવાળા તે બેઉ અત્યંત યુદ્ધ કરતા હતા. રણસંગ્રામમાં શંખ નામના રાજાએ વેગથી

સોમદત્તના પુત્ર સામે જઇ 'ઉભો રહે ઉભો રહે' એ રીતે કહી તેનો જમણો હાથ કાપ્યો, તેમજ સૌમદત્તિએ પણ તેને જત્રુ દેશમાં-હાંસડીમાં વિંધ્યો. એ રીતે મદોન્મત્ત એ બેઉનું રણસંગ્રામમાં પૂર્વે વત્રાસુર તથા ઇંદ્રના જેવું ભયંકર યુદ્ધ થયું. બાહ્લિક સામે ક્રોધથી મહારથી ધૃષ્ટકેતુ દોડયો. તે સમયે બાહ્લિકે ક્રોધથી ઘણા બાણ નાંખી સિંહનાદ કર્યો. મદોન્મત્ત ચેદિ રાજાએ નવ બાણે કરીને મદોન્મત્ત હસ્તી જેવા તેને વિંધ્યો. સંગ્રામવિષે ક્રોધ પામેલા તથા વારંવાર શબ્દ કરતા તે બેઉ મંગળ તથા બુધ ગ્રહ જેમ સમીપ આવે તેમ એક બીજાની નજીક આવવા લાગ્યા. હે ભારત ! ભયંકર કર્મવાળા અલંબુષ નામના રાક્ષસ સામે ક્રૂર કર્મ કરનાર ઘટોત્કચે ઇંદ્ર જેમ બળની સામે જાય તેમ સામે જઇ મહા બળવાન રાક્ષસને તીક્ષ્ણ એવાં નેવું બાણથી વિંધ્યો. અલંબુષે પણ મહા બળવાન ભીમસેનના પુત્રને નથી જણાતી ગ્રંથિ જેમાં એવા બાણે કરી અનેક તરેહથી વિંધ્યો. સંગ્રામમાં બાણે વિંધાએલા શરીરવાળા તે બેઉ દેવાસુર યુદ્ધમાં મહા બળવાન વત્ર તથા ઇંદ્ર શોભે તેમ શોભવા લાગ્યા. હે રાજન્ ! બળવાન શિખંડી અશ્વત્થા સામે અડયો, તેથી કોપેલા અશ્વત્થામાએ પાસે ઉભેલા તેને તીક્ષ્ણ બાણે કરી વિંધી નાંખ્યો. શિખંડીએ બાણથી તેને વિંધ્યો, સારી રીતે પાએલ સૂક્ષ્મ ધારવાળા તીક્ષ્ણ બાણે કરી તથા બીજા પણ બહુ પ્રકારના બાણે કરી તે બેઉજણ અન્યોન્ય એક બીજાને મારવા લગ્યા. હે રાજન્ ! શૂરવીર ભગદત્તની સામે સેનાપતિ વિરાટ રાજા ધસી ગયા એટલે એ બેઉનું યુદ્ધ થવા લાગ્યું, જેમાં અત્યંત ક્રોધ પામેલા વિરાટે મેઘ જેમ વૃષ્ટિએ કરી પર્વતને ઢાંકે, તેમ બાણના વરસાદે કરી તેને ઢાંકયો. ભગદત્તે પણ ત્વરિત ઉગતા સૂર્યને જેમ મેઘ આચ્છાદન કરે તેમ બાણના વરસાદથી તેને ઢાંકી નાંખ્યો. હે ભારત ! કેકય દેશના બૃહત્ક્ષત્ર રાજા સામે આવી શરદ્વાનના પુત્ર કૃપાચાર્યે બાણના વરસાદથી તેને ઢાંકી દીધો. ક્રોધ પામેલા કેકયે પણ બાણના વરસાદથી તેને ઢાંકી દીધો. હે ભારત ! તે પછી ક્રોધ પામેલા તે બેઉ એક બીજાના ઘોડાઓને મારી ધનુષ કાપી, રથ વગરના થઇ તરવારથી યુદ્ધ કરવા લાગ્યા. એ રીતે અત્યંત દારૂણ એવું ભયંકર યુદ્ધ થયું. અને શત્રુને તપાવનાર દ્રુપદ રાજા, હર્ષયુક્ત થઇ, હર્ષિત થએલા, સિંધુ દેશના રાજા જયદ્રથ સામે ગયા, તે જોઇ સિંધુ દેશના રાજાએ ત્રણ બાણે કરી તેને વિંધ્યો, એ રીતે તેમનું અત્યંત દારૂણ તથા નેત્રને પ્રીતિ ઉત્પન્ન કરનાર, ભયંકર યુદ્ધ શુક્ર તથા મંગળ ગ્રહના જેવું થયું. વિકર્ણ નામનો તમારો પુત્ર સુતસોમ નામના ભીમસેનના પુત્ર સામે વેગવાન અશ્વોથી જઇ બાણથી તેને વિંધી કંપાવી ન શકયો. તેમ તે પણ તેને બાણે કરી વિંધી કંપાવી ન શકયો, તે આશ્ચર્ય જેવું થયું. અત્યંત કોપેલો, પરાક્રમી, પુરૂષમાં સિંહરૂપ તથા મહારથી ચેકિતાન રાજા, પાંડવ વાસ્તે સુશર્મા સામે અડયો. તે સમયે સુશર્માએ રણસંગ્રામમાં મોટા બાણના વરસાદથી તેને વારી રાખ્યો. અત્યંત કોપેલા ચેકિતાને પણ મહામેઘ જેમ પર્વતને ઢાંકે તેમ બાણે કરી તેને ઢાંકી નાખ્યો. હે રાજેંદ્ર ! પરાક્રમી શકુનિ, પરાક્રમ કરનાર પ્રતિવિંધ્ય રાજા સામે મદોન્મત્ત સિંહ જેમ મોટા હસ્તી સામે દોડી જાય, તેમ દોડી ગયો. તેને અત્યંત ક્રોધી યુધિષ્ઠિર પુત્રે તીક્ષ્ણ બાણે કરી ઇંદ્ર જેમ દૈત્યને વિંધે તેમ વિંધ્યો. મહા પ્રાજ્ઞ શકુનિએ સંગ્રામમાં પોતાને વિંધતા, તેને ગ્રંથિ વગરના બાણે કરી વિંધ્યો. હે રાજેંદ્ર ! કાંબોજ દેશના યોદ્ધાઓમાં પરાક્રમ કરનાર મહારથી સુદક્ષિણ સામે

મહારથી સહદેવ પુત્ર શ્રુતકર્મા અઠયો. તેને બાણથી વિંધીને મૈનાક પર્વતને જેમ ઇંદ્ર કંપાવી ન શકે તેમ તે કંપાવી શકયો નહીં તેથી કોપેલા શ્રુતકર્માએ તેને ચોતરફથી ઘણાક બાણોએ કરી વિંધ્યો, ને અત્યંત કુપિત શત્રુને તપાવનાર, બળવાન, મહારથી અર્જુન પુત્ર ઇરાવાને શત્રુને દમન કરનાર સાવધાન શ્રુતાયુષ સામે જઇ સંગ્રામમાં તેના ઘોડાને મારી ગર્જના કરી, જે તેના સૈન્યમાં ફેલાઈ ગઇ તેથી ક્રોધ પામેલા શ્રુતાયુષે સંગ્રામમાં ગદાના અગ્રભાગથી તેના ઘોડાઓને માર્યા. એ રીતે તેમનું યુદ્ધ પ્રવર્ત્યું થયું. અવંતિપુરીના વિંદ તથા અનુવિંદ નામે બે રાજાઓ શૂરવીર મહારથી એવા પુત્ર તથા સેના સહિત, કુંતિભોજ સામે આવી, મોટી સેના સહિત સ્થિર થઇ તેની સાથે યુદ્ધ કરવા લાગ્યા. તે વખતે તેમનું અદ્ભુત ઘોર પરાક્રમ અમોએ જોયું. જેમાં અનુવિંદે કુંતિભોજને ગદા મારી અને તેણે બાણના સમુદાયથી તેને ઢાંકી દીધો. કુંતિભોજના પુત્રે વિંદ રાજાને બાણથી વિંધ્યો અને તેણે તેને વિંધ્યો. તે મોટા આશ્ચર્ય જેવું થયું. હે મારીષ ! સૈન્ય સહિત કેકય નામના પાંચ ભાઇઓ સૈન્ય સહિત કંધાર દેશના પાંચ રાજાઓ સાથે સંગ્રામમાં યુદ્ધ કરવા લાગ્યા. તમારા વીરબાહુ નામના પુત્રે રથિમાં શ્રેષ્ઠ વિરાટના પુત્ર ઉત્તર સામે યુદ્ધ કરતાં તીક્ષ્ણ બાણથી તેને વિંધ્યો. ઉત્તરે પણ તીક્ષ્ણ બાણે કરી શૂરવીર એવા તેને વિંધ્યો, અને ચેદિ રાજાએ સંગ્રામમાં ઉલૂક સામે જઇ બાણના વરસાદથી તેને વિંધ્યો. ઉલૂકે પીંછ બાંધેલાં તીક્ષ્ણ બાણોથી સામો તેને વિંધ્યો. એ પ્રમાણે પરાજય ન પામેલા, અત્યંત કોપેલા પરસ્પર બાણ મારતા તે બેઉનું મહા ભયંકર યુદ્ધ થયું. એ રીતે તમારા તથા પાંડવના રણસંગ્રામમાં રથ, હસ્તિ, અશ્વ તથા પાયદળનાં હજારો દ્વંદ્વ યુદ્ધ થવા માંડયાં, જેનો બે ઘડી પર્યંત સારો દેખાવ રહ્યો અને પછી ઉન્મત્તની પેઠે કંઇ પણ જણાતું બંધ થયું. હસ્તિ હસ્તિ સામે, રથી રથી સામે, અશ્વ અશ્વ સામે, તથા પાયદળ પાયદળ સામે જતાં ઘનઘોર યુદ્ધ થવા માંડયું. એ રીતે પરસ્પર એકઠા મળેલા શૂરવીરોનું અત્યંત દુર્ધર્ષ યુદ્ધ થતું હતું તે વખતે દેવર્ષિઓ, સિદ્ધ તથા ચારણો ત્યાં આવી દેવાસુર સંગ્રામ જેવા આ સંગ્રામને જોવા લાગ્યા. હજારો હસ્તિ, રથો તથા પુરૂષો ક્રમ છોડી દઇ યુદ્ધ કરવા લાગ્યા, તેથી દરેક ઠેકાણે રથ, હસ્તિ, પાયદળ તથા ઘોડેસ્વાર વારંવાર યુદ્ધ કરતા જણાવા લાગ્યા.

तत्र तत्र प्रदृश्यंते रथवारणपत्तयः ।
सादिनश्च नरव्याघ्र युद्धमाना मुहुर्मुहुः ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि द्वंद्वयुद्धे गुर्जरभाषायां पंचचत्वारिंशोऽध्याय ॥ ४५ ॥

---

## અધ્યાય ૪૬ મો–સંકુલ યુદ્ધ.

संजयउवाच-राजन् शतसहस्राणि तत्र तत्र पदातिनां ।
निर्मर्यादं प्रयुद्धानि तत्ते वक्ष्यामि भारत ॥ १ ॥

સંજય કહે છે—હે રાજન્ ! હે ભારત ! સંગ્રામમાં તે તે ઠેકાણે લક્ષાવધિ પાયદલ

મર્યાદ મૂકી યુદ્ધ કરવા લાગ્યું, તે હું તમોને કહું તે સાંભળો. પુત્ર પિતાને, પિતા ઔરસ પુત્રને, ભાઇ ભાઇને, મામો ભાણેજને, ભાણેજ મામાને, તથા મિત્ર મિત્રને, ન જાણતાં ભૂતાદિએ પરવશ કરેલા હોય તેની પેઠે પાંડવ કૌરવ સેળભેળ થઇ યુદ્ધ કરવા લાગ્યા. હે ભરતર્ષભ ! પુરૂષમાં સિંહરૂપ કેટલાક યોદ્ધાઓ રથે કરી સૈન્યમાંના રથની ધોંસરીથી બીજાના રથની ધોંસરી ભાગી નાંખતા હતા, પરસ્પર મારવાની ઇચ્છાવાળા કેટલાક સંમુખ આવેલા સાથે મળી પોતાના રથના દંડથી તેના રથના દંડને તથા કુબડાથી કુબડાને ભાગતા હતા. કેટલાક રથો, રથ સાથે તથા મદ ઝરતા મોટી કાયાવાળા હાથીઓ હાથીઓ સાથે મળવાથી ચાલી શકતા ન હતા. ક્રોધ પામેલા કેટલાક હસ્તિઓ અંબાડી તથા પતાકાવાળા શ્રેષ્ઠ હાથીઓ સાથે મળી એક બીજાને દાંતે કરી અનેક તરેહથી ચીરતા હતા, અને બીજા હસ્તિઓએ હણેલા કેટલાક વેગવાળા હસ્તિઓ અત્યંત આતુર થઇ ચીતકાર ચીસો પાડતા હતા. કેટલાક સારી રીતે શિખવેલા, છડી તથા અંકુશે હણેલા, મદ વગરનાં તથા મદવાળા હસ્તિઓ પરસ્પર સામ સામા જતા હતા, તેમજ મદ ઝરતા હસ્તિઓ સાથે મળેલા કેટલાક મોટા હસ્તિઓ ક્રૌંચ પક્ષીની પેઠે શબ્દ કરી સર્વે દિશાઓમાં દોડતા હતા. સારી રીતે યોજના કરેલા ભેદાએલાં કુંભસ્થલ તથા મુખવાળા, તરવાર, ભાથા તથા બાણે કરી વિંધાએલા, તથા ભેદ પામેલા મર્મસ્થાનવાળા, શ્રેષ્ઠ હસ્તિઓ શબ્દ કરી પ્રાણ રહિત થઇ ભૂમિપર પડી જતા હતા, અને કેટલાક ભયંકર શબ્દ કરતા દિશાઓમાં દોડી જતા હતા. મોટાં વક્ષસ્થળવાળા પ્રહાર કરનાર હસ્તિઓના પાદ રક્ષકો નાના ભાલા, ધનુષ, સજેલ કુવાડીઓ, ગદા, મુસલ, ગોફણ, તોમર, લોઢાની લાકડી, તથા તીક્ષ્ણ તરવાર ગ્રહણ કરી ક્રોધથી પરસ્પર મારવાની ઇચ્છાથી તે તે ઠેકાણે દોડતા દેખાતા હતા, અને પરસ્પર સામે દોડતા શૂરવીરોની મનુષ્યના રૂધિરે કરી ખરડાએલી તરવારો ચમકતી હતી. શૂરવીરોએ હાથથી નાંખેલી શત્રુના મર્મસ્થાનમાં પડતી તરવારોનો ખણખણાટ થતો હતો. ગદા મુસલ, શ્રેષ્ઠ તરવાર તથા હસ્તિના દાંતે કરી ભેદ પામેલા અંગવાળાઓની તથા હસ્તિઓએ કચરેલાં પરસ્પર પોકારતાં અનેક મનુષ્યોની નરકમાં પડેલા પ્રેતોના જેવી દારૂણ કિકિયારીઓ સંભળાતી હતી. કેટલાક ઘોડેસ્વારોએ ચમરી તથા શિરોભૂષણ ધરનાર ઘોડાઓથી મહા વેગવાળા થઇ હર્ષથી એક બીજાની સામે આવી નાંખેલાં સુવર્ણથી શોભતાં ચકચકિત તીક્ષ્ણ ભાલાં સર્પની પેઠે પડતાં હતાં. કેટલાક શૂરવીર ઘોડેસ્વાર ઉત્તમ વેગવાળા અશ્વે કરી મોટા રથમાંથી રથિયોનાં મસ્તકો કાપતા હતા, અને રથી પુરૂષો પણ બાણ સમીપ આવેલા ઘણાક તેમને ગ્રંથી વગરનાં મોટાં ફળવાળા બાણે કરીને મારતા હતા. નવા મેઘ સરખી કાંતિવાળા, સુવર્ણથી શોભતા મદોન્મત્ત હસ્તિઓ ઘોડાઓને પકડી પગથીજ તેને કચરી નાખતા હતા. સાંગના વાગવાથી ભેદ પામેલ કુંભસ્થળ તથા પાર્શ્વ ભાગવાળા, આતુર થયેલા કેટલાક હસ્તિઓ શબ્દ કરતા હતા, કેટલાક શ્રેષ્ઠ હસ્તિઓ ઘોડેસ્વાર સહિત અશ્વોને મંથન કરી સંગ્રામમાં બળે કરી ફેંકતા હતા. વળી કેટલાક હસ્તિઓ સ્વાર સહિત ઘોડાઓને દાંતના અગ્રભાગથી ફેંકી ધ્વજા સહિત રથોને મર્દન કરતા ચોતરફ ઘૂમતા હતા. કેટલાક મોટા હસ્તિઓ અતિવીર્ય તથા મદને લીધે સ્વાર સહિત ઘોડાઓને પગ તથા સુંઢે કરી મારતા હતા, ને ઘોડેસ્વાર તથા હાથીના બેસનારાઓએ નાખેલાં ચકચકિત તીક્ષ્ણ બાણો હસ્તિઓના લલાટ તથા અંગોમાં વાગતાં હતાં. શૂરવીરોએ હાથથી નાખેલી મોટા

ઉંબાડિયા સરખી સાંગ્યો મનુષ્યાદિનાં શરીર તથા કવચોને ભેદી સંગ્રામમાં પડતી હતી, કેટલાક શૂરવીરો સંગ્રામમાં દીપડા તથા ચિત્રાના ચામડાના મ્યાનવાળી તરવારથી શત્રુઓને મારતા હતા, અને બીજા કેટલાક યોદ્ધાઓ મુખ્યતાથી આવવું, ઓઠ ડસતાં આવવું, એક પક્ષનો આશ્રય કરીને આવવું, ઇત્યાદિ યુદ્ધ ચાતુર્ય દેખાડતા, તરવાર, ઢાલ તથા ફરશીથી યુદ્ધવિષે પ્રહાર કરતા હતા. કેટલાક માવતની આજ્ઞાને અનુસરનાર હાથીઓ ઘોડા સહિત રથોને સુંઢથી ખેંચી ચારે તરફ દિશાઓમાં ધસડતા હતા. કેટલાક કાંટાવાળા, લોહદંડથી વિદારેલા, કુંવાડાથી ભેદાયેલા, હસ્તિઓએ મર્દન કરેલા, ઘોડાએ ખુંદેલા તથા રથના પાટાથી કચરાએલા પુરૂષો તે તે ઠેકાણે પુત્રોને, પિતાને, મામાને, તથા ભાણેજને, એ રીતે પોતાના બાંધવોને પોકારતા હતા. કેટલાંક આંતરડાં નીકળેલા, સાથળ ભાગેલા, હાથ તથા પડખાં કપાએલા, તરશા, જીવવાની આશાથી સહાય પોકારતા દેખાતા હતા કેટલાક તરશા પૃથ્વી ઉપર પડેલા, કેટલાક ધીરજ છોડી જળની યાચના કરતા, રૂધિરના ઓઘે કરી લીંપાએલા, દુઃખ પામતા અને કેટલાક પોતાને તથા એકઠા થયેલા તમારા પુત્રોને અત્યંત નિંદતા હતા. હે મારીષ ! પરસ્પર વેરવાળા બીજા શૂરવીર ક્ષત્રિયો પોતાનાં શસ્ત્રો ન મૂકતાં બૂમો પાડતા ન હતા, અને ક્રોધથી એક બીજાનો તિરસ્કાર કરતાં દાંતથી પોતાના ઓઠને ડસતા હતા. કેટલાક વાંકી ભ્રકુટીવાળા મુખથી પરસ્પર સામે જોતા હતા, અને કેટલાક બાણે કરી વિંધાએલા શરીરવાળા, કલેશ પામતા હતા. કેટલાક મહા બળવાળા ધૈર્યવાન ભાગેલા રથવાળા, શૂરવીર પુરૂષો શબ્દ રહિત થઇ સંગ્રામમાં બીજાના રથની પ્રાર્થના કરતા હતા. પડેલા, શ્રેષ્ઠ હસ્તિએ મારેલા તે, હે મહારાજ ! ફૂલ સહિત જેમ ખાખરાનાં વૃક્ષો શોભે તેમ શોભતા હતા. એ રીતે શૂરવીરોના ક્ષયવાળો ભયંકર સંગ્રામ થવાથી સૈન્યમાં ઘણાક ભયંકર શબ્દો થતા હતા. જેમાં પિતા પુત્રને, પુત્ર પિતાને, ભાણેજ મામાને, મામો ભાણેજને, મિત્ર મિત્રને તથા સંબંધી સંબંધીને મારતા હતા. એ રીતે કૌરવ પાંડવો સાથે યુદ્ધ કરતા હતા. વળી મર્યાદ રહિત સંગ્રામમાં પાંડવોની સેના ભીષ્મ પાસે આવી કંપવા લાગી ત્યારે હે રાજન્ ! પાંચ જેમાં તારાનાં ચિન્હ છે એવી તાલવૃક્ષનાં ચિન્હવાળી ઉંચી ધ્વજાવાળા, મોટા રથમાં બેઠેલા, મહાબાહુ ભીષ્મ મેરૂપર્વતે કરીને જેમચંદ્રમા શોભે તેમ શોભવા લાગ્યા.

**राजतेनमहाबाहुरुछ्रितेन महारथे ।**
**बभौ भीष्मस्तदा राजंश्चंद्रमा इवमेरुणा ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि संकुलयुद्धे गुर्जरभाषायां षट्चत्वारिंशोऽध्याय ॥ ४६ ॥**



## અધ્યાય ૪૭ મો. ભીષ્મ સામે અભિમન્યુ.

**संजय उवाच—गतपूर्वाह्नभूयिष्ठे तस्मिन्नहनिदारुणे ।**
**वर्त्तमाने तथा रौद्रे महावीरवरक्षये ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! ગયો છે ઘણો પૂર્વ ભાગ જેમાં એવા શૂરવીરનો ક્ષય કરનાર તે દારૂણ દિવસમાં દુર્મુખ, કૃતવર્મા, કૃપાચાર્ય, શલ્ય, તથા વિવિંશતિ, એ

પાંચ જણ તમારા પુત્રની આજ્ઞાથી ભીષ્મ પાસે જઇ તેમની રક્ષા કરતા હતા. એમણે રક્ષા કરેલા મહારથી ભીષ્મે પાંડવની સેનામાં પ્રવેશ કર્યો તે વખતે ચેદિરાજા, કાશિરાજા, કરૂષ દેશના રાજા, તથા પંચાળ દેશના રાજાઓમાં ભીષ્મનો તાડના ચિન્હવાળો હાલતો ધ્વજ ફરફરતો દેખાતો હતો. પછી ભીષ્મે રણસંગ્રામમાં મહા વેગવાળા ગ્રંથી વગરના ભલ્લાકૃતિ બાણોથી શત્રુઓનાં મસ્તકોને તથા ધોંસરી અને ધ્વજસહિત રથોને કાપી રથના માર્ગમાં નાચની પેઠે યુદ્ધ ક્રિયા કરવા માંડી. મર્મસ્થાનમાં વાગેલા તીરવાળા હસ્તિઓ અત્યંત પીડિત સ્વરથી પોકારતા હતા, તેને જોઇ અત્યંત કોપેલા અભિમન્યુએ પીળા ઉત્તમ ઘોડા જોડેલા રથમાં બેસી કર્ણિકાર વૃક્ષ સરખા, અને સુવર્ણથી વિચિત્ર પ્રકારના ધ્વજે કરી શોભતા તેણે ભીષ્મ તથા તેના રક્ષક સામે યુદ્ધ કરવા માંડયું. તેની સાથે તથા તેને અનુસરનાર સાથે યુદ્ધ કરતાં એકે કરી કૃતવર્માને, પાંચથી શલ્યને, તથા તીક્ષ્ણ અગ્રવાળા નવ બાણોથી ભીષ્મને વિંધી, કર્ણ પર્યંત પ્રત્યંચા ખેંચી, સારી રીતે મૂકેલા એક બાણથી સુવર્ણથી શોભતા ધ્વજને વિંધ્યો. સર્વ આવરણ ભેદનાર ગ્રંથી વગરના ભલ્લ નામના બાણથી દુર્મુખના સારથીના મસ્તકને તથા તીક્ષ્ણ અગ્રવાળા ભલ્લાકૃતિ બાણે કરી સુવર્ણથી શોભતઃ કૃપાચાર્યના ધનુષને કાપી, તીક્ષ્ણ અગ્રભાગવાળા બાણથી સર્વને વિંધ્યા. એ રીતે અત્યંત ક્રોધી મહારથી અભિમન્યુ જાણે નાચતો હોય નહીં તેમ સર્વને મારવા લાગ્યો. તે સમયે તેની હસ્તલાઘવી જોઇ દેવતાઓ પણ પ્રસન્ન થતા હતા, અને ભીષ્મ આદિ સર્વ રથમાં બેસનારાઓ પણ ખરેખર નિશાન વિંધનાર અભિમન્યુને સાક્ષાત્ અર્જુન જેવો બળવાન માનતા હતા. હસ્તલાઘવી જેમાં દેખાતી હતી, એવું ભમતા ઉંબાડિયા સમાન ગાંડીવ ધનુષ જેવા શબ્દવાળું તેનું ધનુષ દિશાઓમાં ફેલાઇ જતું હતું. સામા શૂરવીરને હણનાર નિયમિત વ્રતવાળા ભીષ્મે તેની પાસે જઇ મહાવેગવાળા નવ બાણે કરી તેની ધ્વજા કાપી ને ત્રણ બાણથી તેના સારથીને માર્યો. હે મારિષ ! કૃતવર્મા, કૃપાચાર્ય તથા શલ્ય પણ બાણથી વિંધી મૈનાક પર્વત જેવા તેને કંપાવી ન શકયા. મહારથી એવા ધૃતરાષ્ટ્રની સેનાના પ્રમુખે વિંટાએલા, શૂરવીર અભિમન્યુએ પાંચે રથ સામે બાણનો વરસાદ કરતાં તેમનાં આવતાં હજારો બાણોને બાણના વરસાદથી વારી, ભીષ્મ ઉપર બાણ નાખી મોટો શબ્દ કર્યો. હે રાજન્ ! તે સમયે સંગ્રામમાં બાણથી ભીષ્મને પીડનાર યત્ન કરતા અભિમન્યુના બાહુનું બળ જણાયું. ભીષ્મે પરાક્રમ કરનાર તેના સર્વ બાણોને કાપ્યા. તેમજ તેના ધનુષમાંથી નીકળેલા બાણોને પાછા વાળ્યા. તે પછી સફળ બાણવાળા શૂરવીર એવા તેણે નવ બાણે કરી ભીષ્મની ધ્વજા કાપી નાંખી. તેને જોઇ મનુષ્યો ઉંચા સ્વરથી બૂમો પાડવા લાગ્યા. હે ભારત ! તે સમયે રૌપ્યમયી. સોનાથી શોભતી તાલના ચિન્હવાળી બાણથી કપાએલી ધ્વજા પૃથ્વી ઉપર પડી. હે ભરતર્ષભ ! અભિમન્યુના બાણે કરી પડેલા ધ્વજને જોઇ તેને ઉત્તેજિત કરતાં ભીમસેને મોટી ગર્જના કરી. મહા ભયંકર સંગ્રામમાં બળવાન ભીષ્મે ઘણાંક દિવ્ય અસ્ત્ર પ્રગટ કરી. હજાર બાણ સુભદ્રાના પુત્ર અભિમન્યુ ઉપર નાંખ્યાં, તે મોટા આશ્ચર્ય સરખું થયું. પાંડવોમાંના મહારથી મોટા ધનુષવાળા પુત્ર સહિત વિરાટ રાજા, પૃષત્ ગોત્રમાં ઉત્પન્ન થએલા ધૃષ્ટદ્યુમ્ન, ભીમસેન, પાંચ કેકય રાજાઓ, તથા સાત્યકિ, એ દશ જણ રથમાં બેસી અભિમન્યુની રક્ષા કરવા દોડયા, વેગથી આવતા તેમને જઇ શંતનુ પુત્ર ભીષ્મે ત્રણ ધૃષ્ટદ્યુમ્ન ઉપર

તથા નવ બાણુ સાત્યકિ ઉપર નાખી કાન પર્યંત પ્રત્યંચા ખેંચી તીક્ષ્ણ એવા ક્ષુર નામના એક બાણે કરી ભીમસેનની ધ્વજા ઉડાડી દીધી. હે નરોત્તમ! સુવર્ણથી શોભતી સિંહ સરખી રથ ઉપરથી ભીષ્મે ઉડાડેલી ભીમસેનની ધ્વજા પૃથ્વી ઉપર પડી. ભીમસેને પણ ત્રણથી ભીષ્મને, એકે કરી કૃપાચાર્યને, તથા આઠ બાણે કરી કૃતવર્માને વિંધ્યા. વિરાટ રાજાનો પુત્ર ઉત્તર પણ કુંડળની પેઠ વાળેલી સુંઢવાળા હસ્તિએ કરી મદ્રદેશના અધિપતિ શલ્ય રાજા સામે ધસ્યો. વેગે કરી રથ ઉપર આવતા તેના મોટા હાથીના ઘણાક વેગને શલ્ય રાજાએ બાણથી અટકાવ્યો; તોપણ કોપેલા હસ્તિએ પગે કરી તેના રથની ધોંસરી માથે ચડાવી સારી રીતે જોડેલા મોટા ચાર ઘોડાઓને માર્યા. હણાએલ ઘોડાવાળા રથમાં બેઠેલા, મદ્ર દેશના રાજાએ ઉત્તરનો નાશ કરનારી સર્પ જેવી લોહમય સાંગ નાંખી. તુટેલા બખતરવાળો, હાથમાંથી અંકુશ તથા તોમર પડી જતાં તે મૂર્છા પામી હસ્તિના સ્કંધ ઉપરથી નીચે પડયો. તે વખતે શલ્યે પણ તરવાર હાથમાં લઇ ઉત્તમ રથમાંથી નીચે ઉતરી તેના હાથીની સુંઢ કાપી નાખી. વળી સેંકડો બાણથી ભેદ પામેલા મર્મસ્થાનવાળો સુંઢ કપાએલો હસ્તિ ભયંકર પીડિત ચીસ પાડી પૃથ્વી ઉપર પડી મરણ પામ્યો. હે નરાધિપ! મદ્રદેશનો રાજા શલ્ય એ કામ કરી, પ્રકાશમાન એવા કૃતવર્માના રથમાં ચડી બેઠો. હણાએલા પોતાના ભાઇ ઉત્તરને તથા કૃતવર્મા સહિત ઉભેલા શલ્યને જોઇ બળવાન શ્વેત નામનો વિરાટનો પુત્ર ઘૃતથી જેમ અગ્નિ પ્રજ્વલિત થાય, તેમ ક્રોધથી પ્રજ્વલિત થઈ ઇંદ્ર ધનુષ જેવા મોટા પોતાના ધનુષને સજ્જ કરી રથના સમુદાયથી વિંટાયલો મહોન્મત્ત હસ્તિ જેવાં પરાક્રમવાળો, મારવાની ઇચ્છાથી બાણમય વરસાદ વરસાવતો મદ્ર દેશના અધિપતિ શલ્ય રાજા સામે દોડી જવા લાગ્યો, તેને જોઇ કોશલ દેશનો રાજા બૃહદ્બલ, મગધ દેશનો જયત્સેન, પ્રતાપવાન શલ્ય પુત્ર રૂકમરથ, અવંતિના, વિંદ તથા અનુવિંદ નામના બે રાજા, કાંબોજ દેશનો સુદક્ષિણ તથા બૃહત્ક્ષત્રનો પુત્ર સિંધુ દેશનો રાજા જયદ્રથ, એ, તમારી તરફના રથમાં બેઠેલા સાત રાજાઓ, મૃત્યુના મોઢામાં ગએલા શલ્યની રક્ષા કરવા ચોતરફથી તેને વિંટાઇ વર્ષાઋતુમાં વાયુએ ખેંચેલો મેઘ પર્વતમાં જેમ જળનો વર્ષાદ કરે તેમ શ્વેત રાજાના મસ્તક ઉપર બાણનો વરસાદ કરવા લાગ્યા. તે વખતે મહાત્મા શૂરવીરોનાં ખેંચેલાં નાના વર્ણવાળાં ધનુષો મેઘમાં જેમ વીજળીઓ દેખાય તેવાં દેખાતાં હતાં. અતિ ક્રોધ પામેલા, મોટા ધનુષવાળા, સેનાપતિ શ્વેતે સારી રીતે પાએલાં, ભલ્લ નામનાં સાત બાણોએ કરી તેમનાં ધનુષોને કાપી નાંખ્યાં પરંતુ તે રાજાઓએ નિમેષ માત્રમાં પાછાં લઇ શ્વેતની ઉપર સાત બાણો નાંખ્યા. વળી મહાબાહુ શ્વેતે પણ સાત બાણથી તેમનાં ધનુષ કાપ્યાં, તેથી ઉતાવળા થએલા મહારથીઓએ તેની ઉપર સાત સાંગો નાંખી ભયંકર ગર્જના કરી. ઇંદ્રના વજ્ર સરખી પ્રજ્વલિત પોતાના રથ પાછળ આવતી સાંગોને જોઇ પરમાસ્ત્ર જાણનાર શ્વેતે દૂરથી ભલ્લાકૃતિ સાત બાણોથી તે કાપી નાખી. હે ભરતશ્રેષ્ઠ! પછી સર્વની કાયાને વિદારણ કરે એવા બાણો લઈ શ્વેતે રૂકમરથ ઉપર નાંખ્યા. જે દૃઢ બાણે કરી હણાએલો, તે રથની ઉપર મૂર્છા પામ્યો. સંજ્ઞા રહિત અચેતન થયેલા, તેને તેનો સારથી વેગે કરી સર્વ લોકની સમક્ષ એક બાજુ પર લઇ ગયો. વળી સુવર્ણથી શોભતાં બીજાં છ બાણ લઇ મહાબાહુ શ્વેત તે છએની ધ્વજાઓ પાડી તેમના ઘોડા તથા સારથીઓને ભેદી તેમને માથે બાણોનો વર-

સાદ કરી શલ્યના રથ સામે ગયો. તેને જોઈ તમારા સૈન્યમાં કોલાહલ થવા લાગ્યો. તે વખતે મહા બળવાન તમારા પુત્રે ભીષ્મને આગળ કરી સર્વ સૈન્ય સહિત શ્વેતના રથ પાસે જઇ, મૃત્યુના મુખમાં ગએલા, તેને મૂકાવ્યો. પછી તમારા પુત્ર તથા પાંડવોનું હાથી તથા રથે કરી સંકુળ રૂવાં ઉભાં કરે એવું યુદ્ધ થયું. જેમાં કૌરવમાં વૃદ્ધ ભીષ્મે મનુષ્યમાં સિંહરૂપ અભિમન્યુ, ભીમસેન, મહારથી સાત્યકિ, કેકય, વિરાટ, પૃષત્ ગોત્રમાં ઉત્પન્ન થએલ ધૃષ્ટદ્યુમ્ન, ચેદિ રાજા, તથા મત્સ્ય રાજા, એટલા ઉપર બાણનો વરસાદ વરસાવ્યો.

एतेषु नरसिंहेषु चेदिमत्स्येषु चैव ह ।
ववर्ष शरवर्षाणि कुरुवृद्धः पितामहः ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि श्वेतयुद्धे गुर्जरभाषायां सप्तचत्वारिंशोऽध्याय ॥ ४७ ॥

## અધ્યાય ૪૮ મો. શ્વેતનો વધ.

धृतराष्ट्र उवाच—एवं श्वेते महेष्वासे प्राप्ते शल्यरथं प्रति ।
कुरवः पांडवेयाश्च किमकुर्वत संजय ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે કે–હે સંજય ! એ રીતે મોટા ધનુષવાળો શ્વેત રાજા શલ્યના રથ પાસે આવ્યા પછી કૌરવ તથા પાંડવ પક્ષવાળાઓએ શું કર્યું ? અને શંતનુના પુત્ર ભીષ્મે વળી શું કર્યું ? તે મને કહે. સંજય કહે છે કે–હે રાજન્ ! હે ભારત ! પાંડવ તરફના લક્ષાવધિ મહારથી શ્રેષ્ઠ ક્ષત્રિયો સેનાપતિ શ્વેત રાજાને આગળ કરી તમારા પુત્ર દુર્યોધનને યુધિષ્ઠિર રાજાનું બળ દેખાડતા, મહારથીઓ પોતાના રક્ષણને ઇચ્છતા યુદ્ધ કરનારમાં શ્રેષ્ઠ હણવા ઇચ્છતા શિખંડિને આગળ કરી સુવર્ણથી શોભતા ભીષ્મના રથ પાસે આવ્યા. તે સમયે મહા ઘોર યુદ્ધ થયું જે હું તમોને કહું તે સાંભળો. જેમાં સૂર્ય સમાન પ્રતાપવાળા ભીષ્મે ઉત્તમ રથોપર બાણ નાખ્યા, રાજાઓને મારી, અનેક રથ શૂન્ય કર્યા, બાણથી સૂર્યને પણ ઢાંકી દીધો, અને જેમ ઉગતો સૂર્ય ચોતરફથી અંધારાનો નાશ કરે, તેમ સૂર્ય જેવા પ્રતાપવાળા તેમણે સંગ્રામમાં નાંખેલા ક્ષત્રિનો નાશ કરનાર, મહા બળવાન હજારો બાણે કરી શૂરવીરોનાં મસ્તકોનો નાશ કર્યો, વજ્રે કરી ઇન્દ્ર જેમ પર્વતોને કાપે, તેમ કાંટાયુક્ત બખતરવાળા હસ્તિઓને પણ કાપ્યા. હે વિશાંપતે ! તે વખતે કેટલાક રથો રથમાં અટકી ગએલા દેખાતા હતા. કેટલાક ઘોડાઓ ઘોડા સહિત રથને ઘસડતા હતા, હે રાજન્ ! કેટલાક ભડકેલા ઘોડાઓ પોતા ઉપર બેઠેલા, મૃત્યુ પામવાથી ધનુષ સહિત લટકી રહેલા શૂરવીર જુવાન પુરૂષોને તે તે ઠેકાણે લઇ જતા હતા, તેમ તરવાર તથા ભાથા બાંધેલા, મસ્તક કપાએલા સેંકડો શૂરવીરો પૃથ્વી ઉપર પડેલા હતા. કેટલાક પરસ્પર સામે દોડતા, પૃથ્વી ઉપર પડી પાછા ઉઠી દોડતા અને દ્વંદ્વ યુદ્ધ કરતા હતા. વળી એક બીજાથી પીડા પામેલાઓ પૃથ્વી ઉપર લોટતા હતા. વિશ્વાસ રાખવાથી ધનુષ તથા ભાથા સહિત હણાએલા, સેંકડો શૂરવીરો પીડાતા હતા, કેટલાક એક બીજા સામે દોડી બાણો મૂકતા

હતા, મદોન્મત્ત હસ્તિઓ, નાશ પામેલા સ્વારવાળા ઘોડાઓ આમતેમ દોડતા હતા, કેટલાક રથવાળા રથીઓ ચોતરફથી વચમાં પડેલાઓનું મર્દન કરતા હતા, તેમ શત્રુએ બાણથી મારેલો કોઇ રથમાંથી નીચે પડી જતો હતો. હણાએલા સારથીવાળો કોઇ રથ, કાષ્ટની પેઠે પડતો હતો, અને સંગ્રામમાં પુષ્કળ રજ ઉડવાથી યુદ્ધ કરનારના ધનુષના શબ્દનું જ્ઞાન સામા યુદ્ધ કરનારને થતું ન હતું; તેમજ શત્રુના શરીરના સ્પર્શથી શત્રુ ઓળખાતો ન હતો. બાણથી યુદ્ધ કરનાર સેનાના શબ્દથી જણાતો ન હતો, પરસ્પર યોદ્ધાઓએ કરેલો સિંહનાદ પણ સંભળાતો નહતો, શબ્દ થતા રણસંગ્રામમાં કાનથી ન સાંભળી શકાય તેવું રણવાદ્ય વાગવાથી, સંગ્રામમાં પોતાનું પરાક્રમ દેખાડનાર યોદ્ધાઓનું પરસ્પર બોલવું તથા નામ અને ગોત્ર પણ સંભળાતાં ન હતાં. ભીષ્મના બાણથી પીડાયેલા, પરસ્પર યુદ્ધ કરતા યોદ્ધાઓનાં મન રણસંગ્રામમાં કંપતાં હતાં. આકુળ તથા રૂવાં ઉભાં કરે એવા તે દારૂણ યુદ્ધમાં કોઇ પણ પિતા પુત્રને જાણતો નહોતો. ચક્ર તથા ધોંસરી જેનાં ભાગી ગયાં છે એવા એક ધોંસરીમાં જોડેલા ઘોડાવાળા રથમાં બેઠેલા શૂરવીરો બાણ વાગવાથી સારથી સહિત રથમાંથી ..ચે પડતા હતા. એ રીતે ભીષ્મે સંગ્રામમાં સર્વ શૂરવીરોને રથ વગરના કર્યા, તેથી યોદ્ધાઓ ચારે તરફ દોડવા લાગ્યા. કોઇનો હાથી નાશ પામ્યો, કોઇનું મસ્તક કપાયું અને કોઇનું મર્મસ્થાન ભેદાયું. એ રીતે ભીષ્મના પ્રહારથી કોઇ પણ હણાયા વગર રહ્યું નહીં. તે મહા સંગ્રામમાં શ્વેતે કૌરવને તથા ઉદાર એવા સેંકડો રાજપુત્રોને માર્યા. બાણે કરી રથમાં બેસનારાઓનાં મસ્તકો, બાજુબંધ સહિત હાથ, ધનુષ, રથના દાંડા, ચક્ર, ભાથા ધોંસરી, અમૂલ્ય છત્ર, પતાકા, અશ્વ તથા રથને કાપી, મનુષ્યના સમૂહોને, તથા સેંકડો હસ્તિઓને માર્યા. લાજ વગરના તથા શ્વેતથી ભય પામેલા અમો પણ પાછળ જઇ તેને જોતા હતા, તેમ તેના બાણ પડવાની જગા છોડી ભીષ્મને જોતા હતા. તે દીન સમયમાં આપણામાંથી પુરૂષમાં સિંહરૂપ ભીષ્મ એકલા વસંતઋતુમાં પ્રાણ ગ્રહણ કરતો સૂર્ય હોય તેમ શત્રુના પ્રાણું ગ્રહણ કરતા હતા. ભીષ્મ નિર્મળ મેરૂપર્વતની પેઠે ઉભા રહ્યા હતા, તથા કિરણોથી જેમ સૂર્ય હોય તેમ બાણરૂપી કિરણોથી ઉભા રહીને મોટા ધનુષવાળા તે અનેક બાણના સમુદાય મૂકતાં, ઇંદ્ર જેમ દૈત્યોને મારે, તેમ શત્રુઓને મારતા હતા. ભીષ્મે મારેલા, તે પોતાના યૂથમાંથી પૃથ્વીમાં દારૂણ એવા શ્વેતનો ત્યાગ કરી નાઠા. તેને જોઇ હૃષ્ટપુષ્ટ એવા એક દુર્યોધનનું પ્રિય કરનાર, પાંડવોનો શોક કરનાર ભીષ્મ, દુસ્ત્યજ એવું જીવિત તથા ભયનો ત્યાગ કરી મહા સંગ્રામમાં પાંડવના સૈન્યોને પાડતા હતા. વળી તે સેનાપતિ શ્વેતને જોઈ જલદી તેની પાસે ગયા. તે વખતે તેમણે મોટા બાણના સમુદાયથી તેને ઢાંકી દીધો, તેણે પણ બાણના સમૂહથી તેમને ઢાંકી દીધા, એ રીતે મોટા બેલની પેઠે શબ્દ કરતા, મદોન્મત્ત હસ્તિ જેવા, વ્યાઘ્રની પેઠે અત્યંત ક્રોધાતુર થઈ તેઓ પરસ્પર મારવા લાગ્યા. પુરૂષમાં શ્રેષ્ઠ બેઉ પરસ્પર મારવાની ઇચ્છાથી અસ્ત્રથી અસ્ત્રોનું વારણ કરી પરસ્પર યુદ્ધ કરતા હતા. હે રાજન્! જો અત્યંત ક્રોધ પામેલો શ્વેત રક્ષા ન કરત તો પાંડવની સેનાને એક દિવસમાંજ ભીષ્મ બાળી નાખત. શ્વેતે વિમુખ કરેલા તેમને જોઇ, પાંડવ હર્ષ પામ્યા. તમારો પુત્ર દુર્યોધન ખેદયુક્ત થઇ રાજાએ, તથા સૈન્ય સહિત સંગ્રામમાં પાંડવના સૈન્ય સામે દોડયો. દુર્મુખ, કૃતવર્મા, કૃપાચાર્ય, તથા શલ્ય, એ ચાર જણ તમારા પુત્રની આજ્ઞાથી ભીષ્મ પાસે જઈ તેમની રક્ષા કરવા લાગ્યા, અને દુર્યોધનાદિ સર્વ રાજાઓ

સંગ્રામમાં પાંડવના સૈન્યને મારવા મંડયા, તેને જોઇ સેનાપતિ શ્વેત ભીષ્મને મૂકી વેગે કરી તમારા પુત્રની સેનાને, વાયુ જેમ બળથી વૃક્ષનો નાશ કરે તેમ નાશ કરવા લાગ્યો. ક્રોપે કરી મૂર્છિત થયેલો તે તમારા પુત્રની સેનાને હડાડી દઇને પાછો જ્યાં ભીષ્મ હતા ત્યાં આવી ઉભો રહ્યો. એમ એક બીજાની સામે ઉભેલા, બાણથી પ્રદીપ્ત મહા બળવાન મહાત્મા તે બેઉ જેમ વત્રાસુર ને ઇંદ્ર યુદ્ધ કરે તેમ પરસ્પર મારવાની ઇચ્છાથી યુદ્ધ કરતા હતા. તેટલામાં સેનાપતિ શ્વેતે ધનુષ ગ્રહણ કરી સાત બાણે કરી ભીષ્મને વિંધ્યા. પરાક્રમી ભીષ્મે પણ તેના પરાક્રમને ઉલ્લંઘન કરી મદોન્મત્ત હસ્તિને જેમ વારે તેમ તેને વેગથી વાર્યો. વળી ફરીથી ગ્રંથી વગરનાં પચ્ચીસ બાણે કરી શ્વેતે શંતનુના પુત્ર ભીષ્મને વિંધ્યા, તે આશ્ચર્ય સરખું થયું. તેમણે પણ દશ બાણે કરી બળવાન એવા તેને વિંધ્યો, પણ પર્વતની પેઠે તે જરાપણ કંપ્યો નહીં. વળી ક્ષત્રિય પુત્ર અત્યંત ક્રોધ પામેલા તેણે ધનુષ ખેંચી ભીષ્મ ઉપર બાણ નાખી હાસ્ય કરી બે બાજુનાં ગલોફાં ચાટતાં નવ બાણે કરી ભીષ્મના ધનુષના દશ કડકા કર્યા. પીંછવાળો બીજો બાણ સાંધી તાલના ચિન્હવાળા ભીષ્મના ધ્વજને કાપ્યો; તેને જોઇ તમારા પુત્રો શ્વેતને વશ થયેલા, ભીષ્મ હણાયા, એમ માનવા લાગ્યા, અને પ્રસન્ન થયેલા પાંડવો હર્ષયુક્ત થઈ શંખ વગાડવા લાગ્યા. એ રીતે મહાત્મા ભીષ્મના તાલના ચિન્હવાળા ધ્વજને જોઈ દુર્યોધને ક્રોધથી પોતાના સૈન્યને કહ્યું કે તમો સાવધાન થઇ ચોતરફથી રક્ષા કરતાં, ભીષ્મનો બચાવ કરો; કારણ કે, આપણુ બધા પાસે છતાં શંતનુના પુત્ર શૂરવીર ભીષ્મ શ્વેતથી મરણ નહીં પામે, એ હું તમોને સત્ય કહું છું. એવાં રાજા દુર્યોધનનાં વચન સાંભળી ઉતાવળા થયેલા, બાલ્હિક, કૃતવર્મા, શલ, શલ્ય, જલસંધ, વિકર્ણ, ચિત્રસેન તથા વિવિંશતિ આદિ મહારથી બધા ચોતરફથી ભીષ્મને વિંટી ચતુરંગિણી સેના સહિત તેમની રક્ષા કરતાં શ્વેતની ઉપર અત્યંત શસ્ત્રનો વરસાદ કરવા લાગ્યા, તેથી કોપેલા મહારથી શ્વેતે તરત તીક્ષ્ણ બાણે કરી પોતાની હસ્તલાઘવી દેખાડતાં, સિંહ જેમ હસ્તિયોને વારે, તેમ બધાનું વારણ કરી, મોટા બાણના વરસાદથી ભીષ્મનું ધનુષ કાપ્યું. શંતનુના પુત્ર ભીષ્મે બીજું ધનુષ લઇ ગૃદ્ધના પીંચ્છવાળા તીક્ષ્ણ બાણે કરી તેને વિંધ્યો. હે રાજન્! ક્રોધ પામેલા, સેનાપતિ શ્વેતે સૌ દેખે તે રીતે સંગ્રામમાં ઘણાંક લોહમય બાણથી ભીષ્મને વિંધ્યા. એ પ્રમાણે યુદ્ધમાં શ્વેતે સર્વ લોકમાં શૂરવીર ભીષ્મને વાર્યા, તે જોઇ રાજા દુર્યોધન ખેદ પામ્યો ને તમારા સૈન્યમાં હાહાકાર થયો. બાણથી ક્ષત થયેલા શ્વેતને વશ થયેલા, અને તેણે વારણ કરેલા ભીષ્મને જોઇ તેણે તેમને હણ્યા, એમજ સર્વ માનવા લાગ્યા. તેથી ક્રોધ પામેલા, તમારા પિતા ભીષ્મે, પડેલા સ્વજને તથા નિવારણ કરેલી સેનાને જોઇ, હે મહારાજ! શ્વેત ઉપર ઘણાંક બાણ નાખ્યાં. તેને વારી રથીમાં શ્રેષ્ઠ શ્વેતે, ભલ્લાકૃતિ બાણે કરી ભીષ્મનું ધનુષ કાપ્યું. ક્રોધથી મૂર્છિત થયેલા, ઘણા પરાક્રમી ભીષ્મે પણ ધનુષ્યનો ત્યાગ કરી અત્યંત બળવાન વિસ્તારવાળું મોટું ધનુષ લઈ શિલા ઉપર તીક્ષ્ણ કરેલાં સાત બાણ સાંધી ચાર બાણે કરી સેનાપતિ શ્વેતના ચાર અશ્વને, બે બાણથી સ્વજને અને સાતમે બાણે તેના સારથીનું મસ્તક કાપ્યું. હણાયા છે અશ્વ, તથા સારથી જેના એવો મહા બળવાવ શ્વેત, રથમાંથી નીચે કૂદી વ્યાકુળ થઇ ક્રોધ વશ થયો. રથીમાં શ્રેષ્ઠ તેને રથ રહિત જોઇ ભીષ્મે ચોતરફથી તીક્ષ્ણ બાણ તેને માર્યા. ભીષ્મનાં બાણ વાગેલા તેણે પોતાના રથમાં ધનુષ મૂકીને મહા

ભયંકર ઉગ્ર કાળદંડ તથા મૃત્યુની જીભ જેવી સુવર્ણમય શક્તિ ગ્રહણ કરી. શ્વાસોચ્છ્વાસ કરતાં રણસંગ્રામમાં શંતનુ પુત્ર ભીષ્મને કહ્યું કે, અત્યંત ક્રોધ પામેલો તું આ સમે ઉભો રહે, મને જોઇ પુરૂષ થા, એ રીતે તેમને કહી મોટા ધનુષવાળા પરાક્રમી પાંડવના કલ્યાણ તથા અમારા અનર્થ વાસ્તે ભીષ્મ ઉપર શક્તિ નાખી તેને જોઇ તમારા પુત્રો હાહાકાર કરવા લાગ્યા. તે વખતે શ્વેતના હાથમાંથી મૂકાયેલી સર્પ જેવી તે શક્તિ આકાશમાંથી જેમ મોટું ઉંબાડિયું પડે તેમ પડવા લાગી, તેને તમારા પિતા ભીષ્મે બહોતેર બાણથી કાપી. તે વખતે હે ભરતર્ષભ! તમારી બાજુના સર્વ યોદ્ધાઓ ઉંચા સ્વરથી પોકારવા લાગ્યા. ક્રોધથી મૂર્છિત થયેલા, તથા કાળે કરીને હણાયેલું છે ચિત્ત જેનું એવા તેને આ સમે શું કરવું તે સુઝયું નહીં. ક્રોધથી રાતાં થયેલાં નેત્રવાળો તે હસતો હોય નહીં તેની પેઠે પ્રસન્ન થઇ દંડપાણી કાળની પેઠે ભીષ્મને મારવા ગદા લઇ પાણીનો ઓઘ પર્વત સામે જાય તેમ ભીષ્મ સામે દોડયો. પ્રતાપવાન ભીષ્મ પણ અનિવાર્ય તેનો વેગ છે એમ માની તત્કાળ પૃથ્વી ઉપર ઉતર્યા. ક્રોધ પામેલા શ્વેતે ગદા ફેરવીને કુબેરની પેઠે ભીષ્મના રથ ઉપર ફેંકી: તેથી ધ્વજા, સારથી, ઘોંસરી તથા જોતર સહિત રથ ભાગી ગયો. તે વખતે રથીમાં શ્રેષ્ઠ ભીષ્મને રથ વગરના જોઇ રથીયોમાં શ્રેષ્ઠ રથમાં બેસનાર, શલ્યાદિક યોદ્ધાઓ એકઠા મળી તેમની પાસે આવ્યા. બીજા રથમાં બેસી ખેદયુક્ત મનવાળા ભીષ્મ ધનુષ સજ્જ કરી હસવાની પેઠે ધીરેથી શ્વેત પાસે ગયા, એટલામાં આકાશમાંથી થયેલી પોતાના હિતરૂપ દિવ્યવાણી ભીષ્મે સાંભળી, જે, હે ભીષ્મ! હે ભીષ્મ! હે મહાબાહો! સત્વર યત્ન કરો, કારણ શ્વેતને જીતવાનો આજ વખત છે, એમ બ્રહ્માએ કહ્યું છે. દેવ દૂતનાં વચન સાંભળી પ્રસન્ન મનવાળા ભીષ્મે તેને મારવાનું મન કર્યું. રથીમાં શ્રેષ્ઠ રથ વગરના, શ્વેતને પગપાળો ઉભેલો જોઇ તેના બચાવ વાસ્તે મહારથી સાત્યકિ, ભીમસેન, પૃષત્ ગોત્રમાં ઉત્પન્ન થયેલા ધૃષ્ટદ્યુમ્ન, કેકય, ધૃષ્ટકેતુ, પરાક્રમી અભિમન્યુ, વગેરે સર્વ એકઠા મળી તરત તેની પાસે આવ્યા. તે સર્વને દ્રોણ, શલ્ય, તથા કૃપાચાર્ય સહિત ઘણા બળવાળા ભીષ્મે પાણીના વેગને જેમ પર્વત રોકે તેમ વારી રાખ્યા. શ્વેતે ખડ્ગ ખેંચી ભીષ્મનું ધનુષ કાપ્યું. તે ધનુષનો ત્યાગ કરી મહારથી ભીષ્મ દેવદૂતનાં વચન યાદ કરી, તેને મારવાનું મન કરી, ઇંદ્રના ધનુષ જેવું બીજું ધનુષ લઇ ક્ષણમાં તેને સજ્જ કરી મનુષ્યમાં સિંહરૂપ મહારથી ભીમસેનાદિકથી વિંટાયેલા તેને જોઈ તેની પાસે ગયા. પોતાની સામે આવતા ભીમસેનને જોઈ સાઠ બાણથી તેને, ત્રણ બાણથી અભિમન્યુને, સોથી સાત્યકીને વીશથી ધૃષ્ટદ્યુમ્નને તથા પાંચથી કૈકેયને, એ રીતે મોટા ધનુષવાળા તેઓ સર્વને તમારા પિતા ભીષ્મે ભયંકર બાણથી વારી પાછા શ્વેતની પછવાડે દોડી, મૃત્યુ જેવા ભયંકર, બ્રહ્માસ્ત્ર સંયુક્ત ગૃધ્રના પીચ્છાવાળા વજ્ર જેવા ઉત્તમ બાણને સાંધી તેની ઉપર નાંખ્યો. તેને દેવ, ગંધર્વ, પિશાચ, ઉરગ તથા રાક્ષસો દેખતા હતા. ઘણા પરાક્રમવાળા, શ્વેતના કવચ તથા હૃદયને ભેદી જીવિત ગ્રહણ કરી તેના દેહમાંથી નીકળી પોતાની કાંતિ સહિત સૂર્ય જેમ અસ્ત થાય, તેમ પૃથ્વીમાં પેસી ગયો. એ રીતે પુરૂષમાં સિંહરૂપ ભીષ્મે મારેલો તે, પર્વતનું શિખર જેમ પૃથ્વીપર પડે તેમ પડતો અમોએ જોયો. તેનો મહારથી ક્ષત્રિયો તથા પાંડવો શોક કરવા લાગ્યા. તમારા પુત્રો તથા સર્વ કૌરવો પ્રસન્ન થયા. હે રાજન્! તે વખતે તમારો પુત્ર દુઃશાસન ભીષ્મે પાડેલા તેને જોઇ ભયંકર વાદિ-

ત્રના શબ્દ સાથે ચોતરફ નાચવા લાગ્યો. સંગ્રામમાં શોભતા ભીષ્મે મોટા ધનુષવાળા તેને માર્યો, તેથી શિખંડી આદિ મોટા ધનુષવાળા રથીઓ પણ કંપતા હતા. એ પ્રમાણે સેનાપતિ શ્વેત નાશ પામ્યા પછી અર્જુન, તથા શ્રીકૃષ્ણ ધીરેથી થોડા વખત સુધી યુદ્ધમાં સંધી કરવા લાગ્યા. શબ્દ કરતા તમારી તરફના તથા પારકાઓએ પણ તેમજ કર્યું. શત્રુને તપાવનાર, મહારથી પાંડવો પણ દ્વંદ્વ યુદ્ધથી થયેલા આ ભયંકર વધનું ચિંતન કરતા ખેદયુક્ત થઇ નિવૃત્ત થયા.

पार्थाविमनसो भूत्वा न्यवर्त्तत महारथाः ॥
चिंतयंतो वधं घोरं द्वैरथेन परंतपाः ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि श्वेतवधे गुर्जरभाषायामष्टचत्वारिंशोऽध्यायः ॥ ४८ ॥



## અધ્યાય ૪૯ મો. શંખ રણે ચઢયો.

धृतराष्ट्र उवाच-श्वेते सेनापतौ तात संग्रामे निहते परैः ।
किमकुर्वन्महेष्वासाः पंचालाः पांडवैः सह ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે તાત સંજય ! રણસંગ્રામમાં સામાવાળાઓએ શ્વેતને માર્યા પછી પાંડવો સહિત મોટા ધનુષવાળા પંચાળ દેશના રાજાઓએ શું કર્યું, ને યુદ્ધમાં સેનાપતિ શ્વેતને માર્યો તથા તે વાસ્તે યત્ન કરતા ને નાસતા શત્રુઓએ દીન વચન કહ્યાં એમ તેં કહ્યું તથા યુદ્ધના ઉપાય શોધનારા મારા સજ્જનો પણ મને લાભ આપે એવા છે એમ કહ્યું, એ આપણા જય જેવી વાત સાંભળી મારૂં મન પ્રસન્ન થયું છે ને શૂરવીર કૌરવમાં વૃદ્ધ એવા ભીષ્મપિતા સાથે શ્વેતે પૂર્વે વૈર કર્યું હતું, માટે તેના ભયથી તે પાંડવોનો આશ્રય કરી, સર્વ બળનો ત્યાગ કરી પાંડવના પ્રતાપથી કોઇથી જેમાં જઇ શકાય નહીં એવી જગોમાં રહી, પૂર્વે સર્વ શત્રુઓને બાધ કરતો, આર્ય જેવી વૃત્તિથી રહેતો હતો, પછી રાજાઓમાં ઉત્તમ તે ધર્મ રાજાનો ઘણોજ ભક્ત થયો હતો, તેને ભીષ્મે માર્યો એ ઘણું આશ્ચર્ય થયું. ભીષ્મપિતા, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, ગાંધારી, હું, વાસુદેવ ભગવાન, ધર્મરાજા, ભીમસેન, અર્જુન, પુરૂષ શ્રેષ્ઠ નકુલ, તથા સહદેવ એ સર્વને યુદ્ધ રૂચતું ન હતું તેથી મેં ગાંધારીએ, વિદુરે, જમદગ્નિના પુત્ર પરશુરામે, તથા મહાત્મા વ્યાસજીએ, પુરૂષ માત્રમાં અધમ મારા પુત્ર દુર્યોધનને વાર્યો હતો, તોપણ તેણે કર્ણ, શકુનિ તથા દુઃશાસનનું માનીને પાંડવો સાથે સલાહ ન કરી માટે તેને ઘોર દુઃખ આવ્યું એમ હું માનું છું. હે સંજય ! શૂરવીર સત્વર બાણ ફેંકનાર વિષ્ણુ તથા ઇંદ્ર જેવા બળવાન, સફળ ક્રોધ તથા સંકલ્પવાળા અર્જુનનો હમેશાં મારા મનમાં ભય રહે છે, માટે જરૂર શત્રુના શરીરને બાણે કરી તે મંથન કરશે એમ હું માનું છું. હે સંજય ! શ્વેતનો નાશ તથા ભીષ્મના વિજયથી કૃષ્ણ સહિત ક્રોધ પામેલા તેણે સંગ્રામમાં શું કર્યું ? તેમજ વેદ જાણનાર શૂરવીર, અગ્નિ તથા સૂર્ય સમાન કાંતિવાળા, ઇંદ્રાસ્ત્ર જાણનાર ઘણાક બળવાળા, સંગ્રામ જીતનાર વજ્ર સરખા સ્પર્શવાળા અસ્ત્ર મૂકનાર, હાથમાં ખડગ લઇ શબ્દ કરનાર મહા

મારા તથા મહારથી બળવાન દ્રુપદ પુત્ર ધૃષ્ટદ્યુમ્ને શું કર્યું ? પ્રથમનો અપરાધ અને વળી સેનાપતિ શ્વેતનું મૃત્યુ થયું તેથી મહાત્મા પાંડવોને ઘણો ક્રોધ ચડયો હશે, એમ જાણી તેને સ્મરણ કરવાથી રાત્રિ દિવસ દુર્યોધન વાસ્તે હું શાંતિ પામતો નથી, માટે હે સંજય ! તે મોટું યુદ્ધ કેમ થયું એ સર્વ મને કહે.

સંજય કહે છે–હે ધૃતરાષ્ટ્ર ! હું કહું તે સ્થિર થઇ તમે સાંભળો. આ બધી તમારી ભૂલ છે, માટે દુર્યોધન ઉપર દોષ મૂકવા તમો લાયક નથી અને આ તમારી બુદ્ધિ પાણી વહી ગયા પછી પાજ બાંધવી તથા ઘર સળગ્યા પછી કૂવો ખોદવા જવા જેવી વ્યર્થ છે. હે ધૃતરાષ્ટ્ર ! ગયો છે ઘણો પૂર્વભાગ જેનો એવા તે દારૂણ દિવસમાં તમારા તથા સામાઓનું ફરીથી યુદ્ધ થવા લાગ્યું. જેમાં વિરાટ રાજાના સેનાપતિ મૃત્યુ પામેલા શ્વેતને તથા કૃતવર્મા સહિત ઉભેલા શલ્યને જોઇ મોટો સિંહ જેવો પરાક્રમી મોટા રથના સમુદાયે ચોતરફથી રક્ષિત બળવાન શંખ નામનો મહારથી ઘૃતથી જેમ અગ્નિ પ્રજ્વલિત થાય, તેમ ક્રોધથી પ્રજ્વલિત થઇ ઇંદ્રના ધનુષ જેવા મોટા ધનુષને સજ્જ કરી ક્રોધથી રણસંગ્રામમાં મદ્રદેશના અધિપતિ શલ્યને મારવાની આશાથી, બાણમય વરસાદ કરતો દોડીને તેના રથ સામે આવવા લાગ્યો. તેને જોઇ મૃત્યુની દાઢમાં ગએલા, શલ્યના બચાવ વાસ્તે કોશલ દેશનો રાજા બૃહદ્બલ, મગધ દેશનો જયત્સેન, શલ્યનો માનીતો પુત્ર રૂકમરથ, અવંતિપુરીના વિંદ, તથા અનુવિંદ બે રાજાઓ, કાંબોજ દેશનો સુદક્ષિણ, તથા બૃહત્ક્ષત્રનો પુત્ર સિંધુ દેશનો રાજા જયદ્રથ, તમારી તરફના એ સાત યોદ્ધાઓએ પોતાના રથોથી તેને ઘેરી લીધો. તે વખતે એ મહાત્મા સર્વ રાજાઓનાં અનેક ધાતુથી ચિત્રેલાં તથા ખેંચેલાં ધનુષો, વિજળીઓ દેખાય તેમ દેખાતાં હતાં. તે સમે તેઓ વર્ષાઋતુંમાં વાયુએ ખેંચાએલો મેઘ જેમ પર્વત ઉપર જળનો વરસાદ કરે, તેમ શંખના મસ્તક ઉપર બાણમય વરસાદ વરસાવવા લાગ્યો, તેથી કોપેલા મોટા ધનુષવાળા સેનાપતિ એવા તેણે સજેલાં ભલ્લાકૃતિ સાત બાણે કરી તેમનાં ધનુષોને કાપી સિંહનાદ કર્યો. તે સાંભળી મોટા ધનુષવાળા, મહાબળવાન મહાબાહુ ભીષ્મપિતા, મેઘની પેઠે ગર્જના કરી તાડ જેવું મોટું ધનુષ લઇ રણસંગ્રામમાં શંખ સામે દોડયા. તેને જોઇ વાયુના વેગથી હણાએલ નાવની પેઠે પાંડવની સેના ત્રાસ પામવા લાગી. તે વખતે અર્જુન, ભીષ્મથી શખની રક્ષા કરવા વેગથી તેની આગળ આવી, ભીષ્મની સામે યુદ્ધ કરવા લાગ્યો. રણસંગ્રામમાં યુદ્ધ કરનાર યોદ્ધાઓ હાહાકાર કરતા ‘ તેજમાં તેજ મળ્યું ’ એમ બોલી વિસ્મય પામ્યા. તેટલામાં હે ભરતર્ષભ ! શલ્ય રાજાએ હાથમાં ગદા લઇ રથથી નીચે ઉતરી શંખના ચાર ઘોડાઓને માર્યા. હણાયલા ઘોડાવાળો તે રથમાંથી નીચે ઉતરી તરવાર લઇ અર્જુનના રથ પાસે આવી શાંતિ પામ્યો. તેજ વખતે ભીષ્મના રથમાંથી ઘણાક બાણ આવવા લાગ્યાં, જેથી આકાશ તથા પૃથ્વી ચોતરફથી ઢંકાઈ ગયાં. યુદ્ધ કરનારાઓમાં શ્રેષ્ઠ ભીષ્મે, બાણ-વડે કરી પંચાલ, મત્સ્ય, કેકય, તથા પ્રભદ્રક દેશના રાજાઓને પીડી, પાંડવ શ્રેષ્ઠ અર્જુનને છોડી, પ્રિય સંબંધી તથા સેનાથી વિંટાએલા પાંચાળ દેશના દ્રુપદ રાજા સામે દોડી તેની ઉપર ઘણાંક બાણો નાંખ્યાં. તેનાં સૈન્યો વસંત ઋતુમાં અગ્નિથી બળેલાં વનો દેખાય તેવાં દેખાવા લાગ્યાં. ભીષ્મ તો ધૂમ રહિત પ્રદીપ્ત અગ્નિની પેઠે શોભતા હતા. જેને પાંડવના યોદ્ધાઓ મધ્યાન્હ સમયે પોતાના તેજવડે તપતા સૂર્યને જેમ કોઇ જોઇ ન શકે

તેમ જોઇ શકતા ન હતા, ટાઢથી પીડાએલી ગાયોની પેઠે ભયથી પીડાએલા પાંડવો પોતાની રક્ષા કરનારને ચોતરફ જોતા હતા પણ જણાયા નહીં. તે વખતે ભીષ્મના બાણુથી પીડાએલી યુધિષ્ઠિરની સેના સિંહે હણેલી ગોવાળની સફેદ ગાયની પેઠે પીડા પામતી હતી. હે ભારત ! એ રીતે જ્યારે તે સૈન્ય કેટલુંક હણાયું, નાઠું તથા ઉત્સાહ વગરનું થઇ ગયું, ત્યારે તેમાં મોટો હાહાકાર થયો. મંડળ જેવા ધનુષવાળા શંતનુના પુત્રે સર્પ સરખાં તીક્ષ્ણ મોંવાળાં બાણોથી દિશાઓને એક સરખી કરતાં પાંડવ તરફના રથીઓને નામથી વારંવાર બોલાવીને માર્યા. એમ તે સેના ચારે તરફથી હણાઇ તથા ઘવાઇ, તે વખત સૂર્ય અસ્ત થવાથી કંઇપણ જણાતું ન હતું. હે ભરતર્ષભ ! રણસંગ્રામમાં ધ્રુધવતા ભીષ્મને જોઇ તેઓએ પોતાનાં સૈન્યોને પાછાં ખેંચી લીધાં.

**भीष्मं च समुदीर्यं तं दृष्ट्वा पार्था महाहवे ।**
**अवहारमकुर्वंत सैन्यानां भरतर्षभ ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि शंखयुद्धे प्रथमदिवसावहारे गुर्जरभाषाया मेकोनपंचाशत्तमोऽध्यायः ॥ ४९ ॥**

## અધ્યાય ૫૦ મો. ક્રૌંચારૂણ વ્યૂહ રચના.

**संजय उवाच—कृतेवहारे सैन्यानां प्रथमे भरतर्षभ ।**
**भीष्मे च युद्धसंरब्धे हृष्टे दुर्योधने तथा ॥ १ ॥**

સંજય કહે છે—હે ભરતર્ષભ ! સૈન્યોના પહેલા વ્યવહારમાં જ્યારે ભીષ્મપિતામહ યુદ્ધમાં ક્રોધયુક્ત થયા, તથા દુર્યોધન પ્રસન્ન થયો ત્યારે પરાજયને સંભારતા શોકયુક્ત ધર્મરાજા ભીષ્મપિતાનું પરાક્રમ જોઈ પોતાના ભાઇઓ તથા રાજાઓ સહિત શ્રીકૃષ્ણની પાસે જઈ તેમને કહેવા લાગ્યા કે–હે કૃષ્ણ ! ગ્રીષ્મઋતુમાં ઘાસને બાળતા અગ્નિની પેઠે રણસંગ્રામમાં બાણે કરી મારા સૈન્યને બાળતા, મોટા ધનુષવાળા ભયંકર પરાક્રમવાળા ભીષ્મને તમે જોયા. ઘૃત હોમેલા અગ્નિની પેઠે મારા સૈન્યોને બાળતા એ મહાત્મા સામું આપણે કેમ જોઇ શકીશું, કારણ કે પુરૂષમાં સિંહરૂપ ધનુષવાળા, મહા બળવાન તેમને જોઇ રણસંગ્રામમાં બાણથી હણાએલું આપણું સૈન્ય નાસવા માંડે છે. યમરાજા હાથમાં વજ્ર ધરનાર ઇંદ્રપાશ ધરનાર, વરૂણ તથા ગદા લેનાર, કુબેરને જીતી શકાય પણ મોટા તેજવાળા મહા બળવાન ભીષ્મ જીતી શકાય એમ નથી, માટે હે કેશવ ! આ સંગ્રામમાં મારી અલ્પ બુદ્ધિથી વહાણ વગરનો હું ભીષ્મરૂપી અગાધ જળમાં બુડી જાઉંછું, તેથી વનમાં જઇને ત્યાં જીવવું તે સારૂં પણ મૃત્યુરૂપ ભીષ્મને આ સર્વ રાજાઓ આપવા એ સારૂં નહીં. હે કૃષ્ણ ! મહાસ્ત્ર જાણનાર ભીષ્મ મારી સેનાને મારશે માટે પ્રજ્વળિત અગ્નિ સામે જેમ પતંગિયાં મરણ વાસ્તે જાય છે, તેમ મારા સૈનિકો પોતાના નાશ વાસ્તેજ તેમની સામે જાય છે. પરાક્રમી હું રાજ્ય સારૂ નાશને પામ્યો છું, તેમ શૂરવીર એવા મારા ભાઇઓ પણ મારે વાસ્તે બાણથી પીડા પામતા દુર્બળ થઇ ગયા છે. રાજ્ય તથા સુખથી પણ ભ્રષ્ટ થયા છે અને આજ તો ખરેખર જીવિત દુર્લભ થઇ ગયા છે, તેથી દૈન્યતેજ હું મોટું

તું છું; હવે અવશેષ જીવિતે કરી મોટું તપ કરીશ, પણ હે કેશવ! રણસંગ્રામમાં આ
ર્વ મિત્રને હું મરાવીશ નહીં. મહા બળવાન ભીષ્મ દિવ્ય અસ્ત્રોએ હજારો મારા રથમાં
સનાર પ્રહાર કરનાર શ્રેષ્ઠ યોદ્ધાઓને મારશે માટે હે માધવ! શું કરવાથી મારૂં સારૂં
ાય તે મને કહો? રણસંગ્રામમાં અર્જુનને તો મધ્યસ્થની પેઠે હું દેખું છું: મોટી ભુજા,
થા તેવાજ મનવાળો, ક્ષત્રિય ધર્મને સ્મરણ કરી એક ભીમસેન યથાશક્તિ શૂરવીરોને
ણનારી ગદાએ કરી પાયદળ, રથી, ઘોડા તથા હસ્તિ કોઇથી ન બને એવું કર્મ કરે છે,
ણ તે દિવ્યાસ્ત્ર તથા માયા રહિત યુદ્ધ કરવાથી સો વર્ષે પણ શત્રુના સૈન્યનો નાશ કરી
કે તેમ નથી; અસ્ત્રને જાણનાર એક તમારો મિત્ર અર્જુન છે, તે પણ મહા મા ભીષ્મ-
ેતા, તથા દ્રોણાચાર્યથી બળતા એવા અમોની ઉપેક્ષા કરે છે, માટે મહાત્મા ભીષ્મે
થા દ્રોણાચાર્યે વારંવાર મૂકેલાં દિવ્યાસ્ત્રો સર્વ ક્ષત્રિયોને બાળશે હે કૃષ્ણ! ઘણા ક્રોધ-
ાળા, ભીષ્મ સર્વ રાજાઓ સહિત પોતાના પરાક્રમ પ્રમાણે જરૂર આપણો નાશ કરશે.
હે મહાભાગ! હે યોગેશ્વર! વરસાદ જેમ દાવાનળને શમાવે તેમ સંગ્રામમાં મહારથી
ભીષ્મને શમાવે એવા યોદ્ધાને તમે ખોળી કાઢો. તેવો કોઇ પણ નથી માટે હે ગોવિંદ!
ાંડવો તો તમારા પ્રસાદથીજ શત્રુ વગરના થઇ પોતાના રાજ્યને પામી બાંધવ સહિત
ર્ષ પામે. આમ કહી, શોકે કરી હણાઇ છે ચેતના જેની એવા ઉદાર મનવાળા યુધિષ્ઠિર
ખેદયુક્ત મનવાળા થઇ અંતરમાં વિચાર કરતા હોય તેમ ઉભા રહ્યા. દુઃખે કરી હણાયું
છે ચિત્ત જેનું એવા શોકાર્ત્ત તેમને જોઇ, સર્વ પાંડવોને હરખાવતાં ગોવિંદ ભગવાને કહ્યું
, હે ભરતશ્રેષ્ઠ! શોચ માં કરો, તમો શોચ કરવા યોગ્ય નથી, કારણ તમારા ભાઇઓ
સર્વ લોકમાં શૂરવીર તથા ધનુષ ધારણ કરનાર છે. હે રાજન્! હું, મોટા યશવાળો સાત્યકિ,
વેરાટ, દ્રુપદ, તથા પૃષત્ ગોત્રમાં ઉત્પન્ન થયેલો ધૃષ્ટદ્યુમ્ન, એ સર્વ તમારૂં પ્રિય કરનાર
છીએ, હે રાજસત્તમ! બીજા પણ સેના સહિત તમારી ઉપર ભક્તિમાન રાજાઓ તમારા
પ્રસાદને ઇચ્છે છે. પૃષતગોત્રમાં ઉત્પન્ન થયેલ તમારૂં પ્રિય તથા હિત ઇચ્છનાર, મહા
બળવાન ધૃષ્ટદ્યુમ્ન તમારો સેનાપતિ થયો છે અને ભીષ્મને મારનાર આ શિખંડી છે.
એવાં શ્રીકૃષ્ણનાં વચન સાંભળી, ધર્મરાજ યુધિષ્ઠિરે તે સંગ્રામમાં વાસુદેવ ભગવાન સાંભ-
ળતાં મહારથી ધૃષ્ટદ્યુમ્નને કહ્યું કે, હે ધૃષ્ટદ્યુમ્ન! હે મારિષ! હું કહું તે તું સાંભળ. મારૂં
કહેલું વચન તારે અતિક્રમણ કરવું નહીં. વાસુદેવ ભગવાને તને મારો સેનાપતિ કર્યો છે.
પૂર્વે જેમ દેવતાઓનો સેનાપતિ કાર્તિકસ્વામી હતો, તેમ પાંડવોનો સેનાપતિ તું છે. માટે
હે પુરૂષમાં સિંહરૂપ! પરાક્રમે કરી કૌરવને માર્ય. હે મારિષ! હે પુરૂષમાં શ્રેષ્ઠ! હું,
ભીમસેન, શ્રીકૃષ્ણ, માદ્રીપુત્ર નકુળ ને સહદેવ, કવચ પહેરેલા દ્રૌપદીના પુત્રો તથા બીજા
પણ મુખ્ય રાજાઓ, એ સર્વ તારી પાછળ આવીશું. એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળી
સર્વને અત્યંત હર્ષ પમાડતાં ધૃષ્ટદ્યુમ્ને કહ્યું કે હે યુધિષ્ઠિર! પૂર્વે મહાદેવજીએ દ્રોણનો તું
હણનાર છે એમ મને કહ્યું છે, માટે રણસંગ્રામમાં મદોન્મત્ત એવા ભીષ્મ, કૃપાચાર્ય,
દ્રોણાચાર્ય, શલ્ય તથા જયદ્રથ એ સર્વ સાથે હું યુદ્ધ કરીશ. આમ કહી યુદ્ધમાં દુર્મદ
મોટા ધનુષવાળો, પાંડવ સહિત મોટેથી પોકારી તૈયાર થયો, તે વખતે યુધિષ્ઠિરે કહ્યું કે
પૂર્વે દેવાસુર સંગ્રામમાં બ્રહસ્પતિએ જે ઇંદ્રને કહ્યો હતો તે કોઇએ પૂર્વે જોયેલો નહિ એવો
શત્રુનો નાશ કરનાર, ક્રૌંચારૂણ નામનો વ્યૂહ યથાર્થ રીતે રચો, જેને કૌરવ સહિત સર્વ રાજાઓ

જુવે. યુધિષ્ઠિરનાં વચન સાંભળી ઇંદ્રનાં વચન જેમ વિષ્ણુ સ્વીકારે, તેમ સ્વીકારી ધૃષ્ટદ્યુમ્નને સવારના પહોરમાં સર્વ સૈન્યના અગ્રભાગમાં અર્જુનને કર્યો. તે વખતે ઇંદ્રની આજ્ઞાથી વિશ્વકર્માએ નિર્માણ કરેલો, આશ્ચર્યરૂપ મનોહર, અત્યંત ઉંચે ગયેલો, ઇંદ્રાયુધ જેવી પતાકાઓથી શોભતો, ગંધર્વનગર જેવો ધ્વજ આકાશમાં પક્ષીની પેઠે અને રથના માર્ગોમાં નાચતો હોય તેની પેઠે શોભતો હતો, અને રત્નયુક્ત તેણે કરી, અર્જુન અને અર્જુને કરી અત્યંત શોભાયુક્ત તે, સૂર્યે કરીને જેમ મેરૂ પર્વત શોભે તેમ શોભતા હતા. હે ભરતર્ષભ ! હવે ક્રૌંચારૂણ વ્યૂહનું મોટી સેના સહિત દ્રુપદ રાજા મસ્તક; કુંતિભોજ તથા ચૈદ્ય નામનો રાજા એ બેઉ એ નેત્ર, દાશેરક નામના ગણ સહિત દશાર્ણક, પ્રભદ્ર અનુપક તથા કિરાત નામના રાજા ગ્રીવા, પટચ્ચર, પૌંડ્ર, પૌરવક, તથા નિષાદ રાજાઓ સહિત યુધિષ્ઠિર રાજા પૃષ્ટ ભાગ, ભીમસેન તથા પૃષત્ ગોત્રમાં ઉત્પન્ન થયેલ ધૃષ્ટદ્યુમ્ન એ પાંખો, દ્રૌપદીના પુત્ર, અભિમન્યુ, મહારથી સાત્યકિ, પિશાચ, દારદ, પુંડ, કુંડિવિષ, મારૂત, ધેનુક, તંગણ, પરતંગણ, બાલ્હિક, તિત્તિરચોલ, તથા પાંડય એટલા દેશના રાજાઓ જમણી બાજુની પાંખનો આશ્રય કરી ઉભા. અગ્નિવેશ તુહુંડ, માલવ, દાનભારય, શબર, ઉદ્ભસ, નાકુલ સહિત વત્સ, એટલા દેશના રાજાઓને નકુલ તથા સહદેવ, ડાબી બાજુની પાંખનો આશ્રય કરી ઉભા. વળી તે વ્યૂહની બે પાંખોમાં દશ હજાર રથ, મસ્તકમાં લક્ષ રથ, પૃષ્ટ ભાગમાં વીશ હજાર રથ, ગ્રીવામાં સિત્તેર હજાર રથો રાખ્યા. વળી પાંખના, આદિ, મધ્ય, તથા અંતમાં ચલાયમાન પર્વતની પેઠે હસ્તિઓ ફરતા રાખ્યા. કેનય સહિત વિરાટ, કાશી રાજા, તથા શૈબ્ય રાજા, ત્રીશ હજાર રથ સહિત તે વ્યૂહના કટિપશ્ચાત્ ભાગનું રક્ષણ કરતા હતા. હે ભારત ! એ રીતે પાંડવો ક્રૌંચારૂણ નામના મોટા વ્યૂહની રચના કરી સૂર્યોદયને ઇચ્છતા કવચ પહેરી, યુદ્ધ વાસ્તે ઉભા રહ્યા. તેમના હસ્તિ તથા રથ ઉપર રહેલાં સૂર્ય સમાન વર્ણવાળાં નિર્મળ મોટાં શ્વેત છત્રો શોભતાં હતાં.

**सूर्योदयं त इच्छंतः स्थितायुद्धाय दंशिताः ।**
**तेषामादित्यवर्णानि विमलानि महांति च ।**
**श्वेतच्छत्राण्यशोभंत वारणेषु रथेषु च ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि क्रौंचव्यूहनिर्माण गुर्जरभाषायां पंचशत्तमोऽध्यायः ॥ ५० ॥**



## અધ્યાય ૫૧ મો. ક્રૌંચવ્યૂહ વ્યવસ્થા.

**संजय उवाच–क्रौंचं दृष्ट्वा ततो व्यूहमभेद्यं तनयस्तव ।**
**रक्षमाणं महाघोरं पार्थेनामिततेजसा ॥ १ ॥**

સંજય કહે છે–હે ધૃતરાષ્ટ્ર ! તમારો પુત્ર દુર્યોધન ઘણા તેજવાળા અર્જુને રક્ષિત મહા ભયંકર કોઇથી ભેદાય નહીં એવા ક્રૌંચવ્યૂહને જોઇ હે પાર્થિવ ! હે ભારત ! દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, શલ્ય, સૌમદત્તિ, વિકર્ણ, અશ્વત્થામા અને દુઃશાસનાદિક સર્વ ભાઇઓ તથા બીજા પણ યુદ્ધ વાસ્તે આવેલા શૂરવીર ઘણાક રાજાઓ પાસે જઇ તેમને હર્ષ પામડતાં

આવી રીતે કહેવા લાગ્યો. નાના પ્રકારના મહારથીઓ શસ્ત્ર તથા પ્રહાર કરવાના સાધનવાળા, તથા યુદ્ધમાં ચતુર એવા મહારથીઓ તમે સર્વ એક એક પણ રણસંગ્રામમાં સૈન્ય સહિત પાંડવોને મારવા સમર્થ છો ત્યારે એકઠા મળીને હો તો મારો એમાં શું આશ્ચર્ય ? ભીષ્મે રક્ષા કરેલું આપણું સૈન્ય ઘણુંક છે અને ભીમે રક્ષા કરેલું તેમનું સૈન્ય થોડું છે, તો પણ સંસ્થાન, શૂરસેન, વેત્રિક, કુકુર, અરોચક, ત્રિગર્ત, મદ્રક તથા યવન, એટલા દેશના રાજાઓ શત્રુંજય, દુઃશાસન, શૂરવીર વિકર્ણ, નંદોપનંદક, ચિત્રસેન તથા પારિભદ્ર સહિત સૈન્યને આગળ કરી ભીષ્મનીજ રક્ષા કરો. હે મારિષ ! દુર્યોધનનાં એવાં વચન સાંભળી ભીષ્મ, દ્રોણાચાર્ય તથા તમારા પુત્રોએ પાંડવોને બાધ કરે એવી મોટી વ્યૂહ રચના કરી. જેમાં મોટા સૈન્યે કરી ચારે તરફથી વિંટાયેલા ભીષ્મ મોટી સેનાને આકર્ષણ કરતા ઇંદ્રની પેઠે આગળ જવા લાગ્યા. મોટા ધનુષ્યવાળા પ્રતાપવાન, દ્રોણાચાર્ય, કોપેલ દશાર્ણ તથા મગધ દેશના યોદ્ધાઓ સહિત તેમની પાછળ જવા લાગ્યા. ગાંધાર, સિંધુ, સૌવીર, શિબી, તથા વસાતી દેશના રાજાઓ વિદભં, મેકલ, કર્ણ, પ્રાવરણ દેશના યોદ્ધાઓ સંગ્રામમાં શોભતા ભીષ્મની પાછળ જતા હતા. પોતાના સૈન્ય સહિત શકુનિ દ્રોણાચાર્યની રક્ષા કરતો હતો. અશ્વાતક, વિકર્ણ, અંબષ્ટ, કોસલ, દરદ, શક, ક્ષુદ્રક, માળવાના રાજાઓ તથા સર્વ ભાઇઓ સહિત દુર્યોધન રાજા પ્રસન્નતાથી શકુનિની સેનાની રક્ષા કરતો હતો. હે મારિષ ! ભૂરિશ્રવા, શલ, શલ્ય, ભગદત્ત તથા અવંતીપુરીના વિંદ તથા અનુવિંદ નામના રાજાઓ ડાબી બાજુ તેની રક્ષા કરતા હતા, સોમદત્તિ સુશર્મા, કાંબોજ દેશનો સુદક્ષિણ, શ્રુતાયુ તથા અચ્યુતાયુ એટલા જમણી બાજુથી રક્ષા કરતા હતા. અશ્વત્થામા, કૃપાચાર્ય તથા સાત્વત કુળમાં ઉત્પન્ન થયેલા કૃતવર્મા મોટી સેના સહિત સેનાના પૃષ્ટ ભાગને વિષે ઉભા રહ્યા હતા. કેતુમાન, વસુદાન, પરાભવ પમાડનાર કાશિરાજાનો પુત્ર અને બીજા પણ ઘણાક દેશના રાજા તેની પાછળથી રક્ષા કરતા હતા. હે ભારત ! પછી યુદ્ધ કરવા તત્પર થયેલા તેઓ તમારી તરફના સર્વ યોદ્ધાઓ શંખ વગાડી હર્ષથી સિંહનાદ કરવા લાગ્યા, તે સાંભળી કૌરવના પિતામહ પ્રતાપવાન વૃદ્ધ ભીષ્મે મોટેથી સિંહનાદ કરી શંખ વગાડયો. તે પછી શંખ, ભેરી, પેશી, તથા આનક નામનાં રણ વાદ્ય બીજાઓએ વગાડયાં. તેનો તુમુલ ધ્વનિ થવા લાગ્યો. એટલામાં ધોળા ઘોડા જોડેલા મોટા એક રથમાં બેઠેલા, શ્રીકૃષ્ણ તથા અર્જુને સુવર્ણ તથા રત્નથી શોભતા ઉત્તમ શંખ વગાડયા. ભગવાન હૃષીકેશે પાંચજન્મ નામનો શંખ તથા ધનંજયે દેવદત્ત નામનો શંખ વગાડયો. ત્યાર પછી ભયંકર કર્મવાળા ભીમસેને પૌંડ્ર નામનો મોટો શંખ, કુંતિપુત્ર યુધિષ્ઠિર રાજાએ અનંતવિજય નામનો શંખ, નકુળે સુઘોષ નામનો શંખ અને સહદેવે મણિપુષ્પક નામનો શંખ વગાડયો. પછી કાશિરાજ, શૈબ્ય, મહારથી શિખંડી ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ, મહારથી સાત્યકિ, મોટા ધનુષવાળા પંચાલ દેશના રાજાઓ તથા દ્રૌપદીના પાંચ પુત્રોએ પણ પોતપોતાના શંખ વગાડી સિંહનાદ કર્યો. એ રીતે સર્વ શૂરવીરોએ કરેલા તે મોટા ભયંકર શબ્દે કરી આકાશ તથા પૃથ્વીમાં પ્રતિધ્વનિ થયો. હે મહારાજ ! એ રીતે અત્યંત પ્રસન્ન થયેલા કૌરવ તથા પાંડવો પરસ્પર તપાવતા ફરીથી યુદ્ધ કરવાને એક બીજાની સામે જઇ ઉભા રહ્યા.

**एवमेते महाराज प्रहृष्टाः कुरुपांडवाः ।**
**पुनर्युद्धाय संजग्मुस्तापमानाः परस्परं ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि क्रौंचव्यूहरचनायां गुर्जरभाषायां एकपंचाशत्तमोऽध्यायः ॥ ५१ ॥**

## અધ્યાય ૫૨ મો. ભીષ્મ અર્જુન વચ્ચે યુદ્ધ.

**धृतराष्ट्र उवाच—एवं व्यूढेष्वनीकेषु मामकेष्वितरेषु च ।**
**कथं प्रहरतां श्रेष्ठाः संप्रहारं प्रचक्रिरे ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે–હે સંજય ! એ રીતે મારાં તથા પાંડવોનાં સૈન્ય વ્યૂહ રચના કરી ઉભાં રહ્યા પછી પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ શૂરવીરો કેવી રીતે લડવા લાગ્યા. સંજય કહે છે કે હે ધૃતરાષ્ટ્ર ! એ રીતે સમાનપણાથી વ્યૂહ રચના કરી બેઉ સૈન્ય ઉભાં તે વખતે, ચડાવેલ છે સુંદર ધ્વજા જેમાં એવું સૈન્ય સમુદ્રની પેઠે અપાર હોય નહીં એવું દેખાતું હતું. હે રાજન ! તેની મધ્યે ઉભેલા તમારા પુત્ર દુર્યોધને તમારી તરફના સર્વ યોદ્ધાઓને કહ્યું કે, કવચ ધારણ કરી તમો યુદ્ધ કરો. તેનાં એવાં વચન સાંભળી ત્યાગ કર્યું છે જીવિત જેમણે એવા ઉંચી ધ્વજાવાળા સર્વ વીર ક્રૂર મન કરી પાંડવ સામે લડવા લાગ્યા. પછી તમારૂં તથા પારકાઓનું રથ તથા હસ્તિની ગીરદીવાળું રૂવાં ઉભા કરે એવું ભયંકર યુદ્ધ થયું. તેમાં રથીઓએ મૂકેલાં સુવર્ણના પુંખવાળા પાયેલાં અખંડિત અગ્રભાગવાળાં બાણો હસ્તિ તથા અશ્વો ઉપર પડવા લાગ્યાં. એ રીતે સંગ્રામ પ્રવૃત્ત થયો ત્યારે કવચવાળા, ભયંકર પરાક્રમવાળા કુરૂવૃદ્ધ મહાબાહુ ભીષ્મે ધનુષ ગ્રહણ કરી સામે આવી, અભિમન્યુ, ભીમસેન, મહારથી સાત્યકિ, કેકય, વિરાટ, પૃષતગોત્રમાં ઉત્પન્ન થયેલા ધૃષ્ટદ્યુમ્ન, ચેદિ રાજા, ને મત્સ્ય રાજા, એ સર્વને પરાભવ પમાડતાં તેમની ઉપર બાણનો વરસાદ વરસાવ્યો. શૂરવીરના સમાગમમાં સર્વ સૈન્ય એકઠાં મળવાથી વ્યૂહ રચના ભેદ પામી, અને પાંડવ તરફના ઘોડેસ્વાર તથા રથમાં બેસનાર યોદ્ધાઓ શ્રેષ્ઠ અશ્વોનો નાશ થવાથી સૈન્ય સહિત નાસવા લાગ્યા. તે વખતે પુરૂષમાં સિંહરૂપ અર્જુન મહારથી ભીષ્મને જોઈ ક્રોધથી શ્રીકૃષ્ણને કહેવા લાગ્યા કે હે વાર્ષ્ણેય ! જ્યાં ભીષ્મ છે ત્યાં મારો રથ લઇ જાઓ. નહીં તો આ અત્યંત ક્રોધે ભરાયેલા ભીષ્મ. દુર્યોધનના હિત વાસ્તે જરૂર મારી સેનાનો નાશ કરશે. દ્રોણ, કૃપાચાર્ય, શલ્ય, વિકર્ણ, તથા ભીષ્મે રક્ષા કરેલા એકઠા મળેલા દુર્યોધનાદિ ધૃતરાષ્ટ્રના પુત્રો પંચાળ દેશના રાજાઓને હણશે માટે મારો રથ ભીષ્મની સામે લેઇ જાઓ, એટલે હું મારી સેનાના બચાવ વાસ્તે લડું. અર્જુનનાં એવાં વચન સાંભળી વાસુદેવ ભગવાને તેને કહ્યું કે હે ધનંજય ! સાવધાન થા, આ હું સત્વર ભીષ્મના રથ પાસે તને પહોચાડું છું. હે રાજન ! ધૃતરાષ્ટ્ર ! એમ કહી, શૌરિ ભગવાને લોકમાં વિખ્યાત તે રથ ભીષ્મના રથ પાસે આણ્યો. મદ ઝરતા હસ્તિ જેવા, રણસંગ્રામમાં શૂરવીરોને ત્રાસ પમાડતા, તથા મર્દન કરતાં સંબંધિયોને હર્ષ પમાડનાર, શરણ દેનાર, અર્જુન ચલાયમાન ઘણાક પતાકાવાળા, બગલા જેવા શ્વેત વર્ણવાળા ઘોડા જોડેલા, ઉંચો મહા ભયંકર શબ્દ કરતો હનુમાન છે ધ્વજામાં જેની એવા મેઘ ગંભીર શબ્દવાળા, ઘણા તેજયુક્ત મોટા રથે કૌરવ સૈન્ય, તથા શૂરસેન દેશના રાજાઓને હણતા વેગથી સામે

આવ્યા. તેને જોઇ, સિંધુ દેશનો રાજા જયદ્રથ છે મુખ્ય જેમાં એવા પ્રાચ્ય સૌવીર તથા કેકય રાજાઓએ રક્ષા કરેલા, શંતનુ પુત્ર ભીષ્મ તત્કાળ સામે આવ્યા. હે ધૃતરાષ્ટ્ર ! ગાંડીવ ધનુષવાળા અર્જુન સામે ભીષ્મ, દ્રોણાચાર્ય તથા કર્ણ વિના બીજો કોણ આવવા યોગ્ય છે. હે મહારાજ ! તે વખતે સર્વ લોકમાં મહારથી ભીષ્મે સીત્યોતેર બાણે કરી, દ્રોણે પચ્ચીશે કરી, કૃપાચાર્યે પચાસે કરી, દુર્યોધને ચોસઠે કરી, શલ્યે નવે કરી, સિંધુ દેશના રાજા જયદ્રથે નવે કરી, શકુનિએ પાંચે કરી અને વિકર્ણે ભલ્લાકૃતિ દશ બાણે કરી, પાંડુ પુત્ર અર્જુનને વિંધ્યા. ચોતરફથી તીક્ષ્ણ બાણે કરી તે સર્વેથી વિંધ્યા તોપણ મોટા ધનુષવાળા મહાબાહુ અર્જુન ભેદેલા પર્વતની પેઠે કંઈ પણ વ્યથા પામ્યા નહીં. હે ભરતર્ષભ ! પુરૂષમાં સિંહરૂપ ઘણા બળવાળા અર્જુને પચીસ બાણે કરી ભીષ્મને, નવથી કૃપાચાર્યને, સાઠથી દ્રોણને, ત્રણથી વિકર્ણને, ત્રણથી શલ્યને, તથા પાંચ બાણથી દુર્યોધન રાજાને વિંધ્યો. એટલામાં સાત્યકિ, વિરાટ, પૃષત્ ગોત્રમાં ઉત્પન્ન થયેલા ધૃષ્ટદ્યુમ્ન, દ્રૌપદીના પાંચ પુત્ર તથા અભિમન્યુએ, અર્જુનને વિંટી લીધા. ભીષ્મનું પ્રિય કરનાર મોટા ધનુષવાળો, દ્રોણ સામે સોમકે સહિત પંચાલ દેશનો રાજા ધૃષ્ટદ્યુમ્ન આવ્યો. હે રાજન્ ! રથીમાં શ્રેષ્ઠ ભીષ્મે તીક્ષ્ણ એવાં એંશી બાણે અર્જુનને વિંધ્યો. તે વખતે તમારી તરફના યોદ્ધાઓ એકઠા મળી પોકાર કરવા લાગ્યા. તે સાંભળી મનુષ્યમાં સિંહરૂપ પ્રતાપવાન અર્જુન પ્રસન્ન થયા હોય તેની પેઠે હસી તેમના મધ્યમાં જઇ મહારથી એવા તમારી તરફનાને નિશાન કરી, ધનુષથી ક્રીડા કરવા લાગ્યા. તે વખતે સંગ્રામમમાં અર્જુને પીડા પમાડેલા, પોતાના શૈન્યને જોઇ દુર્યોધન રાજાએ ભીષ્મને કહ્યું કે, હે તાત ! હે ગાંગેય ! હે વિશાંપતે ! તમે તથા રથીમાં શ્રેષ્ઠ દ્રોણાચાર્ય જીવતે બળવાન પાંડુ પુત્ર અર્જુન, યત્ન કરનાર, આપણા સર્વ સૈન્યનું મૂળ કાપે છે, તેમ હમેશ મારૂં હિત ઇચ્છનાર કર્ણ પણ તમારે વાસ્તે શસ્ત્ર મૂકી દઇ સંગ્રામમમાં યુદ્ધ કરતો નથી માટે જે રીતે અર્જુન નાશ પામે તેવા કરો. હે ધૃતરાષ્ટ્ર ! દુર્યોધનનાં એવાં વચન સાંભળી, તમારા પિતા ભીષ્મ ક્ષત્રિય ધર્મને ધિક્કાર છે એમ કહી, અર્જુનના રથ પ્રત્યે ગયા. તે વખતે બેઉ ધોળા અશ્વ નજીક આવ્યા. તેને જોઈ રાજાઓ સિંહનાદ કરતાં શંખ વગાડવા લાગ્યા. હે મારિષ ! અશ્વત્થામા, દુર્યોધન, તથા તમારો પુત્ર વિકર્ણ, એ સર્વ ચોતરફથી ભીષ્મને વિંટી યુદ્ધ વાસ્તે ઉભા રહ્યા. ત્યાર પછી યુદ્ધ પ્રવૃત્ત થયું. જેમાં ગંગા પુત્ર ભીષ્મે, નવ બાણ અર્જુન ઉપર નાંખ્યાં. વળી સંગ્રામમમાં વખાણવા લાયક પાંડુ પુત્ર અર્જુને હજાર બાણ ભીષ્મ ઉપર નાંખ્યાં. તેમને તેણે ઘણાક બાણના સમુદાયથી વારી રાખ્યા. એ રીતે યુદ્ધથી આનંદ પામનાર, હર્ષિત થયેલ એ બેઉ પરસ્પર ઇર્ષ્યાથી સમાન યુદ્ધ કરતા હતા, જેમાં ભીષ્મના ધનુષમાંથી નીકળેલા બાણના સમુદાય અર્જુનના બાણથી ભાગી પડતા દેખાતા હતા. તેમજ અર્જુનનાં મૂકેલાં ઘણાં બાણ ભીષ્મના બાણથી છિન્ન ભિન્ન થઇ પૃથ્વી ઉપર પડતાં હતાં. વળી તીક્ષ્ણ એવા પચીશ બાણે કરી અર્જુને ભીષ્મને વિંધ્યા. ભીષ્મે પણ સંગ્રામમમાં તીક્ષ્ણ બાણથી તેમને વિંધ્યા. પછી શત્રુને દમન કરનાર મહા બળવાન, તે બેઉ એક બીજાના અશ્વ, ધ્વજ, રથ, દંડ તથા રથચક્રને વિંધી સંગ્રામમમાં ક્રીડા કરવા લાગ્યા. પ્રહાર કરનારમાં શ્રેષ્ઠ વૃદ્ધિ પામેલા ભીષ્મે, ત્રણ બાણ શ્રીકૃષ્ણના સ્તનના મધ્ય ભાગમાં માર્યાં જેથી વિંધાયેલા મધુસૂદન ભગવાન રણસંગ્રામમમાં પુષ્પ સહિત ખાખરાના

વૃક્ષની પેઠે શોભવા લાગ્યા. તેથી અત્યંત ક્રોધ પામેલા અર્જુને તીક્ષ્ણ બાણે કરી ભીષ્મના રથને ભાગી નાંખ્યો. શૂરવીર એ બેઉ એ રીતે એક બીજાને મારવા યત્ન કરે છે, તોપણુ તેમ ન કરી શકતાં, પોતાના સારથીની લાઘવીથી વિચિત્ર પ્રકારનાં મંડળમાં જવું તથા પાછું આવવું ઇત્યાદિ બહુ પ્રકારનું ચાતુર્ય દેખાડતાં, એક બીજાના પ્રહાર વિષે છિદ્રનું ચિંતન કરતા, મહારથી સિંહ જેવો શબ્દ, શંખ શબ્દ, તથા ધનુષના શબ્દ કરતા હતા, તેમના શંખના, તથા રથના પાટાના શબ્દે વિદારણુ કરેલી પૃથ્વી કંપાયમાન થઇ શબ્દ કરતી હતી. હે ભરતર્ષભ ! એ બેઉનું છિદ્ર કોઇ બીજાું દેખતું ન હતું. બળવાન યુદ્ધમાં દુર્ધર્ષ બેઉ એક બીજા જેવા લાગતા હતા. તેથી કૌરવો ધ્વજરૂપ ચિન્હથી ‘ આ ભીષ્મ છે ’ એમ જાણુતા હતા. તેમજ પાંડવો પણુ ધ્વજારૂપ ચિન્હથી અર્જુનને જાણુતા હતા. હે ભારત ! મનુષ્યમાં શ્રેષ્ટ તે બેઉના તેવા પરાક્રમને જોઈ સંગ્રામમાં સર્વ પ્રાણી આશ્ચર્ય પામતાં હતાં. ધર્મમાં ચાલનાર પુરૂષનું પાપ જેમ કોઇ કયારે પણુ દેખે નહી તેમ તે બેઉનું છિદ્ર રણુસંગ્રામમાં કોઇ જોતું ન હતું, જે બેઉ રણુસંગ્રામમાં બાણુના સમુદાયથી અદૃશ્ય થઇ પાછા પ્રકાશમાં આવતા હતા. તેમનું પરાક્રમ જોઈ ત્યાં આવેલા દેવ, ગંધર્વ, તથા ઋષિયો સહિત ચારણુ, આવી રીતે પરસ્પર ભાષણુ કરતા હતા, કે ક્રોધ પામેલા, મહારથી આ બેઉને કયારે પણુ દેવ, અસુર, તથા ગંધર્વ પણુ, જીતી શકે એમ નથી: માટે આ યુદ્ધ લોકમાં મહા આશ્ચર્યરૂપ થયું. આવું યુદ્ધ કયારે પણુ થશે નહીં, જેમાં બુદ્ધિમાન્ અર્જુન બાણુ નાખતા, ધનુષ, રથ, તથા અશ્વ સહિત ભીષ્મને જીતવા સમર્થ નથી; તેમજ દેવતાઓથી સહન થાય નહી એવા પાંડુ પુત્ર ધનુષ ધરનાર અર્જુનને, ભીષ્મ જીતવા સમર્થ નથી. આ યુદ્ધ સંસારની સ્થિતિ પર્યંત સમાન રહેશે. હે વિશાંપતે ! એ રીતે સંગ્રામમાં ભીષ્મ તથા અર્જુનની સ્તુતિ યુક્ત ઉચ્ચારણુ થતી વાણી ચારે તરફથી સંભળાતી હતી. યુદ્ધ વખતે તમારી તરફના તથા પાંડવ તરફના યોદ્ધાઓ એક બીજાને હણુતા હતા. અત્યંત દારૂણુ તથા ભયંકર તે યુદ્ધમાં બેઉ સેનાના શૂરવીરો તીક્ષ્ણ ધારવાળા ખડ્ગ, નિર્મળ ફરશી, બીજા ઘણાક બાણુ તથા નાના પ્રકારનાં શસ્ત્રે કરી એક બીજાને મારતા હતા. હે રાજન્ ! દ્રૌણાચાર્ય, તથા પંચાલ દેશના રાજાનું પણુ મોટું યુદ્ધ થતું હતું.

उभयोः सेनयोः शूरा न्यकृंतं च परस्परं ।
वर्त्तमाने तथाघोरे तस्मिन्युद्धे सुदारुणे ॥
द्रोणपांचालयो राजन्महानासीत्समागमः ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि भीष्मार्जुनयुद्धे गुर्जरभाषायां द्विपंचाशत्तमोऽध्यायः ॥ ५२ ॥

## અધ્યાય ૫૩ મો. ધૃષ્ટદ્યુમ્ન ને દ્રોણુનો સંગ્રામ.

धृतराष्ट्र उवाच—कथं द्रोणो महेष्वासः पांचालश्चापिपार्षतः ।
उभौ समीयतुर्यत्तौ तन्ममाचक्ष्व संजय ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે–હે સંજય ! મોટા ધનુષવાળા, દ્રોણાચાર્ય તથા પૃષત્ ગોત્રમાં ઉત્પન્ન થયેલ, પંચાલ દેશનો રાજા ધૃષ્ટદ્યુમ્ન એ બેઉ સાવધાન થઇ કેવી રીતે એક બી-

જાની સામે આવ્યા તે મને કહે પુરૂષાર્થથી અદૃષ્ટ બળવાન છે, એમ હું માનું છું; કારણ કે યુદ્ધમાં શંતનુ પુત્ર ભીષ્મ જેવા પાંડુ પુત્ર અર્જુનને ઉલ્લંઘન કરી ન શકયા. હે રાજન્ જે ભીષ્મ સંગ્રામમાં ક્રોધ પામે તો ચરાચર પ્રાણી માત્રનો નાશ કરે તે યુદ્ધમાં પરાક્રમથી અર્જુનને કેમ ઉલ્લંઘન કરી શકયા નહીં? સંજય કહે છે કે હે રાજન્! સ્થિર થઇ અત્યંત દારૂણ એવું યુદ્ધ હું તમોને કહું તે સાંભળો. ઈંદ્ર સહિત દેવતાઓ પણ પાંડવોને જીતી શકે એમ નથી; એ વાત તમારે નિશ્ચય જાણવી. દ્રોણાચાર્યે તીક્ષ્ણ બાણથી ધૃષ્ટદ્યુમ્નને વિંધી, ભલ્લાકૃતિ બાણે કરી તેના સારથીને રથ ઉપરથી પાડી નાંખ્યો. વળી હે મારિષ! ક્રોધે ચઢેલા તેણે ઉત્તમ એવા ચાર બાણે કરી ધૃષ્ટદ્યુમ્નના ચાર ઘોડાઓને વિંધ્યા તે વખતે એ શૂરવીરે હસીને તીક્ષ્ણ એવાં નેવું બાણથી દ્રોણને વિંધી, 'ઉભો રહે ઉભો રહે' એમ કહ્યું. અત્યંત બળવાળા પ્રતાપવાન ભરદ્વાજ પુત્ર દ્રોણે, બાણે કરી તેને ઢાંકી તેના નાશ વાસ્તે ઈંદ્રના વજ્ર સમાન સ્પર્શવાળા, બીજા કાળદંડ જેવાં ઘોર બાણ લીધાં. તેને જોઇ સર્વ સૈન્યમાં મોટો હાહાકાર થવા લાગ્યો. તે વખતે ધૃષ્ટદ્યુમ્નનું આશ્ચર્યરૂપ પરાક્રમ અમોએ જોયું. જે સંગ્રામમાં શૂરવીર એવા તેણે એક અચળ પર્વતની પેઠે ઉભા રહી પોતાના મૃત્યુરૂપ ભયંકર પ્રદીપ્ત થઇ આવતા તે બાણને જોઇ બાણથી તેને કાપી નાંખી. સામો બાણનો વરસાદ કર્યો. એ રીતે કોઇથી ન બને એવું કર્મ ધૃષ્ટદ્યુમ્ને કર્યું. તેને જોઇ પાંડવ સહિત સર્વ પંચાલ દેશના યોદ્ધાઓ મોટેથી પોકાર કરવા લાગ્યા. વળી મહા પરાક્રમવાળા તેણે દ્રોણના નાશ વાસ્તે સુવર્ણ તથા વૈદુર્યમણિથી શોભતી મોટા વેગવાળી શક્તિ નાખી. પોતા સામે આવતી તેને જોઇ હસતા હોય નહીં તેમ દ્રોણાચાર્યે તેના ત્રણ કડકા કરી નાંખ્યા, હે જનેશ્વર! ધૃતરાષ્ટ્ર! પ્રતાપવાન ધૃષ્ટદ્યુમ્ને પણ હણેલી પોતાની શક્તિને જોઇ તેમની ઉપર બાણનો વરસાદ કર્યો. મોટા યશવાળા દ્રોણાચાર્યે પણ આવતા બાણના વર્ષાદને વારી રાખી દ્રુપદ પુત્રના ધનુષના વચમાંથી કડકા કરી નાંખ્યા. તે વખતે કપાયેલ છે ધનુષ જેનું એવા મોટા યશવાળા બળવાન તેણે દ્રોણ ઉપર પર્વત જેની દૃઢ સુવર્ણથી શોભતી મોટી ગદા નાંખી. પોતાના સામે વેગથી આવતી તે ગદાને જોઇ ચાલાકીથી તેણે તેના વેગને છેતરી પોતાનો બચાવ કર્યો. તે વખતે દ્રોણાચાર્યનું આશ્ચર્યરૂપ પરાક્રમ અમે જોયું. એ રીતે પોતાનો બચાવ કરી ધૃષ્ટદ્યુમ્ન ઉપર સુવર્ણના પુંખવાળા પાયેલાં, અત્યંત તીક્ષ્ણ મહા ભયંકર ભલ્લ બાણ તેમણે નાખ્યાં. જે તેનું કવચ ભેદી શરીરમાંથી રૂધિર પાન કરવા લાગ્યાં, મહારથી ધૃષ્ટદ્યુમ્ને પણ બીજું ધનુષ ગ્રહણ કરી પરાક્રમથી પાંચ બાણે કરી સંગ્રામમાં દ્રોણાચાર્યને વિંધ્યા. હે રાજન! રૂધિરે કરી ખરડાએલા અંગવાળા, મનુષ્યમાં શ્રેષ્ઠ તે બેઉજણ વસંત સમયમાં ફુલેલા ખાખરાનાં વૃક્ષો શોભે તેમ શોભતા હતા. હે રાજન્! વળી ક્રોધ પામેલા દ્રોણાચાર્યે સંગ્રામમાં પરાક્રમ કરી દ્રુપદ પુત્ર ધૃષ્ટદ્યુમ્નનું ધનુષ કાપી, ગ્રંથી વગરના બાણનો મેઘ જેમ પર્વત ઉપર વરસાદ કરે, તેમ તેની ઉપર વરસાદ કરી ભલ્લાકૃતિ એક બાણવડે રથ ઉપરથી તેના સારથીને તથા તીક્ષ્ણ ચાર બાણે કરી ચાર તેના અશ્વોને પાડી, સિંહનાદ કરી બીજા ભલ્લાકૃતિ બાણે તેના હાથમાંથી ધનુષ કાપી નાખ્યું. કપાયું છે ધનુષ અને હણાયા છે અશ્વ તથા સારથી જેના એવો ધૃષ્ટદ્યુમ્ન પોતાનું મોટું પરાક્રમ દેખાડતો હાથમાં ગદા લઇ રથથી નીચે ઉતરવા લાગ્યો, તે હજી રથથી નીચે નહતો ઉતર્યો, તેટલામાંજ

દ્રોણાચાર્યે એક બાણે કરી તેના હાથમાંથી ગદા પાડી નાંખી. તે મોટા આશ્ચર્ય જેવું થયું. પછી બળવાન, રૂડા હાથવાળો તે સો ચંદ્રાકૃતિવાળી શોભાયમાન મોટી ઢાલ તથા દિવ્ય ખડ્ગ ગ્રહણ કરી ક્રોધથી વનમાં સિંહ જેમ મદોન્મત્ત હસ્તિ સામે દોડે, તેમ દ્રોણને મારવા સારૂ વેગે કરી તેમની સામે દોડયો. તેને બાણના વરસાદથી દ્રોણાચાર્યે રોકી રાખ્યો બળવાન છતે પણ તે તેની પાસે જઇ શકયો નહીં. તે વખતે દ્રોણાચાર્યનું આશ્ચર્યરૂપ પરાક્રમ, ચાલાકી, અસ્ત્રયોગ તથા બાહુબળ અમે જોયું. એ રીતે દ્રોણે વારી રાખેલા બાણ નાખવામાં કુશળ મહારથી ધૃષ્ટદ્યુમ્ને આવતા તેના બાણ સમૂહને ઢાલથી વારી રાખ્યો. તેટલામાં મહાત્મા ધૃષ્ટદ્યુમ્નની સંગ્રામમાં સહાયતા કરનાર બળવાન, મહાબાહુ ભીમસેને ત્યાં આવી તત્કાળ તીક્ષ્ણ એવા સાત બાણે કરી દ્રોણાચાર્યને વિંધી ધૃષ્ટદ્યુમ્નને પોતાના રથમાં બેસાર્યો. હે રાજન ! દુર્યોધને પણ દ્રોણાચાર્યના રક્ષણ વાસ્તે મોટા સૈન્ય સહિત ભાનુમાનને મોકલ્યો. હે જનેશ્વર ! એ રીતે તમારા પુત્રની આજ્ઞાથી કલિંગની મોટી સેના દ્રોણાચાર્યના બચાવ વાસ્તે ભીમસેન સામે આવી ઉભી રહી. રથીઓમાં શ્રેષ્ઠ દ્રોણાચાર્ય પણ ધૃષ્ટદ્યુમ્નને મૂકી, સંગ્રામમાં વૃદ્ધ એવા વિરાટ, તથા દ્રુપદને વારવા લાગ્યા. તે સમે ધૃષ્ટદ્યુમ્ન ધર્મરાજા પાસે ગયા. ત્યાર પછી સંગ્રામમાં મહાત્મા ભીમસેન, તથા કલિંગ દેશના યોદ્ધાઓનું જગતનો ક્ષય કરનાર, ભયને આપનાર ઘોર રૂવાં ઉભાં કરે એવું ભયંકર યુદ્ધ પ્રવર્ત્તમાન થયું.

**कलिंगानां च समरे भीमस्य च महात्मनः**
**जगतः प्रक्षयकरं घोररूपं भयावहं ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि धृष्टद्युम्नद्रोणयुद्धे गुर्जरभाषायां त्रिपंचाशत्तमोऽध्याय ॥ ५३ ॥**

## અધ્યાય ૫૪ મો. ભીમે કરેલો કલિંગરાજ વધ.

**धृतराष्ट्र उवाच—तथा प्रतिसमादिष्टः कलिंगो वाहिनीपतिः ।**
**कथमद्भुतकर्माणं भीमसेनं महाबलं ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે કે, હે સંજય ! એ રીતે દુર્યોધને આજ્ઞા કરેલા સેનાપતિ કલિંગ રાજાએ સેના સહિત ગદાથી વિચરનાર શૂરવીર હાથમાં દંડ લઇ ઉભેલા કાળ જેવા અદ્ભુત કર્મવાળા, મહા બળવાન ભીમની સંગાથે કેવી રીતે યુદ્ધ કર્યું ? સંજય કહે કે, હે રાજેંદ્ર ! તમારા પુત્રે આજ્ઞા આપેલો કલિંગ રાજા મોટી સેના સહિત ભીમસેનના રથ પાસે ગયો. હે ભારત ! રથ, અશ્વ તથા હસ્તિથી સંકુલ, મોટાં આયુધવાળી આવતી મોટી કલિંગની સેના અને નિષાદના પુત્ર ચેદિ સહિત આવતા કેતુમાનની સામે તે આવ્યા. કોપેલો તે શ્રુતાયુ રાજા કલિંગના હજારો રથ સહિત ભીમસેન સામે આવ્યો. દશ હજાર હાથી તથા નિષાદોએ સહિત કેતુમાને, તથા ચેદિ, મત્સ્ય, કરૂષ દેશના રાજાઓએ પણ તેને ચારે તરફથી વિંટી લીધો. તે વખતે ભીમસેનની પાછળ ચાલનારા રાજાઓ બીજા રાજાઓ સહિત નિષાદો સામે દોડયા. પછી ભય આપનાર, ઘોરરૂપ મોટું યુદ્ધ થયું. જેમાં

મારનાર યોદ્ધાઓ પોતાને તથા પારકાને ઓળખતા ન હતા. એ રીતે જેમ ઇંદ્રને મોટી દૈત્યની સેના સાથે યુદ્ધ થાય, તેમ ભીમસેનને વિપક્ષ સાથે ઘોર યુદ્ધ પ્રવર્તમાન થયું. હે ભારત ! જે સંગ્રામમાં યુદ્ધ કરનાર મોટા સૈન્યનો ગર્જના કરતા સમુદ્રના જેવો મોટો શબ્દ થવા લાગ્યો. પરસ્પર મારતા યોદ્ધાઓએ, સસલાના લોહી જેવી સમગ્ર પૃથ્વીને ચિતારૂપ બનાવી. અત્યંત શૂરવીર પુરૂષો પોતપોતાનાઓને આકર્ષણ કરતા હતા અલ્પ એવા ચેદિઓનો ઘણાક કલિંગ, તથા નિષાધને લીધે મોટો વિમર્દ થવા લાગ્યો. મહા બળવાન ચેદિયો શક્તિ પ્રમાણે પરાક્રમ કરી, ભીમસેનનો ત્યાગ કરી ખસી ગયા એ રીતે સર્વ ચેદિ નિવૃત્ત થવાથી કલિંગોએ વ્યાપ્ત થએલા મહા બલવાન પાંડવ ભીમસેન પોતાના બાહુબળનો આશ્રય કરી છૂટા થયા, પણ રથ ઉપરથી ચલાયમાન થયા નહીં. કલિંગની સેના ઉપર તે તીક્ષ્ણ બાણ નાખવા લાગ્યા. તે સમે મોટા ધનુષવાળો કલિંગ રાજા તથા મહારથી શક્રદેવ નામના તેના પુત્ર, એ બેઉ તીક્ષ્ણ બાણથી ભીમસેનને મારવા લાગ્યા, મહાબાહુ ભીમસેને પણ ધનુષને હલાવી પોતાના બાહુબળથી .કલિંગ રાજા સામે યુદ્ધ કરવા માંડયું. ઘણાંક બાણ મૂકતા શક્રદેવે સંગ્રામમાં બાણે કરી શત્રુને દમન કરનાર ભીમસેનના ઘોડાઓને મારી. વિરથ થયેલા તેને જોઇ તેની સામે દોડી વર્ષાઋતુમાં મેઘ જેમ વરસે તેમ તેની ઉપર બાણના વરસાદ કર્યો. હણાયેલ અશ્વવાળા રથમાં બેઠેલ મહા બળ· વાન ભીમસેને લોહમય ગદા તેની ઉપર નાખી. હે રાજન ! જેથી હણાયેલ કલિંગ પુત્ર શક્રદેવ સારથી સહિત પૃથ્વી ઉપર પડયો. હણાયેલા પોતાના પુત્રને જોઇ કલિંગ રાજાએ હજારો રથથી ભીમસેનને આવવાની દિશાઓ રોકી, ત્યારે ભીમસેને મોટા વેગવાળી ગદા મૂકી દારૂણ કર્મ કરવાની ઇચ્છાથી ઘોર ખડ્ગ તથા સુવર્ણમય નક્ષત્ર તથા અર્ધચંદ્રાકૃતિથી જડેલી બેલના ચામડાની ઢાલ ગ્રહણ કરી. ક્રોધે ચડેલા કલિંગ રાજાએ ધનુષની દોરી ખેંચી સર્પના વિષ જેવો ભયંકર એક બાણ સાંધી ભીમસેનને મારવાની ઇચ્છાથી તેની ઉપર નાંખ્યો. હે ધૃતરાષ્ટ્ર ! વેગથી આવતા.તે તીક્ષ્ણ બાણના ભીમસેને મોટા ખડ્ગથી બે કડકા કરી, પ્રસન્ન થઈ તેની સેનાને ત્રાસ પમાડતાં મોટી ગર્જના કરી. કોપેલા કલિંગ રાજાએ ભીમસેન ઉપર શિલાથી તીક્ષ્ણ કરેલ ચૌદ ભાલા નાંખ્યા, તેને મહાબાહુ ભીમસેને દૂરથીજ શ્રેષ્ઠ ખડ્ગથી તત્કાળ કાપી નાંખ્યા. પછી પુરૂષમાં શ્રેષ્ઠ ભીમસેન ભાનુમાન સામે દોડયા. તે સમે ભાનુમાને પણ ભીમની ઉપર બાણનો વરસાદ કરી આકાશમાં પ્રતિધ્વનિ થાય તેવો મોટો સિંહનાદ કર્યો. તેને સહન ન કરતા મોટા શબ્દવાળા ભીમસેને પોતાના ઘોર શબ્દથી સિંહનાદ કર્યો. ત્રાસ પામેલી કલિંગની સેના સંગ્રામમાં ભીમસેનને મનુષ્ય માનતી ન હતી. પછી ગદા સહિત ભીમસેન વેગથી કુદી મોટા હાથીના દાંતવડે તે ઉપર ચડી તેના મધ્યમાં જઈ બેઠો. તે વખતે કલિંગે શક્તિ નાખી. તેના મોટા ખડ્ગથી બે કડકા કરી તેણે ભાનુ- માનને માર્યો. શત્રુને દમન કરનાર ભીમસેને હાથી ઉપર બેસી યુદ્ધ કરનાર તે રાજપુત્રને મારી ઘણા ભારને સહન કરનાર મોટા ખડ્ગ હસ્તિના કાંધ ઉપર માર્યો, તેથી કપાયેલી કાંધવાળો હસ્તિ શબ્દ કરતાં પીડા પામી સમુદ્રના વેગથી પીડાયેલો, પર્વત પડે તેમ પડયો. હે ભારત ! ભરતકુળમાં ઉત્પન્ન થયેલો બળવાન સારી રીતે કવચ પહેરેલો ભીમસેન હાથી ઉપરથી નીચે કુદી પૃથ્વી ઉપર ઉભો રહ્યો. એ રીતે ચારે તરફથી હાથીઓને પાડતો, ઘણાક માર્ગો પ્રત્યે ફરતો, ભમાવેલા અગ્નિચક્રની પેઠે ચારે તરફથી દેખાતો હતો. રૂધિરથી વ્યાપ્ત

પરાભવ કરનાર ભીમસેન ઘોડાના સમુદાય, હાથીયો, રથસમૂહ તથા પાયદળને મારતો, સીચાણાની પેઠે સંગ્રામમાં શત્રુની અંદર ફરતો હતો. મહા બળવાન છત્રુને ભય પમાડનારો ક્રોધે ભરાયેલો પાયદળ એકલો કાલાંતક યમ સરખો તે રણસંગ્રામમાં તીક્ષ્ણ ધારવાળા ખડ્ગે કરી શત્રુઓનાં શરીર તથા મસ્તકોને કાપતો તેઓને મોહ પમાડવા લાગ્યો. મૂઢ એવો તે પણ રણસંગ્રામમાં ખડ્ગ સહિત વર્તમાન ઉત્તમ વેગે કરી ફરતા તેની સામે સિંહનાદ કરીને દોડયો. શત્રુને મર્દન કરનાર તે રથીયોના રથ દંડ તથા ધોંસરીને ભાગી રથમાં બેસનારાઓને મારી, ઘણાક માર્ગમાં ફરતો દેખાતો હતો. મંડળ આકારે ફરવું, કાંઈ ખેદયુક્ત ફરવું, ઉન્નતિ સહિત ફરવું, કુદવું, સર્વ દિશાઓમાં ફરવું, એક દિશામાં કુદવું, વેગ કરવો, સર્વ શત્રુ પ્રત્યે ઉદ્યમ કરવો ઇત્યાદિ પોતાનું યુદ્ધ ચાતુર્ય દેખાડતાં, તેણે પોતાની તરવારના અગ્રભાગથી કાપેલા, કેટલાક પુરૂષો બૂમ પાડવા લાગ્યા. ભેદાયેલાં મર્મસ્થાનવાળા કેટલાક મૃત્યુ પામી પૃથ્વી ઉપર પડયા. હે ભારત ! કપાયેલા દાંત તથા સુંઢના અગ્રભાગવાળા, ભેદાયેલાં કુંભસ્થલવાળા, યોદ્ધા વગરના હસ્તિયો પોતાના સૈન્યને મારતા, મોટા શબ્દ કરી પૃથ્વી ઉપર પડતા હતા તે વખતે હે રાજન્ ! કપાઇ ગયેલા ભાલા, માવતનાં મસ્તકો વિચિત્ર તરેહની હાથીની ઝુલ્યો, સુવર્ણથી શોભતા તંગ, હસ્તિની ગ્રીવાનાં આભરણ, સાંગ્યો, પતાકા, ભાથા, તોપ, ધનુષ, શ્વેત ગોફણો, અંકુશ સહિત ચાબખા, વિવિધ પ્રકારની ઘંટાઓ તથા ઘોડેસ્વાર અને સુવર્ણમય છત્રિયો, એ સર્વ પડેલાં તથા કેટલાંક પડતાં અમોએ જોયાં. કપાઇ ગયાં છે આગલાં પાછલાં અંગ તથા સુઢયો જેની એવા પીડાયેલા હસ્તિયોએ કરી રણભૂમિ પડેલા પર્વતોએ કરીને શોભે તેમ શોભવા લાગી. એ રીતે મહા બળવાન ભીમસેને મોટા હસ્તિયોને મર્દન કરી, બીજાઓને પણ મર્દન કર્યા અને શ્રેષ્ઠ ઘોડેસ્વારોને ભૂમિપર પાડયા.

હે ભારત ! એ પ્રમાણે કલિંગ દેશના યોદ્ધાઓ તથા તેનું મોટું યુદ્ધ થયું. વળી જેમાં લગામ, જોતર, સુવર્ણથી શોભતા તંગ, હાથીની ઝુલ્યો, ભાલા, અમૂલ્ય તરવાર, કવચ, ઢાલ, તથા વિચિત્ર પ્રકારનાં માથે ઢાંકવાના ટોપ રણસંગ્રામમાં પડેલાં દેખાતાં હતાં. ભીમસેને ભાલા, તોપ તથા વિચિત્ર પ્રકારનાં નિર્મળ શસ્ત્રથી રણભૂમિને વિચિત્ર પ્રકારના પુષ્પથી શોભાવે તેમ શોભાવી. મહા બળવાન તે કુદી કેટલાક રથીયોને ખડગે ધ્વજ સહિત પમાડતો હતો. વારંવાર ઉંચે કુદતા, દિશામાં દોડતા, તથા વિચિત્ર પ્રકારના માર્ગમાં ફરતા તેને જોઇ સંગ્રામમાં મનુષ્યો આશ્ચર્ય પામતાં હતાં. વળી કેટલાકને તરવારથી નાશ કરતો કેટલાકને શબ્દથી ભય પમાડતો, સાથળના વેગે કરી બીજાઓને પૃથ્વી ઉપર પાડતો હતો. બીજા કેટલાક તો એને જોઈ ભયથીજ મરણ પામતા હતા. તેટલામાં વેગવાન કાલિંગ દેશના યોદ્ધાઓની મોટી સેના ભયંકર ભીમસેનને ચોતરફથી વિંટાઇ નજીક આવી. હે ભરતર્ષભ ! તે સમે તે સેનાના અગ્રભાગમાં ઉભેલા શ્રુતાયુષ રાજાને જોઇ તેની પાસે જવા લાગ્યો. તેને આવતઃ જોઇ મહા બળવાન કલિંગ દેશનો રાજા નવ બાણે સ્તનના મધ્યમાં તેને મારવા લાગ્યો તેથી અંકુશે કરી હણાએલ હસ્તિની પેઠે ને ક્રોધથી વૃદ્ધિ પામેલા અગ્નિની પેઠે ભીમસેન પ્રજ્વલિત થયો, શોક રહિત તેનો સારથી સુવર્ણથી શોભતા રથને લઇ તેની પાસે આવી ઉભો રહ્યો. શત્રુનો નાશ કરનાર કુંતિપુત્ર ભીમસેને તે રથમાં બેસી કલિંગ રાજા સામે દોડી, તેને 'અરે ઉભો રહે ઉભો રહે' એમ કહ્યું.

યંત ક્રોધે ભરાયેલા, બળવાન્ શ્રુતાયુષ્યે પોતાની હસ્ત ચાલાકી દેખાડતાં, ભીમ ઉપર
ક્ષ્ણ એવાં નવ બાણુ નાંખ્યાં. એ રીતે મહાત્મા કલિંગે શ્રેષ્ઠ ધનુષથી નાંખેલા બાણે
ઘેલા, ભીમસેને લાકડીથી મારેલા સર્પની પેઠે ક્રોધ પામી ધનુષ ગ્રહણ કરી લોહમય
ત બાણુથી કલિંગ રાજાને મારી ક્ષુરપ્ર નામના બે બાણે કરી સત્યદેવ તથા સત્ય નામના
ડા બળવાન તેના ચક્ર રક્ષકોને યમપુરીમાં મોકલી દીધા. વળી મહા બળવાન તેણે તીક્ષ્ણ
ના ત્રણ બાણે કરી કેતુમાનને યમલોકમાં મોકલ્યો. હજારો યોદ્ધા સહિત અત્યંત કોપેલા,
લિંગ દેશના ક્ષત્રિયોએ ક્રોધી ભીમસેનને વારો શક્તિ, ગદા, ખડ્ગ, ભાલા, તરવાર તથા
શીનો તેની ઉપર વરસાદ વરસાવ્યો. મહા બળવાન, ભીમસેને આવતી ભયંકર શસ્ત્ર-
ને નિવારણુ કરી વેગવાળી ગદા લઇ કલિંગ સેનાના સાતસેં શૂરવીરોને યમપુરીમાં મોકલી
યા. શત્રુને મર્દન કરનાર તેણે બે હજાર કલિંગ યોદ્ધાઓને મૃત્યુ લોકમાં મોકલી દીધા,
આશ્ચર્ય જેવું થયું. મહારથી ભીષ્મ સામે જઇ તેણે વારંવાર કલિંગના સૈન્યોને હંકા-
ાં. રણસંગ્રામમાં ભીમસેને માવત રહિત કરેલા, બાણે કરી આતુર શબ્દ કરતા તથા
તાના સૈન્યને મર્દન કરતા હસ્તિઓ વાયુએ ચોતરફથી હણેલા મેઘની પેઠે સૈન્યોમાં
તા હતા. એ રીતે કલિંગ સૈન્યને મારી, બળવાન, ખડ્ગ ધારી, મહાબાહુ ભીમસેને
ત્યંત પ્રસન્ન થઇ મોટા શબ્દવાળો શંખ વગાડયો. જે સાંભળી સર્વ કલિંગ સૈનિકોનાં
: મોહ પામી કંપવા લાગ્યાં, અને વાહનો પણુ ચોતરફથી કંપવા લાગ્યાં. હે રાજન્!
ગ્રામમાં ગજેંદ્રની પેઠે ચારે તરફથી ઘણા માર્ગમાં વિચરતા તથા તે તે ઠેકાણે દોડતા,
રંવાર ઉંચે કુદતા, ભીમસેનના ભયથી ત્રાસ પામેલું કલિંગનું સૈન્ય ગ્રાહે ક્ષોભ પમાડેલું
ધ્યા વગરનું મોટું તળાવ જેમ કંપે તેમ કંપવા લાગ્યું. એ રીતે અદ્ભુત કર્મવાળા
મસેને સર્વ કલિંગ સૈન્યને ત્રાસ પમાડયા પછી તેમાંથી કેટલાક નાસતા, તથા કેટલાક
વતા કલિંગ યોદ્ધાઓને જોઈ પાંડવના સેનાપતિ ધૃષ્ટદ્યુમ્ને પોતાના સૈન્યોને કહ્યું કે
ે યુદ્ધ કરો. સેનાપતિનાં વચન સાંભળી શિખંડી છે મુખ્ય જેમાં એવા પ્રહાર કરનાર
ય સહિત ભીમની પાસે આવી ઉભા. પાંડુપુત્ર ધર્મરાજ પણ મેઘ જેવા વર્ણવાળા,
ડા હસ્તિના સૈન્ય સહિત તે બધાને પાછળથી મદદ કરતા હતા. એ રીતે પૃષત્ ગોત્રમાં
ન્ન થયેલા ધૃષ્ટદ્યુમ્ન પોતાના સર્વ સૈન્યને હુકમ કરી, સત્પુરૂષો સહિત ભીમસેનની
છળ આવી ઉભા રહ્યા. હે રાજન! પંચાલ દેશના રાજા ધૃષ્ટદ્યુમ્નને જગતમાં ભીમસેન,
ા સાત્યકિ વિના બીજો કોઇ પોતાના પ્રાણુથી અત્યંત પ્રિય ન હતો. સામા શત્રુવીરને
ણનાર, પૃષતગોત્રમાં ઉત્પન્ન થયેલા ધૃષ્ટદ્યુમ્ને કલિંગની સેનામાં વિચરતા, મહાબાહુ ભીમ-
ને જોઇ પ્રસન્ન થઇ, અનેક તરેહથી શબ્દ કરી શંખ વગાડી સિંહ નાદ કર્યો. ભીમસેને
ગુ પારાવત જેવા અશ્વ જોડેલા, સુવર્ણથી શોભતા રથમાં બેઠેલા, કોવિદાર વૃક્ષના
ન્હયુક્ત ધ્વજાવાળા ધૃષ્ટદ્યુમ્નને જોઇ તેની આશ્વાસના કરી. મહા બળવાન ધૃષ્ટદ્યુમ્ન
લિંગની સામે દોડતાં તેને જોઇ તેના રક્ષણ વાસ્તે સંગ્રામમાં નજીક આવ્યા, ને મનસ્વી
ા શૂરવીર ધૃષ્ટદ્યુમ્ન, તથા ભીમસેન, દૂરથી સાત્યકિને જોઈ રણસંગ્રામમાં કલિંગોને યુદ્ધ
વવા લાગ્યા. જીતનારાઓમાં શ્રેષ્ઠ, પુરૂષમાં ઉત્તમ, શિનિકુળમાં ઉત્પન્ન થયેલો સાત્યકિ
ગુ વેગે કરી ત્યાં જઇ ભીમસેન તથા ધૃષ્ટદ્યુમ્નની પાછળ રક્ષા કરવા લાગ્યો. એ રીતે
નુષ ધરનાર, દારૂણ કર્મ કરનાર, પોતાના ભયંકર રૂપથી કલિંગ દેશના યોદ્ધાઓ સામે

જોતા હતા. રણસંગ્રામમાં કલિંગોના શરીરમાંથી થયેલા માંસ તથા રૂધિરના ગારાવાળી લોહી વહેનારી, પોતે પ્રવર્ત્તાવેલી, કલિંગ તથા પાંડવોના મધ્યમાં વહેનારી, દુસ્તર નદીને મહા બળવાન ભીમસેન તરી ગયા. હે ધૃતરાષ્ટ્ર ! એ રીતે દારૂણ કર્મ કરનાર ભીમસેનને જોઇ, તમારી તરફના યોદ્ધાઓ ભીમસેનરૂપે આ તો કાળજ કલિંગો સાથે યુદ્ધ કરે છે, એવી બૂમો પાડવા લાગ્યા. જે શંતનુના પુત્ર ભીષ્મ સાંભળી વ્યૂહ રચના કરેલા સૈન્ય સહિત, ભીમસેન સામે આવ્યા. તેને જોઇ સાત્યકિ. ભીમસેન, તથા પૃષત્ ગોત્રમાં ઉત્પન્ન થયેલા ધૃષ્ટદ્યુમ્ને સુવર્ણથી શોભતા તેના રથ સામે દોડી જઈ વેગથી તેને ઘેરી ભયંકર ત્રણ ત્રણ બાણથી ઢાંકી દીધા. તે વખતે તમારા પિતા ભીષ્મે પણ યત્ન કરતા મોટા ધનુષવાળા તે સર્વને ત્રણ ત્રણ બાણે કરી વિંધ્યા. વળી બીજા સર્વને હજાર બાણથી વારી ભીમના સુવર્ણના કવચવાળા ઘોડાઓને બાણે કરી માર્યા. તે વખતે હણાએલા ઘોડાવાળા રથમાં બેઠેલા પ્રતાપવાન ભીમસેને વેગે કરી ગંગા પુત્ર એવા ભીષ્મના રથ ઉપર શક્તિ નાખી. તેના દૂરથીજ તમારા પિતા ભીષ્મે ત્રણ કડકા કરી નાંખ્યા અને તે પૃથ્વી ઉપર પડી. વળી બળવાન ભીમસેને લોહમય મોટી ગદા ગ્રહણ કરી, તેની ઉપર ફેંકી. એટલામાં તેનું પ્રિય કરવાની ઇચ્છાથી સાત્યકિએ બાણે કરી ભીષ્મના સારથીને પાડયો. તે વખતે રથીમાં શ્રેષ્ઠ ભીષ્મને ચારે તરફ દોડતા એવા ઘોડાઓ રણસંગ્રામમાંથી બહાર લઇ ગયા. તેને જોઈ ભીમસેન સુકા ઘાસને બાળતો વૃદ્ધિ પામેલો અગ્નિ જેમ પ્રજ્વલિત થાય તેમ પ્રજ્વલિત થયો. હે ભરતર્ષભ ! પછી સર્વ કલિંગને મારી, સેના વચ્ચે ઉભો રહ્યો, પણ તમારી તરફના કોઇ તેની પાસે જવાનો ઉત્સાહ કરી શકયા નહીં. તેટલામાં રથીમાં શ્રેષ્ઠ ધૃષ્ટદ્યુમ્ને મોટા યશવાળા તેને સર્વ સૈન્ય સમક્ષ પોતાના રથમાં બેસારી લીધો. હે ભરતર્ષભ ! એ રીતે મત્સ્ય તથા પંચાળ દેશના યોદ્ધાઓએ સત્કાર કરેલા, ઘણા બળવાન ભીમસેન ધૃષ્ટદ્યુમ્નને મળી સાત્યકિ પાસે ગયા. યદુકુળમાં સિંહરૂપ સત્ય પરાક્રમવાળો સાત્યકિ ધૃષ્ટદ્યુમ્નની સમક્ષ અત્યંત હરખાતા ભીમસેનને કહેવા લાગ્યો કે, કલિંગ દેશનો રાજા રાજપુત્ર કેતુમાન, કલિંગનો પુત્ર શુક્રદેવ તથા બીજા સર્વ કલિંગ દેશના યોદ્ધાઓ સંગ્રામમાં તમે હણ્યા. તેમજ પોતાના બાહુબળના પરાક્રમથી હસ્તિ, અશ્વ તથા રથે કરી સંકુલ, ઘણાક મહા પુરૂષવાળો તથા ધૈર્યવાન યોદ્ધાઓએ સેવેલો, કલિંગોનો મોટો વ્યૂહ એકલા તમે મર્દન કર્યો, એ ઘણું સારૂં થયું. એમ કહી મહાબાહુ તથા મહારથી શિનિ પૌત્ર સાત્યકિ પોતાના રથમાંથી તેના રથમાં કુદી પાંડુ પુત્ર ભીમસેનને મળી ફરીથી પોતાના રથમાં આવી, ભીમસેનના બળને લીધે ક્રોધથી તમારી તરફના યોદ્ધાઓને મારવા લાગ્યો.

रथाद्रथमभिद्रुत्य पर्यष्वजत पांडवं ।
ततः स्वरथमास्थाय पुनरेव महारथः ॥
तावकानवधीत्क्रुद्धो भीमस्य बलमादधत् ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि द्वितीययुद्धदिवसे कलिंगराजवधे गुर्जरभाषायां चतुष्पंचाशत्तमोऽध्यायः ॥ ५४ ॥

# અધ્યાય ૫૫ મો. પાર્થ પરાક્રમ.

**संजय उवाच—गतपूर्वान्हभूयिष्ठे तस्मिन्नहनि भारत ।**
**रथनागाश्वपत्तीनां सादिनां च महाक्षये ॥ १ ॥**

સંજય કહે છે—હે ભારત! ગયો છે દિવસનો પૂર્વભાગ જેમાં એવા, રથ, હસ્તિ, અશ્વ, પાયદલ, તથા ઘોડેસ્વારના મોટા ક્ષયવાળા તે દિવસમાં દ્રોણ પુત્ર અશ્વત્થામા, શલ્ય, તથા મહાત્મા કૃપાચાર્ય. એ ત્રણ મહારથી સાથે, ધૃષ્ટદ્યુમ્ન યુદ્ધ કરવા લાગ્યો. જેમાં મહા બળવાન દ્રુપદ પુત્રે, તીક્ષ્ણ એવા દશ બાણે કરી લોકમાં પ્રસિદ્ધ એવા અશ્વત્થામાના ઘોડાઓને માર્યા. હણાયેલા વાહનવાળા અશ્વત્થામાએ, શલ્યના રથમાં બેસી ધૃષ્ટદ્યુમ્ન ઉપર બાણનો વરસાદ કર્યો. હે ભારત! એ રીતે અશ્વત્થામા સાથે યુદ્ધ કરતા ધૃષ્ટદ્યુમ્નને જોઇ પુરૂષમાં શ્રેષ્ઠ સુભદ્રાના પુત્ર અભિમન્યુએ તીક્ષ્ણ બાણનો વરસાદ કરતાં સત્વર ત્યાં આવી પચ્ચીશ બાણે શલ્યને, નવે કૃપાચાર્યને, તથા આઠ બાણે અશ્વત્થામાને વિંધ્યા. તે સમે તેને એક બાણે કરી અશ્વત્થામાએ. દશે કરી શલ્યે, તથા તીક્ષ્ણ ત્રણ બાણે કરી કૃપાચાર્યે વિંધ્યો. એ રીતે વિંધાયલા સંગ્રામમાં ઉભેલા સુભદ્રાના પુત્ર અભિમન્યુને જોઈ તમારો પૌત્ર લક્ષ્મણ તેની સામે આવી ઉભો રહ્યો. ત્યાર પછી યુદ્ધ પ્રવર્તમાન થયું, જેમાં સામેના શૂરવીરોને હણનાર અત્યંત ક્રોપેલા દુર્યોધન પુત્રે અભિમન્યુને વિંધ્યો તે આશ્ચર્ય જેવું થયું. હે ભરતર્ષભ! હે રાજન્! તેથી અત્યંત ક્રોધે ભરાયેલા, બાણ ફેંકનાર અભિમન્યુએ પોતાના ભાઇ લક્ષ્મણને પચાસ બાણે કરી વિંધ્યો. હે મહારાજ! લક્ષ્મણે પણ બાણે કરી મધ્યભાગમાંથી તેનું ધનુષ કાપ્યું તેથી રણસંગ્રામમાં માણસો પોકાર કરવા લાગ્યાં. એટલામાં સામાવાળા શૂરવીરને હણનાર સુભદ્રાના પુત્ર અભિમન્યુએ ધનુષનો ત્યાગ કરી અત્યંત વેગવાળું વિચિત્ર પ્રકારનું બીજું ધનુષ ગ્રહણ કર્યું. પુરૂષમાં શ્રેષ્ઠ સમાન બળવાળા તે બેઉ પરસ્પર ઈર્ષ્યાથી તીક્ષ્ણ બાણોએ કરી એક બીજાને મારવા લાગ્યા. એ રીતે તમારા પૌત્ર અભિમન્યુએ પીડેલા મહારથી પોતાના પુત્રને જોઇ પ્રજાનો ઈશ્વર દુર્યોધન રાજા પાસે આવ્યો. બધા રાજાઓએ રથના સમુદાયથી અર્જુનના પુત્ર અભિમન્યુને વિંટી લીધો. એ રીતે અત્યંત દુઃખે કરી જીતાય નહીં એવા શૂરવીરોએ વિંટાયેલો હોવા છતાં, કૃષ્ણ જેવા પરાક્રમવાળો શૂરવીર કાંઇ પણ વ્યથા પામ્યો નહિ. પોતાના પુત્ર અભિમન્યુની રક્ષા કરવા વાસ્તે વેગે કરી અર્જુન પછી ત્યાં દોડી આવ્યો. તેને જોઇ રથ, હસ્તિ, તથા અશ્વ સહિત ભીષ્મ, તથા દ્રોણ જેમાં મુખ્ય છે એવા તમારી તરફના રાજાઓ એકઠા મળી અર્જુન સામે આવી ઉભા રહ્યા. તે સમયે હસ્તિ, અશ્વ, રથ તથા પાયદળથી ઉડેલી પૃથ્વીની ઝીણી રજ સૂર્યના રથ પર્યંત ફેલાયેલી દેખાઈ. આવેલા હજારો હસ્તિઓ તથા સેંકડો રાજાઓ અર્જુનના બાણ માર્ગને પ્રાપ્ત થઇ સર્વ નાશ પામ્યા. સર્વ પ્રાણીયો શબ્દ કરવા લાગ્યાં. દિશાઓમાં અંધારૂં થઇ ગયું અને તીવ્ર તથા દારૂણ એવો કૌરવનો અન્યાય જોવામાં આવ્યો. હે ભરતશ્રેષ્ઠ! તે વખતે અર્જુનના બાણ સમુદાયે કરી આકાશ, દિશાઓ, પૃથ્વી, તથા સૂર્ય એમાંથી કાંઇપણ દેખાતું ન હતું. કેટલાક રથ, હસ્તિયો, તથા કેટલાક રથીઓના અશ્વ નાશ પામ્યા, કેટલાક રથના યૂથને પાળનારા પગપાળા થઇ ગયેલા દેખાતા હતા. કેટલાક રથીઓ રથ વગરના થઇ આયુધ સહિત હાથમાં

બાજુબંધ પહેરેલા તે તે ઠેકાણે દોડતા હતા. હે રાજન્ ! કેટલાક ઘોડેસ્વારો ઘોડાઓનો, હાથી ઉપર બેસનારા હાથીઓનો અર્જુનના ભયથી ત્યાગ કરી ચારે તરફ નાસતા હતા. તે સમયે રથ ઉપરથી, હાથી ઉપરથી, ઘોડા ઉપરથી અર્જુનના બાણે કરી પડેલા તથા પડતા કેટલાક રાજાઓ દેખાતા હતા. સંગ્રામમાં તે તે ઠેકાણે ભયંકર રૂપ ધારણ કરેલ અર્જુન ઉગ્ર બાણે કરી ગદા, ખડ્ગ, ભાલા, ભાથાં, બાણ, ધનુષ, અંકુશ તથા પતાકા સહિત ઉગામેલા મનુષ્યોના બાહુને કાપતા હતા. હે મારિષ ! પ્રદીપ્ત ભાલા, મોદાલીયો, સાંગ્ય, ગોફણ, તરવાર, તીક્ષ્ણ ફરશીયો, તોમર, ભેદાએલાં નહીં એવાં સુવર્ણનાં કવચ, ધ્વજા, ઢાલ, પંખા, સુવર્ણની દાંડીવાળાં છત્રો, ચાબખા, જોતર તથા લાકડીયોના સમૂહો રણભૂમિપર પથરાએલાં દેખાતાં હતાં. હે ભારત ! શૂરવીર અર્જુન સામે જાય એવો તમારા સૈન્યનો કોઈ પણ પુરૂષ ત્યાં હતો નહીં અને જે જે પુરૂષ સંગ્રામમાં અર્જુન સામે જતો હતો તે પુરૂષને તીક્ષ્ણ બાણે કરી તે પરલોકમાં મોકલી દેતો હતો. તમારી તરફના સર્વ યોદ્ધાઓ ચારે તરફ નાસવા લાગ્યા, તે જોઇ વાસુદેવ ભગવાન તથા અર્જુને પોતાના ઉત્તમ શંખ વગાડયા. તે વખતે સંગ્રામમાંથી નાસતા સૈન્યને જોઇ તમારા પિતા ભીષ્મે, શૂરવીર દ્રોણાચાર્યને હસતા હોય નહીં તેની પેઠે કહ્યું કે-હે શૂરવીર ! બળવાન, શ્રીકૃષ્ણ સહિત આ પાંડુપુત્ર અર્જુન આપણા સૈન્યનો અગ્નિની પેઠે નાશ કરે છે અને કાળના પણ કાળ યમ જેવું આનું રૂપ દેખાય છે, તે પ્રમાણે તો આને કયારે પણ રણસંગ્રામમાં જીતવા કોઇ સમર્થ થઇ શકે એમ લાગતું નથી. આ મોટી સેના પણ પાછી વાળવા સમર્થ થવાય તેમ નથી. જુવો પરસ્પરનો નાશ જોઇ આ સેના દોડે છે. સૂર્ય પણ સર્વ લોકનાં નેત્રોને હરણ કરતો હોય નહીં, તેની પેઠે શ્રેષ્ઠ એવા અસ્તગિરિને પ્રાપ્ત થાય છે. હે પુરૂષર્ષભ ! આ વખતે થોડા વખત સુધી, પરસ્પર સંધિ કરવાનો વખત આવ્યો છે એમ હું માનું છું: કારણ થાકેલા, તથા બીનેલા, આપણા યોદ્ધાઓ હાલ કોઇ રીતે યુદ્ધ કરી શકશે નહીં, એ રીતે દ્રોણને કહી, મહારથી ભીષ્મે તમારી તરફનાઓનું યુદ્ધ બંધ કરાવ્યું. હે ભારત ! ત્યાર પછી તમારા તથા તેમનાં સર્વ સૈન્યનું યુદ્ધ સૂર્ય અસ્ત થયા પછી સંધ્યાકાળે બંધ પડયું

**ततो वहार:सैन्यानां तवतेषां च भारत ।**
**अस्तं गच्छातिसूर्येऽभूत्संध्याकाले च वर्तति ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि द्वितीययुद्धदिवसावहारे गुर्जरभाषायां पंचपंचाशत्तमोऽध्यायः ॥ ५५ ॥**

## અધ્યાય ૫૬ મો. સામસામે રચાયેલા વ્યૂહ

**संजय उवाच--प्रभातायां च शर्वर्यां भीष्मः शांतनवस्तदा ।**
**अनीकान्यनुसंयाने व्यादिदेशाथ भारत ॥ १ ॥**

સંજય કહે છે-હે ભારત ! વળી પ્રભાતનો પહોર થયો, ત્યારે શંતનુ પુત્ર ભીષ્મે સૈન્યોને પોતાની પાછળ આવવાની આજ્ઞા કરી. તમારા પુત્રના જયને ઇચ્છતા કૌરવોના

પિતામહ શંતનુ પુત્રે ગારૂડ નામનો મોટો વ્યૂહ રચ્યો. તેનું તમારા પિતા ભીષ્મ મુખ દ્રોણાચાર્ય તથા સાત્વકુળમાં ઉત્પન્ન થયેલા કૃતવર્મા બે નેત્ર; યશસ્વી એવા અશ્વત્થામા તથા કૃપાચાર્ય મસ્તક, ત્રિગર્ત, કેકય, વાટધાન, ભૂરિશ્રવા, શલ, શલ્ય, ભગદત્ત, મદ્રક, સિંધુ, સૌવીર, તથા જયદ્રથે સહિત પાંચ નંદરાજાઓ, તેમજ પોતાની પાછળ ચાલનાર રાજાઓ તેના ભાઇઓ સહિત દુર્યોધન રાજાઓ પૂચ્છ; માગધ, કલિંગ તથા કવચ પહે- રેલા દાસેરકના ગણ જમણી બાજુની પાંખ; કારૂષ, નિકુંજ, મુંડ, બૃહદ્બળ સહિત કુંડી. વૃષ રાજા ડાબી પાંખ થયા, તથા એવી રીતથી ગરૂડ વ્યૂહની રચના કરી ઉભેલા તે સૈન્યને જોઇ શત્રુને તપાવનાર ધૃષ્ટદ્યુમ્ન સહિત અર્જુને પણ સામે અતિ દારૂણ એવી અર્ધચંદ્રાકૃતિ વ્યૂહની રચના કરી. એના જમણા શૃંગનો આશ્રય કરી ભીમસેન ઉભા રહ્યા અને ઘણાક શસ્ત્ર સમુદાય સંપન્ન અનેક દેશના રાજાઓ સહિત વિરાટ તથા મહારથી દ્રુપદ. તેની પાછળ ઉભા રહ્યા. તેની પાછળ કાળા આયુધ સહિત નીલ રાજા અને તેની પાછળ મહા બળવાન ધૃષ્ટકેતુ ઉભો રહ્યો. ચેદિ, કાશી, કરૂષ. તથા પૌરવ રાજાથી વિંટા- એલા ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, પંચાલ દેશના રાજાઓ, તથા પ્રભદ્રક એટલા રાજા યુદ્ધ વાસ્તે મોટા સૈન્યના મધ્ય ભાગમાં ઉભા રહ્યા. હાથીના સૈન્યથી વિંટાયેલા ધર્મરાજા પણ તેજ ઠેકાણે ઉભા હતા. હે રાજન ! તે પાછળ સાત્યકિ, તથા દ્રૌપદીના પાંચ પુત્રો, તે પાછળ શૂરવીર અભિમન્યુ. તે પછી ભીમસેનનો પુત્ર ઇરાવન, પછી મહારથી કેકય રાજાઓ. તેની પાછળ મનુષ્યમાં શ્રેષ્ઠ સર્વ જગતનું રક્ષણ કરનાર તથા જેનું રક્ષણ કરનાર જના- ર્દન ભગવાન છે એવા અર્જુન, ડાબા શિંગડાનો આશ્રય કરી ઉભા રહ્યા. એ રીતે તમારા પુત્ર તથા તેમના પક્ષમાં આવેલા રાજાઓના નાશ વાસ્તે પાંડવોએ સામી વ્યૂહ રચના કરી. ત્યાર પછી પરસ્પર મારતા, તમારા તથા સામાવાળાઓનું હાથી, તથા રથની ગીરદી- વાળું યુદ્ધ પ્રવર્તમાન થયું. હે વિશાંપતે ! જેમાં પરસ્પર મારતા ઘોડા તથા રથના સમૂહો દરેક ઠેકાણે પડતા દેખાતા હતા. હે ભારત ! તમારી તથા તેમની તરફના સંકુલ યુદ્ધમાં પરસ્પર હણતા, તથા દોડતા રથોનો ને પરસ્પર મારતા શૂરવીરોનો દુંદભીના શબ્દ સાથે મળેલો સ્વર્ગમાં પહોંચતો મોટો ઘોંઘાટ થઇ રહ્યો.

**बभूव तुमुलः शब्दो विमिश्रो दुंदुभिस्वनैः ।**
**दिवस्पृङ्नरवीराणां निघ्नतामितरेतरं ।**
**संप्रहारे सुतुमुले तव तेषां च भारत ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि तृतीयेयुद्धादिवसेपरस्पर- व्यूहरचनायां गुर्जरभाषायां षट्पंचाशत्तमोऽध्यायः ॥ ५६ ॥**



## અધ્યાય ૫૭ મો. ઘનઘોર યુદ્ધ.

**संजय उवाच—ततो व्यूढेष्वनीकेषु तावकेषु परेषु च ।**
**धनंजयो रथानीकमवधीत्तव भारत ॥ १ ॥**

સંજય કહે છે–હે ભારત ! એ રીતે તમારાં તથા વિરૂદ્ધ પક્ષનાં સૈન્યો વ્યૂહ રચના

કરી ઉભાં રહ્યા પછી અંતિરથી અર્જુન તમારી તરફના રથના યૂથપતિને બાણથી વિદારણ કરતાં, રથસૈન્યને મારવા લાગ્યા. કાળ જેમ મારે તેમ તેણે મારવા માંડેલા તમારા પુત્રો મૃત્યુ થયેજ આયુધ મૂકવાં એવા નિશ્ચયે યશની ઇચ્છાએ યત્નથી પાંડવ સામે યુદ્ધ કરવા લાગ્યા. સાવધાન મનવાળા રણસંગ્રામમાં પાંડવની સેનાને તેઓ અનેક તરેહથી હણતા અને મારતા હતા. તે સમયે તમારી તરફના તથા પાંડવ તરફના ઘવાયેલ અને નાસતા તથા પાછા આવતા યોદ્ધાઓએ કરી આ આપણા તથા આ પારકા છે એમ કંઇ પણ જણાતું ન હતું. પૃથ્વી પરથી એટલી તો રજ ઉડી હતી કે જેથી સૂર્ય ઢંકાઇ ગયો હતો. દિશા તથા વિદિશા પણ જાણવામાં આવતી ન હતી, ધ્વજાદિ ચિન્હથી. સંકેતથી, તથા નામ અને ગોત્રના ઉચ્ચારણથી એક બીજાને ઓળખી તે ઠેકાણે યુદ્ધ થતું હતું, જેમાં સત્ય પ્રતિજ્ઞાવાળા દ્રોણાચાર્યે રક્ષા કરેલો કૌરવનો વ્યૂહ કોઇ રીતે ભેદાયો નહી. તેમજ અર્જુન તથા ભીમસેને રક્ષા કરેલો મોટો પાંડવોનો વ્યૂહ પણ ભેદાયો નહીં. હે રાજન ! એક બીજામાં જોડાએલા છે હાથી તથા રથ જેમના એવાં તે બેઉ સેનાનાં મનુષ્યો સેનાના અગ્રભાગથી બહાર નીકળી યુદ્ધ કરતાં હતાં. તે મહા ભયંકર મોટા સંગ્રામમાં ઘોડેસ્વારો નિર્મળ તરવાર તથા ભાલાથી સામા ઘોડેસ્વારોને અને રથમાં બેસનાર સુવર્ણથી શોભતા બાણે કરી રથીને તથા હાથી ઉપર બેસનાર બાણ તથા ભાલાથી હાથી ઉપર બેસનારાઓને મારતા હતા. કોઇ શૂરવીર કુદીને હસ્તી ઉપર બેસી શત્રુના કેશ પકડી તેનું મસ્તક કાપતો હતો, અને હસ્તિના દાંતના અગ્રભાગે કરી ભેદાયાં છે હૃદય જેમનાં એવા બીજા શૂરવીરો નિશ્વાસ મૂકતા રૂધિરનું વમન કરતા હતા. હસ્તિશિક્ષા તથા અસ્ત્ર જાણનાર શૂરવીરે શક્તિએ કરી ભેદેલો હાથીના દાંત ઉપર બેઠેલો ચતુર કોઇ શૂરવીર કંપતો હતો. પરસ્પર અપરાધ કરેલા પાયદળ સમૂહ પ્રસન્ન થઈ ગોફણ તથા ફરશીથી સામા પાયદળોને સંગ્રામમાં પાડતા હતા. હે રાજન ! કોઇ રથમાં બેસનાર શૂરવીર, હાથીના યૂથને પાળનાર યોદ્ધા સામે જઇ હસ્તિ સહિત તેને નીચે પાડતા હતા. હસ્તિ ઉપર બેસનાર રથીને કોઇ નીચે પાડતો હતો. હે ભરતર્ષભ ! ઘોડેસ્વાર ભાલાએ કરી રથમાં બેસનારને તેમજ રથમાં બેસનાર ઘોડેસ્વારને રણસંગ્રામમાં મારતા હતા. બેઉ સેનામાં તીક્ષ્ણ શસ્ત્રે કરી રથી પાયદળને તથા પાયદળ રથીને મારતા હતા. હાથી ઉપર બેસનાર ઘોડેસ્વારોને ને ઘોડેસ્વારો હાથી ઉપર બેસનારાઓને પાડતા તે મોટું આશ્ચર્ય લાગતું હતું. હાથી ઉપર બેસનાર શ્રેષ્ઠ યોદ્ધાઓએ પાડેલાં પાયદળો તેમણે પાડેલા હસ્તિ ઉપર બેસનારાઓ બધે ઠેકાણે ભમતા જણાતા હતા. ઘોડેસ્વારોએ પાડેલા પાયદળો તથા પાયદળોએ પાડેલા ઘોડેસ્વારો હજારો હજાર દેખાતા હતા. કપાયા વગરની ધ્વજાઓ, ધનુષ, તોમર, પ્રાસ. ગદા, પરિઘ કંપન નામનું શસ્ત્ર, શકિત. વિચિત્ર પ્રકારનાં કવચ. કણપ નામના ભાલા. અંકુશ, નિર્મળ તરવાર. સુવર્ણના પુંખવાળા બાણ, વિચિત્ર પ્રકારના ધાબળા, નાના ધાબળા, અમૂલ્ય એવી રંકુ મૃગના રૂવાંની શાલોથી નાના પ્રકારનાં પુષ્પની માળાથી શોભે તેમ રણભૂમિ શોભતી હતી, મનુષ્ય, અશ્વ તથા હસ્તિના શરીરે કરી માંસ તથા રૂધિરના ગારાવાળી પૃથ્વી જઇ શકાય નહીં એવી ભયંકર થઇ હતી. રૂધિરે ભીંજાએલી પૃથ્વીની રજ પણ શાંત થઈ હતી. હે જનેશ્વર ! સર્વ દિશાઓ પણ વિમળ દેખાતી હતી. હે ભારત ! જગતના નાશના ચિન્હરૂપ અનેક ધડ રણક્ષેત્રમાં આમ તેમ તડફડિયાં મારતાં હતાં. દારૂણ એવા તે મહા ભયંકર યુદ્ધમાં

ચારે તરફ દોડતા રથિયો દેખાતા હતા. સંગ્રામમાં કોઇથી સહન ન થાય એવા સિંહ સમાન પરાક્રમવાળા તમારી તરફના ભીષ્મ, દ્રોણ, સિંધુ દેશનો જયદ્રથ, પુરૂમિત્ર, જય. ભોજ, શલ્ય, તથા શકુનિ, એટલા વારંવાર પાંડવની સેનાનો નાશ કરતા હતા. ભીમસેન. રાક્ષસ ઘટોત્કચ, સાત્યકિ, ચેકિતાન. તથા પાંચ દ્રૌપદીના પુત્રો સર્વ રાજાઓ સહિત તમારા પુત્ર તથા તમારી તરફનાઓને, દેવતાઓ જેમ દૈત્યોને નસાડે તેમ નસાડતા હતા. એ રીતે સંગ્રામમાં પરસ્પર મારતા રૂધિરથી ખરડાએલા શ્રેષ્ઠ ક્ષત્રિયો ભયંકર રૂપવાળા દૈત્યો જેમ શોભે તેમ શોભતા હતા. બેઉ સેનામાં શૂરવીરો શત્રુને જીતી આકાશમાં ગ્રહ શોભે તેમ શોભતા હતા. તમારો પુત્ર દુર્યોધન હજારો રથ સહિત યુદ્ધમાં ભીમસેન તથા રાક્ષસ ઘટોત્કચ સામે ગયો. તેમજ શત્રુને દમન કરનાર પાંડવો મોટી સેના સહિત સાવધાન થઇ દ્રોણ તથા ભીષ્મની સામે ગયા. ક્રોધ પામેલો અર્જુન બીજા રાજાઓ સામે ગયો અને અભિમન્યુ તથા સાત્યકિ, શકુનિના સૈન્ય સામે ગયા. તે પછી સંગ્રામમાં એક બીજાને જીતવાને ઇચ્છતા તમારા તથા વિપક્ષવાળાઓનો રૂવાં ઉભાં કરે એવો સંગ્રામ ફરીથી પ્રવર્ત્તમાન થયો.

ततः प्रववृते भूयः संग्रामो लोमहर्षणः ।
तावकानां परेषां च समरे विजयैषिणाम् ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि तृतीययुद्धदिवसे संकुल युद्धे गुर्जरभाषायां सप्तपंचाशत्तमोऽध्यायः ॥ ५७ ॥



## અધ્યાય ૫૮ મો. સેળભેળ યુદ્ધ.

संजय उवाच–ततस्ते पार्थिवाः क्रुद्धाः फाल्गुनं वीक्ष्य संयुगे ।
रथैरनेकसाहस्रैः समंतात्पर्यवारयन् ॥ १ ॥

સંજય કહે છે–હે ધૃતરાષ્ટ્ર ! ત્યાર પછી કોપેલા તે રાજાઓએ સંગ્રામમાં અર્જુનને જોઇ, હજારો રથે કરી તેને ઘેરી લીધો. એ રીતે રથના સમુદાયથી ઘેરી હજારો બાણે કરી ચોતરફથી તેને વારી રાખી ક્રોધે ભરાયેલા તે રાજાઓએ નિર્મળ શક્તિ, તીક્ષ્ણ ગદાઓ, ભાલા, સાંગો, ફરશિયો, મોદ્દાલિઓ તથા મુસળ અર્જુન ઉપર નાખ્યાં. તીડના સમુદાયની પેઠે આવતી તે શસ્ત્રવૃષ્ટિ સુવર્ણથી શોભતા બાણે કરી અર્જુને ચારે તરફથી રોકી રાખી તે વખતે મનુષ્યથી ન બની શકે એવી અર્જુનની હસ્ત ચાલાકી જોઈ દેવ, દાનવ, પિશાચ, સર્પ તથા રાક્ષસો. 'સાધુ સાધુ' બોલવા લાગ્યા. મોટી સેનાએ વિંટાએલા સાત્યકિ, તથા અભિમન્યુ, શકુનિ સહિત ઉભેલા શૂરવીર કંધાર દેશના યોદ્ધાઓ સામે ગયા. ક્રોધે ભરાયેલા શકુનિના સૈન્યના યોદ્ધાઓએ સાત્યકિના રથના નાના પ્રકારના શસ્ત્રે કરી તલ તલ જેવડા કડકા કર્યા. તે વખતે ભયંકર સંગ્રામમાં શત્રુને તપાવનાર સાત્યકિ તે રથનો ત્યાગ કરી જલદી અભિમન્યુના રથમાં ચડી બેઠો. એક રથમાં બેઠેલા તે બેઉ, શકુનિની સેનાને ગ્રંથી વગરના બાણે કરી એકદમ મારવા લાગ્યા. રણસંગ્રામમાં સાવધાન દ્રોણ તથા ભીષ્મ ગૃધ્રના પીંછાવાળા તીક્ષ્ણ બાણે કરી ધર્મરાજાની સેનાનો

નાશ કરવા લાગ્યા. ધર્મ પુત્ર યુધિષ્ઠિર તથા માદ્રી પુત્ર નકુળ અને સહદેવ, સર્વ સૈનિકોની સમક્ષ દ્રોણના સૈન્ય સામે દોડયા. તે વખતે ત્યાં પૂર્વે થયેલા દેવાસુર યુદ્ધ જેવું અત્યંત દારૂણ રૂવાં ઉભાં કરે એવું મહા ભયંકર યુદ્ધ પ્રવર્ત્તમાન થયું. જેમાં મોટું કર્મ કરનાર ભીમસેન તથા ઘટોત્કચને દુર્યોધને આવી પાછા પાડયા. હે ભારત ! પોતાના પિતાને અતિક્રમણ કરી યુદ્ધ કરનાર હિડંબાના પુત્ર ઘટોત્કચનું આશ્ચર્યરૂપ પરાક્રમ અમોએ જોયું. અત્યંત ક્રોધે ભરાયેલા ભીમસેને પોતાની પાસે આવતા દુર્યોધનને હસતા હોય નહીં તેમ બાણે કરી હૃદયમાં વિંધ્યો તેથી પીડા પામેલો દુર્યોધન રાજા રથ ઉપર મૂર્છા પામ્યો. સંજ્ઞા રહિત તેને જાણી સારથી જલદી તેના રથને સંગ્રામમાંથી બહાર લઇ ગયો. તે સમયે સૈન્યમાં ભંગાણ પડયું. ચોતરફથી નાસતી કૌરવની સેનાને તીક્ષ્ણ બાણે કરી મારતા ભીમસેન તેની પાછળ જવા લાગ્યા, ને પૃષત્ ગોત્રમાં ઉત્પન્ન થએલા, રથીમાં શ્રેષ્ઠ ધૃષ્ટદ્યુમ્ન તથા ધર્મ પુત્ર યુધિષ્ઠિર, દ્રોણ તથા ભીષ્મ દેખતાં તેમના સૈન્યનો નાશ કરનાર તીક્ષ્ણ બાણે કરી તમારા સૈન્યને મારવા લાગ્યા તે વખતે નાસતા તમારા પુત્રના સૈન્યને મહારથી ભીષ્મ તથા દ્રોણ પણ વારવાને સમર્થ થયા નહિ કારણ કે મહાત્મા ભીષ્મે સૈન્યને વાર્યું તોપણ તે સૌ જોતાં નાસવાજ માંડયું. એવી રીતે તે ઠેકાણે હજારો રથ પાછા પડયા. ત્યારે એક રથમાં બેઠેલા અભિમન્યુ તથા સાત્યકિ, શકુનિની સેનાને ચોતરફથી મારવા લાગ્યા. તે વખતે બેઉ અમાવાસ્યાને દિવસે આકાશમાં રહેલા ચંદ્ર તથા સૂર્ય શોભે તેમ શોભવા લાગ્યા. હે વિશાંપતે ! ક્રોધ પામેલો અર્જુન તો ધારાથી વરસતા વરસાદની પેઠે તમારા સૈન્ય ઉપર બાણનો વરસાદ વરસાવવા લાગ્યો. જેના બાણે કરી હણાએલું, ખેદ તથા ભયથી કંપતું કૌરવનું સૈન્ય નાસવા લાગ્યું હતું તે વખતે નાસતા પોતાની તરફના યોદ્ધાઓને જોઇ દુર્યોધનનું હિત ઇચ્છનાર મહારથી ભીષ્મ તથા દ્રોણ, તેમને વારવા લાગ્યા. હે વિશાંપતે ! દુર્યોધન રાજા પણ ચોતરફથી નાસતા પોતાના સૈન્યની આશ્વાસના કરી તેને પાછું વાળવા લાગ્યો. તમારા પુત્રે જ્યાં જ્યાં જેને જેને જોયા તે તે મહારથી ક્ષત્રિયો પાછા વળી આવ્યા તેમને જોઈ બીજા પણ યોદ્ધાઓ પરસ્પર સ્પર્ધાથી તથા કેટલાક લજ્જાથી પાછા આવી ઉભા રહ્યા. હે વિશાંપતે ! પાછા આવતા તેમનો ચંદ્રોદય વખતે ભરાતા સમુદ્રના જેવો વેગ હતો. તેમને જોઇ દુર્યોધન રાજાએ શંતનુ પુત્ર ભીષ્મની પાસે જઇ તેમને આવી રીતે કહ્યું કે હે પિતામહ ! હે ભારત ! તમોને હું કહું તે સાંભળો. તમે અસ્ત્ર જાણનારાઓમાં શ્રેષ્ઠ પુત્ર તથા સંબંધી સહિત દ્રોણાચાર્ય તથા મોટા ધનુષવાળા કૃપાચાર્ય એટલા જીવતે આપણી સેના નાસે છે એ યોગ્ય નહીં, એમ હું માનું છું કારણ કે, હે પિતામહ ! પાંડવોને તમે, દ્રોણાચાર્ય, અશ્વત્થામા તથા કૃપાચાર્ય સરખા બળવાન હું કયારે પણ માનતો નથી અને તેમણે મારવા માંડેલી આપણી સેનાને જોઇ તમે જે રીતે ક્ષમા રાખો છો તેથી તો જરૂર પાંડવો ઉપર તમે દયા કરતા હો એમ જણાય છે માટે સંગ્રામની અગાઉજ તમારે મને કહેવું હતું કે, ધૃષ્ટદ્યુમ્ન, સાત્યકિ તથા પાંડવો સાથે યુદ્ધ નહિ કરૂં તો તમારૂં, દ્રોણાચાર્યનું તથા કૃપાચાર્યનું વચન સાંભળી તે વખતેજ મારા કર્ત્તવ્યનો કર્ણસહિત હું વિચાર કરત, પણ હવે આ વખતે સંગ્રામમાં તમારે મારો જો ત્યાગ ન કરવો હોય તો પુરૂષમાં શ્રેષ્ઠ તમે બેઉ તમારા પરાક્રમ પ્રમાણે યુદ્ધ કરો. તમારા પુત્રનાં આવાં વચન સાંભળી વારંવાર હાસ્ય

કરી ક્રોધથી નેત્ર ખેંચી ભીષ્મે તમારા પુત્રને કહ્યું કે–હે રાજન્! ઘણીવાર તારા હિતનાં સત્ય વચન મેં તને કહ્યાં છે. યુદ્ધમાં ઇંદ્ર સહિત દેવતાઓ પણ પાંડવોને જીતી શકે એમ નથી, પણ હે નૃપોત્તમ! વૃદ્ધ એવો હું હવે જે કરી શકીશ તે શક્તિ પ્રમાણે કરીશ. બાંધવ સહિત તું જો. હમણાં એકલો હું સર્વ લોક જુવે તેમ બંધુઓ તથા સૈન્ય સહિત પાંડવોને વારી રાખીશ. હે જનેશ્વર! ભીષ્મનાં આવાં વચન સાંભળી તમારો પુત્ર હર્ષથી શંખ તથા ભેરી નામનાં યુદ્ધવાદ્યને વગાડવા લાગ્યો. હે રાજન્! તે મોટા શબ્દને સાંભળી પાંડવોએ પણ શંખ, ભેરી, તથા મુરજ નામનાં રણવાદ્ય વગાડયાં.

पांडवाहिततो राजन् श्रुत्वा तं निनदं महत् ।
दध्मुः शंखांश्च भेरींश्च मुरजांश्चाप्यनादयन् ॥

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि तृतीययुद्धदिवसे भीष्म-दुर्योधनसंवादे गुर्जरभाषायामष्टपंचाशत्तमोऽध्यायः ॥ ५८ ॥**



## અધ્યાય ૫૯ મો. ભીષ્મે વર્તાવેલો હાહાકાર.

धृतराष्ट्र उवाच—प्रतिज्ञाते ततस्तस्मिन् युद्धे भीष्मेण दारुणे ।
क्रोधितो मम पुत्रेण दुःखितेन विशेषतः ॥

ધૃતરાષ્ટ્ર! પૂછે છે–હે સંજય! મારા પુત્રે ક્રોધ પમાડવાથી વિશેષ દુઃખિત થયેલા ભીષ્મે પ્રતિજ્ઞા કર્યા પછી તે દારૂણ યુદ્ધમાં પાંડવોને શું કર્યું અને પાંચાલ દેશના રાજાઓએ ભીષ્મને શું કર્યું? તે તું મને કહે. સંજય કહે છે કે હે તાત! હે ધૃતરાષ્ટ્ર! ગયો છે દિવસનો પૂર્વ ભાગ જેમાં એવા ત્રીજે દિવસે પશ્ચિમ દિશાનો આશ્રય કરી સૂર્ય અસ્ત થયા પછી, જય પામેલા મહાત્મા પાંડવો પ્રસન્ન થયા, તેમને જોઈ મોટી સેના તથા તમારા પુત્રોએ ચોતરફથી રક્ષા કરેલા સર્વ ધર્મના રહસ્યને જાણનાર તમારા પિતા ભીષ્મ વેગવાન ઘોડા જોડેલા રથમાં બેસી પાંડવની સેના સામે ગયા. હે ભારત! તે વખતે તમારા અન્યાયથી ત્યાં આગળ રૂવાં ઉભાં કરે એવું મહા ઘોર યુદ્ધ પ્રવર્તમાન થયું. જેમાં શબ્દ કરતાં ધનુષોનો, તથા પ્રત્યંચાના વાગવાથી હણાતા મોજાઓનો ફાટતા પર્વતોના જેવો મોટો શબ્દ થતો હતો. 'ઉભો રહે, હું ઉભો છું, આને જાણુ, નિવૃત્ત થા, ઉભો રહે, હું ઉભો છું, પ્રહાર કર,' એ રીતના શબ્દ ચોતરફથી સંભળાવા લાગ્યા. સુવર્ણના કવચ, મુગટ, તથા ધ્વજાઓનો, પર્વત ઉપર પડતી શિલાઓના જેવો શબ્દ થવા લાગ્યો. વળી યુદ્ધમાં શૂરવીર પુરૂષોના હજારો બાહુ તથા મસ્તકો પૃથ્વી ઉપર પડી ફદવા લાગ્યાં. હણાએલા મસ્તકવાળા, ધનુષ ખેંચી ઉભેલા હાથમાં આયુધ ગ્રહણ કરેલા કેટલાક શૂરવીરો આમતેમ ઉભેલા દેખાતા હતા. તે દારૂણ સંગ્રામમાં અશ્વ, મનુષ્ય, તથા હસ્તિયોના શરીરમાંથી ઉત્પન્ન થયેલી, હસ્તિના અંગરૂપ મોટા પથ્થર, તથા માંસ અને રૂધિરરૂપ ગારાવાળી, પરલોક રૂપ, સમુદ્રમાં જનારી ગૃધ્ર તથા શિયાળ વગેરેને હર્ષ આપનારી, તથા રૂધિર વહેનારી મોટા વેગવાળી નદી પ્રવર્તમાન થઇ. હે નૃપ! હે ભારત! તમારા પુત્ર તથા પાંડવોનું જેવું યુદ્ધ થયું તેવું યુદ્ધ અમે કદીપણ જોયું કિંવા કહિ સાંભળ્યું પણ નથી. વળી

જેમાં લીલા વર્ણવાળા પડેલા પર્વતના શિખરે કરી રૂંધાય તેમ પડેલા હસ્તિઓએ કરી રથમાર્ગ પણ રૂંધાઇ ગયા હતા. હે મારિષ ! પંથરાએલાં કવચ તથા વિચિત્ર પ્રકારની રણસંગ્રામમાં પહેરવાની ટોપીઓએ કરી, શરદ્ ઋતુમાં આકાશ શોભે તેમ રણક્ષેત્ર શોભતું હતું. કેટલાક બાણે કરી ભેદાવાથી આંતરડાં નિકલેલા, ગર્વિષ્ઠ, ભય વગરના શૂરવીરો શત્રુની સામે દોડતા હતા. રણસંગ્રામમાં પડેલા કેટલાક હે તાત ! હે ભાઇ ! હે મિત્ર ! હે બંધુ ! હે બરોબરીયા ! હે મારા મામા ! મારો ત્યાગ કરો માં, એ રીતે પોકારતા હતા. બીજા કેટલાક, 'તું મારી સામે આવ, શું કરવા બીએ છે, કયાં જાય છે, સંગ્રામમાં હું ઉભો છું. માટે ભય પામ મા,' એ રીતે પોકારતા હતા. તે મોટા સંગ્રામમાં નિરંતર મંડલાકાર જેવું ધનુષ રહે છે એવા શંતનુ પુત્ર ભીષ્મ, પ્રદીપ્ત અગ્રભાગ વાળા સર્પ જેવા કારી બાણ મૂકતા હતા. હે ભરતર્ષભ ! નિયમિત વ્રતવાળા તેમના બાણથી સર્વ દિશાઓ એક માર્ગવાળી થતી, તે વારંવાર બોલાવી પાંડવના રથિઓને મારતા હતા. વળી રથમાં નૃત્ય કરતા તે પોતાની હસ્ત લાઘવી દેખાડતા ફરતા ઉંબાડીઆની પેઠે જે તે ઠેકાણે દેખાતા હતા. એકલા તે શૂરવીરને સંજય સહિત પાંડવો, તેમની ચાલાકીને લીધે હજારો સરખા દેખતાં હતા. હે પ્રભો ! તે સંગ્રામમાં ભીષ્મને મનુષ્યો માયાવી સરખા માનતા હતા, કારણ, ક્ષણમાં પૂર્વ દિશામાં, ક્ષણમાં પશ્ચિમમાં, ક્ષણમાં ઉત્તરમાં તથા ક્ષણમાં દક્ષિણ દિશામાં, તે જતા હતા. તે વખતે પાંડવોના યોદ્ધાઓમાંથી કોઇ પણ તેમની સામું જોઇ શકતો ન હતો. ભીષ્મના ધનુષમાંથી નીકળેલા ઘણા બાણ દેખાતા હતા. સંગ્રામમાં મોટું કર્મ કરતા તથા સેનાને નાશ કરતા ભીષ્મને જોઇ, મનુષ્યો અનેક તરફથી આક્રોશ કરતાં હતાં. અત્યંત વૃદ્ધિ પામેલા ગ્રીષ્મ ઋતુના અગ્નિમાં તીડ નામના જંતુઓ જેમ પોતાના નાશ માટે જઇ પડે તેમ સંગ્રામમાં અમાનુષરૂપે વિચરતા તમારા પિતા ભીષ્મ સામે દૈવે પ્રેરણા કરેલા હજારો રાજાઓ પોતાના નાશ વાસ્તે જતા હતા. સંગ્રામમાં મનુષ્ય, હસ્તિ તથા અશ્વ ઘણા હોવાથી ચાલાકીથી યુદ્ધ કરનાર ભીષ્મનો કોઇ પણ બાણ ફોકટ જતો ન હતો. વળી તમારા પિતા એક બાણે કરી વજ્ર કરી જેમ ઇંદ્ર પર્વતને ભેદે તેમ કંટક યુક્ત ઝુલવાળા હસ્તિને ભેદતા હતા. કવચ પેરી હસ્તિ ઉપર એકઠા મળી બેઠેલા બે ત્રણ માવતને પણ સારી રીતે મૂકેલા એક બાણે કરી હણતા હતા. જે કોઇ શૂરવીર મનુષ્યમાં સિંહરૂપ ભીષ્મ સામે આવતો તે બે ઘડી પછી પૃથ્વી ઉપર પડેલો જણાતો હતો. એ રીતે અતુળ પરાક્રમવાળા ભીષ્મે, બાણના વરસાદથી તપાવેલી તથા હણવા માંડેલી ધર્મરાજની મોટી સેના, વાસુદેવ ભગવાન, અર્જુન તથા શિખંડી સંમુખ કંપાયમાન થઇ અનેક તરેહથી વિખરાવા લાગી. તે વખતે ભીષ્મના બાણથી પીડિત થઇ નાસતા મહારથિઓને યત્ન કરતાં પણ તે શૂરવીરો વારી રાખવાને સમર્થ થયા નહિ. હે મહારાજ ! ઇંદ્ર જેવા પરાક્રમવાળા તેમણે હણેલી તે મોટી સેના ચોતરફથી એક એક થઇ નાસવા લાગી. વિંધાયાં છે મનુષ્ય, હસ્તિ તથા અશ્વ જેમાં એવું પડી ગએલ ધ્વજા તથા કૂબડાવાળું ચેતન રહિત પાંડવ સૈન્ય હાહાકાર કરવા લાગ્યું. જેમાં પિતા પુત્રને, પુત્ર પિતાને, તથા મિત્ર મિત્રને મારતા હતા. હે ભારત ! બીજા કેટલાક પાંડવના સૈનિકો કવચ છોડી દઇ છુટા કેશ મૂકી દોડતા દેખાતા હતા. તે સમયે મુઝાએલા છે રથના યૂથપતિઓ જેમાં એવું પાંડવ સૈન્ય, ભડકેલા ગાયના ધણની પેઠે પીડિત સ્વર કરતું ભાગવા

માગ્યું, તેને જોઇ યાદવ પુત્ર શ્રીકૃષ્ણ ઉત્તમ રથ ઉભો રાખી અર્જુનને કહેવા લાગ્યા કે—હે પુરૂષમાં સિંહરૂપ શૂરવીર ! પૂર્વે રાજાઓના સમાગમ વખતે તેં કહ્યું હતું કે, ભીષ્મ તથા દ્રોણ છે મુખ્ય જેમાં એવા દુર્યોધનના સર્વ સૈનિકો તેમજ પરિવાર સહિત બીજા જે કોઇ મારી સામે યુદ્ધ કરવા આવશે તેમને હું મારી નાંખીશ, એ તારો ઇચ્છિત કાળ હાલ પ્રાપ્ત થયો છે, માટે તું મોહથી નહિ મુઝાતાં, તારાં વચન સત્ય કરી સર્વને માર, અને મોઢું ફાડી ઉભેલા કાળ સરખા ભીષ્મને જોઇ, યુધિષ્ઠિરના સૈન્યમાંથી ભાગતા રાજાઓને વાર. ભયથી પીડાયેલા સિંહને જોઇ ક્ષુદ્ર મૃગો જેમ નાસે તેમ સૌ નાસે છે. એવાં વાસુદેવ ભગવાનનાં વચન સાંભળી અર્જુને કહ્યું કે, ઘોડાને હાંકી સૈન્યરૂપ સમુદ્રમાં જ્યાં ભીષ્મ છે ત્યાં મારા રથને લઇ જાઓ, ત્યાં જઇ કોઇથી સહન થાય નહીં એવા કુરૂકુળના પિતામહને હું શાંત પાડીશ. સંજય કહે છે કે, હે રાજન્ ! એવાં અર્જુનનાં વચન સાંભળી, માધવ ભગવાને સૂર્યની પેઠે દુઃખે કરી જેની સામું જોવાય નહીં એવા ભીષ્મ જ્યાં હતા ત્યાં શ્વેત ઘોડાઓને હાંકયા. તે વખતે સંગ્રામમાં ભીષ્મ સામે તૈયાર થઇ આવતા મહાબાહુ અર્જુનને જોઇ યુધિષ્ઠિરનું મોટું સૈન્ય પાછું ફર્યું. હે કુરૂશ્રેષ્ઠ ! તેટલામાં વારંવાર સિંહનાદ કરી ભીષ્મે અર્જુનના રથ ઉપર બાણનો વરસાદ વરસાવવા માંડયો, જેથી ઘોડા તથા સારથી સહિત અર્જુનનો રથ ક્ષણ માત્રમાં ઢંકાઇ દેખાતો બંધ થયો. બળવાન ઉતાવળ વગરના વાસુદેવ ભગવાને ધૈર્ય રાખી, ભીષ્મના બાણે કરી વ્યાપ્ત એવા ઘોડાઓને પકડી રાખ્યા. તે સમે મેઘ જેવા શબ્દવાળું દિવ્ય ધનુષ ગ્રહણ કરી અર્જુને ત્રણ બાણથી ભીષ્મનું ધનુષ કાપી નાખ્યું. કપાએલા ધનુષવાળા તમારા પિતાએ નિમિષ માત્રમાં બીજું મોટું ધનુષ લઇ તેને સજ્જ કરી મેઘ જેવા શબ્દવાળા તેને બે હાથથી ખેંચ્યું. ક્રોપેલા અર્જુને તે ધનુષ પણ એમનું એમ કાપી નાખ્યું. તે વખતે શંતનુ પુત્ર ભીષ્મ અર્જુનની હસ્તલાઘવીને વખાણતાં તેને કહેવા લાગ્યા કે, હે મહાબાહો ! હે પાંડુનંદન ! હે પાર્થ ! 'બહુ સારૂં, બહુ સારૂં,' હે ધનંજય ! એ મોટું કર્મ તારે વિષેજ યોગ્ય છે. હે પુત્ર ! જે જોઈ તારી ઉપર હું પ્રસન્ન થયો છું, મારી સાથે યુદ્ધ કર. એ રીતે અર્જુનની પ્રશંસા કરી બીજું મોટું ધનુષ લઇ તેમણે સંગ્રામમાં અર્જુનના રથ ઉપર બાણ નાખ્યાં, ઘોડા હાંકવામાં મોટું બળ દેખાડતા વાસુદેવ ભગવાને મંડલાકારે રથને ફેરવી તેમના બાણને અટકાવ્યા. હે ભારત ! તે વખતે ભીષ્મે તીક્ષ્ણ બાણે કરી વાસુદેવ તથા અર્જુનને સર્વ અંગે વિંધી નાંખ્યા. ભીષ્મના બાણથી વિંધાએલા શરીરવાળા મનુષ્યમાં સિંહરૂપ તે બેઉ શિંગડાંથી ક્ષત થયેલ શરીરવાળા અત્યંત વેગવાળા બે સાંઢ શોભે તેમ શોભતા હતા. વળી અત્યંત ક્રોધે ભરાયેલા ભીષ્મે હજારો બાણે કરી શ્રીકૃષ્ણ તથા અર્જુનની દિશાઓ ઢાંકી હાસ્ય કરી શબ્દ કરતાં તીક્ષ્ણ બાણે કરી શ્રીકૃષ્ણને વારંવાર પીડા પમાડી કંપાવ્યા. તે વખતે મહાબાહુ શ્રીકૃષ્ણે ભીષ્મનું પરાક્રમ તથા અર્જુનની યુદ્ધમાં કોમળતા જોઇ તપતા સૂર્યની પેઠે બેઉ સેનાના મધ્યમાં ઉભા રહી વારંવાર બાણનો વરસાદ કરતા પાંડુ પુત્રના શ્રેષ્ઠ સૈનિકોને મારતા અને યુધિષ્ઠિરના સૈન્યનો પ્રલયની પેઠે નાશ કરતા ભીષ્મને ન સહન કરી શકતા સામા શૂરવીરને હણનાર મહા બળવાન્ તેમણે વિચાર કર્યો કે, આ ભીષ્મ સંગ્રામમાં એક દિવસે દેવ તથા દૈત્યોનો નાશ કરે એવા છે, ત્યારે સૈન્ય તથા પાછળ ચાલનારાઓ સહિત પાંડવોનો નાશ કરે એમાં શું આશ્ચર્ય ! જો કે મહાત્મા યુધિષ્ઠિરનું મોટું

સૈન્ય નાસે છે તેથી કૌરવો નાસતા સોમકને જોઇ ભીષ્મને હર્ષ પમાડતાં રણસંગ્રામમાં ચઢી આવે છે, હુંજ કવચ પહેરી પાંડવો માટે આજ ભીષ્મને મારી મહાત્મા પાંડવનો ભય મટાડું; કારણ કે, તીક્ષ્ણ બાણે કરી સંગ્રામમાં તેઓ અત્યારે માર ખાય છે, તોપણ ભીષ્મના ગૌરવથી અર્જુન પોતાના કર્ત્તવ્યને જરાય સમજતો નથી, શ્રીકૃષ્ણ આમ વિચાર કરે છે ત્યાં ફરીથી ભીષ્મે અર્જુનના રથ ઉપર બાણ ફેંકયાં, જેથી સર્વ દિશાઓ, આકાશ, પૃથ્વી, તથા સૂર્ય ઢંકાઇ ગયો. ભયંકર વાયુ વાવા લાગ્યો, ધૂમાડાયુક્ત સર્વ દિશાઓ ક્ષોભ પામી, દ્રોણ, વિકર્ણ, જયદ્રથ, ભૂરિશ્રવા, કૃતવર્મા, કૃપાચાર્ય, શ્રુતાયુ, અંબષ્ટદેશનો રાજા, વિંદ અનુવિંદ, સુદક્ષિણ, પ્રાચ્ય અને સૌવીર ગણ, વસાતિઓ, ક્ષુદ્રક તથા માળવ દેશના રાજા, શંતનુ પુત્ર ભીષ્મની આજ્ઞાથી અર્જુન સામે દોડયા. તે વખતે ઘોડા, પાયદલ, રથના સમૂહ તથા મોટા હસ્તિઓએ કરી વિંટાએલા અર્જુનને સાત્યકિએ જોયો. એ રીતે ચોતરફથી પાયદળ, હાથી તથા અશ્વથી વિંટાએલા શસ્ત્ર ધરનારમાં શ્રેષ્ઠ સંમુખ આવતા અર્જુન તથા વાસુદેવને જોઇ શિનિકુળમાં શ્રેષ્ઠ સાત્યકિ વ્રરત તેમની સામે આવ્યો. મોટા ધનુષવાળો તે સૈન્યમાં આવી, વિષ્ણુ જેમ ઇંદ્રને સહાયતા કરે તેમ તેમને સહાયતા કરવા લાગ્યો. વિખરાએલ હસ્તિ, અશ્વ, રથ, તથા ધ્વજાના સમુદાયવાળા ભીષ્મે ત્રાસ પમાડેલ છે સર્વ યોદ્ધાઓ જેમાં એવા નાસતા યુધિષ્ઠિરના સૈન્યને જોઇ, તેણે કહ્યું કે—હે ક્ષત્રિ-ગોત્તમ ! કયાં જાઓ છો ? પ્રાચીન પુરૂષોએ આ ધર્મ સત્પુરૂષનો કહ્યો નથી, માટે હે શૂરવીરો ! પોતાની પ્રતિજ્ઞા ન મૂકતાં પોતાના વીરધર્મને પાળો. ચોતરફ નાસતા મુખ્ય રાજાઓને અર્જુનની યુદ્ધમાં મૃદુતા તથા સંગ્રામમાં વૃદ્ધિ પામેલા પ્રયત્નવાળા ભીષ્મને જોઇ તેમને સહન ન કરી શકતા સર્વ યાદવના પતિ મહાત્મા શ્રીકૃષ્ણ આવતા સમગ્ર કૌરવોને જોઈ, સાત્યકિને તેમની પ્રશંસા કરતાં કહેવા લાગ્યા કે—હે સાત્યકિ ! જાય તેને જવા દ્યો, બાકી રહેલા છે તે પણ ભલે જાય. આ વખતે રથમાંથી મેં પાડેલા ભીષ્મને તથા ગણ સહિત દ્રોણાચાર્યને જો. હે સાત્વત ! મારી આગળ કૌરવોનો રથી કોઇ પણ બાકી રહેશે નહીં, માટે હું ઉગ્ર ચક્ર ગ્રહણ કરી, મોટા વ્રતવાળા ભીષ્મના પ્રાણ હરણ કરીશ. એ રીતે ભીષ્મ તથા ગણ સહિત દ્રોણને રણસંગ્રામમાં મારી અર્જુન, યુધિષ્ઠિર, ભીમ, નકુળ તથા સહદેવને રાજી કરીશ, ધૃતરાષ્ટ્રના પુત્ર તથા તેના પક્ષમાં આવેલા મુખ્ય રાજાઓને મારી, યુધિષ્ઠિર રાજાને રાજ્ય અપાવી હું પ્રસન્ન થઇશ. એમ કહી વાસુદેવના પુત્ર ભગવાન કૃષ્ણ સૂર્ય જેવી કાંતિવાળા, વજ્ર સરખા પ્રભાવવાળા, સજાયા સરખી ધારવાળા સુનાભ ચક્રને હાથથી ઉગામી રથથી નીચે ઉતરી ઘોડા મૂકી પગે ચાલી પૃથ્વીને કંપાવતા વેગે કરી સંગ્રામમાં અત્યંત વધેલા મદવાળા શ્રેષ્ઠ હાથીને મારવા સિંહ દોડે તેમ ભીષ્મની સામે દોડયા. તે વખતે આકાશમાં વિજળીયુક્ત મેઘ શોભે તેમ પીતાંબર વસ્ત્ર ધરેલા ભગવાન શોભવા લાગ્યા. ભગવાનના રૂડા હાથરૂપ મોટા નાળવાળું, તેમના કોપના ઉદયરૂપ સૂર્યથી ઉઘડેલું, સજાયાના અગ્રભાગ જેવી તીક્ષ્ણ ધારરૂપ સારાં પાંદડાં-વાળું, તેમના દેહરૂપ મોટા તળાવમાં ઉગેલું એવું ભગવાનના ચક્રરૂપ કમળ, નારાયણની નાભીથી ઉત્પન્ન થયેલું, ઉગતા સૂર્ય જેવા રક્ત વર્ણવાળું આદિકમળ શોભે તેમ શોભતું હતું, જે ગ્રહણ કરી દોડતા તથા મોટેથી શબ્દ કરતા ક્રોધ પામેલા ભગવાનને જોઈ, કૌરવનો ક્ષયજ જાણે આવ્યો હોય નહીં એમ વિચારી, સર્વ પ્રાણી અત્યંત પોકારવા લાગ્યાં.

ચક્ર સહિત લોકના ગુરૂ વાસુદેવ સર્વ લોકને નાશ પમાડયાના પેઠે ભીષ્મની સામે દોડયા, તે વખતે પ્રાણીને બાળનાર અગ્નિની પેઠે શોભતા હતા. તે વખતે હાથમાં ચક્ર લઈ આવતા દેવને જોઇ સંભ્રમ રહિત, નથી મૂઢ ચિત્ત જેનું એવા શંતનુ પુત્ર ભીષ્મ, ગાંડીવ જેવા શબ્દવાળા પોતાના મોટા ધનુષને બે હાથથી ખેંચી, અનંત પરાક્રમવાળા ગોવિંદ ભગવાનને સંગ્રામમાં આવી રીતે કહેવા લાગ્યા.

હે દેવેશ! હે જગન્નિવાસ! હે માધવ! હે ચક્રપણે! હે લોકનાથ હે સર્વ શરણ્ય! આવો હું તમને નમસ્કાર કરૂં છું. સંગ્રામમાં બળાત્કારે કરી રથમાંથી મને પાડો. હે અંધકવૃષ્ણિનાથ! હે કૃષ્ણ! તમે સંગ્રામમાં મને મારશો તેથી આ લોક તથા પરલોકમાં મારૂં કલ્યાણજ છે. હે વીર! તમારા આવવાથી ત્રિલોકમાં હું પ્રતિષ્ઠિત થઇશ. તે સમે વિસ્તીર્ણ તથા સ્થૂળ બાહુવાળા અર્જુને રથમાંથી નીચે ઉતરી, ભગવાનની પાછળ દોડી, તેમના સ્થૂળ તથા ઉત્તમ લાંબા બાહુ ઝાલ્યા. એ રીતે અર્જુને ઝાલેલા અત્યંત ક્રોધ સહિત આદિ દેવ, યોગી એવા વિષ્ણુ ભગવાન, મોટો વાયુ જેમ એક વૃક્ષને આકર્ષણ કરે તેમ અર્જુનને વેગથી ગ્રહણ કરી, ભીષ્મની પાસે જવા લાગ્યા. અર્જુને ચરણારવિંદ ઝાલી દશમે પગલે બળ કરી ઝાલી રાખ્યા. પછી સુવર્ણની વિચિત્ર પ્રકારની માળાવાલા અર્જુન, શ્રીકૃષ્ણને પ્રણામ કરી કહેવા લાગ્યા કે, હે કેશવ! ક્રોધ શમાવો, તમે પાંડવની ગતિરૂપ છો. હે ઇંદ્રાનુજ! મેં પ્રતિજ્ઞા કરેલ કર્મ હું કરીશ, ચૂકીશ નહિ. મારા પુત્ર તથા ભાઇઓના સોગન ખાઇ હું કહું છું કે, તમે પ્રેરણા કરેલો હું કૌરવનો નાશ કરીશ, એ રીતે તેના સમ તથા પ્રતિજ્ઞા સાંભળી પ્રસન્ન થએલા અર્જુનનું પ્રિય કરનાર શ્રીકૃષ્ણ ચક્ર સહિત પાછા રથમાં બેઠા. શત્રુનો નાશ કરનાર ભગવાને ફરીથી ઘોડાની રાશ ઝાલી. શંખ લઇ તેના શબ્દે કરી દિશાઓને પૂરી દીધી. કંઠાભરણ, બાજુબંધ તથા કુંડળ ધરનાર રજે કરી વ્યાપ્ત સુંદર કમળ જેવા નેત્રવાળા, સ્વચ્છ દાંતવાળા. શંખયુક્ત ભગવાનને જોઇ કૌરવો પોકારવા લાગ્યા. ત્યાર પછી કૌરવના સર્વ સૈન્યમાં મૃદંગ, ભેરી, પણવ, દુંદભી તથા રથના પાટાના ઉગ્ર શબ્દો સિંહનાદની માફક થવા લાગ્યા. અર્જુનના ગાંડીવ ધનુષનો મોટો શબ્દ થયો, જે આકાશ તથા દિશાઓમાં ફેલાઈ ગયો અને ધનુષમાંથી નિકળેલા નિર્મળ બાણ સર્વ દિશાઓમાં વ્યાપ્ત થઈ ગયા. કૌરવનો અધિપતિ દુર્યોધન હાથમાં બાણ લઇ, ભીષ્મ તથા ભૂરિશ્રવા સહિત વેગથી સુકા ઘાસને બાળવાને ઇચ્છતા અગ્નિની પેઠે સામે આવ્યો. અર્જુન ઉપર ભૂરિશ્રવાએ સુવર્ણના પુંખવાળા ભલ્લાકૃતિ સાત બાણ, દુર્યોધને ઉગ્ર વેગવાળું ભાલું, શલ્યે ગદા તથા ભીષ્મે શક્તિ નાખી. શૂરવીર અર્જુને પણ સાત બાણે કરી ભૂરિશ્રવાના સાત બાણને તીક્ષ્ણ એવા ક્ષુર નામના એક બાણે કરી, દુર્યોધને મૂકેલા ભાલાને, એક બાણે, ભીષ્મે મૂકેલી શક્તિને તથા બીજા બાણે શલ્યે મૂકેલી ગદાને ઉડાડી દીધી. બે હાથે કરી ઘણા બળવાળું વિચિત્ર પ્રકારનું ગાંડીવ ધનુષ ખેંચી, વિધિએ કરી અત્યંત ભયંકર, આશ્ચર્યરૂપ માહેન્દ્ર નામનું અસ્ત્ર આકાશમાં પ્રગટ કર્યું, જે અસ્ત્ર તથા નિર્મળ અગ્નિ સમ વર્ણવાળા બાણના સમુદાય સર્વ સૈન્યને વારી રથ, ધ્વજાના અગ્રભાગ, ધનુષ તથા બાહુને કાપી, શત્રુના હસ્તિ તથા ઘોડાઓના શરીરમાં વાગ્યા. વળી તે સારી ધારવાળા બાણે કરી દિશાઓ તથા વિદિશાઓને ઢાંકી ગાંડીવના શબ્દે કરી શત્રુના મનને વ્યથા પમાડવા લાગ્યા. અત્યંત ભયંકર સંગ્રામમાં

ગાંડીવના શબ્દે કરી શંખ, દુંદુભિ, ઘોડા તથા રથના ઉગ્ર શબ્દો સંભળાતા હતા. વિરાટ છે મુખ્ય જેમાં એવા ઘણા બળવાળા શૂરવીરો તથા પાંચાલ દેશનો દ્રુપદ રાજા પણ તે ઠેકાણે આવ્યા. એ રીતે જ્યાં જ્યાં ગાંડીવનો શબ્દ સંભળાતો હતો ત્યાં ત્યાં તમારાં સર્વ સૈન્ય તેને નમી જતાં હતાં. તેમાંથી કોઇ તેને પ્રતિકૂળ થઇ તેની સામો જઇ શકતો ન હતો. હે નૃપ! અત્યંત ભયંકર સંગ્રામમાં રથ, અશ્વ તથા સારથિ સહિત કેટલાક શૂરવીરો હણાયા, અને મોટી છે પતાકા જેની એવા સુવર્ણના તંગથી શોભતા, અર્જુને ભેદેલ છે બખતર તથા શરીર જેનાં એવા હસ્તિઓ પ્રાણ રહિત થઇ તત્કાળ ભૂમિ પર પડતા હતા. તીક્ષ્ણ અગ્રવાળા નિર્મળ ઉગ્ર વેગવાળા ભલ્લાકૃતિ બાણે કરી અર્જુને હણેલા તથા ભાગેલ છે યંત્ર તથા ખીલા જેના એવા રથ તથા ધ્વજ અને શ્રેષ્ઠ ઐંદ્રાસ્ત્રે કરી ભેદાયાં છે કવચ તથા દેહ જેના એવા પાયદળના સમૂહ ઘોડા તથા હસ્તિઓ, પ્રાણ રહિત થઇ પૃથ્વી ઉપર પડતા હતા. આ મહા સંગ્રામમાં તીક્ષ્ણ બાણના સમુદાયથી અર્જુને મારેલા હસ્તિ આદિના રૂધિરથી લાલ પાણીવાળી, મનુષ્યના મેદરૂપ ફીણવાળી, મરણ પામેલા હસ્તિ તથા અશ્વના શરીરરૂપ કાંઠાવાળી, રાજાઓની મજ્જા તથા માંસરૂપ ગારાવાળી, ઘણાક રાક્ષસ તથા ભૂતે સેવેલી, મસ્તક તથા કપાળને વિષે વ્યાપ્ત કેશરૂપ લીલા ઘાસ યુક્ત સ્થળવાળી, હજારો હજાર શરીરોને વહેનારી વિખરાયેલ નાના પ્રકારનાં કવચરૂપ લહેરથી સંકુળ, મનુષ્ય ઘોડા તથા હાથીના ભાગેલા અસ્થિરૂપ કાંકરાવાળી, કૂતરાં, કંક, શિયાળિયાં, વરૂ, ગરજ, કાગડા, તરસુ, વગેરે માંસ ભક્ષી પ્રાણીઓએ સેવેલા કાંઠાવાળી વૈતરણી જેવી મોટી નદીને મનુષ્યો દેખતાં હતાં. એ રીતે બાણના સમુદાયથી અર્જુને પ્રવર્તાવેલી મેદ, વસા તથા રૂધીરને વહેનારી અત્યંત ભયંકર નદીને તથા અર્જુને હણેલ છે શૂરવીર જેમાંથી એવી કૌરવની સેનાને જોઇ યુદ્ધ કરવામાં શૂરવીર પુરૂષમાં શ્રેષ્ઠ ચેદી, પાંચાળ, કરૂષ, મત્સ્ય તથા એકઠા મળેલા સર્વ પાંડવો, કૌરવના શૂરવીર યોદ્ધાઓને ત્રાસ પમાડતાં શબ્દ કરવા લાગ્યા. અત્યંત હર્ષ યુક્ત થએલા અર્જુન તથા શ્રીકૃષ્ણ પણ સિંહ જેમ મૃગના યૂથને ત્રાસ પમાડે તેમ તેમની સેનાને ત્રાસ પમાડી મોટેથી શબ્દ કરવા લાગ્યા. અત્યંત શસ્ત્રે કરી ક્ષત થયાં છે અંગ જેમનાં એવા ભીષ્મ, દ્રોણ, દુર્યોધન, તથા બાહ્લિક સહિત કૌરવો સંકોચ પામ્યા. કિરણોવાળા સૂર્યને તથા તેથી લાલ થયેલી સંધ્યાને જોઇ રાત્રિ નજીક આવી જાણી યુદ્ધથી પાછા ફર્યા. અર્જુન પણ કીર્તિ તથા યશને પામી, શત્રુને જીતી પાછા વળી તે દિવસનું યુદ્ધ પૂરૂ કરી ભાઇઓ તથા રાજાઓ સહિત પોતાના તંબુ ઉપર ગયા તે વખતે કૌરવની સેનામાં મહા ભયંકર મોટો શબ્દ થવા લાગ્યો, જે અર્જુને સંગ્રામમાં દશ હજાર રથિઓ, સાતસો હાથી પ્રાચ્ય, સૌવીર ગણ, ક્ષુદ્રક, તથા માળવ દેશના સર્વ રાજાઓને પાડયા. એ રીતે તેણે મોટું કર્મ કર્યું, જે કરવા બીજો કોઈ પણ યોગ્ય નથી. શ્રુતાયુ અંબષ્ટપતિ રાજા, દુર્મર્ષણ, ચિત્રસેન, દ્રોણ, કૃપ, સિંધુ દેશનો રાજા, બાહ્લિક, ભૂરિશ્રવા, શલ્ય શળ, અને ભીષ્મ સહિત એકઠા મળેલા બીજા પણ સેંકડો યોદ્ધાઓને લોકમાં મહારથિ એવા ક્રોધે ભરાયેલા તેણે પોતાના બાહુબળે કરી જીતી લીધા. હે ભારત! તમારા સર્વ ગણ એ રીતે બોલતા પોતપોતાના તંબુમાં ગયા. અત્યંત પ્રદીપ્ત હજારો ઉંબાડીઆં તથા શોભતી મશાલોએ કરી અર્જુને ત્રાસ પમાડેલ છે સર્વ યોદ્ધાઓ જેના એવી કૌરવની સેના પોતાને ઠેકાણે ગઇ.

उल्का सहस्रैश्च सुसंप्रदीप्तैः विभ्राजमानैश्च तथा प्रदीपैः ।
किरीटिविन्नासित सर्वयोधा चक्रे निवेशं ध्वजिनी कुरूणाम् ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि तृतीयदिवसावहारे गुर्जरभाषाया मेकोनषष्ठितमोऽध्यायः ॥ ५९ ॥

## અધ્યાય ૬૦ મો. ભીષ્મ અર્જુન દ્વંદ્વ યુદ્ધ.

संजय उवाच-व्युष्टां निशां भारत भारतानामनीकिनीनां प्रमुखे महात्मा ।
ययौ सपत्नान् प્रतिजात कोपो वृतः समग्रेण बलेन भीष्मः ॥१॥

સંજય કહે છે—હે ભારત ! વળી સવારના પહોરમાં ઉત્પન્ન થયેલા ક્રોધવાળા, સર્વ સૈન્ય સહિત કૌરવની સેનાના અગ્રભાગમાં રહેલા મહાત્મા ભીષ્મ શત્રુની સામે ગયા. હે રાજન ! તે વખતે મહારથિ તેજવાળા તથા મોટાં પરાક્રમવાળા દ્રોણાચાર્ય. દુર્યોધન, બાહ્લિક દુર્મર્ષણ, ચિત્રસેન, મહા બળવાન જયદ્રથ તથા સૈન્ય સહિત બીજા પણ સર્વ રાજાઓ, ચોતરફથી તેની પાછળ ગયા. તેમણે કરી વિંટાએલા રાજા દેવતાએ વિંટાએલો ઇંદ્ર શોભે તેમ શોભતા હતા. સૈન્યના અગ્રભાગમાં મોટા હાથીના કાંધ ઉપરની હાલતી રાતી, પીળી કાળી તથા શ્વેત વર્ણવાળી મોટી પતાકાઓ અત્યંત શોભતી હતી, શંતનુ પુત્ર ભીષ્મે રક્ષા કરેલી કૌરવની સેના, મહારથી યોદ્ધાઓ, હસ્તિઓ તથા ઘોડાઓથી વિજળી સહિત મેઘ સમાન વર્ષાઋતુમાં વાદળાંથી આકાશ શોભે તેમ શોભતી હતી. યુદ્ધ કરવામાં ઉત્સાહવાળી મહા ઉગ્ર કૌરવની સેના, નદીનો ભયંકર વેગ ચાલે તેમ તત્કાળ અર્જુન સામે ચાલી. તે સમે નાના પ્રકારના બળવાળા મોટા હાથી, ઘોડા, પાયદળ તથા રથના સમુદાયરૂપ પક્ષવાળા મોટા મેઘ જેવાં શત્રુના વ્યાળવ્યૂહને હનુમાન યુક્ત ધ્વજાવાળા. મહાત્મા અર્જુન દૂરથી જોઇ, પુરૂષમાં શ્રેષ્ઠ શૂરવીર સર્વ શત્રુના સૈન્યને મારવામાં ધૈર્યવાન મહાત્મા ધ્વજાયુક્ત શ્વેત ઘોડા જોડેલા રથના રક્ષણ વાસ્તે કરેલા લોહ તથા કાષ્ટના આવરણયુક્ત રથે કરી સૈન્યના અગ્રભાગે નિકળ્યા. ચક્રવાળા, માથે ઢાંકવાના આવરણથી શોભતા દંડવાળા યાદવ શ્રેષ્ઠ શ્રીકૃષ્ણે સંગ્રામમાં ચલાવેલા હનુમાનયુક્ત ધ્વજાવાળા રથને જોઇ તમારા પુત્ર સહિત કૌરવના યોદ્ધાઓ અતિ ખેદ કરવા લાગ્યા. લોકમાં મહારથી. ઉગામેલ આયુધવાળા, અર્જુને રક્ષા કરેલા તથા ચાર ચાર હજાર હાથી છે વિદિશાઓમાં જેને એવા પાંડવના મોટા વ્યૂહને તમારી તરફનાઓએ જોયો. જેવો પહેલે દહાડે કૌરવ શ્રેષ્ઠ ધર્મરાજાએ વ્યૂહ રચ્યો હતો, તેવો પૃથ્વીમાં કોઇ દિવસ રચાયો નથી. તેમજ પૂર્વે અમે દીઠો કે, સાંભળ્યો પણ નથી. ત્યાર પછી પંચાળ દેશના મુખ્ય રાજાઓ, મુખ્ય ચેદિઓ સહિત યુધિષ્ઠિરની આજ્ઞા પ્રમાણે આવી સામે ઉભા. તે વખતે હજારો ભેરી સંગ્રામમાં વાગવા લાગી. શંખ, તુરી તથા રથના શબ્દો સિંહનાદ સહિત સર્વ સૈન્યમાં થવા લાગ્યા. પછી શૂરવીરોએ ખેંચેલા બાણ તથા મોટા શબ્દ સહિત ધનુષે કરી તથા શંખના મોટા શબ્દે કરી ક્ષણ માત્રમાં ભેરી તથા પણવના શબ્દો થવા લાગ્યા. પૃથ્વીની ઉડેલી રજવાળા. મોટેજ મોટા ચંદરવાથી ઢંકાઇ ગયેલ પ્રકાશવાળા આકાશને જોઇ, તમારી

તરફના શૂરવીરો તત્કાળ સામે આવ્યા. રથીએ હણેલો રથી, સારથી, અશ્વ, રથ તથા ધ્વજ સહિત પડતો હતો, હાથી ઉપર બેસનારે હણેલો હાથી ઉપર બેસનાર, તથા પાયદળે હણેલો પાયદળ, રણભૂમિમાં પડતો હતો. ઘોડેસ્વારોએ સાંગ્ય તથા ખડ્ગે કરી હણેલા અદ્દ્ભુત દેખાવવાળા, ભયંકર ઘોડેસ્વારો અને ફરશી, સાંગ્ય તથા ખડ્ગે કરી ચીરેલાં તથા સુવર્ણથી શોભતાં તારા ગણુથી શોભતાં સૂર્ય જેવી કાંતિવાળાં કવચો પણ પૃથ્વી ઉપર પડતાં હતાં. કેટલાક હસ્તિઓએ દાંત તથા શ્રેષ્ઠ સુંઢે કરી હણેલા સારથિ સહિત રથીઓ ભૂમિપર પડતા હતા. ગભરાએલ છે હાથી, અશ્વ તથા રથ જેમાં એવા મોટા ક્ષયવાળા મુહૂર્તમાં હસ્તિ સમુદાયે ઉદ્ધતાઇથી મારેલા તથા દાંતે કરી પૂર્વ પશ્ચાદ્દ્ભાગમાં હણેલા ઘોડેસ્વાર તથા તરૂણ પાયદળોનો પીડિત સ્વર સાંભળી મનુષ્યો ખેદ પામવા લાગ્યા. મહારથિઓએ વિંટાએલા, પાંચ હાથ ઉંચા તાલનું ચિન્હ છે ધ્વજામાં જેને એવા, અશ્વના વેગને લીધે આશ્ચર્યરૂપ પરાક્રમયુક્ત વાહનવાળા ભીષ્મ. હનુમાનયુક્ત ધ્વજાને જોઇ મોટા અસ્ત્ર તથા બાણે કરી વજ્ર જેવી કાંતિવાળા અર્જુન સામે દોડયા. ઇંદ્ર જેવા પ્રભાવવાળા ઇંદ્ર પુત્ર સામે દ્રોણુ, કૃપ, શલ્ય, વિવિંશતિ, દુર્યોધન, સોમદત્તનો પુત્ર વગેરે દોડયા. સર્વાસ્ત્ર જાણનાર સુવર્ણનું વિચિત્ર તરેહનું કવચ પહેરેલો શૂરવીર અસહ્ય કર્મવાન અર્જુન પુત્ર અભિમન્યુ તે મહારથિઓના મોટા અસ્ત્રને હણી બધાની સામે આવી ઉભો. મંત્રે કરી હોમેલા દ્રવ્યથી ભગવાન અગ્નિ શોભે તેમ તે શોભતો હતો. મહા બળવાળા ભીષ્મે શત્રુના રૂધિરરૂપ પાણીની નદી વહેવરાવી અભિમન્યુને અતિક્રમણ કરી, મહારથી અર્જુન સામે જઇ, તેની ઉપર અસ્ત્ર નાખ્યાં. અર્જુને હાસ્ય કરી મોકલેલા અદ્દ્ભુત પરાક્રમવાળા, શિલા ઉપર તીક્ષ્ણ કરેલા, ગાંડીવથી મૂકાએલા બાણોએ કરી તેમની મોટી અસ્ત્રકુશળતાનો નાશ કર્યો. સર્વ ધનુષ ધરનારમાં શ્રેષ્ઠ ભીષ્મ ઉપર હનુમાન્ છે ધ્વજામાં જેની એવા તેણે નિર્મળ એવા ભલ્લ બાણુનો વરસાદ કર્યો, તેને સૂર્ય જેમ અંધારાને હણે તેમ તેમણે હણ્યો. ધનુષના ભયંકર શબ્દવાળા સત્પુરૂષમાં શ્રેષ્ઠ ભીષ્મ તથા અર્જુનના ભયંકર દ્વંદ્વ યુદ્ધને સર્વ લોક તથા કુરૂ સૃંજય જોવા લાગ્યા.

**एवं विधं कार्मुकभीमनादमदीनवत् सत्पुरुषोत्तमाभ्यां ।**
**ददर्श लोकः कुरुसृंजयाश्च तद्वैरथं भीष्मधनंजयाभ्यां ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि भीष्मार्जुनद्वैरथे गुर्जरभाषायां षष्टितमोऽध्यायः ॥ ६० ॥**

---

## અધ્યાય ૬૧ મો. અર્જુને કરેલું યુદ્ધ.

**संजय उवाच—द्रौणिर्भूरिश्रवाः शल्यश्चित्रसेनश्च मारिषः ।**
**पुत्रः सांयमनेश्चैव सौभद्रं पर्यवारयन् ॥ १ ॥**

સંજય કહે છે–હે ધૃતરાષ્ટ્ર ! એટલામાં અશ્વત્થામા, ભૂરિશ્રવા, શલ્ય, શ્રેષ્ઠ ચિત્રસેન તથા શલના પુત્રે અભિમન્યુને ઘેરી લીધો. હસ્તિઓએ કરી વિંટાએલા સિંહના બચ્ચાની પેઠે અતિ તેજવાળા મનુષ્યમાં સિંહરૂપ પાંચ યોદ્ધાઓએ ઘેરેલા તે એકને મનુષ્યો

જોતા હતા. નિશાન વિંધવામાં, શૂરવીરપણામાં, પરાક્રમમાં, અસ્ત્રવિદ્યામાં તથા હસ્તચાલાકીમાં અભિમન્યુ જેવો બીજો કોઇ પણ વીર ન હતો, એવા શૂરવીર યુદ્ધમાં પરાક્રમ કરતા અત્યંત સાવધાન શત્રુને દમન કરનાર પોતાના પુત્રને જોઇ અર્જુને સિંહનાદ કર્યો. હે રાજેંદ્ર! હે વિશાંપતે! સૈન્યને પીડતા તમારા પૌત્ર અભિમન્યુને જોઇ તમારી તરફનાઓએ ચોતરફથી તેને ઘેરી લીધો, તેટલામાં દીન છે શત્રુ જેના એવો સુભદ્રાનો પુત્ર અભિમન્યુ, તેજ તથા બળે કરી તમારા પુત્રની સામે આવી ઉભો. સંગ્રામમાં શત્રુ સાથે યુદ્ધ કરતા એવા તેનું શર માર્ગમાં રહેલું મોટું ધનુષ સૂર્ય સમાન દેખાતું હતું. વળી જેણે એક બાણે કરી અશ્વત્થામાને તથા પાંચે કરી શલ્યને વિંધી, આઠ બાણે કરી શલની ધ્વજા કાપી, ને સોમદત્ત પુત્રે મોકલેલી સુવર્ણના ડાંડાવાળી સર્પ જેવી શક્તિ પણ તીક્ષ્ણ બાણે કરી કાપી નાખી. સંગ્રામમાં મહા વેગવાન બાણ ફેંકતા અર્જુન પુત્રે સામા આવતા શલ્યના બાણનું નિવારણ કરી તેના ચાર ઘોડા માર્યા. ભૂરિશ્રવા, શલ્ય, અશ્વત્થામા તથા સંયમનનો પુત્ર, અત્યંત ઉગ્ર બનેલા સર્વ અભિમન્યુના બાહુબળ સામે જોતા ન હતા. હે રાજેંદ્ર! ત્યાર પછી ધનુર્વેદ જાણનાર, મુખ્ય સંગ્રામમાં શત્રુએ જીતાય નહીં એવા ત્રિગર્ત, મદ્ર તથા કેકય, વગેરે પચ્ચીશ હજાર યોદ્ધાઓએ તમારા પુત્રની આજ્ઞાથી તમારા સૈન્યને મારતા પુત્ર સહિત અર્જુનને ઘેરી લીધો. શત્રુને દમન કરનાર હે રાજન્! એ રીતે ઘેરાયેલા મહારથી પિતા પુત્રને, હજારો હસ્તિઓના સમુદાય, અશ્વ તથા પાયદળોએ સહવર્તમાન સેનાપતિ પંચાળ દેશના રાજા ધૃષ્ટદ્યુમ્ને જોઇ ધનુષ સજ્જ કરી પોતાની સેનાને ચાલતી કરી. મદ્રકના સૈન્ય તથા કેકય રાજા સામે તેઓ ચાલવા લાગ્યા. તે વખતે દૃઢ ધનુષયુક્ત તથા રૂડી કીર્તિવાળા રક્ષા કરેલા છે રથ, હાથી તથા અશ્વ જેમાં એવું યુદ્ધ કરવાને ઇચ્છતું સૈન્ય શોભતું હતું. પંચાળ કુળને વધારનાર તેણે અર્જુનની સામે જતા શરદ્વાનના પુત્ર કૃપાચાર્યને ત્રણ બાણે કરી જત્રુ દેશમાં વિંધી દશ બાણે કરી દશ મદ્રકને મારી એક ભલ્લ બાણે કરી કૃતવર્માની રક્ષા કરનારને માર્યો. વળી શત્રુને તપાવનાર તેણે મહાત્મા પૌરવના દમન નામના પુત્રને, નિર્મળ અગ્ર ભાગવાળા બાણે કરીને માર્યો. એટલામાં શલ્યના પુત્રે ત્રણસો બાણથી યુદ્ધમાં દુર્મદ પંચાળ દેશના રાજા ધૃષ્ટદ્યુમ્નને તથા દશે કરી તેના સારથિને વિંધ્યો. એ રીતે વિંધાએલા મોટા ધનુષવાળા તેણે પોતાનાં ગલોફાં ચાટતાં અત્યંત તીક્ષ્ણ ભલ્લ બાણે કરી તેનું ધનુષ કાપી નાખ્યું, પચ્ચીશ બાણે કરી તેના અશ્વ, સારથિ તથા પડખેથી રક્ષા કરનારને માર્યા. હણાએલા અશ્વવાળા રથમાં બેઠેલો શલનો પુત્ર મહાત્મા પંચાળ પુત્રને જોઇ મહા ભયંકર લોહમય તરવાર લઇ પાયદળ એવો તે રથમાં બેઠેલા ધૃષ્ટદ્યુમ્નની પાછળ દોડયો. મોટા ઓઘની પેઠે આવતા, આકાશમાંથી પડતા સર્પ જેવા ઉઘાડી તરવારવાળા, કાળે મોકલેલા અંતક જેવા પ્રદીપ્ત સૂર્ય સમાન, હાથી જેવા પરાક્રમવાળા પાંડવોએ તથા પૃષત્ ગોત્રમાં ઉત્પન્ન થયેલા ધૃષ્ટદ્યુમ્ને જોયો. મારવા વાસ્તે સામે આવતા, તીક્ષ્ણ ખડ્ગ ગ્રહણ કરેલા ભાથા બાંધેલા બાણના વેગને અતિક્રમણ કરનાર તેનું મસ્તક ક્રોધે ભરાયેલા સેનાપતિ પંચાળ પુત્રે કાપી નાંખ્યું. હે રાજન્! તે વખતે મસ્તક હણાવાથી પૃથ્વી ઉપર પડતાં તેનું ખડ્ગ સુંદર ભાથું હાથમાંથી પૃથ્વી ઉપર પડી ગયું. એ રીતે ભયંકર પરાક્રમવાળા મહાત્મા પંચાળ પુત્ર ધૃષ્ટદ્યુમ્ન ગદાના અગ્રભાગથી તેને મારી પરમ હર્ષને પામ્યા. હે મારિષ! મોટા ધનુષવાળો મહારથી રાજા

પુત્ર હણાયો તે વખતે તમારા સૈન્યમાં હાહાકાર થઈ રહ્યો. નાશ પામેલા પુત્રને જોઈ કોપેલો શલ્ય વેગે કરી, યુદ્ધમાં દુર્મદ ધૃષ્ટદ્યુમ્ન સામે દોડયો. તે વખતે યુદ્ધમાં દુર્મદ, શૂરવીર, સંગ્રામમાં એક બીજાની પાસે આવેલા બેઉને સર્વ રાજાઓ, કૌરવો તથા પાંડવો જોવા લાગ્યા. તેટલામાં સામા શૂરવીરને હણનાર કોપેલા શલે અંકુશે કરી મોટા હસ્તિને મારે તેમ ત્રણ બાણે કરી ધૃષ્ટદ્યુમ્નને માર્યો. તેમજ સંગ્રામમાં શોભતા શલ્યે પણ ક્રોધથી વક્ષસ્થળમાં તેને માર્યો ત્યાર પછી યુદ્ધ પ્રવર્ત્તમાન થયું.

**तथैव पार्षतं शूरं शल्यः समितिशोभनः ।**
**आजघानोरसि क्रुद्धस्ततो युद्धमवर्तत ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि चतुर्थयुद्धदिवसे सांगमनिपुत्रवधे गुर्जरभाषायामेकषष्टितमोऽध्यायः ॥ ६१ ॥**



## અધ્યાય ૬૨ મો. ચોથે દિવસે ભીમે કરેલું યુદ્ધ.

**धृतराष्ट्र उवाच–दैवमेव परं मन्ये पौरुषादपि संजय ।**
**यत्सैन्यं मम पुत्रस्य पाण्डुसैन्येन बाध्यते ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે–હે સંજય! મારા પુત્રના સૈન્યને પાંડવનું સૈન્ય બાધ કરે છે, માટે પુરૂષાર્થથી દૈવનેજ હું શ્રેષ્ઠ માનું છું. હે તાત! મારી તરફનાઓ તો હણાય છે એમ તું હમેશ કહે છે, અને પાંડવો હમેશ વ્યગ્રતા રહિત તથા પ્રસન્ન છે એમ કહે છે. વળી પુરૂષાર્થ વગરના એવા મારી તરફનાઓને પાડેલા તથા હણાયા, એ રીતે પણ તું કહે છે ને યથાશક્તિ જય સારૂ યત્ન કરતા તથા યુદ્ધ કરતા પાંડવો જય પામે છે. મારાઓને જીતે છે એમ પણ કહે છે તે દુઃખે કરીને સહન ન થાય એવા ઘણાક દુર્યોધનનાં કરેલાં તીવ્ર દુઃખને હું સાંભળું છું. હે સંજય! એવો કોઇ ઉપાય હું જોતો નથી કે જેણે કરી મારા પુત્રો પાંડવોને જીતે ને જય પામે. સંજય કહે છે–હે રાજન્! મનુષ્યના શરીરોનો હસ્તિ, ઘોડા તથા રથનો ક્ષય હું તમને કહું તે તમે સ્થિર થઇને સાંભળો. તેમજ તમારો અન્યાય કહું તે સાંભળો. શલ્યે નવ બાણેકરી પીડેલા ધૃષ્ટદ્યુમ્ને અત્યંત ક્રોધથી મદ્ર દેશના અધિપતિ શલ્યને લોહમય બાણેકરી પાડયો તે વખતે પૃષત્ગોત્રમાં ઉત્પન્ન થએલા ધૃષ્ટદ્યુમ્નનું આશ્ચર્યરૂપ પરાક્રમ અમોએ જોયું, જે સંગ્રામમાં શોભતા શલ્યને તેણે વારી રાખ્યો. તે બેઉ રથીના યુદ્ધમાં કંઈપણ ભેદ દેખાતો ન હતો. તેમનું બે ઘડી સુધી તો સમાનજ યુદ્ધ થતું હતું. પછી હે મહારાજ! શલ્યે સંગ્રામમાં પાએલા તીક્ષ્ણ ભલ્લ બાણેકરી ધૃષ્ટદ્યુમ્નનું ધનુષ કાપી વર્ષાઋતુમાં મેઘો પર્વત ઉપર જેમ જળનો વરસાદ પડે તેમ તેની ઉપર બાણનો વરસાદ કર્યો. એ રીતે ધૃષ્ટદ્યુમ્ન પીડા પામ્યો, તેથી અભિમન્યુ વેગે કરી શલ્ય રાજાના રથ સામે દોડયો. અતિ કોપેલા, ઘણા બળવાળા તેના રથ પાસે જઇ તીક્ષ્ણ બાણથી તેને વિંધ્યો. અભિમન્યુને મારવા ઇચ્છતા તમારી તરફના દુર્યોધન, વિકર્ણ, દુઃશાસન, વિવિંશતિ, દુઃસહ, ચિત્રસેન, દુર્મુખ, સત્યવ્રત તથા પુરૂમિત્ર, એટલા શલ્યના રથને વિંટી તેની રક્ષા કરતા સંગ્રામમાં ઉભા રહ્યા. તમારી તરફના દશ

રથીઓને ભીમસેન, પૃષતગોત્રમાં ઉત્પન્ન થએલા ધૃષ્ટદ્યુમ્ન, દ્રૌપદીના પાંચ પુત્ર, અભિમન્યુ તથા નકુળ અને સહદેવ, એ દશ જણાએ વારી રાખ્યા. હે વિશાંપતે ! હે રાજન્ ! તે સર્વ નાના પ્રકારનાં શસ્ત્રો મૂકતા, પરસ્પર મારવાની ઇચ્છાથી તમારા દુર્મંત્રને લીધે એક બીજાની સામે આવ્યા. તમારી તરફના તથા તે તરફના દશ રથીઓએ પરસ્પર ક્રોધ કરવાથી મહા ભયંકર યુદ્ધ થયું. તે વખતે તમારા તથા સામી તરફના બીજા રથીઓ તે જોતા હતા. મહારથિઓ પરસ્પર અનેક તરેહનાં શસ્ત્રો મૂકતા શબ્દ કરતા પરસ્પર મારવા લાગ્યા. એ રીતે એક બીજાને મારવાની ઇચ્છાથી સ્પર્ધાએ કરી એક બીજાને મર્દન કરતા પરસ્પર મળેલા સંબંધીઓ ક્રોધથી એક બીજા ઉપર મોટા અસ્ત્રો નાખવા લાગ્યા. તે વખતે મોટા સંગ્રામમાં ક્રોધ પામેલા દુર્યોધને, તીક્ષ્ણ ચાર બાણે કરી, દુર્મર્ષણે વીશે કરી, વિવિંશતિએ પાંચે કરી તથા દુઃશાસને ત્રણ બાણે કરી ધૃષ્ટદ્યુમ્નને વિંધ્યો. તે સમે શત્રુને તપાવનાર પૃષતગોત્રમાં ઉત્પન્ન થએલા ધૃષ્ટદ્યુમ્ને પોતાની હસ્ત ચાલાકી દેખાડતાં એકેકને પચ્ચીશ બાણુથી વિંધ્યા. સત્યવ્રતને તથા પુરૂમિત્રને દશ બાણે વિંધ્યો. માદ્રિ પુત્ર નકુળ સહદેવે પોતાના મામા શલ્યને તીક્ષ્ણ બાણે કરીને વિંધ્યા, તે આશ્ચર્ય સરખું થયું. મદ્રરાજ રથીમાં શ્રેષ્ઠ પોતાના ભાણેજ ઉપર શલ્યે ઘણાક બાણુ નાખ્યા, તેથી ઢંકાઇ ગએલા, સામે પરાક્રમ કરવા ઇચ્છતા નકુળ, સહદેવ ચલાયમાન થયા નહીં. દુર્યોધનને જોઇ મહા બળવાન ભીમસેને યુદ્ધનો અંત લાવવાની ઇચ્છાથી ગદા ગ્રહણ કરી. શિંગડા-વાળા કૈલાસ પર્વતની પેઠે હાથમાં ગદા લઇ ઉભેલા મહાબાહુ તેને જોઇ ભયથી તમારા પુત્રો ભાગ્યા: દુર્યોધન વેગવાન દશ હજાર હસ્તિ સૈન્ય સહિત માગધ રાજાને આગળ કરી ભીમસેન સામો આવ્યો. આવતા ગજસૈન્યને જોઇ મહા બળવાન પર્વત જેવી મોટી ગદા ગ્રહણ કરી સિંહનાદ કરી રથમાંથી નીચે ઉતરી મોઢું ફાડેલા કાળની પેઠે હસ્તિ સૈન્ય સામે દોડી, ગદાએ કરી હસ્તિઓને નાશ કરતાં સંગ્રામમાં વજ્ર સહિત ઇંદ્રની પેઠે વિચરતો હતો. ગર્જના કરતા જેના મન તથા હૃદયને કંપાવનાર મોટા શબ્દે કરી હસ્તિ-ઓ એકઠા મળી ચોતરફ ઘુમરી ફરવા લાગ્યા, તેટલામાં દ્રૌપદીના પાંચ પુત્ર, મહારથી અભિમન્યુ, નકુળ, સહદેવ તથા પૃષતગોત્રમાં ઉત્પન્ન થએલા ધૃષ્ટદ્યુમ્ન એટલા યોદ્ધાઓ દોડી મેઘ જેમ પર્વત ઉપર વરસે તેમ હસ્તિઓ ઉપર બાણનો વરસાદ કરતાં ભીમસેનની પાછળથી રક્ષા કરવા લાગ્યા. સજાયા જેવી ધારવાળા ક્ષુરપ્ર નામના બાણે કરી તથા પાએલા તીક્ષ્ણ હાથમાંથી મૂકેલા ભલ્લ બાણે કરી હસ્તિ ઉપર બેસી યુદ્ધ કરનારાઓનાં મસ્તકો કાપવા લાગ્યા. તે વખતે અંકુશ સહિત હાથ તથા શોભતા બાહુ સહિત સંગ્રા-મમાં પડતાં મસ્તકો પાષાણના વરસાદની પેઠે શોભતાં હતાં. હણાએલ મસ્તકવાળા, હાથીના કાંધ ઉપર બેઠેલા યોદ્ધાઓ પર્વતના અગ્રભાગમાં રહેલા શાખા વગરના વૃક્ષ જેવા દેખાતા હતા. પૃષત્ ગોત્રમાં ઉત્પન્ન થએલા મહાત્મા ધૃષ્ટદ્યુમ્ને હણેલા તેથી સંગ્રામમાં પડેલા તથા પડતા બીજા મોટા હસ્તિઓને પણ અમોએ જોયા હતા. તે સમે મગધ રાજાએ ઐરાવણ જેવો પોતાનો હસ્તિ સંગ્રામમાં અભિમન્યુના રથ સામે મોકલ્યો. પોતા સામે આવતા મોટા હાથીને જોઇ શત્રુ શૂરવીરને હણનાર તથા પર શહેરને જીતનાર તેણે એક બાણે કરી તેને મારી, સુવર્ણની પુંખવાળા ભલ્લ ભાણે કરી મદોન્મત્ત હસ્તિવાળા તે રાજાનું મસ્તક કાપી નાખ્યું. પાંડુપુત્ર ભીમસેન પણ હસ્તિસૈન્યમાં કૂદી ઇંદ્ર જેમ પર્વતોને

મર્દન કરે તેમ હસ્તિઓને મર્દન કરતાં સંગ્રામમાં વિચરતા હતા. વળી તે રણસંગ્રામ માં વજ્રે હણેલા પર્વતની પેઠે તેણે એક પ્રહારે કરી હણેલા હસ્તિઓને અમે જોતા હતા. હે રાજન! કેટલાક ભાગેલા દાંત કુંભસ્થળ તથા અસ્થિવાળા કેટલાક ભાગેલાં પડખાં તથા પૃષ્ઠ ભાગવાળા, પર્વત જેવા અનેક શબ્દ કરતા કેટલાક ખેદ પામી સંગ્રામથી વિમુખ થઇ ભયથી ભાગેલા, વિષ્ટા કરતા, મોઢામાંથી પાણી કાઢતા ભીમસેનના માર્ગમાં પડેલા, મોટા પર્વત જેવા હસ્તિઓને મેં જોયા. ભેદાએલાં કુંભસ્થળવાળા કેટલાક રૂધિરનું વમન કરી પૃથ્વી ઉપર પડેલા મોટા હસ્તિઓ પર્વતો પેઠે શોભતા હતા. તે વખતે મેદ તથા રૂધિરથી લીંપાઇ ગએલા અંગવાળો, વસા તથા મજ્જાએ કરી વ્યાપ્ત ભીમસેન, હાથમાં દંડ ગ્રહણ કરેલા કાળની પેઠે રણસંગ્રામમાં વિચરતો હતો. તે સમે હસ્તિઓના રૂધિરે કરી લીંપાઇ ગએલી ગદા ધારણ કરેલો ભયંકર ભીમસેન, સામાને ભય આપવામાં પિનાક ધનુષ ધારણ કરેલા રૂદ્ર જેવો લાગતો હતો. વળી ભીમસેને મંથન કરેલા કેટલાક હસ્તિઓ કલેશ પામી, તમારી સેનાને મર્દન કરતા તત્કાળ નાસતા હતા. રથમાં બેઠેલા અભિમન્યુ વગેરે યોદ્ધાઓ મોટા ધનુષવાળા, યુદ્ધ કરતા શૂરવીરની દેવતાઓ જેમ ઇંદ્રની રક્ષા કરે તેમ ચોતરફથી રક્ષા કરતા હતા. હસ્તિના રૂધિરથી લાલ તથા લીંપાએલી ગદા ધારણ કરેલા ભીમસેન, ભયંકર શરીરવાળા કાળ જેવા દેખાતા હતા. હે ભારત! સર્વ દિશાઓમાં ગદાએ કરી હસ્તિઓને મારતા, તે રણસંગ્રામમાં નૃત્ય કરતા રૂદ્ર જેવા દિસતા હતા. હે મહારાજ! યમદંડ જેવી ઇંદ્રના વજ્ર જેવી મોટી, નાશ કરનારી ભયંકર, કેશ તથા મજ્જાથી વિંટાએલી, રૂધિરથી ખરડાએલી ભીમસેનની ગદા, ક્રોધ પામી પશુને મારતા રૂદ્રના પિનાક ધનુષ જેવી લાગતી હતી. પશુને પાળનાર જેમ તેમને લાકડીથી મારે તેમ ભીમસેન ગદાથી હસ્તિ સૈન્યને મારતો હતો. એ રીતે ગદા તથા બાણે કરી તેણે હણેલા તમારા હસ્તિઓ પોતાના સૈન્યને મર્દન કરતા પાછા ફરતા હતા. વળી મહાવાયુ જેમ વાદળાનો નાશ કરે તેમ યુદ્ધમાં હસ્તિઓનો નાશ કરી સ્મશાનમાં રૂદ્ર ઉભા રહે તેમ ભીમસેન ઉભો રહ્યો હતો.

महावात इवाभ्राणि विधमित्वासवारणान् ।
अतिष्ठत्तुमुले भीमः श्मशान इव शूलभृत् ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि चतुर्थदिवसेभीमयुद्धे गुर्जरभाषायां द्विषष्टितमोऽध्यायः ॥ ६२ ॥

## અધ્યાય ૬૩ મો. ભીમનું ભીષણ યુદ્ધ.

संजय उवाच--हते तस्मिन्गजानीके पुत्रो दुर्योधनस्तव ।
भीमसेनं घ्नतेत्येवं सर्वसैन्यान्यनोदयत् ॥ १ ॥

સંજય કહે છે-હે ધૃતરાષ્ટ્ર! હસ્તિસૈન્ય હણાયા પછી તમારા પુત્ર દુર્યોધને 'તમે ભીમસેનને મારો' એમ સર્વ સૈન્યને આજ્ઞા કરી, તેથી સર્વ સૈન્ય શબ્દ કરતાં ભીમસેન સામે દોડયાં. દેવતાઓથી પણ સહન થાય નહીં એવા અંત રહિત પર્વના સમુદ્રની પેઠે અપાર રથ, હસ્તિ તથા અશ્વથી વ્યાપ્ત શંખ તથા દુંદુભીના શબ્દવાળા, અનંત છે રથ

તથા પાયદળ જેમાં એવા રાજાઓરૂપ સ્થિર હૃદયવાળા, બીજા સમુદ્ર જેવા ક્ષોભ પમાડી શકાય નહીં એવા આવતા તે સેના સાગરને, ભીમસેને વેલાની પેઠે વારી રાખ્યો. તે વખતે મહાત્મા ભીમસેનનું સંગ્રામમાં મનુષ્યથી ન બને એવું આશ્ચર્યરૂપ કર્મ અમોએ જોયું. જેણે અશ્વ, રથ તથા હસ્તિ સહિત સામા આવતા સર્વ રાજાઓને ઉતાવળ ન કરતાં ગદાએ કરી વારી રાખ્યા. એ રીતે રથીમાં શ્રેષ્ઠ ગદાએ કરી સર્વ સૈન્ય સમુદાયને વારી યુદ્ધમાં મેરૂ પર્વતની પેઠે અચળ તે ઉભો રહ્યો. પરમ દારૂણ એવા અત્યંત ભયાનક સમયે ભાઇઓ, પુત્રો, પૃષત્ ગોત્રમાં ઉત્પન્ન થયેલા ધૃષ્ટદ્યુમ્ન, દ્રૌપદીના પાંચ પુત્રો, અભિમન્યુ તથા પરાજય ન પામે એવો શિખંડી, એટલા યોદ્ધાઓ ભયને લીધે મહા બળવાન ભીમસેનને છોડતા ન હતા. શત્રુને પરાભવ પમાડનાર મહાબાહુ ભીમસેન, મોટી લોહમય ગદા લઇ રથ તથા ઘોડાના સમુદાયને પછાડતાં, બાહુ વેગે કરી રથના સમુદાયને ખેંચતાં, સાથળના વેગે કરી રથને આકર્ષણ કરતાં દંડપાણિ કાળની પેઠે તમારા યોદ્ધાઓની સામે દોડતો, હસ્તિ જેમ નડ નામના તૃણનું મર્દન કરે તેમ તમારા સૈન્યને મર્દન કરતાં રથમાંથી રથીઓને, હસ્તિ ઉપર બેઠી યુદ્ધ કરનારાઓને, ઘોડેસ્વારોને તથા પૃથ્વી ઉપરનાં પાયદળોને મર્દન કરતો, ગદાએ કરી મહાવાયુ જેમ વૃક્ષોનો નાશ કરે તેમ તમારી તરફના સર્વનો નાશ કરવા લાગ્યો. મજ્જા, વસા, માંસ અને રૂધિરે લીંપાયેલી હસ્તિ, અને અશ્વને પાડનારી તેની ગદા મહા ભયંકર દેખાતી હતી. તે ઠેકાણે નાશ પામી પડેલા મનુષ્ય, હસ્તિ તથા ઘોડાઓથી રણરૂપ આંપાગું કાળના ઘર જેવું લાગતું હતું. પશુને હણતા રૂદ્રના ધનુષ તથા યમદંડ જેવી ઉગ્ર, વજ્ર સમાન નાશ કરનારી ભીમસેનની ભયંકર ગદાને મનુષ્યો જોતાં હતાં. ગદા લઇ મારતા કુંતીપુત્ર ભીમનું રૂપ, પ્રલય સમયના કાળ જેવું લાગતું હતું. એ રીતે મોટી સેનાને વારંવાર પાછી વાળતા મૃત્યુની પેઠે સામે આવતા તેને જોઈ તમારી તરફના સર્વ યોદ્ધા ઉદાસ થઈ ગયા. બળે કરી સૈન્યોનું વિદારણ કરતા ઘણા પરાક્રમવાળા મોઢાં ફાડેલા કાળની પેઠે સૈન્યોને ગળતા ભયંકર કર્મવાળા મોટી ગદાવાળા તેને જોઇ સૂર્ય જેવી કાંતિ તથા મોટા શબ્દવાળા રથે કરી, મેઘની પેઠે બાણનો વરસાદ કરતા ભીષ્મ તેની સામે આવ્યા. મોઢાં ફાડેલા કાળ જેવા આવતા તેમને જોઇ મહાબાહુ ભીમસેન સામે જવા લાગ્યો. તેટલામાં શિનિ કુળમાં શ્રેષ્ઠ સત્ય પ્રતિજ્ઞાવાળો સાત્યકિ, દૃઢ ધનુષે કરી તમારા પુત્રના સૈન્યને કંપાવતાં શત્રુને હણતો, ભીષ્મ સામે આવી ઉભો રહ્યો. હે ભારત ! શ્વેત ઘોડાવાળા રથે કરી આવતા સુંદર પુંખવાળા તીક્ષ્ણ બાણોને ફેંકતા તેને તમારી તરફના સર્વ ગણ વારવા સમર્થ થયા નહી. તે વખતે અલંબુષ નામના રાક્ષસે દશ બાણે કરી તેને વિંધ્યો. સાત્યકિ પણ ચાર બાણથી તેને વિંધી રથે કરી તેની સામે આવ્યો. શત્રુના મધ્યમાં આવી શ્રેષ્ઠ કૌરવોને ભગાડતા તથા વારંવાર સંગ્રામમાં શબ્દ કરતા યાદવ શ્રેષ્ઠને જોઇ તમારી તરફના યોદ્ધાઓએ મેઘ જેમ પર્વત ઉપર જળનો વરસાદ કરે તેમ તેની ઉપર બાણનો વરસાદ કર્યો. તોપણ તે તપતા મધ્યાન્હના સૂર્ય જેવા તેની સામે જવા સમર્થ થઇ શકયા નહીં. હે રાજન ! તે સમગે સોમદત્તના પુત્ર વિના તમારા સૈન્યમાં કોઇ પણ ખેદ વગરનો ન હતો. હે ભારત ! મહાત્મા સોમદત્તનો પુત્ર ભૂરિશ્રવા, રથિઓને જોઇ ધનુષ ગ્રહણ કરી યુદ્ધની ઇચ્છાથી સાત્યકિ સામે ગયો.

न तत्र कश्चिन्नविषण्णआसीद्दते राजन् सोमदत्तस्य पुत्रात् ।
स वै समादाय धनुर्महात्मा भूरिश्रवा भारतसौमदत्तिः ।
दृष्ट्वा रथान् स्वान् व्यपनीयमानान् प्रत्युद्ययौ सात्यकियोध्धुमिच्छन् ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि सात्याकिभूरिश्रवः समागमे गुर्जरभाषायां त्रिषष्ठित्तमोऽध्यायः ॥ ६३ ॥

## અધ્યાય ૬૪ મો. ઘટોત્કચે વર્તાવેલો ત્રાસ.

संजय उवाच—ततो भूरिश्रवा राजन् सात्यकिं नवभिःशरैः ।
प्राविध्यद्भृषसंक्रुद्ध स्तोत्रैरिव महाद्विपं ॥ १ ॥

સંજય કહે છે–હે રાજન! અત્યંત ક્રોધ પામેલા ભૂરિશ્રવાએ, અંકુશોએ કરીને જેમ મોટા હાથીઓને વિંધે તેમ નવ બાણે કરી સાત્યકિને વિંધ્યો, ને ઘણા બળવાળા સાત્યકિએ પણ ગ્રંથી વગરના બાણે કરી સર્વ લોક જોતાં કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા ભૂરિ-શ્રવાને વારી રાખ્યો. પોતાના ભાઇઓથી વિંટાએલા દુર્યોધન રાજાએ સાવધાન થઈ ભૂરિશ્રવાને ચોતરફથી ઘેરી લીધો; તેમજ વેગે કરી પરાક્રમી તથા મહા બળવાન સર્વ પાંડવોએ ચોતરફથી સાત્યકિને ઘેરી લીધો. હે ભારત! ભીમસેને ગદા ઉગામી દુર્યોધનાદિ સર્વ તમારા પુત્રોને વારી રાખ્યા, તે વખતે ક્રોધયુક્ત તમારા પુત્ર નંદકે, હજારો રથ સહિત ત્યાં ચાલી ગૃધ્રના પિંછ બાંધેલા શિલા ઉપર તીક્ષ્ણ કરેલા છ બાણે કરી મહા બળવાન ભીમસેનને વિંધ્યો. દુર્યોધને પણ તેને તીક્ષ્ણ નવ બાણે કરી છાતીમાં વિંધ્યો. તે વખતે મહાબાહુ તથા મહા બળવાન ભીમસેન પોતાના શ્રેષ્ઠ રથમાં બેસી સારથિને કહેવા લાગ્યો કે, શૂરવીર એવા મહારથી ધૃતરાષ્ટ્રના પુત્રો આવ્યા છે, તે અત્યંત ક્રોધે કરી મનેજ મારવાને યુદ્ધમાં તૈયાર થયા છે. પણ હે સૂત! ઘણા વરસથી અમારા મનોરથરૂપ વૃક્ષ ચિંતન કરેલો છે તે આ સમે સફળ થયો. હું તેમને જોઉં છું. હે અશોક! રથના પાટાએ કરી ઉડેલી રજ આકાશમાં જ્યાં જાય છે ત્યાં બાણના સમુદાયે કરી દુર્યોધન પણ જશે, ને કવચ પહેરેલા તેના ભાઇઓને તથા ઉન્મત્ત તેના કુળના પુત્રોને તું દેખ-તાંજ આજ હું મારીશ, એમાં સંશય નહી. હે સારથિ! સાવધાન થઈ મારા ઘોડાઓને નિયમમાં રાખ. સારથિને આમ કહી, ભીમસેને સુવર્ણથી શોભતા તીક્ષ્ણ બાણે કરી તમારા પુત્રને વિંધી, ત્રણ બાણે કરી કનકને પણ સ્તનના મધ્ય ભાગમાં વિંધ્યો. દુર્યોધને પણ હાસ્ય કરી સાઠ બાણે કરી મહા બળવાન ભીમસેનને અત્યંત તીક્ષ્ણ બીજા ત્રણ બાણે-કરી વિશોક નામના તેના સારથિને વિંધી અત્યંત તીક્ષ્ણ ત્રણ ભલ્લ બાણે કરી તેનું ધનુષ મુષ્ટિ દેશમાંથી કાપ્યું. ધનુષ ધારણ કરનાર તમારા પુત્રે, તીક્ષ્ણ બાણે કરી પીડેલા પોતાના રથ હાકનાર વિશોકને જોઇ સહન ન કરી શકતા અત્યંત ક્રોપેલા તેણે દિવ્ય ધનુષ ગ્રહણ કરી તમારા પુત્રને મારવા વાસ્તે પિંછવાળો ક્ષુરપ્ર નામનો બાણ સાંધી દુર્યોધનનું ઉત્તમ ધનુષ કાપ્યું. ક્રોધે કરી મૂર્છિત થયેલા તમારા પુત્રે કપાઇ ગયેલા ધનુષનો ત્યાગ કરી, અત્યંત વેગવાળું બીજું ધનુષ લઈ કાળ તથા મૃત્યુ જેવો ભયંકર બાણ તેના સ્તનના મધ્ય ભાગમાં માર્યો. વ્યથા પામેલા તે રથની પાસે બેસી જઇ

ખેદ પામી મૂર્છા પામ્યા, તેને જોઇ સહન ન કરી શકતા મોટા ધનુષવાળા પાંડવોના મહારથીઓએ વ્યગ્ર ન થતાં તમારા પુત્રના મસ્તક ઉપર તીક્ષ્ણ તેજવાળા શસ્ત્રોની વૃષ્ટિ કરી. થોડા વખતમાં સંજ્ઞા પામી, મહા બળવાન ભીમસેને આઠ બાણે કરી દુર્યોધનને વિંધી સુવર્ણના પુંખવાળા પચ્ચીશ બાણે કરી શલ્યને વિંધ્યો. એ રીતે વિંધાએલો શલ્ય રણસંગ્રામમાંથી નાસી ગયો તેટલામાં સેનાપતિ, સુષેણ, જળસંધ, સુલોચન, ઉગ્ર, ભીમરથ, ભીમ, વીરબાહુ, અલોલુપ, દુર્મુખ. દુષ્પ્રધર્ષ, વિવિત્સુ, વિકટ તથા બીજા ક્રોધથી લાલ નેત્રવાળા તમારા પુત્રોએ ભીમસેન સામે આવી અનેક બાણથી તેને વિંધ્યો. એ રીતે આવેલા તમારા પુત્રને જોઇ એ ગલોફાં ચાટતા ગરૂડ જેવા વેગી પશુની સામે જેમ વરૂ આવે તેમ તમારા પુત્રની સામે આવી, શૂરવીર મહા બળવાન તથા મહાબાહુ ભીમસેને, ક્ષુરપ્ર નામના બાણેકરી સેનાપતિનું મસ્તક કાપી નાંખ્યું. વળી મહાબાહુ પ્રસન્ન ચિત્તવાળા તેણે હાસ્ય કરી જળસંધને યમપુરીમાં મોકલી દીધો. ત્યાર પછી સુષેણને મારી યમરાજા પાસે તેને મોકલી સંગ્રામમાં પહેરવાની ટોપી સહિત ચંદ્ર સરખું ઉગ્રનું મસ્તક ભલ્લ બાણે કરી પૃથ્વી ઉપર પાડયું. વળી હાસ્ય કરી શૂરવીર એવા તેણે સંગ્રામમાં અશ્વ, ધ્વજ તથા સારથિ સહિત વીરબાહુને સિત્તેર બાણે કરી પરલોકમાં મોકલી, તથા ભીમરથ નામના અત્યંત મદવાળા તમારા એ પુત્રોને યમપુરીમાં મોકલી દીધા. વળી મહા સંગ્રામમાં સર્વ સૈન્ય જોતાં સુલોચન નામના તમારા પુત્રને પણ ક્ષુરપ્ર નામના બાણેકરી તેણે યમપુરીમાં મોકલી દીધો. તેને જોઇ પીડાતા બાકીના તમારા પુત્રો, ભીમસેનના મોટા પરાક્રમને જોઈ દિશાઓમાં નાઠા. તેમને જોઈ શંતનુ પુત્ર ભીષ્મે સર્વ મહારથીઓને કહ્યું કે, ઉગ્ર ધનુષવાળો ભીમસેન, મહારથી, મુખ્ય, શૂરવીર એકઠા મળેલા ધૃતરાષ્ટ્રના પુત્રોને મારે છે માટે તેને પકડો. એ રીતે ભીષ્મે કહ્યું તેથી દુર્યોધનના સર્વ સૈનિકો અત્યંત ક્રોધ કરી મહા બળવાન ભીમસેન સામે દોડયા. હે વિશાંપતે! તેમાં ભગદત્ત રાજા મદ ઝરતા હસ્તિ ઉપર બેસી જ્યાં ભીમસેન ઉભો હતો ત્યાં ગયો. આવતાંવાંત તેણે બાણે કરી ભીમસેનને મેઘ જેમ સૂર્યને ઢાંકે તેમ ઢાંકી દીધો. પોતાના બાહુબળનો આશ્રય કરેલ ભીમસેન બાણે કરી ઢંકાઇ ગયો, તેને ન સહન કરી શકતા અભિમન્યુ વગેરે પાંડવ તરફના મહારથીઓએ ભગદત્તને ચોતરફથી બાણના વરસાદે કરી ઘેરી, તેના હાથીને બાણની વૃષ્ટિથી ભેદ્યો. એ રીતે સર્વ મહારથીઓએ, પાયેલા નાના પ્રકારના બાણે કરી વિંધેલો તેથી રૂધિર જેના શરીરમાંથી ઝરતું હતું એવો પ્રાગજ્યોતિષનો હસ્તિ, સૂર્યના કિરણોએ છાયેલા મોટા મેઘની પેઠે સંગ્રામમાં જોવા લાયક થયો. મદ ઝરતો ભગદત્તે પ્રેરેલો હસ્તિ કાળે મોકલેલા મૃત્યુની પેઠે બમણા વેગથી ભારે પગે પૃથ્વીને કંપાવતો સર્વની સામે દોડયો. તેનું મોટું રૂપ જોઈ સર્વ મહારથીઓ 'આ સહન થઈ શકે એવો નથી,' એમ માની ખેદયુક્ત થયા. હે મહારાજ! એટલામાં કોપેલા ભગદત્તે, ગ્રંથી વગરનો બાણ ભીમસેનની છાતીમાં માર્યો, તેથી વિંધાએલો મોટા ધનુષવાળો તે મૂર્છિત થઇ, ધ્વજાની લાકડીને પકડી રહ્યો. તે વખતે બીનેલા સર્વને તથા મૂર્છા પામેલા ભીમસેનને જોઇ પ્રતાપવાન ભગદત્તે મોટો શબ્દ કર્યો. હે રાજન્! એટલામાં ઘટોત્કચ રાક્ષસે મૂર્છિત થયેલા ભીમસેનને જોઈ ત્યાંજ અંતર્ધાન થઇ નિમેષ માત્રમાં બીકણને ભય આપનારી દારૂણ માયા કરી, જેથી ભયંકર રૂપ ધારણ કરી માયાથી કરેલા ઐરાવણ ઉપર બેસી પોતે દેખાયો. બીજા પણ અંજન, વામન, તથા

મહાપદ્મ નામના દિશાઓના મોટા ત્રણ હાથી તેજ, વીર્ય તથા બળે કરી યુક્ત, પીઠ બેઠેલા રાક્ષસો સહિત તે હાથી પાછળ ચાલવા લાગ્યા. શત્રુને તપાવનાર ઘટોત્કચે, હસ્તિ સહિત ભગદત્તને મારવા સારૂ પોતાનો હસ્તિ તેની સામે ચલાવ્યો. મહા બળવાન રાક્ષસોએ પોતાના હાથીઓ તેની સામા ચલાવ્યા. એ રીતે ચારે દિશાના ચાર દાંતવાળા અત્યંત કોપેલા તે હસ્તિઓ દાંતે કરી ભગદત્તના હસ્તિને મારવા લાગ્યા. એ રીતે તે હસ્તિઓએ પીડા પમાડેલો વેદનાયુક્ત, બાણુથી હણાએલો તે હસ્તિ, ઇંદ્રનાં વજ્રપાત જેવો મોટો શબ્દ કરવા લાગ્યો. જે સાંભળી ભીષ્મે દ્રોણાચાર્ય તથા દુર્યોધનને કહ્યું કે, આ મોટા ધનુષવાળો ભગદત્ત કષ્ટરૂપ વખત આવ્યેથી દુરાત્મા હિડિંબાના પુત્ર ઘટોત્કચ સાથે યુદ્ધ કરે છે, અને ઘટોત્કચ રાક્ષસ મોટી કાયાવાળો છે, તેમ ભગદત્ત પણ અતિ ક્રોધી છે, માટે સંગ્રામમાં એ બે એકઠા મળેલા કાળ તથા મૃત્યુ સમાન છે, તોપણ પ્રસન્ન થયેલા પાંડવોનો મોટો શબ્દ સંભળાય છે. બીનેલા હસ્તિઓનો શબ્દ સંભળાય છે માટે રક્ષા રહિત તે રાજા તત્કાળ પ્રાણ મૂકશે. તેની રક્ષા કરવા આપણે ત્યાં ચાલો તમારૂં કલ્યાણ થાઓ. હે મોટા પરાક્રમવાળા સૈનિકો ! ઉતાવળા થાઓ. જલદી ત્યાં ચાલો. વખત લગાડવો યોગ્ય નથી, કારણ રૂંવાં ઉભાં કરે તેવો ભયંકર આ સંગ્રામ છે, તેમ તે ભક્ત, કુળવાન, શૂરવીર તથા સેનાપતિ છે. માટે તેનું રક્ષણ કરવું આપણને યોગ્ય છે. ભીષ્મનાં વચન સાંભળી સર્વ મહારથીઓ દ્રોણ તથા ભીષ્મને આગળ કરી ભગદત્તની રક્ષા વાસ્તે વેગે કરી જ્યાં તે હતો ત્યાં ગયા. તેમને જોઇ યુધિષ્ઠિર છે મુખ્ય જેમાં એવા પંચાલ દેશના યોદ્ધાઓ પાંડવ સહિત શત્રુની પાછળ ગયા. આવતા સૈન્યોને જોઇ ઘટોત્કચે વજ્રપાત જેવો મોટો શબ્દ કર્યો. જે સાંભળી તથા યુદ્ધ કરતા હસ્તિયોને જોઇ શંતનુ પુત્ર ભીષ્મે ફરીથી દ્રોણાચાર્યને કહ્યું કે, દુષ્ટ બુદ્ધિવાળા હિડિંબાના પુત્ર સાથે સંગ્રામ કરવો મને રૂચતો નથી. કારણ કે, બળ, પરાક્રમ તથા સહાયતાવાળા, પ્રહાર કરનાર, નિશાન વિંધનાર એને હાલ યુદ્ધમાં સાક્ષાત્ ઇંદ્ર પણ જીતી શકે એમ નથી, અને આપણાં વાહન થાકી ગયાં છે, તેમ પંચાલ તથા પાંડવના યોદ્ધાઓએ દિવસ આખો આપણાં શરીર ક્ષતયુક્ત કર્યાં છે, તેથી જયશીલ પાંડવો સાથે હાલ મને યુદ્ધ રૂચતું નથી. આજ યુદ્ધની સમાપ્તિનું વાદ્ય વગડાવો. આવતી કાલે શત્રુ સામે યુદ્ધ કરીશું. ભીષ્મનાં વચન સાંભળી ઘટોત્કચનાં ભયથી પીડાએલા કૌરવોએ તેમના કહેવા પ્રમાણે કર્યું. હે ભારત ! એ રીતે કૌરવ નિવૃત્ત થયા તે વખતે જયશીલ પાંડવોએ અત્યંત સિંહનાદ કરી શંખ વગાડ્યા. હે ભરતર્ષભ ! તે દિવસે ઘટોત્કચને આગળ કરી, કૌરવ તથા પાંડવોનું ઘનઘોર યુદ્ધ થયું. હે રાજન્ ! પછી પાંડવના સૈનિકોએ પરાજય કરવાથી લજ્જા પામેલા કૌરવો રાત્રીને વખતે પોતાના તંબુમાં ગયા. બાણે કરીને ક્ષત થયાં છે શરીર જેમના એવા અત્યંત પ્રસન્ન થયેલા મહારથી પાંડવો, ભીમસેન તથા ઘટોત્કચને આગળ કરી એક બીજાની પ્રશંસા કરતા તુરી તથા શંખના શબ્દ સાથે વિવિધ પ્રકારના સિંહનાદ કરતા પૃથ્વીને કંપાવતા તમારા પુત્રને કઠોર વચન સંભળાવતા તે વખતે પોતાના તંબુ પર ગયા. ભાઇઓનો નાશ થવાથી અશ્રુ તથા શોકે કરી વ્યાપ્ત, દીન થયેલો દુર્યોધન રાજા બે ઘડી વિચાર કરી યથાવિધિ સૈન્યના પહેરાની ગોઠવણ કરી ભાઇના દુઃખથી દુર્બળ થયેલો શોકથી અત્યંત તપેલો મનમાં વિચાર કરતો સ્વસ્થાને મૌનજ બેસી રહ્યો.

मुहूर्तं चिंतयामास बाष्पशोकसमाकुल:
ततः कृत्वा विधिं सर्वं शिबिरस्य यथाविधि ॥
प्रदध्यौ शोकसंतप्तो भ्रातृव्यसनकर्शित: ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि चतुर्थदिवसावहारे गुर्जरभाषायां चतुषष्ठितमोऽध्याय: ॥ ६४ ॥

## અધ્યાય ૬૫ મો. દુર્યોધનને થયેલો સંતાપ.

धृतराष्ट्र उवाच—भयं मे सुमहज्जातं विस्मयश्चैव संजय ।
श्रुत्वा पांडुकुमाराणां कर्मदेवै: सुदुष्करं ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર કહે છે—હે સંજય ! પાંડવોથી પણ થઇ શકે નહીં એવું અદ્ભુત કર્મ સાંભળી મને મહા ભય તથા વિસ્મય થાય છે અને ચારે તરફથી મારા પુત્રોનો પરાભવ સાંભળી 'હવે કેમ થશે' એ રીતે મને મોટી ચિંતા થાય છે. આ બધા ઉપરથી તો એમ ભાસે છે કે, દૈવયોગે કરી મારા હૃદયને બાળે એવાં વિદુરે જે વાકય કહ્યાં છે, તેજ ખરાં પડે એવું લાગે છે. કારણ કે, યુદ્ધમાં યોદ્ધાઓમાં શ્રેષ્ઠ શસ્ત્ર જાણનાર ભીષ્માદિ સર્વ સામે પાંડવ સૈન્યના પ્રહાર કરનાર યોદ્ધાઓ યુદ્ધ કરે છે. મહા બળવાન, મહાત્મા પાંડવ કયા કારણથી હણાતા નથી, કોણે તેમને વરદાન આપેલ છે ને એવડું શું તે જાણે છે કે જેણે કરી આકાશમાં રહેલા તારાગણની પેઠે ક્ષય પામતા નથી. વારંવાર પાંડવોએ હણેલા મારા પુત્રના સૈન્યને સાંભળી હું ખિન્ન થાઉં છું, આ કામ થવાથી દૈવના ધ્રંશથી પરમ દારૂણ એવો દંડ પણ મારી ઉપરજ પડશે, માટે હે સંજય ! કોઇથી મરે નહીં એવા પાંડવો કેમ થયા ? ને મારા પુત્રો નાશ કેમ પામે છે, એ સર્વ વાત મને યથાર્થ કહે ? બે હાથે કરી મહા સમુદ્રને તરતો પુરૂષ જેમ પાર પામે નહીં તેમ કયારે પણ આ દુઃખના પારને હું જોતો નથી. મારા પુત્રોને અત્યંત દારૂણ દુઃખ જરૂર પ્રાપ્ત થશે એમ માનું છું. મારા સર્વ પુત્રોને ભીમસેન જરૂર મારશે એમાં સંશય નથી. સંગ્રામમાં મારા પુત્રોની રક્ષા કરે એવા કોઇ પણ શૂરવીરને હું જોતો નથી. હે સંજય ! જરૂર મારા પુત્રોનો નાશ થશે, વાસ્તે હે સૂત ! તેનું કારણ તથા પાંડવોની શક્તિને પૂછતા એવા મને તે સર્વ યથાર્થ કહેવા તું યોગ્ય છે. હે મહાપ્રાજ્ઞ ! હે સંજય ! રણસંગ્રામમાં વિમુખ થયેલા પોતાના સૈનિકોને જોઇ મોટા ધનુષવાળા તથા મહા બળવાન દુર્યોધન, ભીષ્મ, દ્રોણાચાર્ય, શકુનિ, જયદ્રથ, અશ્વત્થામા તથા વિકર્ણ, એ સર્વ જણે શું કર્યું અને મારા પુત્ર વિમુખ થયા ત્યારે તેમનો નિશ્ચય શું હતો તે કહે. સંજય કહે છે–હે રાજન્ ! હું કહું તે સાવધાન થઇને સાંભળો. પાંડવો, કાંઇ મંત્ર તંત્ર જાણતા નથી, તેમ ભયંકર માયા પણ કરતા નથી. સંગ્રામમાં કેવળ શક્તિ પ્રમાણે નીતિથી યુદ્ધ કરે છે અને મોટા યશને ઇચ્છતા તે જીવિતાદિ સર્વ કાર્ય ધર્મે કરીને સંપાદન કરે છે. અત્યંત શોભા યુક્ત મહા બળવાન ધર્મયુક્ત તેઓ યુદ્ધથી નિવૃત થતા નથી. જ્યાં ધર્મ ત્યાં જય, તેથી ધર્મ યુક્ત તેઓ નાશ ન પામતા જય પામે છે, અને દુષ્ટ બુદ્ધિવાળા તમારા પુત્રો, હમેશ પાપમાં તત્પર, કઠોર બોલનાર તથા હીન કર્મ કરનાર હોઈ સંગ્રામમાં નાશ પામે છે. હે જનેશ્વર ! હે પાંડુ

રાજાના મોટા ભાઇ ! તમારા પુત્રોએ નીચ માણસોની પેઠે પાંડવોને છેતરવા સારૂ ઘણુંક ક્રૂર કામ કર્યાં, ને બધો તમારા પુત્રનો અપરાધ સહન કર્યો. હે વિશાંપતે ! પાંડવોને તમારા પુત્રો મોટા છે એમ માનતા ન હતા. હે જનેશ્વર ! હમેશ કરેલા પાપ કાર્યનું હાલ આ મહા ભયંકર ફળ આવ્યું છે, માટે સંબંધી તથા પુત્ર સહિત તમે તે ભોગવો. પૂર્વે સંબંધીઓએ વિદુરે ભીષ્મે, મહાત્મા દ્રોણાચાર્યે તથા મેં, તમને વારંવાર વાર્યા હતા, તોપણ કાળ આવેલો મનુષ્ય પોતાના હિતરૂપ ઔષધને પીએ નહીં તેમ અમારાં હિત વચન તમે ન ગણકારી પુત્રોનો મત સાંભળી, પાંડવોને આપણે જીતેલાજ છીએ એમ માની આ મોટો કલહ ઉત્પન્ન કરેલો છે. હે ભરતશ્રેષ્ઠ ! વળી પાંડવોના જયનું કારણ તમે મને પૂછ્યું તે જે રીતે મેં સાંભળ્યું છે તે રીતે યથાર્થ કહું તે સાંભળો. મહારથી પોતાના સર્વ ભાઇઓને રણસંગ્રામમાં પાંડવોએ જીતેલા જોઇ શોકથી મૂઢ હૃદયવાળા દુર્યોધને, મહાપ્રાજ્ઞ ભીષ્મ પિતામહને વિનયથી તેમની પાસે જઇ પૂછ્યું હતું અને તેમણે તેને કહ્યું હતું તે હું તમોને કહું છું. હે પિતામહ ! હે ભીષ્મ ! તમે, દ્રોણાચાર્ય, શલ્ય, કૃપાચાર્ય, અશ્વત્થામા, કૃતવર્મા, હાર્દિક્ય, કાંબોજ દેશનો રાજા સુદક્ષિણ, ભૂરિશ્રવા, વિકર્ણ તથા પરાક્રમી ભગદત્ત, એટલા વિખ્યાત મહારથી શરીરનો ત્યાગ કરી બેઠેલા કુરૂકુળ પુત્ર તમો ત્રણ લોકને પણ પહોંચી શકો એમ હું માનું છું, તોપણ પાંડવ સામે પરાક્રમ કરી શકતા નથી, તેથી મને સંશય થાય છે, માટે મને ખરેખરૂં હોય તે કહો અને કુંતી પુત્ર જેનો આશ્રય કરી ક્ષણે ક્ષણ આપણને જીતે છે તે પણ કહો. દુર્યોધનનાં એવાં વચન સાંભળી, ભીષ્મે કહ્યું કે, હે રાજન્ ! હું કહું તે મારાં વચન સાંભળ. મેં તને પૂર્વે કહ્યું હતું કે, પાંડવ સાથે તું સલાહ કર એમાં તારૂં તથા સર્વ પૃથ્વીનું કલ્યાણ છે માટે તેમ કરી ભાઇઓ સહિત સુખી થઇ શત્રુને તપાવતાં સર્વ બાંધવોને આનંદ આપતાં ભાઇઓ સહિત આ પૃથ્વીને ભોગવ, એમ પોકારી વારંવાર મેં તને પૂર્વે કહ્યું હતું, તોપણ તેં તે ન ગણકારતાં યુદ્ધ કર્યું અને પાંડવોનું અપમાન કર્યું, તેનું આ ફળ પ્રાપ્ત થયું છે. હે પ્રભો ! હે મહાબાહો ! શુદ્ધ કર્મવાળા તેમને કોઇ મારી શકતું નથી, તેનું કારણ કહું તે સાંભળ. શાર્ંગ ધનુષ ધારણ કરનાર શ્રીકૃષ્ણે રક્ષિત સર્વ પાંડવોને જીતનાર ત્રણે લોકમાં કોઇ થઇ ગયો નથી, હાલ છે નહીં અને થશે પણ નહીં. હે ધર્મજ્ઞ ! હે તાત ! અંતઃકરણ નિયમમાં રાખનાર મુનિઓએ પૂર્વે મને જે કહ્યું છે તે હું તને યથાર્થ કહું છું.

પૂર્વે એક વખતે ગંધમાદન પર્વતમાં આવેલા દેવતાઓ તથા સર્વ ઋષિઓ, બ્રહ્માની ઉપાસના કરતા હતા, તે સર્વના મધ્યમાં બેઠેલા પ્રજાપતિ બ્રહ્માએ, પોતાના તેજથી પ્રજ્વલિત આકાશમાં ઉભેલું અત્યંત શ્રેષ્ઠ વિમાન જોયું. પછી બ્રહ્માએ ધ્યાને કરી તેને ઓળખી, પ્રસન્ન થઇ હાથ જોડી તેમાં બેઠેલા પરમ પુરૂષને નમસ્કાર કર્યા. હાથ જોડી ઊભા થયેલા બ્રહ્માને જોઇ, ઋષિઓ તથા સર્વ દેવતાઓ પણ તે મોટું આશ્ચર્ય જોતાં હાથ જોડી ઉભા રહ્યા અને પરમ ધર્મ જાણનાર બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ, જગતા સ્રષ્ટા બ્રહ્મા, ઘટતી રીતે તેમની પૂજા કરી, કહેવા લાગ્યા કે, વિશ્વાવસુ. વિશ્વમૂર્તિ, વિશ્વેશ, વિશ્વક્સેન, વિશ્વકર્મા, વિશ્વેશ્વર તથા વાસુદેવ તમે છો, માટે યોગાત્મા એવા હે દેવ ! હું તમારે શરણે આવ્યો છું. હે વિશ્વરૂપ ! હે મહાદેવ ! હે લોકના કલ્યાણ કરનાર ! હે યોગીશ્વર ! હે વિભો ! હે વ્યાપક ! હે સર્વ યોગરૂપ ! હે કમળ કોશ જેવાં વિશાળ નેત્રવાળા ! હે લોકના ઇશ્વરના

ઇશ્વર ! હે ભૂત ભવિષ્ય, તથા વર્તમાનના નાથ ! હે અસંખ્ય ગુણના ભંડાર ! હે સર્વના આશ્રયભૂત ! હે નારાયણ ! નથી દુઃખે કરી પાર જેનો આવતો એવા, હે શાર્ઙ્ગ ધનુષ ધારણ કરનાર ! હે સર્વ ગુણયુક્ત ! હે વિશ્વમૂર્ત ! હે નિરામય ! હે વિશ્વેશ્વર ! હે લોકના કલ્યાણમાં તત્પર ! હે શેષ ! હે આદિવરાહ ! હે હૃષીકેશ ! હે વિભો ! હે દુઃખ હરણ કરનાર ! હે દિશાઓના ઇશ ! હે વિશ્વમાં રહેનાર, હે અમિત ! હે અવ્યય ! હે અવ્યક્ત તથા વ્યક્ત ઘણા સ્થાનવાળા ! હે ઇંદ્રિયોને નિયમમાં રાખનાર ! હે રૂડી ક્રિયાવાળા ! હે સર્વના અંતઃકરણને જાણનાર ! હે ગંભીર ! હે કામદ ! હે અનંત ! હે જાણનાર ! હે બ્રહ્મન ! પ્રાણીને પાળનાર, ભક્તનાં કાર્ય કરનાર, રૂડી બુદ્ધિવાળા, જયને વહેનાર પ્રભો ! તમારો જય થાઓ, જય થાઓ ! હે ગુહ્યાત્મા, સર્વ યોગાત્મા, સ્પષ્ટ પ્રાગટ્યવાળા, ભૂતના આદિ, લોકતત્વના નિયંતા, પ્રાણીને પાળનાર, આત્મયોને, મહાભાગ, પ્રલયના સંક્ષેપ કરવામાં તત્પર, મનની ઇચ્છા પૂરી કરનાર, જયપ્રિય, સ્વભાવથી સૃષ્ટિમાં તત્પર, કામના ઇશ, પરમેશ્વર, અમૃતોદ્ભાવ, સદ્ભાવ, મુક્તાત્મન, વિજયપ્રદ, પ્રજાપતિના પતિ, દેવ, પદ્મનાભ મહાબલ, આત્મભૂત, મહાભૂત અને હે સત્વાત્મન ! તમારો જય થાઓ ! પૃથ્વી દેવી તમારા ચરણારવિંદ, દિશાઓ બાહુ, સ્વર્ગ મસ્તક, હું મૂર્તિ, દેવતાઓ શરીર, સૂર્ય તથા ચંદ્ર એ નેત્ર, તપ તથા સત્ય બળ, ધર્મ કર્મ, અગ્નિ તેજ, પવન શ્વાસોશ્વાસ, પાણી પરસેવો, અશ્વિનિકુમાર નાસિકા, સરસ્વતી જીભ તથા વેદ તમારી સંસ્કારજન્ય નિષ્ઠા છે. એ રીતે સર્વ જગતરૂપ તમે છો અને સર્વ જગત તમારે વિષે રહેલું છે. હે યોગ તથા યોગીના ઇશ્વર ! તમારી સંખ્યા પરિમાણ, તેજ, પરાક્રમ, બળ તથા જન્મને અમે જાણતા નથી. હે વિષ્ણો ! તમારી ભક્તિમાં તત્પર નિયમથી તમારો આશ્રય કરી રહેલા અમો પરમેશ્વર તથા મહેશ્વર એવા તમારી પૂજા કરીએ છીએ, અને તમારા પ્રસાદથીજ મેં ઋષિઓ, દેવ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ, પન્નગ, પિશાચ, મનુષ્ય, મૃગ તથા જળ જંતુને ઉત્પન્ન કર્યા છે. હે પદ્મનાભ ! હે વિશાળાક્ષ ! હે કૃષ્ણ ! હે દુઃખના નાશ કરનાર ! તમેજ સર્વ ભૂત પ્રાણીની ગતિરૂપ, નિયમમાં રાખનાર, તથા જગતના ગુરૂ છો. હે દેવેશ ! તમારા પ્રસાદથી દેવતાઓ સુખી તથા પૃથ્વી નિર્ભય છે માટે હે વિશાળાક્ષ ! યદુવંશને વધારનાર થાઓ. હે વિભો ! ધર્મ સ્થાપન કરવા સારૂ અને દૈત્યોના નાશ સારૂ તથા જગતના રક્ષણ સારૂ હું કહું તે તમે કરો. હે વિભો ! હે વાસુદેવ ! પરમ ગુહ્ય એવી આ સ્તુતિ, તમારા પ્રસાદથી મેં યથાર્થ ગાઇ છે. હે કૃષ્ણ ! પ્રથમ સંકર્ષણને સજી પછી પોતાથી ઉત્પત્તિ જેની છે એવા પ્રદ્યુમ્નને તેથી અવિનાશી વિષ્ણુ જેને કહે છે એવા અનિરૂદ્ધને સજી એ રીતે તમારા આત્માનો વિભાગ કરી તમે મનુષ્યપણાને પામો. લોક ધારણ કરનાર મને પણ અનિરૂદ્ધ વ્યૂહે સજ્યો છે, માટે વાસુદેવમય હું પણ તમારોજ નિર્માણ કરેલો છું. મનુષ્ય અવતાર લઇ સર્વ લોકના સુખને વાસ્તે અસુરનો વધ કરી ધર્મ તથા યશને પામી યોગને પામશો. હે અમિતવિક્રમ ! લોકમાં બ્રહ્મર્ષિઓ તથા દેવતાઓ તે તે નામે કરી પરમાત્મા એવા તમને ગાશે. હે રૂડા બાહુવાળા ! હે વરદાન આપનાર ! તમારો આશ્રય કરી સર્વ પ્રાણીઓ તમારે વિષે રહ્યાં છે. આદિ, મધ્ય તથા અંત રહિત અપાર યોગયુક્ત, અને લોકની મર્યાદારૂપ તમે છો એમ બ્રાહ્મણો કહે છે.

स्थिताश्च सर्वेत्वयि भूतसंघाः कृत्वाश्रयं त्वावरदं सुबाहो ।
अनादिमध्यांतमपारयोगं लोकस्य सेतुं प्रवदंति विप्राः ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वाणि विश्वोपाख्याने गुर्जरभाषायां पंचषष्ठितमोऽध्यायः ॥ ६५ ॥

## અધ્યાય ૬૬ મો. શ્રીકૃષ્ણસ્તુતિ.

भीष्म उवाच—ततः स भगवान् देवो लोकानामीश्वरेश्वरः ।
ब्रह्माणं प्रत्युवाचेदं स्निग्धगंभीरयागीरा ॥ १ ॥

ભીષ્મ કહે છે-હે રાજન ! પછી લોકના ઇશ્વરના ઇશ્વર દિવ્યમૂર્તિ ભગવાન, મનોહર ગંભીર વાણીએ કરી બ્રહ્માને આવી રીતે કહેવા લાગ્યા કે હે તાત ! યોગબળથી તારૂં આ ઇચ્છિત મેં જાણ્યું, તારી ઇચ્છા પ્રમાણે થશે, એમ કહી તેજ ઠેકાણે ભગવાન અંતર્ધાન થઇ ગયા. તે સમયે આશ્ચર્ય પામેલા સર્વ દેવર્ષિ તથા ગંધર્વોએ મોટા કૌતુકથી બ્રહ્માને પૂછ્યું કે, હે બ્રહ્મા ! ભગવાન એવા તમે વિનયથી પ્રણામ કરી શ્રેષ્ઠ વાણીએ કરી જેની સ્તુતિ કરી તે કોણ હતા તે કહો ? અમે સાંભળવા ઇચ્છિએ છીએ. તેમનાં એવાં વચન સાંભળી ભગવાન બ્રહ્મા મધુરવાણીએ કરી દેવ, બ્રહ્મર્ષિ તથા ગંધર્વોને કહેવા લાગ્યા કે, જે ભૂત, ભવિષ્ય અને વર્તમાનરૂપ, પ્રાણી માત્રના આત્મા પરમપદ જેને કહે છે તે બ્રહ્મરૂપ પ્રભુ હતા. હે દેવતાઓમાં શ્રેષ્ઠ ! પ્રસન્ન થયેલા જગત્પતિની મેં સ્તુતિ કરી જગતના કલ્યાણ વાસ્તે તેમની યાચના કરી. હે ભગવાન ! અસુરને મારવા વાસ્તે મનુષ્ય દેહનો આશ્રય કરી વાસુદેવ નામથી પૃથ્વી તળમાં પ્રગટ થાઓ. પૂર્વે સંગ્રામમાં તમે જે દૈત્ય, દાનવ તથા રાક્ષસો માર્યા હતા, મહા બળવાન ભયંકર રૂપવાળા તે મનુષ્યોમાં ઉત્પન્ન થયા છે, તેમને મારવા સારૂ પોતાને વશ એવા નર સહિત તમે મનુષ્ય દેહનો આશ્રય કરી પૃથ્વીમાં વિચરો. મારી પ્રાર્થનાથી ક્રાંતિવાળા તે ઋષિ શ્રેષ્ઠ નર નારાયણ, મનુષ્ય લોકમાં ઉત્પન્ન થશે, તેથી તેમને દેવપણ જીતી શકશે નહીં. નરનારાયણ ઋષિને મૂઢ પુરૂષો નથી જાણતા તે ભગવાનનો સર્વ જગતનો પ્રભુ એવો હું મોટો પુત્ર છું, માટે હે દેવતાઓમાં શ્રેષ્ઠ ! સર્વ લોકમાં શ્રેષ્ઠ વાસુદેવ ભગવાનની તમારે પૂજા કરવી. શંખ, ચક્ર તથા ગદાને ધારણ કરનાર મહા પરાક્રમી ને 'આ મનુષ્ય છે' એમ જાણી તમારે ક્યારે પણ તિરસ્કાર કરવો નહીં. પરમગુહ્ય, પરમપદ, પરમ બ્રહ્મ, પરમ યશ, અક્ષર, અવ્યક્ત અને શાશ્વત એવું તેજ જે પુરૂષસંજ્ઞક ગવાય છે પણ જણાતું નથી, પરમ તેજરૂપ, પરમ સુખરૂપ પણ એજ છે, માટે ઘણા પરાક્રમવાળા વાસુદેવ ભગવાનનો સર્વ લોકે તથા સર્વ દેવતાઓએ 'આ મનુષ્ય છે' એમ જાણી તિરસ્કાર કરવો નહીં, 'આ મનુષ્ય માત્ર છે.' એમ જે મંદ બુદ્ધિવાળો કહે છે, તે અજ્ઞાનીને શ્રેષ્ઠ પુરૂષો પુરૂષમાં અધમ કહે છે, ને મનુષ્યના શરીરનો આશ્રય કરેલા તે મહાત્મા, યોગી વાસુદેવનું જે અપમાન કરે છે તેને તામસી જાણવો. વક્ષસ્થળમાં લક્ષ્મીના ચિન્હવાળા રૂડી કાંતિવાળા, ચરાચરના આત્મા પદ્મનાભ દેવને જે નથી જાણતો તેને પણ પંડિત પુરૂષો તામસી કહે છે. મુકુટ તથા કંઠમાં કૌસ્તુભ મણિ ધારણ કરનાર ભક્તોને અભય દેનાર મહાત્માનો તિરસ્કાર કરનાર ઘોર નર-

કમાં પડે છે. હે દેવતાઓ ! એ રીતે તત્વનો અર્થ જાણી લોકના ઇશ્વરના પણ ઇશ્વર વાસુદેવ ભગવાનને સર્વ લોકે નમસ્કાર કરવા. ભીષ્મ કહે છે કે હે રાજન ! એ રીતે પૂર્વે સર્વ પ્રાણીના અંતર્યામી ભગવાન બ્રહ્મા ઋષિગણ સહિત દેવતાઓને કહી ત્યાંથી પોતાના લોકમાં પધાર્યા. ત્યાર પછી ગંધર્વ તથા અપ્સરા સહિત દેવતાઓ તથા મુનિઓ પણ બ્રહ્માએ કહેલી કથા સાંભળી પ્રસન્ન થઇ સ્વર્ગમાં ગયા. એ વાત કોઈ ઠેકાણે સમાજમાં થઇ નહિ પણ અંતઃકરણ નિયમમાં રાખનારા મુનિઓથી મેં સાંભળી હતી. યાદવ કુળમાં વાસુદેવ નામે પુરાતન દેવ અવતરશે, એમ તેમણે કહ્યું હતું, તેમજ હે ભરતર્ષભ ! જમદગ્નિના પુત્ર પરશુરામ, બુદ્ધિમાન માર્કંડેય, વ્યાસજી તથા નારદજીના મુખથી પણ એજ પ્રમાણે મેં સાંભળ્યું છે. વાસુદેવ મહાત્મા પ્રભુ, અવિનાશી, લોકના ઇશ્વરના ઇશ્વર, સર્વ જગતના પિતા બ્રહ્માના પણ પિતા હોવાથી સર્વ મનુષ્યોએ પૂજન તથા અર્ચન કરવા યોગ્ય છે. માટે હે તાત ! ધનુષ ધારણ કરનાર અર્જુન, વાસુદેવ તથા પાંડવો સાથે તું યુદ્ધ માં કર, એ રીતે તને વેદના પાર પામેલા મુનિઓએ તથા મેં કહ્યું હતું, તથાપિ મોહથી તારા જાણવામાં આવ્યું નહીં અને હાલ સુધી દેવરૂપ ગોવિંદ ભગવાન તથા પાંડવ અર્જુનનો તું દ્વેષ કરે છે, તેથી તમોગુણે વિંટાયેલો તું ક્રૂર રાક્ષસ છે, એમ હું તને માનું છું. તેમ ન હોય તો બીજો કોણ તેમનો દ્વેષ કરે ? હે રાજન ! તને કહું છું કે, આ શ્રીકૃષ્ણ, શાશ્વત, અવિનાશી, સર્વ લોકમય, નિત્ય, સર્વના શિક્ષક, પૃથ્વીને ધારણ કરનાર, ચરાચરના ગુરૂ, ત્રિલોકીના ધારણ કરનાર, પ્રભુ, યુદ્ધ કરનાર, જય કરનાર, સર્વ પ્રકૃતિરૂપ, ઇશ્વર, સર્વમય, તમોગુણ તથા પ્રીતિ રહિત એવા છે, માટે હે રાજન ! જ્યાં કૃષ્ણ ત્યાં ધર્મ ને જ્યાં ધર્મ ત્યાં જય. માટે તેના માહાત્મ્ય યોગે તથા આત્મયોગે કરીને પાંડવો યુક્ત છે માટે એમનો જય થશે. જે ભગવાન, હમેશ પાંડવોને સદ્બુદ્ધિ તથા સંગ્રામમાં બળ આપે છે, ભય થકી રક્ષા કરે છે, તે આ શાશ્વત દેવ, સર્વ ગુહ્યમય, કલ્યાણરૂપ વાસુદેવ જાણવા. તું મને પૂછે છે તો સાંભળ. યોગ્ય એવા શુદ્ધ લક્ષણ યુક્ત બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શુદ્ર પોતપોતાના કર્મે કરી નિરંતર જેને પૂજે છે તે દ્વાપર યુગને અંતે, કલિયુગના આરંભમાં નારદ પંચરાત્ર પ્રમાણે વિધિનો આશ્રય કરી સંકર્ષણે ગાયેલા એવા વાસુદેવ ભગવાન, યુગ યુગને વિષે સર્વદેવ મનુષ્યલોક સમુદ્રની કટીમેખવાળી દ્વારકાંપુરી તથા મનુષ્ય લોકમાં પોતાના નિવાસને વારંવાર સૃજે છે.

स एष सर्वे सुरमर्त्यलोकं समुद्रकक्ष्यां तरितांपुरीं च ।
युगेयुगे मानुषं चैववासं पुनःपुनः सृजते वासुदेवः ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि विश्वोपाख्याने गुर्जरभाषायां षट्षष्ठितमोऽध्यायः ॥ ६६ ॥

## અધ્યાય ૬૭ મો. વિશ્વોપાખ્યાન.

दुर्योधन उवाच—वासुदेवो महद्भूतं सर्वलोकेषु कथ्यते ।
तस्यागमं प्रतिष्ठां च ज्ञातुमिच्छे पितामह ॥ १ ॥

દુર્યોધન કહે છે–હે પિતામહ ! વાસુદેવ સર્વ ભૂતરૂપ કહેવાય છે માટે તેનું પ્રમાણ

તથા પ્રતિષ્ઠાને હું જાણવા ઇચ્છું છું. ભીષ્મ કહે છે કે હે ભરતર્ષભ ! વાસુદેવ સર્વ ભૂતરૂપ તથા સર્વ દેવતાના પણ દેવતારૂપ છે કારણ કે પુંડરીકાક્ષ એવા તેમના વગર બીજું કાંઇ પણ દેખાતું નથી. ગોવિંદ ભગવાન વિષે મોટું આશ્ચર્ય રહ્યું છે એમ માર્કંડેય કહે છે. કારણ કે, જે સર્વ પ્રાણીના આત્મા મહાત્મા પુરૂષોત્તમ, પ્રલય સમયે સર્વ પ્રાણીને પોતપોતાના કારણરૂપ મહાભૂતમાં લીન કરી સર્વ લોકના ઇશ્વર સર્વ તેજોમય પુરૂષોત્તમ યોગ પ્રભાવથી જળમાં પોઢે છે, પાછા ઉત્થાન સમયે મુખમાંથી અગ્નિ તથા પ્રાણમાંથી વાયુ અને પૃથિવ્યાદિ બીજા પણ ભૂતને સૃજી, અચ્યુત એવા તે મનમાંથી વેદ તથા સરસ્વતીને સૃજે છે, ઋષિઓ સહિત દેવ, સર્વ લોક, મરણ પ્રયોજન, પ્રજાની ઉત્પત્તિ તથા પ્રલયના હેતુને પણ સૃજે છે, અને ધર્મરૂપ ધર્મ જાણનાર, વર આપનાર, સર્વ કામ પૂર્ણ કરનાર, અને કર્ત્તા કાર્ય, સ્વયંભુ, પૂર્વદેવ, ભૂત, ભવિષ્ય, વર્ત્તમાન, બે સંધ્યા, દિશાઓ આકાશ તથા નિયમો, ઉત્પન્ન કરી અને મહાત્મા ગોવિંદે ઋષિઓ, જપ તથા જગતના સૃષ્ટાને પણ ઉત્પન્ન કર્યા. પ્રથમ પોતાના ભાઈ સંકર્ષણને ઉત્પન્ન કરી પછી સનાતન દેવ નારાયણ પોતે પ્રગટ થયા, અને પોતાના નાભી કમળમાંથી પિતામહ અને તેથી આ સર્વ પ્રજા ઉત્પન્ન થઇ છે. સંકર્ષણ શેષ ભગવાને, સર્વ પ્રાણીના આધારભૂત પર્વત સહિત આ પૃથ્વીને ધારણ કરી છે તેથી બ્રાહ્મણો ધ્યાન યોગે કરી તેમને મોટા બળિષ્ટ કહે છે, અને બ્રહ્માના કાનના મળમાંથી ઉત્પન્ન થયેલા, ઉગ્રકર્મ તથા ઉગ્ર બુદ્ધિવાળા બ્રહ્માને મારવા દોડતા મધુ નામના મોટા અસુરને પુરૂષોત્તમ ભગવાને માર્યો. હે તાત ! જનાર્દન ભગવાનને દેવ, દાનવ, મનુષ્ય તથા ઋષિઓ, મધુસૂદન એમ કહે છે. વરાહ, નૃસિંહ તથા વામનરૂપ શ્રી હરિ સર્વના માતા તથા પિતા છે. પુંડરીકાક્ષ વગર બીજું ભૂત, ભવિષ્ય કાંઇ છેજ નહીં. વાસુદેવ ભગવાને મુખથી બ્રાહ્મણો, બે બાહુથી ક્ષત્રિયો, સાથળથી વૈશ્ય તથા ચરણથી શૂદ્રને ઉત્પન્ન કર્યા છે. નિયમ યુક્ત તે દેવે, તપે કરી સર્વને રહેવાના સ્થાનરૂપ પૃથ્વી સૃજી અમાવાસ્યાને દિવસે બ્રહ્મરૂપ ગોવિંદને તથા પૂર્ણિમાને દિવસે યોગરૂપ ગોવિંદને જે સેવે તે બ્રહ્મને પામે. હે નરાધિપ ! કેશવ ભગવાન પરમ તેજરૂપ તથા સર્વ લોકના પિતામહ છે, એમ મુનિઓ હૃષીકેશને કહે છે. હે રાજન્ ! આચાર્ય, પિતા તથા ગુરૂ પણ તે છે અને જેને એ શ્રીકૃષ્ણ પ્રસન્ન થાય તે અક્ષય લોકને પામે છે. જે ભય વખતે કેશવ ભગવાનને શરણે જાય, વા હમેશ જે એનું નામ લે, તે પણ કલ્યાણવાન તથા સુખી થાય. જે પુરૂષો શ્રીકૃષ્ણને શરણે જાય તે કદી પણ મોહ પામે નહીં. જનાર્દન ભગવાન મોટા ભયમાં બુડેલાઓની પણ નિરંતર રક્ષા કરે છે. હે ભારત ! યુધિષ્ઠિર રાજા, મહાત્મા જગતના ઇશ્વર તે કેશવ ભગવાનને ઓળખી યોગના પ્રભુ ઇશ્વરની સર્વાત્મપણે શરણે રહેલા છે.

**स तं युधिष्ठिरोज्ञात्वा याथातथ्येन भारत ।**
**सर्वात्मनामहात्मानं केशवं जगदीश्वरं ॥**
**प्रपन्नः शरणं राजन् योगानां प्रभुमीश्वरम् ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि विश्वोपाख्याने गुर्जरभाषायां सप्तषष्ठितमोऽध्यायः ॥ ६७ ॥**

## અધ્યાય ૬૮ મો. વિશ્વોપાખ્યાન ( ચાલુ )

**भीष्म उवाच—शृणु चेदं महाराज ब्रह्मभूतंस्तवं मम ।**
**ब्रह्मर्षिभिश्च देवैश्च यः पुरा कथितो भुवि ॥ १ ॥**

ભીષ્મ કહે છે–હે મહારાજ ! પૂર્વે બ્રહ્મર્ષિ તથા દેવતાઓએ જે ભગવાનની સ્તુતિ કરી છે, તે બ્રહ્મરૂપ સ્તુતિ હું કહું તે સાંભળ. હે દેવના દેવ ! સાધ્ય દેવના પણ ઇશ્વર, પ્રભુ અને લોકને પાળનારના પણ અભિપ્રાયને જાણનાર તમે છો, એવી રીતે નારદે, અને ભૂત, ભવિષ્ય, વર્ત્તમાનરૂપ તથા યજ્ઞોના અને તપના ફળરૂપ તમે છો, એમ માર્કંડેયે, અને પ્રાચીન એવું વિષ્ણુનું પરમરૂપ છે, એ તમારૂં છે અને દેવના પણ તમે દેવ છો, એમ ભૃગુઋષિએ અને વસુમાં વાસુદેવ તથા ઇંદ્રને સ્થાપન કરનાર હે દેવ ! દેવના પણ તમે દેવ છો, એ રીતે વ્યાસજીએ અને પૂર્વે પ્રજા સૃજનાર, સર્વ લોકના સૃષ્ટા દક્ષપ્રજાપતિરૂપ છો, એમ અંગિરાએ, અવ્યક્ત તમારા શરીરમાંથી અને વ્યક્ત તમારા મનમાંથી ઉત્પન્ન થયું છે, અને દેવતાઓ તમારાથી ઉત્પન્ન થયા છે એ રીતે દેવળ તથા અસિતે, તમારા મસ્તકે કરી સ્વર્ગ તથા બાહુએ કરી પૃથ્વી વ્યાપ્ત છે, અને ત્રણલોક તમારૂં જઠર છે માટે તમે સનાતન પુરૂષ છો એ રીતે તપે કરી શુદ્ધ અંતઃકરણવાળા પુરૂષોએ હે મધુસૂદન ! આત્મદર્શને કરી તૃપ્ત, ઋષિઓમાં તમે અત્યંત શ્રેષ્ઠ છો ને સર્વ ધર્મમાં કુશળ, સંગ્રામમાં પાછા ન ફરનાર ઉદાર રાજર્ષિઓના તમે ગતિરૂપ છો, એ રીતે યોગ જાણનાર સનત્કુમારાદિક મુનિઓએ સ્તુતિ કરી છે. હે તાત ! આ કેશવ ભગવાનનો યથાર્થ સંક્ષેપ તથા વિસ્તાર મેં તને કહ્યો, માટે અત્યંત પ્રસન્ન થઇ તે કેશવ ભગવાનને ભજ. સંજય કહે છે કે, હે મહારાજ ! ભીષ્મના મુખથી આ પવિત્ર આખ્યાન સાંભળી તમારો પુત્ર દુર્યોધન, કેશવ ભગવાનને તથા મહારથિ પાંડવને ઘણા પરાક્રમી માનવા લાગ્યો. હે મહારાજ ! ફરી વળી શંતનુ પુત્ર ભીષ્મે તમારા પુત્ર દુર્યોધનને કહ્યું કે–હે રાજન્ ! તેં જે મને પૂછ્યું હતું તે નારાયણરૂપ મહાત્મા કેશવનું તથા નરનું માહાત્મ્ય તેં સાંભળ્યું. તે ઋષિ નરનારાયણ જે વાસ્તે મનુષ્યમાં પ્રગટ થયા તથા સંગ્રામમાં શૂરવીર કોઇથી હણાતા નથી તેનું કારણ પણ સાંભળ્યું. હે રાજેંદ્ર ! યશસ્વી પાંડવો ઉપર શ્રીકૃષ્ણને અત્યંત પ્રીતિ છે, માટે હું તને કહું છું કે પાંડવ સાથે સલાહ કરી બળવાન ભાઇઓ સહિત સ્વતંત્રતાથી પૃથ્વીને ભોગવ્ય, નહીં તો આ નરનારાયણદેવનો તિરસ્કાર કરી બચીશ નહીં. હે વિશાંપતે ! એટલું કહી તમારા પિતા ભીષ્મ, બોલતા બંધ થઇ શયન કરવા તંબુમાં ગયા. હે ભરતર્ષભ ! તે મહાત્માને પ્રણામ કરી દુર્યોધન રાજા પણ પોતાના તંબુમાં જઇ તે રાત્રિએ સ્વચ્છ શય્યામાં સૂઇ રહ્યો.

**राजा च शिबिरं प्रायात् प्रणिपत्य महात्मने ।**
**शिष्ये च शयने शुभ्रे रात्रिं तां भरतर्षभ ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि विश्वोपाख्याने गुर्जर भाषायां अष्टषष्ठित्तमोऽध्यायः ॥ ६८ ॥**

## અધ્યાય ૬૯ મો. પાંચમા દિવસનું યુદ્ધ.

**संजय उवाच--व्युषितायां च शर्वर्यामुदिते च दिवाकरे ।
उभेसेने महाराज युद्धायैव समीयतुः ॥ १ ॥**

સંજય કહે છે—હે મહારાજ ! રાત્રિ ગયા પછી સૂર્યોદય થયો ત્યારે બેઉ સેના યુદ્ધ કરવા નિકળી. હે રાજન્ ! તમારા ખરાબ વિચારથી પરસ્પર ઇચ્છાવાળા અત્યંત ક્રોધે ભરાયેલા તમારા પુત્ર તથા પાંડવો એક બીજાને જોઇ એકઠા થઇ વ્યૂહ રચના કરી પ્રસન્ન મને પ્રહાર કરનાર પરસ્પર સામે દોડયા હે રાજન્ ! તમારી તરફના મકર વ્યૂહને ચોતરફથી ભીષ્મ રક્ષા કરતા હતા. હે મહારાજ ! તે વખતે રથીમાં શ્રેષ્ઠ તમારા પિતા ભીષ્મ મોટા રથ સમુદાય સહિત નિકળ્યા. તેમની પાછળ પોતપોતાને સ્થાનકે ઉભેલા રથી, પાયદળ, હસ્તિઓ તથા ઘોડેસ્વારો ચાલવા લાગ્યા. સંગ્રામમાં આવતા તેમને જોઇ યશસ્વી પાંડવો કોઇથી જીતાય નહીં એવા સ્યેન નામના વ્યૂહથી સામે રચવા લાગ્યા. જેના મુખ વિષે મહા બળવાન ભીમસેન, નેત્રને વિષે કોઇથી સહન થાય નહીં એવો શિખંડી તથા પૃષત્ ગોત્રમાં ઉત્પન્ન થયેલા ધૃષ્ટદ્યુમ્ન, મસ્તક વિષે સત્ય પરાક્રમવાળા શૂરવીર સાત્યકિ, ગ્રીવા વિષે ગાંડીવ ધરનાર અર્જુન, ડાબી પાંખ વિષે અક્ષૌહિણી સહિત પુત્ર યુક્ત મહાત્મા દ્રુપદ, જમણી પાંખ વિષે અક્ષૌહિણી પતિ કેકય, અને પાછળ દ્રૌપદીના પાંચ પુત્ર તથા પરાક્રમી અભિમન્યુ, અને પૃષ્ટ ભાગમાં નકુળ સહદેવ સહિત ઘણા પરાક્રમવાળા શૂરવીર યુધિષ્ઠિર રાજા ઉભા રહ્યા. સંગ્રામમાં ભીમસેને, તમારી તરફના મકર વ્યૂહના મુખમાં પ્રવેશ કરી ભીષ્મ પાસે જઇ બાણથી તેમને ઢાંકી દીધા. હે ભારત ! ભીષ્મે પણ તે મોટા સંગ્રામમાં વ્યૂહ રચનાએ કરી ઉભેલા પાંડવના સૈન્યને મોહ પમાડતાં તેની ઉપર મોટાં અસ્ત્રો નાખ્યાં. મોહ પામેલા સૈન્યને જોઇ ઉતાવળથી અર્જુને હજાર બાણે કરી ભીષ્મને વિંધ્યા, અને સંગ્રામમાં ભીષ્મે મૂકેલા અસ્ત્રને વારી, પ્રસન્ન થયેલા પોતાના સૈન્ય સહિત યુદ્ધ વાસ્તે ઉભા રહ્યા. પૂર્વે થયેલા ભયંકર વધને તથા યુદ્ધમાં થયેલા પોતાના ભાઇઓના નાશને યાદ કરી બળવાનમાં શ્રેષ્ઠ મહારથી દુર્યોધન રાજાએ દ્રોણાચાર્યને કહ્યું કે, હે આચાર્ય ! હે નિષ્પાપ ! નિરંતર તમે મારા હિતને ઇચ્છનાર છો, તેમ તમારો તથા પિતામહ ભીષ્મનો આશ્રય કરી સંગ્રામમાં દેવતાઓને પણ જીતવા અમે સમર્થ થઇએ એમાં સંશય નથી ત્યારે હીનવીર્ય તથા પરાક્રમવાળા પાંડવોને મારીએ તેમાં શું આશ્ચર્ય ! માટે હે ગુરો ! જે રીતે પાંડવ નાશ પામે તેમ કરો, તમારૂં કલ્યાણ થઓ. હે મારિષ ! એ રીતે તમારા પુત્રે દ્રોણાચાર્યને કહ્યું પછી તે સાત્યકિ જોતાં પાંડવ સૈન્યને ભેદવા લાગ્યા. હે ભારત ! તે વખતે સાત્યકિએ દ્રોણાચાર્યને વારી રાખ્યા, પછી તે બેઉનું ભયને આપનાર ઘોર યુદ્ધ પ્રવર્ત્તમાન થયું. જેમાં પ્રતાપવાન દ્રોણાચાર્યે, સાત્યકિને હસતા હોય નહીં તેમ તીક્ષ્ણ બાણે કરી જત્રુદેશ ( હાંસડી ) માં વિંધ્યો. હે રાજન્ ! તેથી ભીમસેને શસ્ત્ર ધારણ કરનાર શ્રેષ્ઠ દ્રોણાચાર્યથી સાત્યકિની રક્ષા કરતાં ભરદ્વાજના પુત્રને વિંધ્યા. હે મારિષ ! તેથી ક્રોધ પામેલા દ્રોણ, ભીષ્મ તથા શલ્યે બાણે કરી ભીમસેનને ઢાંકી દીધો. તેને જોઇ અભિમન્યુ તથા દ્રૌપદીના પાંચ પુત્રોએ તીક્ષ્ણ બાણે કરી ઉગામેલા આયુધવાળા સર્વને વિંધ્યા. અત્યંત ક્રોધ પામેલા મહા બળવાન દ્રોણ તથા ભીષ્મ સામા આવવા

લાગ્યા, તેમને જોઇ શૂરવીર મોટા ધનુષવાળો શિખંડી, મેઘ જેવા ઘોર શબ્દવાળું બળવાન ધનુષ ગ્રહણ કરી બાણના વરસાદે કરી, સૂર્યને ઢાંકતો તેમની સામે આવ્યો, તેને જોઇ ભરતોના પિતામહ ભીષ્મે તેનું સ્ત્રીપણું યાદ કરી તેની સાથે યુદ્ધ કરવું છોડી દીધું. તે વખતે હે મહારાજ ! તમારા પુત્રના કહેવાથી ભીષ્મની રક્ષા કરતા દ્રોણાચાર્ય તેની સામે દોડયા. તે સમયે શિખંડી શસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ દ્રોણ પાસે આવી પ્રલય સમયના અગ્નિ જેવા તીક્ષ્ણ તેમને જોઇ ત્યાંથી દૂર ખશી ગયો. હે વિશાંપતે ! એટલામાં મોટા યશને ઇચ્છતો તમારો પુત્ર દુર્યોધન, ઘણાક સૈન્ય સહિત ત્યાં આવી ભીષ્મની રક્ષા કરવા લાગ્યો. હે રાજન ! તેમજ પાંડવો પણ અર્જુનને આગળ કરી જય માટે દૃઢ મતિ કરી ભીષ્મનીજ સામે આવવા લાગ્યા. સંગ્રામમાં જય તથા મોટા આશ્ચર્યરૂપ યશને ઇચ્છતા તેમનું દેવદાનવ જેવું મોટું તેમજ ભયંકર યુદ્ધ થયું.

**તદ્યુદ્ધમભવદ્ ઘોરં દેવાનાં દાનવૈરિવ ।**
**જયમાકાંક્ષતાં સંખ્યે યશશ્ચ સુમહાદ્ભુતમ્ ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि पंचमदिवसयुद्धारंभे गुर्जर-भाषायां ऊनसप्ततितमोऽध्यायः ॥ ६९ ॥**

## અધ્યાય ૭૦ મો. સંકુલ યુદ્ધ.

**संजय उवाच-अकरोत्तुमुलं युद्धं भीष्मः शांतनवस्तदा ।**
**भीमसेनभयादिच्छन्पुत्रांस्तारयितुं तव ॥ १ ॥**

સંજય કહે છે—હે રાજન ! ભીમસેનના ભયથી તમારા પુત્રોને બચાવવાને ઇચ્છતા શંતનુ પુત્ર ભીષ્મે મોટું યુદ્ધ કર્યું. મુખ્ય શૂરવીરોનો નાશ કરનાર કૌરવ પાંડવોનું યુદ્ધ, દિવસના પૂર્વ ભાગમાં પ્રવર્ત્તમાન થયું. મહા ભયંકર સંકુલ સંગ્રામમાં આકાશને સ્પર્શ કરે એવો મોટો શબ્દ થતો હતો. શબ્દ કરતા મોટા હસ્તિ, હણહણાટ કરતા ઘોડાઓ, ભેરી તથા શંખના શબ્દોએ કરીને તે યુદ્ધ અત્યંત ગાઢ થયું હતું, યુદ્ધ કરવાને ઇચ્છતા પરાક્રમી મહા બળવાન એ બેઉ સેનાના યોદ્ધાઓ, સંગ્રામમાં ગોંદરામાં જેમ બળદો ગર્જના કરે તેમ ગર્જના કરતા હતા. હે ભરતર્ષભ ! સંગ્રામમાં મોટા શૂરવીરોના તીક્ષ્ણબાણે કરી પડતાં મસ્તકો આકાશમાંથી થતા પથ્થરના વરસાદની પેઠે જોવામાં આવતાં હતાં. કુંડલ તથા સંગ્રામમાં પહેરવાની ટોપી સહિત સુવર્ણથી ઉજ્વળ એવાં કેટલાંક ત્યાં પડેલાં મસ્તકો દેખાતાં હતાં. બાણે કરી મંથન કરેલાં શરીર, ધનુષ તથા આભરણ સહિત બાહુએ કરી રણભૂમિ ઢંકાઇ ગઇ હતી. કવચ યુક્ત શરીર, શોભતા હસ્ત, રક્ત છે અંતભાગ જેના એવાં સુંદર નેત્રવાળાં ચંદ્ર જેવાં મુખ, હસ્તિ, ઘોડા તથા મનુષ્યોનાં શરીરોએ કરી સર્વ રણભૂમિ બે ઘડીમાં પથરાયેલી દેખાતી હતી. શસ્ત્રરૂપ વિજળીઓનો જેમાં પ્રકાશ છે એવા ઉડેલી રજરૂપ મેઘમાં આયુધોનો શબ્દ કાટકા સમાન લાગતો હતો. એ રીતે કૌરવ પાંડવનો રૂધિરરૂપ પાણીવાળો દુઃસહ સંપ્રહાર પ્રવર્ત્તમાન થયો હતો. મહા ભયંકર ઘોરરૂપ રૂવાં ઉભાં કરનાર સંગ્રામમાં યુદ્ધમાં દુર્મદ એવા ક્ષત્રિયો બાણનો વરસાદ કરવા લાગ્યા.

હે ભરતર્ષભ ! તમારા તથા પારકાઓના તે મહા સંગ્રામમાં બાણુના વરસાદથી પીડાયેલા હસ્તિઓ તે તે ઠેકાણે શબ્દ કરતા હતા. અતિ ક્રોધી ઘણા પરાક્રમવાળા સંગ્રામમાં ધીર શૂરવીરોના ધનુષની પ્રત્યંચાના તથા ભેરિઓના શબ્દે કરી કાંઈ પણ સંભળાતું ન હતું. રૂધિરરૂપી પાણીવાળા સંગ્રામમાં ચોતરફ વેરાઈ પડેલાં માથા વગરનાં ધડોને જોઈ શત્રુના વધ વાસ્તે તૈયાર થયેલા રાજાઓ, ચોતરફથી દોડતા હતા. ઘણા તેજવાળા ભાલા ધરનાર શૂરવીરો બાણ, શક્તિ, ગદા, તથા ખડ્ગે કરી એક બીજાને મારતા હતા. બાણે કરીને વિંધાયેલા અંકુશ વગરના હસ્તિઓ તથા હણાયા છે સ્વાર જેના એવા અશ્વ, દસે દિશાઓમાં દોડતા હતા. હે ભરતર્ષભ ! બાણુના વાગવાથી અત્યંત પીડાયેલા તમારી તરફના તથા પારકાઓના બીજા યોદ્ધાઓ ઉંચા કૂદી કૂદીને પૃથ્વી ઉપર પડતા હતા. એવી રીતના ભીષ્મ તથા દ્રોણના યુદ્ધમાં વાહન, મસ્તક, ધનુષ, ગદા, ભાલા, હાથ, સાથળ, પગ, આભરણ તથા બાજુબંધના ઢગલા તે તે ઠેકાણે દેખાતા હતા. હે વિશાંપતે ! અશ્વ, હસ્તિ તથા પાછા ન ફરે એવા રથના સમુદાય પણ તે તે ઠેકાણે દેખાતા હતા. તે સંગ્રામમાં કાળ આવ્યેથી ક્ષત્રિયો ગદા, તરવાર, સાંગ્ય તથા ગ્રંથી વગરના બાણે કરી એક બીજાને મારતા હતા. યુદ્ધમાં કુશળ કેટલાક શૂરવીરો, લોઢાના ભાલાથી મારે તેમ પોતાના હાથથીજ એક બીજાને મારતા હતા. કેટલાક તમારી તરફના અને પાંડવ તરફના શૂરવીર યોદ્ધાઓ, મુઠીથી, ઘુંટણથી તથા તલાંએ કરીને એક બીજાને મારતા હતા. હે જનેશ્વર ! પડેલા, પાડવા માંડેલા તથા ચેષ્ટા કરતા યોદ્ધાઓએ કરીને રણભૂમિ ભયંકર દેખાતી હતી. અને શ્રેષ્ઠ તરવાર ધરનાર રથ વગરના યોદ્ધાઓ એક બીજાને મારવાની ઇચ્છાથી પરસ્પરની સામે દોડતા હતા, એટલામાં ઘણાક કલિંગ દેશના યોદ્ધાઓથી વિંટાએલો દુર્યોધન રાજા સંગ્રામમાં ભીષ્મને આગળ કરી પાંડવ સામે ગયો, તેમજ સર્વ પાંડવો પણ ભીમસેનને વિંટાઇ ક્રોધથી ભીષ્મ સામે દોડયા. તે પછી યુદ્ધ પ્રવર્ત્તમાન થયું.

**तथैव पांडवाः सर्वे परिवार्य वृकोदरं ।**
**भीष्ममभ्यद्रवन् क्रुद्धास्ततो युद्धमवर्त्तत ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि संकुलयुद्धे गुर्जरभाषायां सप्ततितमोऽध्यायः ॥ ७० ॥**



## અધ્યાય ૭૧ મો. સંકુલ યુદ્ધ (ચાલુ)

**संजय उवाच—दृष्ट्वा भीष्मेण संसक्तान्भ्रातॄनन्यांश्च पार्थिवान् ।**
**समभ्यधावद्गांगेयमुद्यतास्त्रो धनंजयः ॥ १ ॥**

સંજય કહે છે—હે રાજન્ ! પછી ભીષ્મ સાથે યુદ્ધ કરતા પોતાના ભાઇઓ તથા બીજા રાજાઓને જોઇ ઉગામેલ અસ્ત્રવાળા અર્જુન, ગંગાપુત્ર સામે દોડયા. તે વખતે તેના ગાંડીવ ધનુષનો તથા ભગવાનના પાંચજન્ય શંખનો શબ્દ સાંભળી તેના ધ્વજને પણ જોઇ આપણા સર્વને ભય પ્રાપ્ત થયું. હે મહારાજ ! તે વખતે સિંહના પુંછડા જેવો આકાશમાં ઉગેલા ધૂમકેતુની પેઠે વૃક્ષોવિષે અડકતો, ઘણા વર્ણવાળો, વિચિત્ર તરેહનો

દિવ્ય હનુમાનના ચિન્હવાળો અર્જુનનો ધ્વજ અમોએ જોયો, અને આકાશમાં મંડળ વચ્ચે ચળકતી વિજળી સમાન સોનાના પૃષ્ટ ભાગવાળા તેના ગાંડીવ ધનુષને પણ સંગ્રામમાં યોદ્ધાઓ જોતા હતા. ઇંદ્રની પેઠે સામે ગર્જના કરતા તમારી સેનાને મારતા તેના મોજાનો શબ્દ પણ અમે સાંભળતા હતા. ભયંકર અસ્ત્રવાળા અને ભયંકર વાયુવાળો વિજળી સહિત ગર્જના કરતો મેઘ જેમ વરસાદે કરી પર્વતને ઢાંકે તેમ બાણના વરસાદે કરી સર્વ દિશાઓને ઢાંકતો અર્જુન ગંગાપુત્રની સામે દોડયા. તેના અસ્ત્રથી મોહ પામેલા અમો પૂર્વ પશ્ચિમાદિક દિશાઓને પણ જાણતા ન હતા. હે ભરતર્ષભ! ભયથી નાસતા થાકેલાં વાહનવાળા હણાએલ ઘોડા તથા મનવાળા તમારી તરફના યોદ્ધાઓ એક બીજામાં મળી તમારા પુત્ર સહિત ભીષ્મની પાછળ સંતાઇ ગયા, તે વખતે રણસંગ્રામમાં પીડાએલ તેમના શરણ રૂપ ભીષ્મ થયા હતા. ઇંદ્રના વજ્ર જેવો અર્જુનના ગાંડીવ ધનુષનો શબ્દ સાંભળી બીનેલા રથિઓ રથમાંથી, ઘોડેસ્વારો ઘોડા ઉપરથી તથા પાયદળો પૃથ્વી ઉપરથી પડતા હતા. બીનેલાં સર્વ સૈન્યો પણ છુપાઇ જતાં હતાં. હે વિશાંપતે! પછી મોટા વેગવાળા કાંબોજ દેશના ઘોડાઓ, હજારો ગોવાળ, મોટા ગોવાલ છે શરણ જેનું એવા નાના ગોવાળ, મદ્ર, સૌવીર, ગાંધાર, ત્રિગર્ત્ત દેશનો રાજા, કલિંગ દેશના સર્વ યોદ્ધાઓથી વિંટાએલો દુઃશાસન સહિત જયદ્રથ તથા તમારા પુત્રની આજ્ઞાથી ચૌદ હજાર ઘોડેસ્વારો, શકુનિ સાથે તેની સહાયતા વાસ્તે ઉભા રહ્યા. હે ભરતર્ષભ! એ રીતે વિભાગ કરેલા રથ તથા વાહનવાળા એકઠા મળેલા સર્વ તમારાઓ રણસંગ્રામમાં અર્જુનને મારવા લાગ્યા. તે વખતે રથ, હસ્તિ, ઘોડાઓ તથા પાયદળે કરી ઉડેલી મોટા મેઘ સરખી રજે કરી રણભૂમિ ભયંકર દેખાતી હતી. હાથી, ઘોડા તથા રથ ઉપર બેસી, ભાલા, સાંગ્ય તથા બાણે કરી યુદ્ધ કરતા સૈન્ય સહિત ભીષ્મ અર્જુન સામે વિંદ તથા અનુવિંદ કાશિરાજ સામે, સિંધુ દેશનો રાજા જયદ્રથ ભીમસેન સામે, અને પુત્ર તથા કારભારી સહિત ધર્મરાજા મદ્રદેશના યશસ્વી રાજા શલ્ય સામે યુદ્ધ કરતા હતા. તેમજ હે વિશાંપતે! વિકર્ણ સહદેવ સામે ચિત્રસેન, શિખંડી સામે તથા મત્સ્ય દેશના યોદ્ધાઓ, દુર્યોધન તથા શકુનિ સામે લડતા હતા. દ્રુપદ, ચેકિતાન તથા મહારથી સાત્યકિ, પુત્રયુક્ત મહાત્મા દ્રોણાચાર્ય સાથે, કૃપાચાર્ય તથા કૃતવર્મા ધૃષ્ટદ્યુમ્ન સાથે યુદ્ધ કરતા હતા, ભડકેલા અશ્વ, ભમતા હસ્તિઓ તથા રથવાળાઓ યુદ્ધ કરતાં ચોતરફથી એક બીજામાં મળી ગયાં હતાં. હે વિશાંપતે! મેઘ વિના પણ વિજળીઓ તથા ઉડેલી રજે કરી ઢંકાએલી દિશાઓ દેખાંતી હતી, અને ગડગડાટ સહિત મોટાં ઉંબાડીયાં તથા પવન વહાતો હતો તેથી રજનો વરસાદ વરસી આકાશમાં સૂર્ય પણ ઢંકાઇ ગયો. અસ્ત્રથી પીડાતા તથા રજથી પરાભવ પામેલા પ્રાણીઓ અત્યંત મોહ પામતા હતા. શૂરવીરોએ હાથથી ફેંકેલો સર્વ આવરણ ભેદનાર બાણનો સમુદાય પણ ગાઢ દેખાતો હતો. હે ભરતર્ષભ! શૂરવીરોએ ઉત્તમ ભુજાએ કરી પ્રેરેલાં, નક્ષત્ર સરખી ચળકતી કાંતિવાળાં શસ્ત્રો, આકાશમાં પ્રકાશ કરતાં હતાં. સુવર્ણથી શોભતી વિચિત્ર તરેહની બળદના ચામડાની ઢાલો સર્વ દિશાઓમાં પડતી હતી. સૂર્ય જેવી તેજ તરવારોએ કરી ચોતરફથી પાડેલાં શરીરો તથા મસ્તકો ઠામેઠામ દેખાતાં હતાં. ભાગેલ ચક્ર, ડાંડા તથા બેસવાની જગ્યાવાળા, પડી ગએલી મોટી ધ્વજાવાળા હણાએલ છે અશ્વ જેના એવા મોટા રથો તે તે ઠેકાણે પૃથ્વી ઉપર પડતા હતા. વળી શસ્ત્ર વાગવાથી વ્રણ-

યુક્ત રથમાં બેસનાર હણાવાથી ખાલી રથને ખેંચતા કેટલાક અશ્વો આમ તેમ દોડતા હતા. હે ભારત! વળી બાણુ વાગવાથી ભેદાએલ શરીરવાળા ગળામાં જાંતર બાંધેલા કેટલાક ઉત્તમ ઘોડાઓ, તે તે ઠેકાણે કેવળ ઘોંસરીને ખેંચતા દેખાતા હતા. હે રાજન્! બળવાન એક હસ્તિએ મર્દન કરેલા સારથિ, અશ્વ તથા રથિએ સહિત કેટલાક રથો રણુભૂમિમાં ફરતા દેખાતા હતા. રણુસંગ્રામમાં સૈન્યના ઘણા સમુદાયથી કેટલાક હસ્તિઓ મદ ઝરતા મોટા હસ્તિના મદને સુંઘી તેને પકડવા જતા તેને બદલે મદ વગરના બીજા હસ્તિને પકડતા હતા. ભાલાએ સહિત મૃત્યુ પામેલા પડતા માવત તથા બાણુથી હણેલા હસ્તિઓએ કરી રણુભૂમિ ઢંકાઇ ગઈ હતી. સૈન્ય સમુદાયમાં પ્રેરેલા ઉત્તમ હસ્તિઓએ યુદ્ધમાં મારેલા કેટલાક હસ્તિઓ તથા ધ્વજ સહિત સંગ્રામમાં પડતા હતા. હે મહારાજ! રણુસંગ્રામમાં હસ્તિઓએ મોટા સર્પ સરખી સુંદે કરી ભાગેલા કેટલાક રથના કૂબડાઓ દેખાતા હતા. વળી કેટલાક હસ્તિઓ રણુસંગ્રામમાં ભાગ્યા છે રથ સમુદાય જેના એવા રથિઓની ચોટલી ઝાલી, વૃક્ષની શાખાની પેઠે તેને પછાડી ચુરો કરતા હતા. રથમાં ભરાએલા રથને ખેંચતા કેટલાક ઉત્તમ હસ્તિઓ રણુસંગ્રામમાં સર્વ દિશાઓમાં દોડતા હતા. એ રીતે રથને ખેંચતા હસ્તિઓનું રૂપ તળાવમાંના કમળ સમુદાયને ખેંચતા હસ્તિ જેવું લાગતું. હતું. તે વખતે ઘોડેસ્વાર, પાયદળ તથા ધ્વજા સહિત મોટા રથે કરી રણુભૂમિ ઢંકાયેલી દેખાતી હતી.

**एवं संछादितं तत्र बभूवायोधनं महत्।**
**सादिभिश्च पदातैश्च सध्वजैश्च महारथैः॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि संकुलयुद्धे गुर्जरभाषाया मेकसप्ततितमोऽध्यायः ॥ ७१ ॥**



## અધ્યાય ૭૨ મો. રાજા રાજાઓનું યુદ્ધ.

**संजय उवाच—शिखंडीसहमत्स्येन विराटेन विशांपते।**
**भीष्ममाशुमहेष्वास माससाद सुदुर्जयम् ॥ १ ॥**

સંજય કહે છે—હે વિશાંપતે! પછી મત્સ્ય દેશના વિરાટ રાજા સહિત શિખંડી દુઃખે કરી જીતાય નહીં એવા મોટા ધનુષવાળા ભીષ્મ સામે આવ્યો. દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, મોટા ધનુષવાળા તથા મહા બળવાન વિકર્ણ તથા શૂરવીર બીજા ઘણાક રાજાઓને રણુસંગ્રામમાં અર્જુન મારવા લાગ્યો. તેમજ હે ભૂમિવર્લભ! મોટા ધનુષવાળા કારભારી તથા બંધુ સહિત સિંધુ દેશના રાજા જયદ્રથને અને પૂર્વ દિશાના તથા દક્ષિણ દિશાના રાજાઓને પણ તે મારવા લાગ્યો. મોટા ધનુષવાળા ક્રોધી રણુસંગ્રામમાં દુઃખે કરી સહન થાય નહિ એવા તમારા પુત્ર દુર્યોધન સામે ભીમસેન યુદ્ધ કરવા લાગ્યો. મોટા ધનુષવાળા દુર્જય, મહારથી પિતા પુત્ર શકુનિ તથા ઉલૂક સામે સહદેવ દોડયો. હે મહારાજ! તમારા પુત્રે પીડેલા મહારથી ધર્મરાજા રણુસંગ્રામમાં હસ્તિસૈન્ય સામે યુદ્ધ કરતા હતા. શૂરવીરમાં શ્રેષ્ઠ પાંડવ માદ્રી પુત્ર નકુળ, રણુસંગ્રામમાં ત્રિગર્ત્તના સૈન્ય સામે લડતો હતો ને અત્યંત ક્રોધી સાત્યકિ, ચેકિતાન તથા મહારથી સુભદ્રાના પુત્ર અભિમન્યુ, સંગ્રામમાં શાલ્વ તથા

કેકય રાજા સામે થયા હતા. અત્યંત દુઃખે કરી જીતાય નહીં એવા ધૃષ્ટકેતુ તથા રાક્ષસ ઘટોત્કચ, તમારા પુત્રના રથસૈન્ય સામે અડયા હતા. મહા બળવાન સેનાપતિ ધૃષ્ટદ્યુમ્ન, રણસંગ્રામમાં ઉગ્ર કર્મવાળા દ્રોણાચાર્ય સામે યુદ્ધ કરતો હતો. એ રીતે મોટા ધનુષવાળા એટલા તમારી તરફના શૂરવીરો એકઠા મળી પાંડવો સાથે યુદ્ધ કરતા હતા. મધ્યાન્હના સૂર્યના પ્રકાશથી આકાશ ઝળાંઝળાં થઇ રહ્યું હતું. તે સમે કૌરવ તથા પાંડવો પરસ્પર પ્રહાર કરતા હતા. સુવર્ણથી વિચિત્ર તરેહના ધ્વજા તથા પતાકાયુક્ત, વ્યાઘ્રના ચાંમડાના આવરણવાળા રણસંગ્રામમાં વિચરતા રથો શોભતા હતા. પરસ્પર જીતતાની ઇચ્છાથી રણસંગ્રામમાં એકઠા મળેલા સર્વ યોદ્ધાઓનો સિંહ જેવો ઘોર શબ્દ થતો હતો. શૂરવીર સૃંજયો કૌરવ સાથે અત્યંત દારૂણ અને આશ્ચર્યરૂપ યુદ્ધ કરતા હતા, તે અમોએ જોયું. હે શત્રુતાપન ! હે રાજન ! જેમાં ચોતરફથી મૂકેલા બાણોએ કરી આકાશ, દિશા સૂર્ય તથા વિદિશા પણ અમે દેખતા ન હતા. નાખેલી નિર્મળ અગ્રભાગવાળી શક્તિઓ, ભાલા, કાળા કમળ જેવી કાંતિવાળી પાયેલી તરવાર, વિચિત્ર તરેહનાં કવચ તથા આભરણના તેજે કરી આકાશ, દિશાઓ તથા વિદિશાઓમાં પ્રકાશ પડતો હતો. ચંદ્ર તથા સૂર્ય જેવી કાંતિવાળા રાજાઓના શરીરોએ કરી રણરૂપ આંગણું શોભતું હતું. હે રાજન ! ત્યાં આવતા રથના સમુદાય તથા સિંહ જેવા પુરૂષો આકાશમાં ગ્રહ શોભે તેમ શોભતા હતા. રથીમાં શ્રેષ્ઠ ભીષ્મે સર્વ સૈન્ય જોતાં મહા બળવાન ભીમસેનને વારી સુવર્ણના પુંખવાળા, શિલા ઉપર તીક્ષ્ણ કરેલા, સારી રીતે પાએલા અને તેલથી ધોએલા બાણ તે ઉપર ચઢાવ્યા. તે વખતે હે ભારત ! મહા બળવાન ભીમસેને પણ મોટા વેગવાળી સર્પ સમાન શક્તિ નાંખી. ડાંડાવાળી દુઃખે કરી સહન થાય નહીં એવી સામે આવતી શક્તિને જોઇ ભીષ્મે રણસંગ્રામમાં ગ્રંથી વગરના બાણે કરી તેને કાપીને પાયેલા તથા તીક્ષ્ણ કરેલા બીજા ભલ્લ નામના બાણે કરી તેના ધનુષના બે કડકા કર્યા. હે જનેશ્વર ! તે વખતે સાત્યકિએ રણસંગ્રામમાં તરતજ ભીષ્મ સામે આવી, અત્યંત સૃજેલા, તીક્ષ્ણ તીર કાન સુધી ધનુષ ખેંચી, તમારા પિતા ઉપર નાખ્યા. ભીષ્મે પણ યાદવ શ્રેષ્ઠ તેના રથમાંથી સારથિને પાડયો, તેથી તેનું મન તથા પવન જેવા વેગવાળા ઘોડાઓ આમ તેમ દોડવા લાગ્યા. તે સમે મહાત્મા પાંડવોના સર્વ સૈન્યમાં તુમુલ હાહાકાર શબ્દ થવા લાગ્યો. સામે દોડો દોડો ઘોડાઓને ઝાલો, એ રીતે સાત્યકિના રથ પ્રત્યે પણ મોટો શબ્દ થતો હતો, શંતનુ પુત્ર ભીષ્મ, ઇંદ્ર જેમ અસુરની સેનાને હણે તેમ પાંડવની સેનાને હણવા લાગ્યા. ભીષ્મે મારવા માંડેલા સોમક સહિત પાંચાલ દેશના યોદ્ધાઓ યુદ્ધમાં સ્થિર બુદ્ધિ કરી ભીષ્મ સામે દોડયા. ધૃષ્ટદ્યુમ્ન છે સખા જેનો એવા પાંડવો તમારા પુત્રની સેનાને જીતવાની ઇચ્છાથી રણસંગ્રામમાં શંતનુ પુત્ર સામે દોડયા. હે રાજન ! તેમજ ભીષ્મ તથા દ્રોણ છે આદિ જેમાં એવા કૌરવો વેગે કરી તેની સેના સામે દોડયા, પછી યુદ્ધ પ્રવર્ત્તમાન થયું.

**अभ्यधावन् जिगीषंतस्तव पुत्रस्य वाहिनीं ।**

**तथैव कौरवा राजन् भीष्मद्रोणपुरोगमाः ॥**

**अभ्यधावंत वेगेनं ततो युद्धमवर्त्तत ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि पंचमदिवसयुद्धे गुर्जर भाषायां द्विसप्ततितमोऽध्यायः ॥ ७२ ॥**

## અધ્યાય ૭૩ મો. દ્વંદ્વયુદ્ધ.

**संजय उवाच--विराटोथ त्रिभिर्बाणैर्भीष्ममार्च्छन्महारथं ।
विव्याधतुरगांश्चास्य त्रिभिर्बाणैर्महारथः ॥ १ ॥**

સંજય કહે છે—હે રાજન ! તે પછી મહારથી વિરાટ રાજાએ, ત્રણ બાણે કરી મહારથી ભીષ્મને તથા ત્રણ બાણે કરી તેમના ઘોડાઓને વિંધ્યા. બાણ ફેંકવામાં કુશળ, મોટા ધનુષવાળા મહા બળવાન, શંતનુ પુત્ર ભીષ્મે, સોનાના પુંખવાળા દશ બાણે કરી તેને વિંધ્યો. ભયંકર ધનુષવાળા દૃઢ હસ્તયુક્ત મહારથી એવા દ્રોણ પુત્ર અશ્વત્થામાએ, ૭ બાણે કરી ગાંડીવ ધનુષવાળા અર્જુનને સ્તનના મધ્ય ભાગમાં વિંધ્યો. તે સમે સામા શૂરવીરને હણનાર શત્રુને દુઃખ દેનાર અર્જુને તેનું ધનુષ કાપી તીક્ષ્ણ બાણે કરી તેને વિંધ્યો. હે રાજન ! અર્જુને ધનુષ કાપ્યું તે સહન ન કરી શકતા, ક્રોધથી મૂર્છિત થયેલા તેણે, વેગે કરી બીજું ધનુષ લઇ, તીક્ષ્ણ નેવું બાણે કરી અર્જુનને તથા સિત્તેર બાણે કરી વાસુદેવ ભગવાનને વિંધ્યા. ક્રોધે કરી લાલ નેત્રવાળા, બળવાનમાં શ્રેષ્ઠ ગાંડીવ ધનુષવાળા શત્રુને દુઃખ દેનાર કૃષ્ણ સહિત અર્જુને, મોટો ઉષ્ણ નિસાસો મૂકી વારંવાર વિચાર કરતા, ડાબા હાથથી ધનુષને ખેંચી, જીવિતનો અંત કરનાર ગ્રંથી વગરના બાણે કરી સંગ્રામમાં દ્રોણ પુત્રને વિંધ્યો, જેણે તેનું કવચ ભેદી રૂધિર પીધું. એ રીતે અર્જુને ભેદેલા કાંઇ પણ વ્યથા ન પામતાં વિહ્વળ ન થતાં બાણ ફેંકતાં, ભીષ્મનું રક્ષણ કરવા ઇચ્છતા અશ્વત્થામા રણસંગ્રામમાં ઉભા રહ્યા. એકઠા મળેલા અર્જુન તથા શ્રીકૃષ્ણ સાથે રણસંગ્રામમાં યુદ્ધ કરતા તેમનું મોટું કર્મ સર્વ કૌરવો વખાણતા હતા. એ પ્રમાણે ભય રહિત એવા તે પોતાના પિતા દ્રોણાચાર્યથી અત્યંત દુર્લભ સંહાર સહિત અસ્ત્ર સમુદાયને નાંખી સૈન્યમાં હમેશ યુદ્ધ કરતા હતા, અને શત્રુને તપાવનાર, રથીમાં શ્રેષ્ઠ શૂરવીર, શ્વેત વાહનવાળા પરાક્રમી અર્જુન તો 'આ દ્રોણ ગુરૂનો વહાલો પુત્ર તથા બ્રાહ્મણ છે માટે મારે માનવા લાયક છે,' એમ વિચારી દયા રાખી તેને છોડી વેગે કરી બીજા તમારી તરફનાઓને મારતાં યુદ્ધ કરતો હતો. દુર્યોધને શિલા ઉપર તીક્ષ્ણ કરેલા સોનાના પુંખવાળા, ગૃધ્રના પીછ બાંધેલા દશ બાણ ભીમસેન ઉપર નાખ્યાં, તે વખતે વ્યગ્રતા રહિત અત્યંત કોપાયમાન ભીમસેને મારવાના સાધનરૂપ વિચિત્ર પ્રકારનું ધનુષ ગ્રહણ કરી કાનસુધી ખેંચી, તીક્ષ્ણ વેગવાળા દસ બાણે કરી કુરૂરાજને વક્ષસ્થળમાં વિંધ્યો. તે સમે સોનામાં ગાંઠેલો બાણથી ઢંકાયેલો મણિ, આકાશમાં ગ્રહે કરી વિંટાયેલા સૂર્યની પેઠે તેના વક્ષસ્થળમાં શોભતો હતો. એ રીતે ભીમસેને મારેલો તેજસ્વી તમારો પુત્ર, મદોન્મત્ત હસ્તિ જેમ તાલીનો શબ્દ સહન કરી શકે નહીં, તેમ તે હુંકાર સહન કરી શકયો નહી. તેણે સેનાને ભય પમાડતાં શિલા ઉપર તીક્ષ્ણ કરેલા સોનાના પુંખવાળા બાણે કરી ભીમસેનને વિંધ્યો. એ રીતે મોટા બળવાળા અત્યંત યુદ્ધ કરતા પરસ્પર ક્ષત થયેલા તે બેઉ તમારા પુત્ર દેવતા સમ શોભતા હતા. યુદ્ધમાં ઈંદ્ર જેવા સામા શૂરવીરને હણનાર સુભદ્રા પુત્ર અભિમન્યુએ, દશ બાણે કરી ચિત્રસેનને, સાત બાણે

કરી પુરૂમિત્રને તથા સિત્તેર બાણે કરી ભીષ્મને વિંધી, રણસંગ્રામમાં નાચની પેઠે ફરતા તેને અત્યંત પીડિત કર્યો. તેને પણ ચિત્રસેને દશ બાણથી, ભીષ્મપિતાએ નવથી તથા પુરૂમિત્રે સાત બાણથી વિંધ્યો. તે સમે વિંધાયેલા રૂધિરયુક્ત અર્જુન પુત્રે શત્રુને વારણ કરનાર વિચિત્ર પ્રકારનું ચિત્રસેનનું ધનુષ કાપી બખતર ભેદી બાણે કરી વક્ષસ્થળમાં તેને વિંધ્યો. પછી મહારથી તમારી તરફના રાજપુત્રોએ, એકઠા મળી રણસંગ્રામમાં બાણે કરી તેને વિંધ્યો. પરમ અસ્ત્ર જાણનાર તે પણ તીક્ષ્ણ બાણે કરી સર્વને મારતો હતો. એ રીતે ગ્રીષ્મ ઋતુમાં સુકા ઘાસને બાળતા અગ્નિની પેઠે રણસંગ્રામમાં સૈન્યને બાળતા તેનું તે મોટું કર્મ જોઇ તમારા પુત્રોએ તેને ઘેરી લીધો, તો પણ તમારા સૈન્યને નાશ કરતો સુભદ્રા પુત્ર અભિમન્યુ શોભતો હતો. હે વિશાંપતે ! તે તેનું ચરિત્ર જોઇ લક્ષ્મણ નામનો તમારો પૌત્ર, રણસંગ્રામમાં સુભદ્રા પુત્રની સામે ગયો. તે સમે અભિમન્યુએ, તીક્ષ્ણ ૭ બાણે કરી સારા લક્ષણવાળા તેને તથા બીજા ત્રણ બાણે કરી તેના સારથીને પણ વિંધ્યો. હે રાજન ! તેમજ લક્ષ્મણે પણ તીક્ષ્ણ બાણે કરી તેને વિંધ્યો, એ આશ્ચર્ય સરખું થયું. વળી મહા બળવાન સુભદ્રા પુત્ર, તીક્ષ્ણ બાણે કરી તેના ચાર ઘોડા તથા સારથિને મારી તેની સામે દોડયો. પરપક્ષના શૂરવીરને હણનાર, હણાયેલ ઘોડાવાળા રથમાં બેઠેલા લક્ષ્મણે તેના રથ સામે શક્તિ નાખી. ઘોર દુઃખે કરી સહન ન થાય એવી સર્પ જેવી આવતી શક્તિને જોઇ, અભિમન્યુએ તીક્ષ્ણ બાણે કરી તેને કાપી નાખી. તે સમે ગૌતમ પોતાના રથમાં લક્ષ્મણને બેસારી, રણસંગ્રામમાં સર્વ સૈન્ય જોતાં તેને લઇ ગયો. પછી મહા ભયંકર અત્યંત આકુળ સંગ્રામમાં મોટા ધનુષવાળા તમારી તરફના તથા મહારથી પાંડવો એક બીજાને મારવાની ઇચ્છાથી સામે દોડયા. રણસંગ્રામમાં પોતાના પ્રાણને હોમતા તે એક બીજાને મારવા લાગ્યા. છુટા કેશવાળા કવચ તથા રથ વગરના કપાઇ ગયેલ ધનુષવાળા સૃંજયો, બાહુએ કરી કૌરવો સામે યુદ્ધ કરતા હતા, એટલામાં મહાબાહુ મોટા બળવાળા ભીષ્મ દિવ્ય અસ્ત્રોએ કરી મહાત્મા પાંડવની સેનાને મારતા હતા. હણાયા છે માવત જેના એવા હસ્તિ, પાડેલા પુરૂષ, ઘોડા, રથી તથા ઘોડેસ્વારોએ કરી પૃથ્વી ઢંકાઇ ગઇ.

**हतैश्वरैर्गजैस्तत्र नरैरश्वैश्च पातितैः ।**
**रथिभिः सादिभिश्चैव समास्तीर्यतमेदिनी ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि द्वंद्वयुद्धे गुर्जरभाषायां त्रिसप्ततितमोऽध्यायः ॥ ७३ ॥**

---

## અધ્યાય ૭૪ મો. દ્વંદ્વયુદ્ધ (ચાલુ)

**संजय उवाच--अथ राजन्महाबाहुः सात्यकिर्युद्धदुर्मदः ।**
**विकृष्य चापं समरे भारसाहमनुत्तमं ॥ १ ॥**

સંજય કહે છે—હે રાજન ! યુદ્ધમાં દુર્મદ મહાબાહુ સાત્યકિએ, રણસંગ્રામમાં ભારને સહન કરનાર ઉત્તમ ધનુષને ખેંચી અત્યંત ચપળ વિચિત્ર તરેહની પોતાની હસ્ત લાઘવી દેખાડતાં સુવર્ણના પુંખવાળા સર્પ જેવા બાણ નાખ્યા. તે સમે ધનુષને ફેરવતા,

બીજા બાણને મૂકતા, ફરીથી લેતા, ધનુષ ઉપર ચડાવતા, ફરીથી તે બાણને નાખતા, રણસંગ્રામમાં શત્રુને મારતા તેનું રૂપ જળ વરસતા મેઘ જેવું દેખાતું હતું. હે ભારત! પછી મોટેથી શબ્દ કરતા તેને જોઇ દુર્યોધન રાજાએ દશ હજાર રથીને તેની સામે મોકલ્યા. મોટા ધનુષવાળો સત્ય પરાક્રમવાળો સાત્યકિ, દિવ્ય અસ્ત્રવડે કરી મોટા ધનુષવાળા તે સર્વને મારી ભયંકર કર્મ કરી હાથમાં ધનુષ લઇ રણસંગ્રામમાં ભૂરિશ્રવા સામે દોડયો. કૌરવના યશને વધારનાર ભૂરિશ્રવા, સાત્યકિએ પીડેલી તમારી સેનાને જોઇ તેની સામે દોડી, ઇંદ્રના ધનુષ જેવું અત્યંત મોટું ધનુષ સજ્જ કરી, હસ્ત લાઘવી દેખાડતાં, વજ્ર તથા સર્પ સરખા હજારો બાણ તેની ઉપર નાખવા લાગ્યો. હે રાજન! મૃત્યુ સમ સ્પર્શવાળા બાણને સહન ન કરી શકતા સાત્યકિના યોદ્ધાઓ, યુદ્ધમાં દુર્મદ એવા તેને છોડી રણસંગ્રામમાં ચારે તરફ નાઠા. તેને જોઇ મહા બળવાન, મહારથી, પ્રખ્યાત, વિચિત્ર તરેહનાં કવચ, આયુધ તથા ધ્વજાવાળા અત્યંત કોપેલા સાત્યકિના દશ પુત્રો સંગ્રામમાં સ્તંભ સરખા ધ્વજવાળા મોટા ધનુષયુક્ત એવા ભૂરિશ્રવા સામે આવી, કહેવા લાગ્યા કે, હે મહાબળ! હે કૌરવ યાદવ! આવ્ય, સંગ્રામમાં અમો સર્વ સાથે યુદ્ધ કર, અથવા એકેક જુદા સાથે યુદ્ધ કર. કાંતો સંગ્રામમાં અમને પરાજય પમાડી તું યશ પ્રાપ્ત કર, અથવા કાંતો તને પરાજય પમાડી, અમારા પિતાને અમે પ્રસન્ન કરીએ. એવાં તે શૂરવીરોનાં વચન સાંભળી, પુરૂષમાં શ્રેષ્ઠ પરાક્રમી મહા બળવાન ભૂરિશ્રવાએ, તેમને કહ્યું કે, હે શૂરવીરો! આજ તમારી આવી બુદ્ધિ છે એ ઘણું સારૂં છે, સાવધાન થઇ એકઠા મળી મારી સામે યુદ્ધ કરો, હું સંગ્રામમાં તમને મારીશ. એવાં તેનાં વચન સાંભળી મોટા ધનુષવાળા, બાણ ફેંકનાર શૂરવીર ભૂરિશ્રવા ઉપર મોટો બાણનો વરસાદ કરતાં તેની સામે દોડયા, હે મહારાજ! તે સમે રણસંગ્રામમાં અપરાન્હ વખતે એકઠા મળેલા ઘણાઓનો એક સાથે સંગ્રામ થયો. હે નૃપ! જે સંગ્રામમાં રથીમાં શ્રેષ્ઠ ભૂરિશ્રવા ઉપર સાત્યકિના દશ પુત્રોએ, વર્ષાઋતુમાં મેઘ જેમ મેરૂપર્વત ઉપર જળનો વરસાદ વરસાવે તેમ બાણનો વરસાદ વરસાવ્યો. ધૈર્યવાન મહારથી ભૂરિશ્રવાએ, યમદંડ તથા વજ્ર સરખા તેમના ભયંકર બાણને કાપી નાખ્યાં. તે વખતે સોમદત્ત પુત્ર ભૂરિશ્રવાનું અદ્દભુત પરાક્રમ અમે જોયું, જે એકલો ઘણા સાથે નિર્ભય થઇ યુદ્ધ કરતો હતો. હે રાજન્! મહારથી સાત્યકિના દશ પુત્ર, એ રીતે બાણનો વરસાદ કરી પછી મહાબાહુને વિંટી મારવા તૈયાર થયા. તે વખતે મહારથિયો સાથે યુદ્ધ કરતા કોપાયમાન ભૂરિશ્રવાએ, સંગ્રામમાં તેમનું ધનુષ કાપી ગ્રંથી વગરના બાણે કરી મસ્તક કાપી નાખ્યાં. હે રાજન્! મસ્તક કપાયેલા તે, વજ્રથી હણાએલાં વૃક્ષો પડે તેમ પૃથ્વી ઉપર પડયા. વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થએલો શૂરવીર સાત્યકિ, મહા બળવાન પુત્રોનો નાશ જોઇ શબ્દ કરતો ભૂરિશ્રવા સામે ગયો. મહા બળવાન તે બેઉ, સંગ્રામમાં એક બીજાના રથે કરી રથને પીડી ઘોડાઓને હણી રથ વગરના થઈ સંગ્રામમાં પરસ્પર સામે ખડ્ગ તથા ઢાલ ધારણ કરેલા પુરૂષમાં સિંહરૂપ મહારથી શોભતા હતા. શ્રેષ્ઠ ખડ્ગ ધારણ કરનાર સાત્યકિ પાસે આવી ભીમસેને તેને પોતાના રથમાં બેસાડયો. હે રાજન્! તમારા પુત્રે પણ સર્વ ધનુષ ધરનાર યોદ્ધાઓ જોતાં ભૂરિશ્રવાને જલદી પોતાના રથમાં બેસાડયો. હે ભરતર્ષભ! તેવી રીતે પ્રવર્ત્તેલા સંગ્રામમાં પાંડવો મહારથી ભીષ્મને યુદ્ધ કરાવતા હતા. સૂર્ય લાલ થયો અને સાયંકાલ નજીક આવ્યો તે વખતે અર્જુને ઉતાવળથી પચ્ચીશ

હજાર મહારથીને માર્યા. દુર્યોધને અર્જુનને મારવા સારૂ તેમને મોકલ્યા હતા પણ તે, પતંગ નામના જંતુ જેમ અગ્નિને પામી નાશ પામે તેમ નાશ પામ્યા. પછી ધનુર્વેદમાં ચતુર કેકય તથા મત્સ્ય દેશના યોદ્ધાઓએ, પુત્ર સહિત મહારથી અર્જુનને વિંટી લીધા. એટલામાં સૂર્ય અસ્ત થવાથી સર્વ સેના અત્યંત મોહ પામવા લાગી. હે મહારાજ ! સંધ્યાકાલ વખતે થાકી ગએલા વાહનવાળા તમારા પિતા ભીષ્મે, સૈન્યને યુદ્ધથી વિરામ પામવાની આજ્ઞા આપી. કૌરવ પાંડવના પરસ્પર યુદ્ધમાં અત્યંત ઉદ્વિગ્ન થએલી તે બેઉ સેના પોતપોતાને સ્થાનકે જવા લાગી. હે ભારત ! એટલી રીતે સૃંજય સહિત પાંડવ તથા કૌરવ પણ પોતાના તંબુમાં જઇ બેઠા.

**ततः स्वशिबिरं गत्वा न्यविशंस्तत्र भारत ।**
**पांडवाः सृंजयैः सार्धं कुरवश्च यथाविधि ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि पंचमदिवसावहारे गुर्जरभाषायां चतुःसप्ततितमोऽध्यायः ॥ ७४ ॥**

## અધ્યાય ૭૫ મો. છઠ્ઠા દિવસનું યુદ્ધ.

**संजय उवाच--तेविश्रम्य ततो राजन् सहिताः कुरुपांडवाः ।**
**व्यतीतायां तु शर्वर्यां पुनर्युद्धाय निर्ययुः ॥ १ ॥**

સંજય કહે છે–હે રાજન ! રાત્રિએ વિસામો લઇ સવારના પહોરમાં એકઠા મળેલા કૌરવ તથા પાંડવો ફરીથી યુદ્ધ વાસ્તે નીકળ્યા. હે ભારત ! તે સમે તમારી તરફના તથા વિપક્ષ તરફના જોડાતા ઉત્તમ રથોનો, તૈયાર થતા હસ્તિયોનો, બખતર પહેરતા પાયદલોનો ઘોડાઓનો, શંખ તથા દુંદુભીનો બીજા શબ્દ સાથે મળેલો ચોતરફથી મોટો અવાજ થતો હતો. તે વખતે યુધિષ્ઠિર રાજાએ, ધૃષ્ટદ્યુમ્નને કહ્યું કે, હે મહાબાહો ! શત્રુને નાશ કરે એવા મકર વ્યૂહની રચના કરો. એવાં તેમનાં વચન સાંભળી રથીમાં શ્રેષ્ઠ મહારથી ધૃષ્ટદ્યુમ્ને રથિયોને આજ્ઞા કરી તેથી દ્રુપદ રાજા તથા પાંડુ પુત્ર અર્જુન મકર વ્યૂહનું મસ્તક, સહદેવ તથા મહારથી નકુળ બે નેત્ર, મહા બળવાન ભીમસેન મુખ, અભિમન્યુ, દ્રૌપદીના પાંચ પુત્ર, રાક્ષસ ઘટોત્કચ, સાત્યકિ તથા ધર્મરાજ ગ્રીવા, ધૃષ્ટદ્યુમ્ન સહિત મોટી સેનાએ વિંટાએલા સેનાપતિ વિરાટ રાજા પૃષ્ઠ ભાગ થયા. પાંચ ભાઇયોને કેકય રાજા ડાબા પક્ષનો આશ્રય કરી રહ્યા. મનુષ્યમાં સિંહરૂપ ધૃષ્ટકેતુ તથા પરાક્રમી ચેકિતાન જમણી બાજુના પક્ષનો આશ્રય કરી વ્યૂહની રક્ષા વાસ્તે રહ્યા. મોટી સેનાએ વિંટાએલો સો વર્ષનો વૃદ્ધ મહારથી કુંતિભોજ રાજા બે પગ વિષે રહ્યો. સોમકોએ વિંટાએલો મોટા ધનુષવાળો બળવાન શિખંડી તથા ઇરાવાન, મકર વ્યૂહના પૂચ્છ વિષે ઉભા રહ્યા. હે ભારત ! હે મહારાજ ! એ રીતે યુદ્ધ વાસ્તે કવચ પહેરેલા પાંડવો મોટો વ્યૂહ રચી સુર્યોદય વખતે યુદ્ધ કરવા વાસ્તે હસ્તિ, અશ્વ, રથ, પાયદળ, ઉંચા ધ્વજ, છત્ર તથા તીક્ષ્ણ નિર્મળ શસ્ત્ર સહિત કૌરવ સામે આવવા લાગ્યા. હે રાજન ! વ્યૂહ રચના કરી આવતા સૈન્યને જોઇ તમારા પિતા ભીષ્મે, તમારી સેનાનો ક્રૌંચ નામનો મોટો વ્યૂહ રચ્યો. તેનું મોટા ધનુષવાળા

દ્રોણાચાર્ય મુખ, અશ્વત્થામા તથા કૃપાચાર્ય બે નેત્ર, સર્વ ધનુષ ધરનારમાં શ્રેષ્ઠ મનુષ્યમાં ઉત્તમ કાંબોજ તથા શ્રેષ્ઠ બાહ્લિક સહિત કૃતવર્મા મસ્તક, હે મહારાજ ! ઘણા રાજાઓથી વિંટાએલો તમારો પુત્ર દુર્યોધન તથા શૂરસેન રાજા ગ્રીવા, સૌવીર તથા કેકય સહિત મોટી સેનાથી વિંટાએલો પ્રાગ્જ્યોતિષનો ભગદત્ત રાજા વક્ષસ્થળ, પોતાની સેના સહિત કવચ પહેરેલો પ્રસ્થળાપુરીનો રાજા સુશર્મા ડાબા પક્ષનો આશ્રય કરી રહ્યો. તુષાર, યવન તથા ચુચુપે સહિત શક નામના યવન રાજાઓ, વ્યૂહના દક્ષિણ પક્ષનો આશ્રય કરી રહ્યા. હે મારિષ ! શ્રુતાયુ, શતાયુ, સોમદત્તનો પુત્ર ભૂરિશ્રવા, એટલા રાજાઓ પરસ્પર રક્ષા કરતા વ્યૂહના કટિપશ્ચાપદ્દને વિષે રહ્યા. હે મહારાજ ! ત્યાર પછી સૂર્યોદય વખતે પાંડવો કૌરવ સાથે યુદ્ધ કરવા સારૂ આવ્યા, તે સમે મોટું યુદ્ધ થવા લાગ્યું. જેમાં હસ્તિઓ રથી સામે, રથિઓ હસ્તિ સામે; રથમાં બેસનારાઓ ઘોડેસ્વાર સામે, ઘોડેસ્વારો રથમાં બેસનાર સામે, ઘોડેસ્વારો ઘોડાઓ સામે, રથિઓ હાથી ઉપર બેસનાર સામે, ઘોડેસ્વારો રથીઓ તથા ઘોડેસ્વાર સામે, રથિઓ તથા ઘોડેસ્વારો પાયદળ સામે સંગ્રામમાં ક્રોધે કરી લડવા લાગ્યા. ભીમસેન, અર્જુન નકુળ, સહદેવ તથા બીજા મહારથિઓએ રક્ષા કરેલી પાંડવોની સેના, નક્ષત્રે કરી જેમ રાત્રિ શોભે તેમ શોભતી હતી. ભીષ્મ, કૃપાચાર્ય, દ્રોણાચાર્ય, શલ્ય તથા દુર્યોધનાદિકે કરી તમારી સેના પણ ગ્રહે કરી વિંટાએલા આકાશની પેઠે શોભતી હતી. પરાક્રમી કુંતિપુત્ર ભીમસેન દ્રોણાચાર્યને જોઇ વેગવાન અશ્વે કરી તેની સેના સામે ગયા. સંગ્રામમાં વખાણવા લાયક પરાક્રમી ક્રોધે ભરાયેલા દ્રોણાચાર્યે લોહમય નવ બાણ ભીમસેનના મર્મસ્થાનમાં માર્યા એ રીતે સંગ્રામમાં હણાએલા ભીમસેને, દ્રોણાચાર્યના સારથિને યમલોક પ્રત્યે મોકલી દીધો. તે વખતે પ્રતાપવાન દ્રોણાચાર્ય પોતે ઘોડાઓને પકડી, પાંડવની સેનાને અગ્નિ જેમ રૂના ઢગલાનો નાશ કરે તેમ નાશ કરવા લાગ્યા. એ રીતે દ્રોણ તથા ભીષ્મે મારવા માંડેલા કેકય સહિત મનુષ્યમાં ઉત્તમ સૃંજયો, નાસવા લાગ્યા ભીમ તથા અર્જુને ચોતરફથી હણેલું તમારૂં સૈન્ય, મદયુક્ત શ્રેષ્ઠ સ્ત્રીની પેઠે તે તે ઠેકાણે મોહ પામતું હતું. હે ભારત ! શ્રેષ્ઠ શૂરવીરનો જેમાં ક્ષય છે એવા સંગ્રામમાં બેઉ વ્યૂહ ભેદ પામ્યા. તમારા તથા તેમની તરફના સર્વ એકમેક થઇ ગયા એટલે માટે એક ઠેકાણે ઉભેલા સર્વ યુદ્ધ કરવા લાગ્યા. તમારા તથા પારકાઓનું મોટું આશ્ચર્ય અમોએ જોયું. હે વિશાંપતે ! મહા બળવાન પાંડવ તથા કૌરવો એક બીજાના અસ્ત્રોને વારી યુદ્ધ કરવા લાગ્યા.

**प्रतिसंवार्य चास्त्राणि तेन्योन्यस्य विशांपते ।**
**युयुधुः पांडवाश्चैव कौरवाश्च महाबलाः ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि षष्ठदिवसयुद्धारंभे गुर्जरभाषायां पंचसप्ततितमोऽध्यायः ॥ ७५ ॥**

## અધ્યાય ૭૬ મો. ધૃતરાષ્ટ્રને થયેલી ચિંતા.

**धृतराष्ट्र उवाच—एवं बहुगुणं सैन्यमेवं बहुविधं पुरा ।**
**व्यूढमेवं यथाशास्त्रममोघंचैव संजय ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય ! એ રીતે ઘણા ગુણવાળું, ઘણી તરેહનું શાસ્ત્ર પ્રમાણે વ્યૂહ રચના કરેલું, સફળ, આપણને ચહાનારૂં, પ્રસન્ન, નમ્ર, વ્યસન રહિત, પૂર્વે પરાક્રમ જોએલું, વળી જે અત્યંત વૃદ્ધ, બાળક, દુર્બળ તથા પુષ્ટ એવા યોદ્ધાઓથી રહિત, અને જલદી કામ કરનાર, લાંબા, બળવાન્, તથા રોગ રહિત એવા યોદ્ધાઓથી યુક્ત, અને કવચ તથા શસ્ત્ર ધરનાર, ઘણા શસ્ત્ર સમુદાયવાળું, ખડ્ગ, બાહુ, ગદા, સાંગ્ય, ભાલા, લોઢાની ગદા, ગોફણ, શક્તિ, મુસળ, કંપન નામનાં શસ્ત્ર, ધનુષ, કણપ નામનાં શસ્ત્ર તથા વિચિત્ર પ્રકારના મુષ્ટિયુદ્ધમાં સમર્થ વિદ્યાઓમાં કુશળ, કસરતમાં શ્રેષ્ઠ કરેલું, શસ્ત્ર ધરવાની સર્વ વિદ્યામાં શ્રદ્ધાવાળું, હસ્તિ ઉપર જલદી ચઢવું, તથા કૂદી ઉતરવું, ભાગવું, ફરવું, સારી રીતે પ્રહાર કરવો, સામે જવું તથા પાછા ફરવું, હાથી, ઘોડા તથા રથના વાહનમાં ઘણીવાર પરીક્ષા કરેલું, પરીક્ષા કરી યોગ્યતા પ્રમાણે પગાર આપી સંપાદન કરેલું, ભાષણથી, ઉપકારથી, કુટુંબીના નિમિત્તથી, મિત્રાઇથી તથા અકુળવાનના સ્વીકારે કરી રહિત ઘણાં મનુષ્યવાળું, શ્રેષ્ઠ, સંતોષવાળા સંબંધી તથા બાંધવવાળું, ઘણા ઉપકાર કરેલું, યશસ્વી અહંકારવાળું, ઇંદ્રાદિક દેવના ઘણાં કામ જોયેલા મુખ્ય સ્વજનોએ પાળેલું, લોકમાં વિખ્યાત, તથા સમ્મત ઘણા ક્ષત્રિયોએ રક્ષા કરેલું, પાછળ ચાલનાર તથા સૈન્ય સહિત ઇચ્છાથી આપણી પાસે આવેલા રાજાઓએ કરી ચોતરફથી આવતી નદિઓએ કરી પૂર્ણ સમુદ્ર સરખું, પાંખ રહિત તથાપિ ગતિએ કરી પક્ષી સરખા રથ તથા હસ્તિઓએ કરી વિંટાએલું, નાના પ્રકારના યોદ્ધારૂપ પાણીવાળું, ભયંકર વાહનરૂપ લહેરવાળું, ગોફણ, ખડ્ગ, ગદા, શક્તિ, બાણ તથા ભાલાથી સંકુલ, ધ્વજા તથા ભૂષણથી રત્નરૂપ વસ્ત્રવાળું, ઘણાક અશ્વ જેમાં દોડે છે એવું વાયુના વેગે કરી કંપતું, અપાર સાગરની પેઠે મોટું, તથા ગર્જના કરતું દ્રોણ, ભીષ્મ, કૃતવર્મા, કૃપાચાર્ય, દુઃશાસન, જયદ્રથ, ભગદત્ત, વિકર્ણ અશ્વત્થામા, શકુનિ, બાહ્લિક, ઇત્યાદિ લોકમાં વિખ્યાત, અત્યંત બળવાન, મહાત્મા શૂરવીરોએ રક્ષા કરેલું, આપણું સૈન્ય સંગ્રામમાં નાશ પામે છે એ અમારૂં અદૃષ્ટથીજ, એમાં સંશય નહીં. કારણ, હે સંજય ! આવા મોટા ઉદ્યોગને પૃથ્વીમાં મોટા ભાગ્યવાળા પ્રાચીન ઋષિઓ તથા મનુષ્યોએ પૂર્વે જોયો ન હતો. શસ્ત્ર સંપત્તિ સંયુક્ત આપણો સૈન્ય સમુદાય એવો છે તોપણ સંગ્રામમાં હણાય છે એનું કારણ ભાગ્ય વિના બીજું કાંઇ નથી. હે સંજય ! આપણું આવું ભયંકર સૈન્ય, પાંડવોને સંગ્રામમાં નથી જીતી શકતું તેથી આ બધું ઉલટું ભાસે છે આવું મોટું મારૂં સૈન્ય હણાય છે તેથી હું એમ જાણું છું કે, પાંડવ વાસ્તે જરૂર દેવતા પણ ત્યાં આવી મારા સૈન્ય સામે યુદ્ધ કરે છે. વિદુરે મારા હિતરૂપ પથ્ય વચન મને કહ્યાં હતાં, પણ મંદબુદ્ધિવાળા મારા પુત્ર દુર્યોધને તે ગ્રહણ કર્યાં નહીં. હે તાત ! તે સર્વજ્ઞ મહાત્મા વિદુરે પૂર્વે કહ્યું હતું તે સૌ આવી મળ્યું. તેણે પૂર્વેજ આ જોયું હતું અથવા એ રીતે અવશ્ય થવાનુંજ હતું, કારણ કે પૂર્વે વિધાતાએ લખ્યું છે તે અન્યથા થતું નથી.

अथवा भाव्यमेवंहि संजयैतेन सर्वथा ।
पुराधात्रायथासृष्टं तत्तथानैतदन्यथा ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि धृतराष्ट्रचिंतायां गुर्जरभाषायां षट्सप्ततितमोऽध्यायः ॥ ७६ ॥

## અધ્યાય ૭૭ મો. દ્રોણે કરેલું પરાક્રમ.

**संजय उवाच—आत्मदोषात्त्वया राजन् प्राप्तं व्यसनमीदृशं ।
नहि दुर्योधनस्तानि पश्यते भरतर्षभ ॥ १ ॥**

સંજય કહે છે—હે રાજન્! હે ભરતર્ષભ! પોતાના દોષથી આ દુઃખ તમને પ્રાપ્ત થયું છે, કારણ તમારા ધર્મનો સંકર કરનાર પાપ તમે જાણુતા હતા, દુર્યોધન જાણુતો ન હતો. હે વિશાંપતે! પૂર્વે દ્યૂત પ્રવર્ત્તમાન થયું તે પણ તમારા દોષથીજ, માટે પાંડવ સાથે યુદ્ધ પ્રવર્ત્તમાન થયું તેનું કારણ પણ તમેજ છો. પાપ કરી હાલ ફળ પણ તમેજ ભોગવો છો. પોતાનું કરેલું કર્મ આ દેહે, વા મરણ પછી પરલોકમાં પણ પોતેજ ભોગવવાનું છે. તે પ્રમાણે તમને પ્રાપ્ત થયું છે માટે આ મોટા દુઃખને પામી સ્થિર થઇ, જેવી રીતે યુદ્ધ પ્રવર્ત્તમાન થાય તેવી રીતે હું કહું તે સાંભળો. શૂરવીર તથા મહારથી ભીમસેન, તીક્ષ્ણ બાણે કરી મોટી તમારી સેનાને ભેદી દુઃશાસન, દુર્વિષહ, દુઃસહ, દુર્મદ, જય, જયત્સેન, વિકર્ણ, ચિત્રસેન, સુદર્શન, ચારૂચિત્ર, સુંદર કવચવાળા દુષ્કર્ણ તથા કર્ણ એટલાએ અને બીજા પણ અત્યંત ક્રોધે ભરાયેલા ત્યાં ઉભેલા મહારથી તમારા પુત્રોને જોઇ ભીષ્મે રક્ષા કરેલી સેનામાં પેઠા, તેને જોઇ તમારી તરફના સર્વ બોલ્યા કે, જીવ ગ્રહણ કરનાર આને આપણે સર્વ મળી નિગ્રહ કરીએ, એમ નિશ્ચય કરી ચોતરફથી તેને વિંટી લીધો. તે સમે પ્રજા સંહાર કરવા વખતે ક્રૂર એવા મોટા ગ્રહે કરી જેમ સૂર્ય વિંટાય તેમ ભાઇઓએ કરી વિંટાયેલો તે સૈન્યના મધ્યમાં જઇને પણ દેવાસુર સંગ્રામમાં સૈન્યના મધ્યમાં ગયેલા ઇંદ્રની પેઠે ભયને પ્રાપ્ત થયો નહીં. તીક્ષ્ણ બાણ ફેંકતા તમારી તરફના હજારો રથિઓએ ચોતરફથી તેને વિંટી લીધો. તે વખતે સંગ્રામમાં શૂરવીર તે કંઇ વિચાર ન કરતાં તમારી તરફના શૂરવીર યોદ્ધાઓ, હસ્તિ, અશ્વ, રથ તથા ઘોડેસ્વારોને એકદમ મારવા લાગ્યો. હે રાજન્! અહંકારવાળો ભીમસેન, પોતાને મારવાને ઇચ્છતા ભાઇયોનો અભિપ્રાય જાણી, બધાને મારવાનો વિચાર કરી રથમાંથી નીચે ઉતરી હાથમાં ગદા લઈ તમારા સૈન્ય સમુદાયરૂપ મોટા સમુદ્રને ભેદવા લાગ્યો. તે વખતે પૃષત્ ગોત્રમાં ઉત્પન્ન થયેલો પુરૂષમાં શ્રેષ્ઠ ધૃષ્ટદ્યુમ્ન દ્રોણને મૂકી જ્યાં સૈન્ય સહિત શકુનિ હતો ત્યાં વેગથી આવી તમારી સેનાને વારી રાખી, સંગ્રામમાં ભીમસેનના રથ પાસે જઈ તેને શૂન્ય જોઇ, ખેદયુક્ત મનવાળો ચેતન રહિત થયેલો તે આવતાં અશ્રુને રૂંધી નિઃશ્વાસ મૂકતાં દુઃખથી અશોક નામના તેના સારથિને કહેવા લાગ્યો કે, મારા પ્રાણથી પણ મને અધિક પ્રિય ભીમસેન ક્યાં છે? હાથ જોડી વિશોકે તેને કહ્યું કે આ સ્થાનકે મને ઉભો રાખી બળવાન પરાક્રમી પુરૂષમાં સિંહરૂપ પાંડુ પુત્ર ભીમસેન, 'હે સૂત! જ્યાં સુધી મને મારવા તૈયાર થયેલાઓને હણી હું આવું ત્યાં સુધી બે ઘડી અશ્વને નિયમમાં રાખી મારી વાટ જો,' એમ પ્રીતિયુક્ત વચન કહી દુર્યોધનના સૈન્યરૂપ મોટા સમુદ્રમાં પેઠો છે. હાથમાં ગદા લઇ સૈન્યમાં દોડી આવતા તેને જોઇ દુર્યોધન તરફના સર્વ સૈનિકોને મોટો હર્ષ થયો. હે રાજન્! ભયંકર સંગ્રામમાં તેમના વ્યૂહને ભેદી ભીમસેન તેમાં પેઠો વિશોકનાં વચન સાંભળી પૃષત્ગોત્રમાં ઉત્પન્ન થયેલા મહા બળવાન ધૃષ્ટદ્યુમ્ન, રણસંગ્રામના મધ્યમાં વિશોક સારથિને કહેવા લાગ્યો કે, હે સૂત! આ સમયે ભીમસેનને રણમાં મૂકી પાંડવ સાથે

સ્નેહનો ત્યાગ કરી, મારે જીવવાનું પ્રયોજન નથી. સંગ્રામમાં હું તથા ભીમસેન એક સ્થાનકે રહેનારા ને આ વખતે ભીમસેન વિના હું જઇશ, તો ક્ષત્રિયો મને શું કહેશે. સહાયભૂતનો ત્યાગ કરી પોતે કુશળતાથી ઘેર જાય, તેનું ઇંદ્રાદિક દેવતાઓ પણ અકલ્યાણ કરે છે. મહા બળવાન ભીમસેન મારા સખા સંબંધી તથા મારે વિષે ભક્તિમાન છે, તેમજ શત્રુને નાશ કરનાર તેને વિષે હું પણ ભક્તિમાન છું, માટે જ્યાં ભીમસેન ગયા છે ત્યાં હું જઇશ. હે વિશોક! ઇંદ્ર જેમ દૈત્યોને હણે તેમ શત્રુને હણતો મને જો. હે ભારત,! સારથિને આમ કહી શૂરવીર ગદાથી મંથન કરેલા હસ્તિઓએ ભીમસેનને માર્ગે સૈન્યની વચ્ચે ગયા. ત્યાં તેણે વાયુ જેમ વૃક્ષોનો નાશ કરે તેમ શત્રુ સૈન્યનો નાશ કરતાં તેને જોયો. એ રીતે વિચિત્ર તરેહથી યુદ્ધ કરનાર કુશળ ભીમસેને મારવા માંડેલા રથી, ઘોડેસ્વાર, પાયદળ તથા હસ્તિઓ મોટો પીડિત સ્વર કરવા લાગ્યા. તે સમે તમારા સૈન્યમાં મોટો હાહાકાર થતો હતો. હે શત્રુને તપાવનાર! અસ્ત્ર શીખેલા ભય રહિત તમારી તરફના સર્વ યોદ્ધાઓએ, શસ્ત્રની વૃષ્ટિ કરતાં ભીમસેનને ચોતરફથી વિંટી લીધા. એ રીતે ચોતરફથી ભયંકર સૈન્યે વિંટેલા શસ્ત્ર ધરનારમાં શ્રેષ્ઠ સામે દોડતા ભીમસેનને જોઇ લોકમાં શૂરવીર બળવાન પૃષત્ ગોત્રમાં ઉત્પન્ન થયેલો મહાત્મા ધૃષ્ટદ્યુમ્ન, બાણે કરી ક્ષત થયેલા અંગવાળા પાયદળ ક્રોધરૂપી વિષને વમન કરતા ગદાયુક્ત હસ્તવાળા પ્રલય સમયના કાળ સરખા તેની પાસે જઇ, આશ્વાસના કરી જલદીથી શલ્ય રહિત કરી મળી ભેટી પોતાના રથમાં બેસાડી શત્રુના મધ્યમાં ફરીથી તેની આશ્વાસના કરવા લાગ્યા. મોટા વિમર્દવાળા સંગ્રામમાં તમારા પુત્ર દુર્યોધને પોતાના ભાઇઓ પાસે આવી તેમને કહ્યું કે, વૃદ્ધ બુદ્ધિવાળો આ દ્રુપદનો પુત્ર. ભીમસેન સામે આવ્યો, માટે તેની સામે સર્વ સૈન્ય સહિત આપણે જઇએ, પણ શત્રુ તમારા સૈન્યની પ્રાર્થના માં કરો. એવાં દુર્યોધનનાં વચન સાંભળી મોટા ભાઇની આજ્ઞાથી ધૃષ્ટદ્યુમ્નને, ન સહન કરી શકતા તમારા શૂરવીર બીજા પુત્ર, અસ્ત્ર ગ્રહણ કરી રથના પાટાના શબ્દથી પૃથ્વીને કંપાવતાં, પ્રલય સમયના ઉગ્ર કેતુની પેઠે તેને મારવા ઉગામેલા આયુધવાળા તૈયાર થયા અને મેઘ જેમ પર્વતો ઉપર ઘણાક જળનો વરસાદ કરે તેમ તે દ્રુપદ પુત્ર ઉપર બાણનો વરસાદ કરવા લાગ્યા. સંગ્રામમાં વિચિત્ર તરેહથી યુદ્ધ કરનાર તે. અત્યંત તીક્ષ્ણ બાણે કરી તેમના બાણોને કાપી કાંઇ પણ વ્યથા પામ્યો નહીં. મહારથી યુવાવસ્થાવાળા અને દૈત્યો ઉપર જેમ ઇંદ્ર કોપે તેમ તમારા પુત્રો ઉપર કોપેલા દ્રુપદ પુત્રે, પોતાને મારવા વાસ્તે ચારે તરફ તૈયાર થઈ ઉભેલા શૂરવીર તમારા પુત્રોને જોઇ તેમને મારવાની ઇચ્છાથી મોહનાસ્ત્ર મૂક્યું. હણાયાં છે બુદ્ધિ તથા બળ જેમનાં એવા તમારી તરફના શૂરવીરો સંગ્રામમાં મોહ પામી ગયા. વિપરીતકાળ આવેલાની પેઠે સંજ્ઞા રહિત તથા મોહયુક્ત તમારા પુત્રને જોઇ અશ્વ, હસ્તિ તથા રથ સહિત તમારી તરફના સર્વ નાસવા લાગ્યા, એટલામાં શસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ દ્રોણાચાર્યે દ્રુપદ પાસે જઇ ત્રણ તીક્ષ્ણ બાણે કરી તેને વિંધ્યો. હે રાજન્! તે સમે તેણે અત્યંત વિંધેલો તે રાજા પૂર્વનું વેર યાદ કરી ત્યાંથી દૂર ખસી ગયો. એ રીતે દ્રુપદને જીતી પ્રતાપવાન દ્રોણાચાર્યે શંખ વગાડ્યો. એ શબ્દને સાંભળી સર્વ સોમકો ત્રાસ પામવા લાગ્યા. પછી શસ્ત્ર ધરનારમાં શ્રેષ્ઠ તેજસ્વી દ્રોણાચાર્યે, મોહનાસ્ત્રે કરી મોહ પામેલા તમારા પુત્રોને સાંભળી જલદી મોટા ધનુષવાળા પ્રતાપવાને ત્યાં જઇ સંગ્રામમાં વિચરતા ધૃષ્ટદ્યુમ્ન તથા ભીમસેનને અને મોહ

પામેલા તમારા પુત્રોને જોઇ પ્રજ્ઞાસ્ત્ર ગ્રહણ કરી મોહનાસ્ત્રને નાશ પમાડયું, પાછા આવ્યા છે પ્રાણ જેમાં એવા મહારથી તમારા પુત્ર પાછા ભીમસેન તથા ધૃષ્ટદ્યુમ્ન સાથે યુદ્ધ કરવા લાગ્યા. તેટલામાં યુધિષ્ઠિર રાજાએ પોતાના સૈનિકોને બોલાવીને કહ્યું કે, શક્તિ પ્રમાણે યુદ્ધ કરવા કવચ પહેરેલા શૂરવીર અભિમન્યુ આદિને લઇ, બાર રથોએ ભીમસેન તથા ધૃષ્ટદ્યુમ્નની પાછળ જાઓ. કારણ તેમ ન કરવાથી મારૂં મન પ્રસન્ન થતું નથી, માટે તે રીતે પ્રવૃત્તિ કરો. યુધિષ્ઠિરની આજ્ઞા મસ્તક ઉપર ચઢાવી, પરાક્રમથી યુદ્ધ કરનાર પુરૂષપણાના માનવાળા શુરવીર સર્વ, 'ઠીક બહુ સારૂં' એમ કહી મધ્યાન્હના સૂર્ય થયા તે વખતે કેકય, દ્રૌપદીના પાંચ પુત્ર તથા પરાક્રમી ધૃષ્ટકેતુ મોટી સેના સહિત અભિમન્યુને આગળ કરીને ત્યાં ગયા. શત્રુને દમન કરનાર સંગ્રામમાં સૂચીમુખ નામનો વ્યૂહ કરી તમારી રથ સૈનાને ભેદવા લાગ્યા. હે જનાધિપ ! અભિમન્યુ છે મુખ્ય જેમાં એવા મોટા ધનુષવાળા તે સર્વને જોઇ ભીમસેનના ભયયુક્ત તથા ધૃષ્ટદ્યુ ને મોહ પમાડેલી તમારી સેના મદ તથા મૂર્છાયુક્ત છે આત્મા જેનો, એવી માર્ગમાં ઉભેલી સ્ત્રીના પેઠે તેમને વારવા સમર્થ થઈ નહીં. તે સમે સુવર્ણથી શોભતી ધ્વજાવાળા મોટા ધનુષયુક્ત ભીમસેન તથા ધૃષ્ટદ્યુમ્નનું રક્ષણ કરવા દોડયા. તે બેઉ મોટા ધનુષવાળા અભિમન્યુ આદિ સર્વને જોઇ, હર્ષયુક્ત થઇ તમારી સેનાને મારવા લાગ્યા. હે ભારત ! તેટલામાં શૂરવીર ધૃષ્ટદ્યુમ્ન પોતાના સામે જલદી આવતા ગુરૂ દ્રોણાચાર્યને જોઇ તમારા પુત્રોને મારવાની ઇચ્છા ન રાખતાં, કૈકેયના રથમાં ભીમસેનને બેસાડી બાણ તથા અસ્ત્રના પાર પામેલા દ્રોણની સામે ક્રોધથી દોડયો. સામે આવતા તેને જોઇ પ્રતાપવાન શત્રુને નાશ કરનાર દ્રોણાચાર્યે ક્રોધથી બાણે કરી તેનું ધનુષ કાપી નાખ્યું, દુર્યોધનના હિત વાસ્તે 'આનું અન્ન ખાધું છે' એમ યાદ કરી તેણે બીજા હજારો બાણ તેના ઉપર નાખ્યા. પર શૂરવીરને હણનાર પૃષત્ ગોત્રમાં ઉત્પન્ન થયેલા ધૃષ્ટદ્યુમ્ને બીજું ધનુષ ગ્રહણ કરી સુવર્ણના પુંખવાળા, શિલા ઉપર તીક્ષ્ણ કરેલા વીશ બાણે દ્રોણને વિંધ્યા. વળી શત્રુને નાશ કરનાર દ્રોણાચાર્યે તેનું ધનુષ કાપી ઉત્તમ ચાર બાણે કરી તેના ચાર ઘોડાઓને યમલોકમાં મોકલી ભલ્લ નામના એક બાણે તેના સારથિને પણ મૃત્યુ પમાડયો. મહારથી તથા મહાબાહુ તે, હણાએલ અશ્વવાળા રથ નીચે ઉતરી અભિમન્યુના મોટા રથમાં બેઠો. રથ, હસ્તિ, તથા અશ્વ સહિત પાંડવની સેના, ભીમસેન તથા ધૃષ્ટદ્યુમ્ન જોતાં કંપવા લાગી. ઘણા તેજવાળા દ્રોણાચાર્યે ભંગાણ પાડેલા સૈન્યને બધા મહારથિઓ વારવાને સમર્થ થયા નહીં. દ્રોણાચાર્યે તીક્ષ્ણ બાણે કરી હણવા માંડેલું તે સૈન્ય ક્ષોભ પામેલા સદ્રમુની પેઠે આમ તેમ ભમતું હતું. હે ભારત ! તે રીતના સૈન્યને જોઇ તમારૂં સૈન્ય પ્રસન્ન થતું હતું, અને શત્રુની સેના પ્રત્યે અત્યંત ક્રોધ પામી પડતા આચાર્યને જોઈ ચોતરફ તમારી તરફના યોદ્ધાઓ 'સાધુ સાધુ' એમ બોલતા હતા.

दृष्ट्वाचार्यं सुसंक्रुद्धं पतंतं रिपुवाहिनीं ।
चक्रुशुः सर्वतो योधाः साधुसाध्विति भारत ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि संकुलयुद्धेद्रोणपराक्रमे गुर्जरभाषायां सप्तसप्ततितमोऽध्यायः ॥ ७७ ॥

## અધ્યાય ૭૮ મો. સંકુલ યુદ્ધ.

**संजय उवाच—ततो दुर्योधनो राजा मोहात्प्रत्यागतस्तदा ।**
**शरवर्षैः पुनर्भीमं प्रत्यवारयदच्युतं ॥ १ ॥**

સંજય કહે છે—હે રાજન્! પછી દુર્યોધન રાજાએ મોહથી સામે આવી પાછા હઠે નહીં એવા ભીમસેન ઉપર ફરીથી બાણુનો વરસાદ કર્યો. તેટલામાં મહારથી તમારા પુત્ર એકઠા મળી તૈયાર થઇ ભીમસેન પાસે જઈ યુદ્ધ કરવા લાગ્યા. મહાબાહુ ભીમસેને પાછા પોતાના રથ પર ચઢી જતાં તમારો પુત્ર દુર્યોધન હતો ત્યાં જઈ મોટા વેગવાળું માર-વાના સાધનરૂપ દઢ ધનુષ સજ્જ કરી બાણે કરી તેને વિંધ્યો. દુર્યોધન રાજાએ પણ મહા બળવાન ભીમસેનને અત્યંત તીક્ષ્ણ લોહમય બાણે કરી મર્મસ્થાનમાં વિંધ્યો. ધનુષ ધારણ કરનાર તમારાં પુત્રે અત્યંત વિંધેલા મોટા ધનુષવાળા ક્રોધથી અત્યંત લાલ નેત્રવાળા તેણે પણ ધનુષ ખેંચી ત્રણ બાણે કરી, દુર્યોધનના બે બાહુ તથા વક્ષસ્થળ વિંધ્યાં. તે સમે સંગ્રામમાં શિખરે કરી મોટા પર્વત શોભે તેમ તે શોભતો હતો. સંગ્રામમાં ક્રોધથી પર-સ્પર મારતા તે બેઉને જોઈ ત્યાગ કર્યું છે જીવિત જેણે એવા દુર્યોધનથી નાન શૂરવીર ભાઇઓ ભયંકર કર્મવાળા ભીમસેનને નિગ્રહ કરવાના પૂર્વે કરેલા વિચારને યાદ કરી બરાબર નિશ્ચય કરી નિગ્રહ કરવા તૈયાર થયા. હે મહારાજ! સંગ્રામમાં પોતા સામે આવતા તેમને જોઇ મહા બળવાન ભીમસેન, હસ્તિઓ સામે જેમ હસ્તિ જાય તેમ તેમની સામે જવા લાગ્યા. હે ભારત! અત્યંત કોપેલા મોટા યશવાળા તેજસ્વી તેણે લોહમય બાણુ ચિત્રસેન નામના તમારા પુત્ર ઉપર નાખી સુવર્ણના પુંખવાળા, પાયેલા અનેક તરેહના બાણુ બીજા તમારા પુત્રોને પણ માર્યા. અભિમન્યુ આદિ લઇને તે બાર મહાર-થિઓ સંગ્રામમાં સૈન્યોને ચોતરફથી મારી ધર્મરાજની આજ્ઞાથી ભીમસેનની પાછળ આવી મહા બળવાન એવા તમારા પુત્રોની સામે લડવા લાગ્યા. સૂર્ય તથા અગ્નિ સરખા તેજ-વાળા, શૂરવીર, ધનુષવાળા શોભતા અત્યંત પ્રકાશમાન સુવર્ણના મુકુટે કરી ઉજ્વળ એવા રથમાં બેઠેલા તે સર્વને જોઈ મહા બળવાન તમારા પુત્રોએ સંગ્રામમાં ભીમસેનને છોડી દીધા. 'આ જીવતા પાછા જાય છે' એમ જાણી તમારા પુત્રોને સહન ન કરી શકતો કુંતિપુત્ર ભીમસેન તેમની પાછળ જઇ તમારા સર્વ પુત્રને પીડા પમાડવા લાગ્યો. સંગ્રા-મમાં ભીમસેન તથા પૃષતગોત્રમાં ઉત્પન્ન થયેલા ધૃષ્ટદ્યુમ્ન સાથે મળેલા અભિમન્યુને જોઇ તમારા સૈન્યના દુર્યોધનાદિ મહારથિઓ ધનુષ ગ્રહણ કરી, અત્યંત વેગવાળા અશ્વે કરી જ્યાં તેમના રથ હતા ત્યાં ગયા. હે મહારાજ! પછી અપરાન્હ વખતે તમારા તથા બળ-વાન સામાવાળાઓનો મોટો સંગ્રામ પ્રવર્તમાન થયો. તેમાં અભિમન્યુએ વિકર્ણના ઘોડા-ઓને મારી તેની ઉપર પચ્ચીસ બાણુ નાખ્યા. હે ભારત! તે સમે મહારથી વિકર્ણ, હણાએલ ઘોડાવાળા રથને મૂકી ચિત્રસેનના રથમાં ચઢી બેઠો. હે ભારત! એક રથમાં બેઠેલા કુળને વધારનાર તે બે ભાઇઓએ અર્જુન પુત્ર અભિમન્યુને બાણુના સમુદાયથી ઢાંકી દીધો. તે સમે ચિત્રસેન તથા વિકર્ણે લોહમય પાંચ બાણે કરી અભિમન્યુને વિંધ્યો, પણ અર્જુન પુત્ર કંપાયમાન ન થતાં મેરૂપર્વતની પેઠે દઢ ઉભો રહ્યો. હે મારિષ! હે રાજેંદ્ર! દુઃશાસન તો સંગ્રામમાં કેકય નામના પાંચ ભાઇઓ સાથે યુદ્ધ કરવા લાગ્યો, તે મોટું

આશ્ચર્ય સરખું થયું. હે વિશાંપતે ! સંગ્રામમાં દ્રૌપદીના પાંચ પુત્રોએ સર્પ જેવા બાણે કરી તમારા પુત્ર દુર્યોધનને વારી રાખ્યો. હે રાજન ! કોઈથી સહન ન થાય એવા તમારા પુત્ર દુર્યોધને પણ સંગ્રામમાં તીક્ષ્ણ બાણે કરી દ્રૌપદીના પાંચ પુત્રોને જૂદા જૂદા માર્યા. તેઓએ પણ વિંધેલો રૂધિરે કરી અત્યંત આર્દ્ર દુર્યોધન, ગૈરિકાદિ ધાતુ મિશ્રિત ઝરણાંએ કરી પર્વત શોભે તેમ શોભતો હતો. હે રાજન ! બળવાન ભીષ્મ પણ સંગ્રામમાં પાંડવની સેનાને, ગોવાળ જેમ પશુઓને મારે તેમ મારવા લાગ્યા. હે વિશાંપતે ! તે વખતે શત્રુને હણતા અર્જુનના ગાંડીવનો શબ્દ સેનાની દક્ષિણ બાજુમાં થતો હતો. તે સંગ્રામમાં કૌરવ તથા પાંડવના સૈન્યમાં ચોતરફથી માથા વગરનાં ધડ પડતાં હતાં. રૂધિરરૂપ જળવાળા, બાણરૂપ ધુંમરીયુક્ત, હસ્તિરૂપ બેટવાળા તથા અશ્વરૂપ લહેરવાળા તે સૈન્ય સમુદ્રને પુરૂષમાં સિંહરૂપ શૂરવારો, રથરૂપ વહાણે કરી તરી જતા હતા. હાથ કપાઇ ગયેલા કવચ રહિત પ્રાણ વગરના હજારો ઉત્તમ પુરૂષો તે તે ઠેકાણે પડેલા દેખાતા હતા. હે ભરતશ્રેષ્ઠ ! રૂધિરના ઓઘથી વ્યાપ્ત, હણાએલા મત્ત હસ્તિઓએ કરી રણભૂમિ પર્વતવાળી પૃથ્વીની પેઠે શોભતી હતી. હે ભારત ! તે સંગ્રામમાં તમારી તરફના તથા તેમનું આશ્ચર્ય અમોએ જોયું, જે બેઉ સેનામાં યુદ્ધની આકાંક્ષા ન કરે એવો કોઇ પણ પુરૂષ ન હતો. એ રીતે મોટા યશને તથા યુદ્ધમાં જયને ઇચ્છતા તમારી તરફના શૂરવીર પાંડવો સાથે યુદ્ધ કરતા હતા.

**एवं युयुधिरे वीराः प्रार्थयानामहद्यशः ।**
**तावकाः पांडवैः सार्धमाकांक्षंतो जयं युधि ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि संकुलयुद्धे गुर्जरभाषायां अष्टसप्ततितमोऽध्यायः ॥ ७८ ॥**

## અધ્યાય ૭૯ મો. છઠ્ઠો દિવસ પત્યો.

**संजय उवाच—ततो दुर्योधनो राजा लोहितायति भास्करे ।**
**संग्रामरभसो भीमं हंतुकामोऽभ्यधावत ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! સૂર્ય લાલ થયા તે વખતે સંગ્રામમાં વેગવાન દુર્યોધન રાજા. ભીમને મારવાની ઇચ્છાથી તેની સામે દોડયો. પુરૂષમાં શૂરવીર દૃઢ વૈરવાળા તેને આવતો જોઈ અત્યંત ક્રોધે ભરાયલા ભીમસેને, આવી રીતે વચન કહ્યું કે, ઘણા વર્ષથી ઇચ્છા કરેલો વખત આજ પ્રાપ્ત થયો છે માટે જો તું રણસંગ્રામનો ત્યાગ નહીં કરે તો આજ હું તને મારીશ. આજ તને મારવાથી કુંતિનો, સમગ્ર વનવાસનો તથા દ્રૌપદીનો પરિકલેશ ટળશે. હે ગાંધારીનાં પુત્ર ! પૂર્વે મત્સરી થઇ પાંડવોનું તું અપમાન કરતો તો તે પાપના ફળરૂપ આવેલા દુઃખને હવે જો, પૂર્વે કર્ણ તથા શકુનિના મતનો આશ્રય કરી, 'આ પાંડવ છે' એ વિચાર ન કરતાં તારી ઇચ્છા પ્રમાણે કરતો હતો અને શ્રીકૃષ્ણ વિષ્ટિ કરવા આવ્યા તે વખતે તમારી પ્રાર્થના કરતા હતા તેમનું તેં અપમાન કર્યું, અને પ્રસન્ન થઇને ઉલૂક સાથે ખરાબ સંદેશો મોકલ્યો તે માટે પરિવાર તથા બંધુ સહિત તને મારી, પૂર્વે તેં જે પાપ કર્યાં છે તેની હું શાંતિ કરીશ. એમ કહી ભયંકર ધનુષ ખેંચી વારંવાર ફેરવી, મોટા વજ્ર સરખી કાંતિવાળા પ્રજ્વલિત અગ્નિની શિખા સરખા,

છત્રીશ બાણુ સાંધી દુર્યોધન ઉપર નાંખ્યા. બે બાણુથી ધનુષ તથા બે બાણે કરી સારથિને વિંધી, ચાર બાણે કરી તેના અશ્વોને યમપુરીમાં મોકલ્યા. વળી શત્રુને દમન કરનાર તેણે, અત્યંત ખેંચેલા બે બાણુથી તેનું છત્ર તથા છ બાણુથી પ્રજ્વલિત ઉત્તમ ધ્વજને કાપી નાંખ્યો. તમારો પુત્ર જોતાં તેણે મોટેથી સિંહનાદ કર્યો. તે વખતે શોભતો ધ્વજ, નાના પ્રકારના રત્ને કરી શોભતા રથમાંથી તત્કાળ, મેઘમાંથી વિજળી પડે તેમ પૃથ્વી ઉપર પડયો. સૂર્ય સરખા પ્રજ્વલિત મણિમય હસ્તિના ચિન્હવાળા કપાયેલા :દુર્યોધનના ધ્વજને સર્વ રાજાઓ જોતા હતા. વળી મહારથી ભીમસેને હસતાની પેઠે, અંકુશે કરી મોટા હસ્તિને વિંધે તેમ દશ બાણે કરી તે શૂરવીરને વિંધ્યો. તેટલામાં રથીમાં શ્રેષ્ઠ મહારથી સત્પુરૂષે વિંટાયેલો રાજા જયદ્રથ, દુર્યોધનની પાછળ આવી તેની રક્ષા કરવા લાગ્યો. હે રાજન્ ! રથીમાં શ્રેષ્ઠ કૃપાચાર્યે, ઘણા પરાક્રમવાળા ક્રોધી દુર્યોધનને પોતાના રથમાં બેસાડયો. સંગ્રામમાં ભીમસેને વિંધેલો તેથી અત્યંત વ્યથા પામેલો દુર્યોધન રાજા રથમાં એક બાજુ બેસી ગયો. ભીમસેનને જીતવાની ઈચ્છાવાળા જયદ્રથે, હજારો રથે કરી તેને વિંટી તેની દિશાઓ રોકી રાખી. હે રાજન્ ! તે વખતે ધૃષ્ટકેતુ, પરાક્રમી અભિમન્યુ, કેકય તથા દ્રૌપદીના પાંચ પુત્ર, તમારા પુત્રો સાથે યુદ્ધ કરતા હતા. હે રાજન્ ! ચિત્રસેન, સુચિત્ર, ચિત્રાંગ, ચિત્રદર્શન, ચારૂચિત્ર, સુચારૂ, નંદ તથા ઉપદનંદક. વગેરે મોટા ધનુષવાળા યશસ્વી સુકુમાર એવા આઠ જણે અભિમન્યુના રથને ઘેરી લીધો. અભિમાની અભિમન્યુએ પણ અકેકને ગ્રંથી વગરના તીક્ષ્ણ વજ્ર તથા મૃત્યુ જેવા વિચિત્ર પ્રકારના આયુધમાંથી નિકળેલા પાંચ બાણે કરી વિંધ્યા. આવતા તેના બાણોને સહન ન કરી શકતા તે સર્વે, રથીમાં ઉત્તમ અભિમન્યુ ઉપર મેઘ જેમ મેરૂ પર્વત ઉપર જળનો વરસાદ કરે તેમ તીક્ષ્ણ બાણુનો વરસાદ કરવા લાગ્યા. તોપણ હે મહારાજ ! સંગ્રામમાં પીડા પામતા અસ્ત્ર શીખેલા યુદ્ધમાં દુર્મદ અભિમન્યુએ, દેવાસુર યુદ્ધમાં ઇંદ્રે જેમ મોટા અસુરને કંપાવ્યા હતા તેમ તમારા પુત્રોને કંપાવ્યા. હે ભારત ! રથીમાં શ્રેષ્ઠ પરાક્રમી તેણે, સંગ્રામમાં નાચતા હોય નહીં તેની પેઠે સર્પ સરખા ભલ્લ નામના ચૌદ બાણુ, વિકર્ણ ઉપર નાખી તેના રથના ધ્વજ, સારથિ તથા ઘોડાઓને પાડયા. વળી અત્યંત ક્રોધે ભરાયેલા મહા બળવાન તેણે, પાયેલા, અખંડિત અગ્ર ભાગવાળા શિલા ઉપર તીક્ષ્ણ કરેલા બીજા બાણુ તેની ઉપર નાખ્યા. ગૃધ્ર તથા મયૂરના પીંછવાળા સુવર્ણના પુંખ તથા અગ્રભાગથી શોભતા જે, તેના દેહને ભેદી પ્રજ્વલિત સર્પની પેઠે પૃથ્વીમાં પેસી ગયા. વિકર્ણના રૂધિરથી આર્દ્ર તે, જાણે રૂધિર વમન કરતા હોય નહીં તેવા દેખાતા હતા. એ રીતે ભેદાયલા વિકર્ણને જોઈ તેના બીજા ભાઇઓ, રથમાં બેઠેલા અભિમન્યુ આદિ સામે દોડી યુદ્ધમાં દુર્મદ ક્રોધથી તેની સામે યુદ્ધ કરવા લાગ્યા. તેટલામાં દુર્મુખે સાત બાણે કરી શ્રુતકર્માને વિંધી, એક બાણે કરી એના ધ્વજને કાપી સાત બાણે કરી સારથિને પાડી, સુવર્ણથી શોભતા વાયુ સરખા વેગવાળા ઘોડાઓને પણ છ બાણે કરી માર્યા. હણાયેલ અશ્વવાળા રથમાં બેઠેલા મહારથી શ્રુતકર્માએ, ક્રોધથી પ્રજ્વલિત ઉંબાડીયા સરખી શક્તિ તેની ઉપર નાખી. પોતાના તેજે કરી દેદીપ્યમાન જે, યશસ્વી દુર્મુખના કવચને વિદારણ કરીને પૃથ્વીમાં પેઠી શ્રુતકર્માને વિરથ જોઇ મહારથી સુતસોમે, સર્વ સૈન્ય જોતાં પોતાના રથમાં તેને બેસાડયો. હે રાજન્ ! તેટલામાં શૂરવીર શ્રુતકીર્તિ, યશસ્વી એવા તમારા પુત્ર જય-

ત્સેનને મારવા સારૂ તેની સામે દોડયો. સંગ્રામમાં ધનુષ ખેંચતાં તેનું મોટા શબ્દવાળું ધનુષ, જલદી તમારા પુત્ર જયત્સેને હસતો હોય નહીં તેની પેઠે અત્યંત તીક્ષ્ણ ક્ષુરપ્ર નામના બાણે કરી કાપી નાખ્યું. કપાઇ ગયેલા ધનુષવાળા પોતાના ભાઇને જોઈ તેજસ્વી શતાનિકે, વારંવાર સિંહનાદ કરતાં ત્યાં આવી, પોતાનું દૃઢ ધનુષ ખેંચી દશ બાણે કરી તમારા પુત્ર જયત્સેનને વિંધી, મદ ઝરતા હસ્તિની પેઠે અત્યંત મોટો શબ્દ કર્યો. વળી તેણે સર્વ આવરણ ભેદનાર બીજા અત્યંત તીક્ષ્ણ બાણે કરી તમારા પુત્ર જયત્સેનને હૃદયમાં વિંધ્યો, તેટલામાં ક્રોધથી મૂર્છિત થયેલા દુષ્કર્ણે પોતાના ભાઇની પાસે આવી, સંગ્રામમાં નકુલ પુત્ર શતાનીકનું ધનુષ કાપી નાખ્યું. તે સમે ભાર સહન કરનાર ઉત્તમ બીજું ધનુષ ગહણ કરી, મહા બળવાન શતાનીકે, પ્રજ્વલિત સર્પ જેવા ભયંકર તીક્ષ્ણ બાણ તેમાં સાંધી, ‘ અરે ઉભો રહે ઉભો રહે ’ એમ કહી ભાઇની પાસે ઉભેલા દુષ્કર્ણ ઉપર તે નાખ્યા. હે મારીષ ! વળી અત્યંત ક્રોધે ભરાયેલા તેણે, એકે કરી એનું ધનુષ કાપી બેયે કરી સારથીને પીડી સાત બાણે કરી જલદી તેને વિંધ્યો. વળી વાયુ તથા મન સરખા વેગવાળા કાબરા વર્ણવાળા તેના ઘોડાઓને તીક્ષ્ણ બાર બાણે કરી જલદી મારી, બીજા સારી રીતે યોજના કરેલા, જલદી જનાર ભલ્લ નામના એક બાણે કરી દુષ્કર્ણને હૃદયમાં વિંધ્યો. એ રીતે વિંધાયેલો તે, વજ્રે હણેલા વૃક્ષની પેઠે પૃથ્વી ઉપર પડયો. હે રાજન ! વ્યથા પામેલા દુષ્કર્ણને જોઈ શતાનીકને મારવા ઇચ્છતા તમારી તરફના પાંચ મહારથીઓએ, ચોતરફથી તેને ઘેરી લીધો. બાણના સમુદાયથી ઢંકાયેલા યશસ્વી તેને જોઇ પાંચ ભાઇયો કેકય દોડયા. હે મહારાજ ! સામે આવતા તેમને જોઇ દુર્મુખ, દુર્જય, તરૂણ એવો દુર્મર્ષણ, શત્રુંજય તથા શત્રુસહ નામના મહારથી યશસ્વી તમારા પુત્રો મોટા હસ્તિઓ હસ્તિ સામે દોડે તેમ તેમની સામે દોડી, નાના વર્ણથી વિચિત્ર પ્રકારના પતાકાઓએ કરી શોભતા મન જેવા વેગવાળા ઘોડા જોડેલા નગર જેવા મોટા રથે કરી શ્રેષ્ઠ ધનુષ ધરનાર અને વિચિત્ર પ્રકારનાં છે કવચ તથા ધ્વજ જેનાં એવા તે શૂરવીરો, વનમાંથી બીજા વનમાં જેમ સિંહ જાય તેમ પારકા સૈન્યમાં પેઠા. તે સમયે એકઠા મળી ગયા છે રથ તથા હસ્તિ જેમાં એવું પરસ્પર મારતા તેમનું અત્યંત ભયંકર યુદ્ધ થયું. હે રાજન્ ! સૂર્યાસ્તની બે ઘડી પહેલાં એક બીજાનો અપરાધ કરતા તેમનું યમરાજના રાજ્યને વધારનારૂં અત્યંત દારૂણ યુદ્ધ થયું. જેમાં હજારો રથીઓ તથા ઘોડેસ્વારો તે તે ઠેકાણે પડેલા દેખાતા હતા. શંતનુ પુત્ર ભીષ્મે, મહાત્મા પાંડવોની સેનાનો નાશ કર્યો, તેમજ બાણે કરી પાંચાલોના સૈન્યોને પણ યમપુરીમાં મોકલી દીધાં. હે નૃપ ! એ રીતે મોટા ધનુષવાળા ભીષ્મ, પાંડવની સેનાને ભેદી, સૈન્યનો યુદ્ધથી વિરામ કરી પોતાના તંબુમાં ગયા. ધર્મરાજા પણ ધૃષ્ટદ્યુમ્ન તથા ભીમસેનને જોઇ એ બંનેનું મસ્તક સુંઘી પ્રસન્ન થઇ તંબુમાં ગયા.

**धर्मराजोपि संप्रेक्ष्य धृष्टद्युम्नवृकोदरौ ।**
**मूर्ध्निचैतावुपाघ्राय प्रहृष्टः शिबिरं ययौ ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि षष्ठदिवसावहारे गुर्जरभाषायां मूनशीतितमोऽध्यायः ॥ ७९ ॥**

## અધ્યાય ૮૦ મો. ભીષ્મ દુર્યોધન સંવાદ.

**संजय उवाच—अथ शूरामहाराज परस्परकृतागसः ।**
**जग्मुः स्वशिबिराण्येव रुधिरेण समुक्षिताः ॥ १ ॥**

સંજય કહે છે—હે મહારાજ! પછી પરસ્પર અપરાધ કરેલા રૂધિરે કરી વ્યાપ્ત તે સર્વે પોતપોતાના તંબુમાં ગયા, ઘટતી રીતે વિસામો ખાઇ પરસ્પર સત્કાર કરી કવચ પહેરેલા તે, ફરીથી યુદ્ધ કરવાની ઇચ્છાથી સંગ્રામમાં આવ્યા. તે સમે હે રાજન્! ચિંતાએ કરીને વ્યાપ્ત અંગમાંથી જેને રૂધિર સ્ત્રવે છે એવા તમારા પુત્રે, ભીષ્મને પૂછયું કે, પાંડવ તરફના યશસ્વી મહારથી શૂરવીર વ્યૂહ રચના કરી ઉભેલા ઘણી ધ્વજાવાળા ભયંકર યોદ્ધાઓએ, આપણા સૈન્યોને વિદારણ કરી, પીડા પમાડી, સર્વને મોહ પમાડયો. વજ્ર જેવા મકરવ્યૂહમાં પ્રવેશ કરી ભીમસેને, મૃત્યુદંડ જેવા ભયંકર બાણે કરી મને માર્યો માટે તેને જોઇ ભયે કરી મૂર્છિત થયેલો હું હવે શાંતિ પામતો નથી, હે સત્ય પ્રતિજ્ઞાવાળા! તમારા પ્રસાદથી જય પામવા તથા પાંડવ તરફનાને હણવા હું ઇચ્છું છું. એવાં તેનાં વચન સાંભળી મહાત્મા ભીષ્મ, અત્યંત હાસ્ય કરી, ક્રોધવશ થયેલા દુર્યોધનને જાણી, શસ્ત્ર ધરનારમાં શ્રેષ્ઠ અહંકારવાન ગંગા પુત્ર ભીષ્મ, પ્રસન્ન મનથી તેને આવી રીતે કહેવા લાગ્યા કે, હે રાજપુત્ર! સર્વાત્મપણાએ કરી તારી સેનામાં રહી, હું તને જય તથા સુખ દેવા ઇચ્છું છું, માટે તારે વાસ્તે મારા આત્માને હું ઢાંકીશ નહીં. સંગ્રામમાં પાંડવોની સહાયતા કરનારા તો, અસ્ત્ર શીખેલા અત્યંત શૂરવીર યશસ્વી મહારથી ખેદ રહિત ઘણાક શૂરવીર યોદ્ધાઓ ક્રોધરૂપ ઝેરનું વમન કરે છે. હે રાજન! હે શૂરવીર! તારી સાથે વેર કરેલા પરાક્રમે કરીને ઉદ્ધત એવા તેમને આપણે તરત જીતવા સમર્થ થઇએ એમ નથી, તથાપિ હું મારા જીવિતનો ત્યાગ કરી સર્વાત્મપણાએ કરી પાંડવની સેના સામે યુદ્ધ કરીશ. હે મહાનુભાવ! તારે વાસ્તે ભયંકર એવા સર્વ દેવતા તથા દૈત્યોને પણ બાળી નાખું ત્યારે શત્રુ સેનાને મારૂં તેમાં શું આશ્ચર્ય! હે રાજન્! સર્વ પાંડવ સાથે યુદ્ધ કરી તારૂં હું પ્રિય કરીશ. ભીષ્મનાં એવાં વચન સાંભળી દુર્યોધન પ્રસન્ન થયો ને સર્વ સૈન્ય તથા સર્વ રાજાઓને કહ્યું કે, યુદ્ધ વાસ્તે તમો હવે નીકળો. તેની આજ્ઞાએ કરી હસ્તિ, અશ્વ, પાયદલ તથા રથયુક્ત બધાં સૈન્યો, તરત યુદ્ધ કરવા નીકળ્યાં. હે રાજન્! તે સમયે અત્યંત હર્ષયુક્ત નાના પ્રકારનાં શસ્ત્ર તથા અસ્ત્રવાળાં, હસ્તિ, અશ્વ તથા પાયદલયુક્ત તમારાં મોટાં સૈન્ય, સંગ્રામમાં શોભતાં હતાં. સૂર્ય કિરણોને ઢાંકતી, તરૂણ સૂર્ય જેવા વર્ણવાળી ઉડેલી રજ, અને રથ તથા હસ્તિ ઉપર રહેલા નાના પ્રકારના રંગવાળા વાયુની પ્રેરણાથી ચોતરફ ઉડતા પતાકાઓ પણ આકાશમાં મેઘ યુક્ત વિજળીની પેઠે શોભતા હતા તેમજ સારી રીતે પ્રેરણા કરેલા જૂદાં જૂદાં ટોળાં કરી ઉભા રાખેલા હસ્તિગણ પણ ચોતરફ શોભતા હતા. સંગ્રામમાં શૂરવીર રાજાઓએ ખેંચેલા ધનુષોનો, આદિ યુગમાં દેવ તથા મોટા દૈત્યોએ મથન કરેલા સમુદ્ર જેવો મહા ભયંકર શબ્દ થતો હતો. તે વખતે ઉગ્ર છે હસ્તિ જેમાં એવું ઘણા રૂપ તથા વર્ણવાળું એકઠા મળેલા શત્રુના સૈન્યને હણતું તમારા પુત્રોનું સૈન્ય પ્રલય સમયના મેઘ સમાન શોભતું હતું.

**तदुग्रनागंबहुरूपवर्णं तवात्मजानां समुदीर्णमेवं ।**
**बभूव सैन्यं रिपुसैन्यहंतृ युगांतमेघौघनिभं तदानीम् ॥**

इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि भीष्मदुर्योधनसंवादे गुर्जरभाषाया मशीतितमोऽध्यायः ॥ ८० ॥



## અધ્યાય ૮૧ મો. સાતમા દિવસનો સંગ્રામ.

**संजय उवाच--अथात्मजं तव पुनर्गांगेयोध्यानमास्थितं ।**
**अब्रवीद्भरतश्रेष्ठः संप्रहर्षकरं वचः ॥ १ ॥**

સંજય કહે છે—હે રાજન્! વળી ભરતકુળમાં શ્રેષ્ઠ ગંગાપુત્ર ભીષ્મે, ધ્યાનની પેઠે વિચાર કરતા તમારા પુત્રને અત્યંત હર્ષ કરે એવી રીતનું વચન કહ્યું કે, હું, દ્રોણ, શલ્ય, યાદવકુળમાં ઉત્પન્ન થયેલો કૃતવર્મા, અશ્વત્થામા, વિકર્ણ, ભગદત્ત, શકુનિ, અવંતિપુરીના વિંદ તથા અનુવિંદ, બાહ્લિકો એ સહિત બાહ્લિક, બળવાન ત્રિગર્ત્ત રાજા, કોઇથી જીતાય નહીં એવો માગધ, બૃહદ્બલ, કૌશલ્ય, ચિત્રસેન, વિવિંશતિ, મોટી ધ્વજાવાળા સુંદર અનેક હજાર રથ, ઘોડા ઉપર બેસનાર ઘોડેસ્વાર સહિત દેશી ઘોડાઓ, ભેદાએલ કુંભસ્થળવાળા મદ ઝરતા મદોન્મત્ત મોટા હસ્તિઓ, નાના પ્રકારનાં શસ્ત્ર તથા ધ્વજાવાળા અનેક દેશમાં ઉત્પન્ન થયેલા, તારે વાસ્તે યુદ્ધ કરવા તૈયાર થયેલા શૂરવીર પાયદળ અને બીજા પણ તારે વાસ્તે ત્યાગ કર્યું છે જીવિત જેમણે એવા ઘણાક સંગ્રામમાં દેવતાઓને પણ જીતવા સમર્થ થાય એવા છે એવી મારી મતિ છે. હે રાજન્! હું હંમેશ તારા હિતનાંજ વચન કહું છું એમાં સંશય નહીં. શ્રીકૃષ્ણની સહાયતાવાળા ઇંદ્ર જેવા પરાક્રમયુક્ત પાંડવોને સંગ્રામમાં ઇંદ્ર સહિત દેવતાઓ પણ જીતવા સમર્થ થઇ શકે એમ નથી, તથાપિ હે રાજેંદ્ર! હું તો તારા કહેવા પ્રમાણે કરીશ. સંગ્રામમાં પાંડવોને હું જીતીશ, વા તેઓ મને જીતશે, એમ કહી શલ્ય રહિત કરનારી વીર્ય સંપન્ન સુંદર ઔષધિ એને આપી, જેથી તે શલ્ય રહિત થયો. પછી નિર્મળ પ્રભાત થયું ત્યારે વ્યૂહ રચના કરવામાં ચતુર પરાક્રમી ભીષ્મે, પોતાની મેળે પોતાના સૈન્યની વ્યૂહ રચના કરી, જેમાં મનુષ્યમાં શ્રેષ્ઠ તેણે નવ શસ્ત્રે કરી સંકુલ મુખ્ય યોદ્ધાઓ, હસ્તિ, પાયદલ તથા અનેક હજાર રથે કરી પરિપૂર્ણ ખડ્ગ તથા ભાલા ધારણ કરનાર સ્વારોએ અધિષ્ઠિત મોટા અશ્વવૃંદે કરી વિંટાયલું મંડળ ભેગું કર્યું. તેમાં એકેક હસ્તિ પાસે સાત રથ, અને એકેક રથ પાસે સાત અશ્વ, અને એકેક અશ્વ પાછળ દશ ધનુષ ધારણ કરનાર, એક એક ધનુષ ધરનાર પાછળ દશ ઢાલવાળા રાખ્યા. હે મહારાજ! એ રીતે મહારથીઓએ વ્યૂહ રચના કરેલું ભીષ્મે પાળેલું તમારૂં સૈન્ય મોટા યુદ્ધ વાસ્તે ઉભું હતું. દશ હજાર અશ્વ, તેટલાજ હસ્તિ તથા રથ સહિત કવચ પહેરેલા મિત્રસેનાદિક શૂરવીર તમારા પુત્ર ભીષ્મની રક્ષા કરતા હતા. શૂરવીર તેમણે રક્ષા કરેલા ભીષ્મ, અને તેમણે રક્ષા કરેલા કવચ પહેરેલા મહા બળવાન તે રાજાઓ સૈન્યના મોખરામાં દેખાતા હતા. સંગ્રામમાં શોભતો કવચ પહેરી રથમાં બેઠેલો દુર્યોધન રાજા તો સ્વર્ગમાં ઇંદ્ર શોભે તેમ શોભતો હતો. હે ભારત! ત્યાર પછી તમારા પુત્રોનો, રથોનો તથા વાદિત્રોનો મોટો શબ્દ થવા લાગ્યો. હે રાજન્! શત્રુઓએ દુઃખે કરીને પણ જઇ શકાય નહીં એવો શત્રુનો નાશ કરનાર દુઃખે કરી ભેદ પામે નહીં, પશ્ચિમ મુખે ઉભેલા ભીષ્મે રચેલો મંડળાકાર તમારા પુત્રનો મોટો વ્યૂહ ચોતરફથી શોભતો હતો. દુઃખે કરીને પણ જીતાય નહીં

એવા મંડળાકાર વ્યૂહને જોઇ યુધિષ્ઠિર રાજાએ પોતાના સૈન્યની વજ્રવ્યૂહ રચના કરી બેઉ તરફનાં સૈન્ય ઉભાં રહ્યાં. પછી પોતપોતાને સ્થાનકે ઉભેલા રથી તથા ઘોડેસ્વાર સિંહનાદ કરી, પરસ્પર વ્યૂહ ભેદવાની ઇચ્છાવાળા, પ્રહાર કરનાર શૂરવીરોના સૈન્ય સહિત યુદ્ધ વાસ્તે નીકળ્યા. દ્રોણાચાર્ય વિરાટ સામે, અશ્વત્થામા શિખંડી સામે, દુર્યોધન રાજા પૃષત્ ગોત્રમાં ઉત્પન્ન થયેલા ધૃષ્ટદ્યુમ્ન સામે, નકુળ તથા સહદેવ મદ્રદેશના રાજા શલ્ય સામે, અવંતિના વિંદ તથા અનુવિંદ ઇરાવાન સામે અને સર્વ રાજાઓ સંગ્રામમાં અર્જુન સામે યુદ્ધ કરવા લાગ્યા. ભીમસેને સંગ્રામમાં આવતા હાર્દિકયને વારી રોકી રાખ્યો. હે રાજન્! ચિત્રસેન, વિકર્ણ તથા દુર્મર્ષણ નામના તમારા પુત્ર સામે સમર્થ અર્જુન પુત્ર અભિમન્યુ યુદ્ધ કરવા લાગ્યો. મોટા ધનુષવાળો પ્રાગજ્યોતિષનો અધિપતિ ભગદત્ત રાજા, રાક્ષસમાં ઉત્તમ હીડિંબા પુત્ર ઘટોત્કચ સામે, મદોન્મત્ત હસ્તિ જેમ મદોન્મત્ત હસ્તિ સામે દોડે તેમ વેગે કરી દોડયો. હે રાજન્! અલંબુષ નામનો રાક્ષસ સંગ્રામમાં દુર્મદ સૈન્ય સહિત સાત્યકિ સામે દોડયો. સંગ્રામમાં સાવધાન ભૂરિશ્રવા ધૃષ્ટકેતુ સાથે, ધર્મપુત્ર યુધિષ્ઠિર શ્રુતાયુષ સાથે, તથા ચેકિતાન કૃપાચાર્ય સાથે યુદ્ધ કરવા લાગ્યા. બાકીના સાવધાન યોદ્ધાઓ મહારથી ભીષ્મ સામે ગયા. શક્તિ, ભાલા, બાણ, ગદા તથા શસ્ત્ર છે હાથમાં જેના એવા તમારી તરફના રાજસમૂહોએ ચોતરફથી અર્જુનને વિંટી લીધા. અત્યંત ક્રોધે ભરાયેલા અર્જુને શ્રીકૃષ્ણ ભગવાનને આવી રીતે કહ્યું કે, હે માધવ! હે કેશવ! વ્યૂહ રચના જાણનાર ગંગા પુત્ર મહાત્મા ભીષ્મે, વ્યૂહ રચના કરી ઉભાં રાખેલાં દુર્યોધનનાં સૈન્યને, યુદ્ધ ઇચ્છતા કવચ પહેરેલા શૂરવીરને તથા ભાઇઓ સહિત ઉભેલા ત્રિગર્ત્ત રાજાને જુવો. હે જનાર્દન! હે યદુશ્રેષ્ઠ! આ મારી સામે રણસંગ્રામમાં યુદ્ધ કરવા આવેલા છે, એમને આજ તમારી સમક્ષ હું મારીશ. એટલાં વચન કહી, કુંતિ પુત્ર અર્જુને ધનુષની પ્રત્યંચા ખેંચી સામે ઉભેલા રાજાઓના ગણ ઉપર બાણનો વરસાદ વરસાવ્યો. મોટા ધનુષવાળા તેમણે પણ વર્ષાઋતુમાં મેઘ જેમ જળની ધારાથી તળાવને ભરી દે તેમ બાણના વરસાદે કરી તેને ઢાંકી દીધો. હે વિશાંપતે! મહા સંગ્રામમાં બાણે કરી ઢંકાઇ ગયેલા શ્રીકૃષ્ણ તથા અર્જુનને જોઇ દેવ, દેવર્ષિયો, ગંધર્વ તથા સર્પ પણ આશ્ચર્ય પામ્યા. હે રાજન્! ક્રોધે ભરાયેલા અર્જુને ઇંદ્રાસ્ત્ર મૂકયું તે વખતે તેનું આશ્ચર્યરૂપ પરાક્રમ અમે જોયું. વિપક્ષે મૂકેલી શસ્ત્રવૃષ્ટિ તેણે વારી રાખી, તો પણ તેના બાણે કરી ભેદાએલો નહીં એવો કોઇ પણ રહ્યો નહીં. હે મારિષ! એ રીતે હજારો રાજાઓ અશ્વ તથા હસ્તિઓને બે બે બાણે કરી, અને ત્રણ ત્રણ બાણે કરી બીજાઓને પણ તેણે વિંધ્યા. અર્જુને વિંધેલા તેઓ શંતનુ પુત્ર ભીષ્મની પાસે ગયા, તે વખતે અગાધ જળમાં બૂડેલા તેમને ભીષ્મ નાવરૂપ થયા. હે મહારાજ! પાસે આવતા તેઓએ ભંગાણ પડેલું તમારૂં સૈન્ય વાયુએ કરી મહા સમુદ્ર ક્ષોભ પામે તેમ અત્યંત ક્ષોભ પામવા લાગ્યું.

**आपतद्भिस्तु तैस्तत्र प्रभग्नं तावकं बलं ।**
**संचुक्षुभे महाराज वातैरिव महार्णवः ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि सप्तमयुद्धदिवसे गुर्जरभाषाया मेकाशीतितमोऽध्यायः ॥ ८१ ॥**



## અધ્યાય ૮૨ મો-રથીઓનું યુદ્ધ.

**संजय उवाच—तथा प्रवृत्ते संग्रामे निवृत्ते च सुशर्मणि ।**
**भग्नेषु चापिवीरेषु पांडवेन महात्मना ॥ १ ॥**

સંજય કહે છે—હે રાજન્! એ રીતે પ્રવર્ત્તમાન સંગ્રામમાં સુશર્મા નિવૃત્ત થયો, અને મહાત્મા પાંડુપુત્ર અર્જુને શૂરવીરોમાં ભંગાણુ પાડયું તેથી સમુદ્રની પેઠે તમારૂં સૈન્ય ક્ષોભ પામ્યું. ગંગા પુત્ર ભીષ્મ વિજય વાસ્તે તૈયાર થયા તે વખતે દુર્યોધન રાજાએ સંગ્રામમાં અર્જુનનું પરાક્રમ જોઇ સર્વ રાજાઓ પાસે આવી તેમને તથા તેમના અગ્રભાગમાં ઉભેલા મહા બળવાન સુશર્માને પણ સર્વ સૈન્યના મધ્યમાં હર્ષ પમાડતાં કહ્યું કે, કુરૂકુળમાં શ્રેષ્ઠ શંતનુ પુત્ર ભીષ્મ, સર્વાત્મપણાએ કરી પોતાના જીવિતનો ત્યાગ કરી અર્જુન સામે યુદ્ધ કરવા જાય છે માટે સંગ્રામમાં યુદ્ધ કરવા જતા તે શૂરવીરની તમે સર્વ સાવધાન થઇ રક્ષા કરો. હે મહારાજ! દુર્યોધનનાં એવાં વચન સાંભળી "બહુ સારૂ" એમ કહી તે સર્વ રાજસૈન્યો ભીષ્મની પાછળ ચાલ્યાં. શંતનુ પુત્ર ભીષ્મ, તત્કાળ અર્જુન સામે આવ્યા. તેઓને આવતા જોઇ સંગ્રામમાં મહા બળવાન અર્જુન પણ ઉભા થયા. મોટા શ્વેત અશ્વયુક્ત, ભયંકર વાનરયુક્ત ધ્વજાવાળા અત્યંત શોભતા મેઘ જેવા શબ્દવાળા રથે કરી સર્વ સૈન્ય સામે આવતા અર્જુનને જોઇ ભયથી યુદ્ધ સમયનો મોટો શબ્દ થવા લાગ્યો. હાથમાં ઘોડાની રાશ ગ્રહણ કરી રથ ઉપર બેઠેલા મધ્યાન્હના સૂર્ય સરખા શ્રીકૃષ્ણને જોઇ, કોઇ પણ તેમની સામું જોવા સમર્થ થતું ન હતું. ઉદય થયેલા શુક્ર, ગ્રહ સરખા શ્વેત અશ્વ તથા ધનુષવાળા શંતનુ પુત્ર ભીષ્મને જોઇ પાંડવો તેમની સામે જોવા સમર્થ થતા ન હતા, કારણ જે ભાઇ તથા પુત્ર સહિત મહાત્મા ત્રિગર્ત્ત તથા બીજા પણ મહારથી યોદ્ધાઓથી વિંટાઇ ઉભેલા હતા. સંગ્રામમાં દ્રોણાચાર્યે તો એક બાણે કરી વિરાટને વિંધી, બીજા એકેકા બાણે કરી એની ધ્વજા તથા ધનુષ કાપ્યું. ધનુષનો ત્યાગ કરી ભાર સહન કરનાર દઢ બીજું ધનુષ વેગથી ગ્રહણ કરી, સેનાપતિ વિરાટે, પ્રજ્વલિત સર્પ સરખા ત્રણ બાણે કરી દ્રોણને, ચારે કરી ચાર અશ્વને, એકે કરી ધ્વજને, પાંચે કરી સારથિને, અને બીજા એકે કરી ધનુષને છેદી નાંખ્યું. દ્રોણાચાર્યે ગ્રંથી વગરના આઠ બાણે કરી ઘોડાઓને અને એકે કરી સારથિને વિંધ્યો. તે સમે હણાયો છે સારથિ જેનો એવો રથિમાં શ્રેષ્ઠ વિરાટ, હણાયેલ અશ્વવાળા રથમાંથી નીચે ઉતરી તરત પોતાના પુત્રના રથમાં ચઢી બેઠો. એ રીતે એક રથમાં બેઠેલા તે પિતા પુત્ર બેઉએ, મોટા બાણના વરસાદથી તેને વારી રાખ્યો. ક્રોધ પામેલા દ્રોણે, સર્પ જેવો બાણ શંખ નામના વિરાટ પુત્ર ઉપર નાખ્યો. જે, સંગ્રામમાં તેના હૃદયને ભેદી, રૂધિર પાન કરી રૂધિરે આર્દ્ર છે શ્રેષ્ઠ પીછાં જેનાં એવો તે પૃથ્વી પર પડયો. એ રીતે દ્રોણાચાર્યના બાણથી હણાએલો તે પિતાની સમીપજ ધનુષ તથા બાણનો ત્યાગ કરી, રણભૂમિમાં પડી ગયો. હણાયેલા તે પુત્રને જોઇ સંગ્રામમાં મોટા ફાડેલા મુખવાળા કાળ જેવા દ્રોણને મૂકી, વિરાટ ભયથી દૂર ભાગી ગયો. દ્રોણાચાર્ય તરત પાંડવની સેનામાં સેંકડો તથા હજારોને મારવા લાગ્યા. શિખંડીએ તો સંગ્રામમાં અશ્વત્થામા સામે જઈ નારાચ નામના ત્રણ બાણ તેની ભ્રકુટીના મધ્યમાં માર્યા. લલાટમાં રહેલા તે ત્રણ બાણે કરી રથિમાં શ્રેષ્ઠ તે, સુવર્ણના ઉંચા ત્રણ શિખરે કરી મેરૂ પર્વત શોભે તેમ

શોભતો હતો. ક્રોધે ભરાયેલા અશ્વત્થામાએ, અર્ધા નિમેષમાં ઘણાક બાણે કરી શિખંડીના ધ્વજ, સારથિ, ઘોડા તથા આયુધને પણ પાડયાં. તે વખતે રથીમાં શ્રેષ્ઠ તે, હણાયેલ અશ્વવાળા રથમાંથી નીચે કૂદી તીક્ષ્ણ ખડ્ગ તથા નિર્મળ ઢાલ ગ્રહણ કરી, શત્રુને તપાવનાર શિખંડી સંગ્રામમાં સિંચણાની પેઠે ફરતો હતો. હે મહારાજ ! ખડ્ગ સહિત સંગ્રામમાં વિચરતા તેનું છિદ્ર અશ્વત્થામાએ જોયું નહીં, એ મોટું આશ્ચર્ય જેવું થયું. હે ભરતર્ષભ ! પછી અત્યંત ક્રોધી અશ્વત્થામાએ, સંગ્રામમાં હજારો બાણ તેની ઉપર નાખ્યા. પોતા સામે આવતી અત્યંત દારૂણ બાણ વૃષ્ટિને, બળવાનમાં શ્રેષ્ઠ તેણે, તીક્ષ્ણ ખડ્ગે કરી કાપી નાખી. વળી અશ્વત્થામાએ સંગ્રામમાં સો ચંદ્રાકૃતિવાળી મનોહર નિર્મળ એની ઢાલ તથા ખડ્ગને કાપી, તેને પણ ઘણાક તીક્ષ્ણ બાણે કરી વિંધ્યો. શિખંડીએ પ્રજ્વલિત સર્પ સરખા, બાણે કરી તેણે કાપેલો તેજ ખડ્ગ તેની ઉપર નાખ્યો. કાલાગ્નિ સરખી કાંતિવાળા તેને અશ્વત્થામાએ રણસંગ્રામમાં પોતાની હસ્તચાલાકી દેખાડતાં તત્કાળ કાપી, લોહમય ઘણા બાણે કરી શિખંડીને વિંધ્યો. તે વખતે હે રાજન ! તીક્ષ્ણ બાણથી અત્યંત વિંધાયેલો તે, મહાત્મા સાત્યકિના રથમાં ચઢી બેઠો. બળવાનમાં શ્રેષ્ઠ સાત્યકિએ પણ, તીક્ષ્ણ બાણે કરી સંગ્રામમાં ક્રૂર એવા અલંબુષ રાક્ષસને વિંધ્યો. રાક્ષસેંદ્ર તેણે પણ રણસંગ્રામમાં અર્ધ-ચંદ્રાકૃતિ બાણે કરી, તેનું ધનુષ કાપી, ઘણાક બાણે કરી તેને પણ વિંધ્યું, રાક્ષસી માયા કરી, બાણમય વરસાદ કર્યો. હે ભારત ! તે સમે શિનિ પૌત્ર યશસ્વી સાત્યકિનું અદ્ભુત પરાક્રમ અમોએ જોયું, જે રણસંગ્રામમાં તીક્ષ્ણ બાણે કરી વિંધ્યા તે પણ તેણે, ધૈર્ય રાખી અર્જુન પાસેથી શીખેલું ઐંદ્રાસ્ત્ર નાખી, તેણે કરી રાક્ષસની માયાને ભસ્મ કરી. વર્ષાઋતુમાં મેઘ જેમ જળની ધારાએ કરી પર્વત ઉપર વરસાદ કરે તેમ તેની ઉપર બીજા બાણનો ચોતરફથી વરસાદ કર્યો. એવી રીતે મધુ કુળમાં ઉત્પન્ન થયેલા યશસ્વી સાત્યકિએ, પીડેલો તે રાક્ષસ રણસંગ્રામમાં ભયથી તેનો ત્યાગ કરી ભાગ્યો. સત્ય પરાક્રમ-વાળા સાત્યકિએ ઇંદ્રથી ન જીતાય એવા તે રાક્ષસને જીતી, રણસંગ્રામમાં તમારા યોદ્ધાઓ જોતાં મોટો સિંહનાદ કરી તેઓને ઘણાંક બાણે કરી વિંધ્યા. તે સમે ભયે કરી પીડાતા તે સર્વ ભાગ્યા. હે મહારાજ ! તે વખતે બળવાન દ્રુપદ રાજાના પુત્ર ધૃષ્ટદ્યુમ્ને, રણસંગ્રામમાં ગ્રંથી વગરના બાણે કરી મનુષ્યના ઇશ્વર તમારા પુત્ર દુર્યોધનને ઢાંકી દીધો. હે રાજેંદ્ર ! ધૃષ્ટદ્યુમ્ને બાણે કરી ઢાંકેલા તમારા પુત્રે, વ્યથા ન પામતાં રણસંગ્રામમાં નેવું બાણે કરી તરત ધૃષ્ટદ્યુમ્નને વિંધ્યો, એ આશ્ચર્ય સરખું થયું. હે મારિષ ! મહા બળવાન ક્રોધે ભરાયેલા સેનાપતિ એવા તેણે પણ તેનું ધનુષ કાપી, તરત તેના ચાર ઘોડાઓને મારી અત્યંત તીક્ષ્ણ સાત બાણે કરી દુર્યોધનને વિંધ્યો. તે સમે હણાયેલ ઘોડાવાળા રથમાંથી નીચે ઉતરી મહાબાહુ બળવાન પગપાળો એવો તે તરવાર ખેંચી પૃષતગોત્રમાં ઉત્પન્ન થયેલા ધૃષ્ટદ્યુમ્ન સામે દોડયો. તે વખતે મહા બળવાન રાજાનું રક્ષણ કરવા ઇચ્છતા શકુનિએ ત્યાં આવી સર્વ લોકના રાજા એવા દુર્યોધનને પોતાના રથમાં બેસાડયો. વિપક્ષના શૂર-વીરને હણનાર ધૃષ્ટદ્યુમ્ન, રાજાનો પરાજય કરી, ઇંદ્ર જેમ દૈત્યોને મારે તેમ તમારા સૈન્યને મારવા લાગ્યો. મહારથી કૃતવર્માએ રણસંગ્રામમાં બાણે કરી ભીમસેનને વિંધી, મોટો મેઘ જેમ સૂર્યને ઢાંકે તેમ તેને ઢાંકી દીધો. શત્રુને તપાવનાર ભીમસેને, હસીને રણસંગ્રામમાં કૃતવર્મા ઉપર બાણ નાખ્યા. હે મહારાજ ! તે બાણે કરી પીડાયેલો સત્ય-

વાદી સાત્વત કુળમાં ઉત્પન્ન થયેલો કૃતવર્મા કંપ્યો નહીં ને તીક્ષ્ણ બાણે કરી ભીમસેનને મારવા લાગ્યો. વળી મહારથી વિપક્ષી શૂરવીરને હણનાર ભીમસેને પણ તેના ચાર ઘોડાઓને મારી, ધ્વજાએ સહિત અત્યંત શોભતા તેના સારથિને પાડી, ઘણી તરેહના બાણે કરી તેને વિંધ્યો. તે સમે હણાયેલ ઘોડા તથા કપાયેલ અંગવાળો તમારા પુત્રના જોતાં તમારા સાળા વૃષકના રથ પ્રત્યે તે ગયો. ભીમસેન પણ દંડપાણિ કાળની પેઠે તમારા સૈન્ય સામે દોડી તેને મારવા લાગ્યો.

**भीमसेनोपि संक्रुद्धस्तवसैन्यमुपाद्रवत् ।**
**निजघान च संक्रुद्धो दंडपाणिरिवांतकः ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि द्वैरथे गुर्जरभाषायां द्वयशीतितमोऽध्यायः ॥ ८२ ॥**

## અધ્યાય ૮૩ મો. દ્વંદ્વયુદ્ધ.

**धृतराष्ट्र उवाच–बहूनि हि विचित्राणि द्वैरथानिस्म संजय ।**
**पांडूनां मामकैः सार्द्धमश्रौषं तव जल्पतः ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય ! મારી તરફના યોદ્ધા સાથે પાંડવ તરફના યોદ્ધાઓને વિચિત્ર પ્રકારનાં ઘણાં દ્વંદ્વ યુદ્ધ થયાં, તે તારા કહેવાથી મેં સાંભળ્યાં તેમાં મારી તરફનામાં અમુક પ્રસન્ન છે, એમ ક્યારે પણ તું કહેતો નથી, અને ક્ષત રહિત તથા પ્રસન્ન પાંડવ તરફના છે એમ હમેશ તેમની પ્રશંસા કરે છે, એ રીતે સંગ્રામમાં પરાક્રમ રહિત જીવતા ખેદયુક્ત મનવાળા મારી તરફનાઓને તું કહે છે એવું મારૂં અદષ્ટજ છે એમાં સંશય નહીં. સંજય કહે છે—હે પુરૂષર્ષભ ! તમારી તરફના, પોતાની શક્તિ તથા ઉત્સાહ પ્રમાણે પરમ પૌરૂષ દેખાડતાં ચેષ્ટા કરે છે તથાપિ દેવનદી ગંગાનું જળ અત્યંત સ્વાદિષ્ટ છતાં, જેમ ક્ષાર સમુદ્રના સંપર્કથી લવણપણાને પામે તેમ હે રાજન્ ! હે શત્રુને તપાવનાર ! તમારી તરફનાઓનું પરાક્રમ શૂરવીર પાંડુ પુત્રો આગળ વ્યર્થ જાય છે. હે કુરૂશ્રેષ્ઠ ! દુષ્કર કર્મ કરતા શક્તિ પ્રમાણે યુદ્ધ કરતા કૌરવોને તમો દોષ દેવા લાયક નથી. હે વિશાંપતે ! પુત્ર સહિત તમારા અપરાધથી યમના દેશને વધારનાર પૃથ્વીનો ભયંકર ક્ષય દેખાય છે, માટે હે નૃપ ! પોતાના દોષથી પ્રાપ્ત થયેલાનો તમો શોચ કરવા યોગ્ય નથી, તો પણ યુદ્ધમાં સુકૃતિના લોકની ઇચ્છા રાખી, તમારી સેનામાં આવી સ્વર્ગ પરાયણ થઇ યુદ્ધ કરે છે. હે મહારાજ ! દિવસના પૂર્વ ભાગમાં મનુષ્યનો ક્ષય પ્રવર્ત્તમાન થયો, દેવાસુર સંગ્રામ સરખો તે ક્ષય, હું કહું તે એકાગ્ર મન રાખી તમે સાંભળો. મોટા ધનુષવાળા મહા બલિષ્ટ મોટી સેનાયુક્ત સંગ્રામમાં ઉગ્ર અવંતિપુરીના વિંદ તથા અનુવિંદ, ઇરાવાનને જોઇ સંગ્રામમાં તેની સામે દોડયા. તેમનું પરસ્પર રૂવાં ઉભાં કરનાર, અત્યંત ભયંકર યુદ્ધ પ્રવર્ત્તમાન થયું. જેમાં અત્યંત ક્રોધે ભરાયેલા ઇરાવાને ગ્રંથી વગરના બાણે કરી તરત દેવ જેવા તે બે ભાઇઓને વિંધ્યા, વિચિત્ર પ્રકારનું યુદ્ધ કરનાર તે બેએ પણ, એને વિંધ્યો. શત્રુના નાશ વાસ્તે કરેલાનો બદલો આપતાં યત્નથી યુદ્ધ કરતા તેમનું એક બીજાથી કંઇ પણ આધિક્ય દેખાતું ન હતું. તેટલામાં ઇરાવાને ચાર બાણે કરી અનુવિંદના ચાર ઘોડા-

ઓને યમપુરીમાં મોકલી, અત્યંત તીક્ષ્ણ ભલ્લ નામના બે બાણે કરી તેનું ધનુષ તથા ધ્વજ પણ કાપી નાખ્યો, તે આશ્ચર્ય સરખું થયું. તે સમે અનુવિંદ રથનો ત્યાગ કરી વિંદના રથમાં ચઢી બેઠો. એક રથમાં બેઠેલા, રથીમાં શ્રેષ્ઠ અવંતિપુરીના તે બે ભાઇઓ, ભાર સહન કરનાર ઉત્તમ ધનુષ ગ્રહણ કરી, મહાત્મા ઇરાવાન ઉપર બાણ મૂકવા લાગ્યા. તે બે ભાઇઓએ મૂકેલા સુવર્ણથી શોભતા મોટા વેગવાળા બાણોએ, સૂર્ય માર્ગને પ્રાપ્ત થઇ આકાશને ઢાંકી દીધું. ક્રોધે ભરાયેલા ઇરાવાને તો મહારથી તે ભાઇઓ ઉપર બાણનો વદસાદ વરસાવતાં તેમના સારથિને નીચે પાડયો. એ રીતે પ્રાણ રહિત થઇ સારથિ પૃથ્વીપર પડગો, તે વખતે ભડકેલા ઘોડાવાળો તે રથ, દિશાઓમાં ચોતરફ દોડવા લાગ્યો. હે મહારાજ ! એ રીતે અર્જુન પુત્ર ઇરાવાન તે બેઉને જીતી, પોતાનું પરાક્રમ દેખાડતાં તરત તમારી સેનાને મારવા લાગ્યો. સંગ્રામમાં તેણે મારવા માંડેલી તમારી સેના, વિષ પાન કરી મનુષ્ય જેમ અનેક તરેહની ઉતાવળ કરે તેમ અનેક તરેહથી ઉતાવળ કરવા લાગી. હિડિંબા પુત્ર મહા બળવાન ઘટોત્કચ રાક્ષસ, સૂર્ય જેવા વર્ણવાળા ધ્વજ સહિત રથે કરી ભગદત્ત સામે દોડયો. પ્રાગજ્યોતિષનો અધિપતિ ઉત્તમ હસ્તિ ઉપર બેઠેલો તે, પૂર્વે તારકાસુર સંગ્રામમાં વજ્ર ધરનાર ઇંદ્ર જેમ આવ્યો હતો તેમ તેની સામે આવ્યો. ત્યાં આવેલા દેવ, ગંધર્વ તથા ઋષિઓ હિડિંબા પુત્ર તથા ભગદત્તમાંથી એકને પણ વિશેષ જાણતા ન હતા. દેવપતિ ઇંદ્ર જેમ દૈત્યોને નસાડે તેમ સંગ્રામમાં ભગદત્ત રાજા, પાંડવોને નસાડવા લાગ્યો. હે ભારત ! તેણે સર્વ દિશાઓમાં નસાડવા માંડેલા પોતાના સૈન્યમાં, પોતાનું રક્ષણ કરનાર કોઇને પણ નહિ દેખતાં ભીમસેન પુત્ર ઘટોત્કચને સંગ્રામમાં ઉભેલો અમોએ જોયો. બાકીના મહારથિઓ તો, ખેદયુક્ત મનવાળા થઈ નાસી ગયા. વળી પાંડવનાં સૈન્ય પાછાં વળ્યાં તે વખતે તમારા સૈન્યનો વ્યથાયુક્ત ભયંકર શબ્દ થવા લાગ્યો. હે રાજન્ ! તેટલામાં મહા સંગ્રામમાં ઘટોત્કચે મેઘ જેમ જળે કરી મેરૂ પર્વતને ઢાંકે તેમ ભગદત્તને બાણે કરી ઢાંકી દીધો. ભગદત્ત રાજાએ ઘટોત્કચના ધનુષમાંથી નીકળેલા બાણોને હણી, તરત ભીમસેન પુત્રને સર્વ મર્મસ્થાનમાં વિંધ્યો. ગ્રંથી વગરના ઘણા બાણે કરી એ રીતે માર્યો તોપણ, શ્રેષ્ઠ રાક્ષસ ભેદાયેલા પર્વતની પેઠે વ્યથા પામ્યો નહિ. વળી ક્રોધ પામેલા પ્રાગજ્યોતિષના અધિપતિ ભગદત્તે, ચૌદ ભાલાં તેની ઉપર નાખ્યાં. પછી મહાબાહુ તેણે, ગૃધ્રના પીંછવાળા સિત્તેર તીક્ષ્ણ બાણે કરી ભગદત્તને વિંધ્યો. ભગદત્ત રાજાએ પણ હસતો હોય નહીં તેની પેઠે બાણે કરી સંગ્રામમાં તેના ચાર ઘોડાઓને પાડયા. હણાયેલ અશ્વવાળા રથમાં બેઠેલા પ્રતાપવાન રાક્ષસે વેગે કરી, ભગદત્તના હસ્તિ ઉપર શક્તિ નાખી. સુવર્ણના ડાંડાથી શોભતી અત્યંત વેગવાળી શક્તિના ભગદત્ત રાજાએ તત્કાળ ત્રણ કડકા કરી નાંખ્યા તેથી તે પૃથ્વી ઉપર પડી. હણાએલી શક્તિને જોઈ હિડિંબા પુત્ર પૂર્વે ઇંદ્રના ભયથી સંગ્રામમાં જેમ નમુચિ દૈત્ય નાઠો હતો તેમ તેના ભયથી નાઠો. વિખ્યાત પરાક્રમવાળા યમ તથા વરૂણે પણ જીતી શકાય નહીં એવા તે શૂરવીરને જીતી, હસ્તિ સહિત ભગદત્ત રાજા, વન હસ્તિ જેમ કમલિનીનું મર્દન કરે તેમ પાંડવની સેનાને મર્દન કરવા લાગ્યો. એટલામાં મદ્રદેશના શલ્ય રાજાએ, પોતાના ભાણેજ નકુળ તથા સહદેવ સામે આવી બાણના સમુદાયે તેમને ઢાંકી દીધા. તે વખતે સહદેવે નજીક આવેલા મામાને જોઇ મેઘ જેમ સૂર્યને વારે તેમ બાણના ઓઘે કરી તેને વારી રાખ્યો. એ રીતે

બાણુના ઓઘે કરી ઢંકાયેલો તે અત્યંત પ્રસન્ન થયો, ત્યાર પછી મહારથી શલ્યે હાસ્ય કરી ચાર ઉત્તમ બાણે કરી નકુલના ચાર ઘોડાને યમ લોકમાં મોકલી દીધા. મહારથી હણાએલ ઘોડાવાળા રથમાંથી તરત નીચે ઉતરી યશવાળા પોતાના ભાઇ સહદેવના રથમાં ચઢી બેઠો. એક રથમાં બેઠેલા શૂરવીર તે બન્ને ભાઇઓએ દઢ ધનુષ ખેંચી ક્ષણુમાત્રમાં બાણે કરી શલ્યના રથને ઢાંકી દીધો. પોતાના ભાણેજોએ ગ્રંથી વગરના ઘણા બાણે કરી ઢાંકી દીધેલો પુરૂષમાં સિંહરૂપ તે પર્વતની પેઠે કંપાયમાન થયો નહીં, હસતો હોય નહીં તેમ શસ્ત્ર વૃષ્ટિને તેણે વારી રાખી. પરાક્રમી ક્રોધે ભરાયેલા સહદેવ બાણ ગ્રહણ કરી શલ્યને જોઇ તે તેની ઉપર નાંખ્યો. ગરૂડ તથા વાયુ જેવા વેગવાળો તે બાણ શલ્યને ભેદી પૃથ્વી પર પડયો. હે મહારાજ ! અત્યંત વિંધાવાથી વ્યથા પામેલો મહારથી તે રથમાં બેસી મૂર્છા પામ્યો. સંજ્ઞા રહિત પડી ગયેલા તેને જોઈ તેનો સારથિ રથે કરી સંગ્રામમાંથી તેને બહાર લઇ ગયો. વિમુખ થયેલા શલ્યના રથને જોઇ તે સર્વ ખેદયુક્ત મનવાળા થઇ 'આ સૈન્ય હવે છેજ નહીં' એવી ચિંતા કરવા લાગ્યા. મહારથી માદ્રિપુત્ર, સહદેવ સંગ્રામમાં મામાને જીતી હર્ષિત થઇ શંખ વગાડી સિંહનાદ કરવા લાગ્યો. હે વિશાંપતે ! પ્રસન્ન થયેલા તમારા સૈન્ય સામે દૈત્ય સેના સામે જેમ ઇંદ્ર તથા ઉપેંદ્ર દોડે તેમ તેઓ દોડયા.

**अभिदुद्रवतुर्हृष्टौ तव सैन्यं विशांपते ।**
**यथा दैत्यचमूं राजन्निंद्रोपेंद्राविवामरौ ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि द्वंद्वयुद्धे गुर्जरभाषायां त्र्यशीतितमोऽध्यायः ॥ ८३ ॥**



## અધ્યાય ૮૪ મો-સુશર્મા ને અર્જુન.

**संजय उवाच—ततो युधिष्ठिरो राजा मध्यं प्राप्ते दिवाकरे ।**
**श्रुतायुषमभिप्रेक्ष्य प्रेषयामास वाजिनः ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! ત્યાર પછી મધ્યાન્હના સૂર્ય થયા તે વખતે શ્રુતાયુષને જોઇ યુધિષ્ઠિર રાજાએ તેની સામે ઘોડા હાંકયા. એ રીતે શત્રુને દમન કરનાર શ્રુતાયુષ સામે દોડી યુધિષ્ઠિર રાજાએ ગ્રંથી વગરનાં તીક્ષ્ણ નવ બાણુ તેની ઉપર નાખ્યાં. સંગ્રામમાં ધર્મપુત્રે નાંખેલાં બાણુને વારી રાખી મોટા ધનુષવાળા તે રાજાએ કુંતિપુત્ર યુધિષ્ઠિર ઉપર સાત બાણુ નાંખ્યાં. જેમણે તે મહાત્માના કવચને ભેદી દેહમાં તેના પ્રાણુને ખોળતા હોય નહીં તેમ તેનું રૂધિર પાન કર્યું. રથિમાં શ્રેષ્ઠ અત્યંત ક્રોધે ભરાયેલા પાંડુપુત્ર યુધિષ્ઠિરે, વરાહના કાન સરખા બાણે કરી રાજાને હૃદયમાં વિંધી ભલ્લ નામના બીજા બાણે તે મહાત્માનો ધ્વજ કાપી નાંખ્યો. જેથી તે રથ ઉપરથી પૃથ્વી ઉપર પડયો. હે રાજન્ ! તેને જોઇ શ્રુતાયુષ રાજાએ તીક્ષ્ણ સાત બાણે કરી પાંડુપુત્ર યુધિષ્ઠિરને વિંધ્યા. ધર્મપુત્ર યુધિષ્ઠિર, પ્રલય સમયે પ્રાણીઓને બાળવાને ઇચ્છતો અગ્નિ જેમ પ્રજ્વલિત થાય તેમ ક્રોધે કરી પ્રજ્વલિત થયા. હે મહારાજ ! ક્રોધ પામેલા પાંડુપુત્ર ધર્મરાજાને જોઇને દેવ, ગંધર્વ તથા રાક્ષસો વ્યથા પામ્યા, સમગ્ર જગત્ પણુ આકુલ વ્યાકુળ થયું, સર્વ પ્રાણીના

મનમાં એ વખતે એવું થયું કે ક્રોધે ભરાયેલા આ રાજા, ત્રિલોકને હાલ બાળી દેશે. ઋષિઓ તથા દેવતાઓ લોકની શાંતિ વાસ્તે સ્વસ્તિવાચન કરવા લાગ્યા. ક્રોધાવિષ્ટ તે ધર્મરાજાએ બે ગલોફાં ચાટી, પ્રલય સમયના સૂર્ય જેવું ભયંકર રૂપ ધારણ કર્યું. હે વિશાંપતે! હે ભારત! તે વખતે તમારાં સર્વ સૈન્યોએ જીવવાની આશા છોડી દીધી. મોટા યશવાળા ધર્મરાજાએ ધૈર્યથી ક્રોધને શમાવી શ્રુતાયુષનું મોટું ધનુષ મુષ્ટિદેશમાંથી કાપી સર્વ સૈન્ય જોતાં સંગ્રામમાં નારાચ નામના બાણે કરી સ્તનના મધ્ય ભાગમાં તેને વિંધ્યો. વળી મહા બળવાન તેણે બાણે કરી તરત તે મહાત્માના ઘોડા તથા સારથિને પણ પાડયો. હણાએલ અશ્વવાળા રથનો ત્યાગ કરી, એ રાજાનું પૌરૂષ જોઈ શ્રુતાયુષ વેગે કરી ત્યાંથી ભાગી ગયો. હે રાજન્! સંગ્રામમાં ધર્મપુત્ર યુધિષ્ઠિરે, તે મોટા ધનુષવાળા શ્રુતાયુષને જીત્યો, તે વખતે દુર્યોધનનું સર્વ સૈન્ય પાછું નાસવા લાગ્યું. હે મહારાજ! ધર્મપુત્ર યુધિષ્ઠિર એ કામ કરી પછી મોં ફાડેલા કાળની પેઠે તમારા સૈન્યને મારવા લાગ્યા. વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થયેલા ચેકિતાને, સર્વ સૈન્ય જોતાં રથિમાં શ્રેષ્ઠ ગૌતમને બાણે કરી ઢાંકી દીધા. હે રાજન્! શરદ્વાનના પુત્ર કૃપાચાર્યે તો આવતા તે બાણને વારી, સંગ્રામમાં સાવધાન તેને બાણે કરી વિંધી, બીજા ભલ્લ નામના બાણથી એનું ધનુષ કાપી. સારથિને પાડી, ઘોડાઓને મારી પાછળથી તેની રક્ષા કરનારને પણ સારથિ સહિત માર્યો. વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થયેલા ગદા ધરનારમાં શ્રેષ્ઠ તેણે, તરત રથમાંથી નીચે ઉતરી, હાથમાં ગદા ગ્રહણ કરી શૂરવીરને હણનારી તે ગદાએ કરી, ગૌતમના ઘોડાઓને મારી એના સારથિને પાછો પાડયો. પૃથ્વી ઉપર ઉભેલા ગૌતમે તેની ઉપર સોળ બાણ નાખ્યાં. જે તે યાદવને ભેદી પૃથ્વીમાં પેઠાં. વળી ચેકિતાને, ગૌતમને મારવા સારૂ ફરીથી તે ગદા, ઇંદ્ર જેમ વૃત્રાસુર ઉપર નાખે તેમ તેની ઉપર નાખી. પાષણ છે ગર્ભમાં જેના એવી તે નિર્મળ મોટી ગદાને ગૌતમે હજારો બાણે કરી વારી રાખી. હે ભારત! તેથી ચેકિતાન, હાથમાં ખડ્ગ ગ્રહણ કરી અત્યંત લાઘવીથી ગૌતમ સામે દોડયો. ગૌતમ પણ અત્યંત સાવધાન થઇ ધનુષનો ત્યાગ કરી હાથમાં ખડ્ગ ગ્રહણ કરી, અત્યંત વેગથી ચેકિતાન સામે દોડયો. બળ સંપન્ન શ્રેષ્ઠ ખડ્ગ ધારણ કરનાર તે બેય, અત્યંત તીક્ષ્ણ ખડ્ગે કરી એક બીજાને મારતા હતા. ખડ્ગના વેગથી હણાયેલા મૂર્છિત થયેલા ઘણી મહેનતથી મોહ પામેલા પુરૂષમાં શ્રેષ્ઠ તે બેઉ, પૃથ્વી ઉપર પડી ગયા તે વખતે સ્નેહને લીધે વેગે કરી કરકર્ષ દોડયો. સંગ્રામમાં દુર્મદ તેણે તેવી અવસ્થાને પ્રાપ્ત થયેલા ચેકિતાનને જોઇ, સર્વ સૈન્ય જોતાં પોતાના રથમાં તેને બેસાડયો. હે વિશાંપતે! તેમજ તમારા સાળા શકુનિએ રથિમાં શ્રેષ્ઠ ગૌતમને પોતાના રથમાં બેસાડયા. હે રાજન્! ક્રોધે ભરાયેલા મહા બળવાન ધૃષ્ટકેતુએ, સોમદત્ત પુત્ર ભૂરિશ્રવાને નેવું બાણે કરી વક્ષસ્થલમાં વિંધ્યો. હે મહારાજ! તે વખતે વક્ષસ્થળમાં રહેલા તે બાણે કરી, મધ્યાન્હ વખતે કિરણોએ કરી જેમ સૂર્ય શોભે તેમ તે શોભતો હતો ભૂરિશ્રવાએ પણ સંગ્રામમાં બીજા બાણે કરી મહારથી ધૃષ્ટકેતુના અશ્વ તથા સારથિને હણી, તેને વિરથ કરી તેની ઉપર બાણનો વરસાદ કર્યો. ઉદાર મનવાળો ધૃષ્ટકેતુ. તે રથનો ત્યાગ કરી શતાનીકના રથમાં ચઢી બેઠો. હે રાજન્! સુવર્ણનાં કવચ પહેરી રથમાં બેઠેલા ચિત્રસેન, વિકર્ણ તથા દુર્મર્ષણ અભિમન્યુ સામે દોડયા. તે સમયે શરીરને જેમ વાત, પિત્ત તથા કફ સાથે યુદ્ધ થાય તેમ અભિમન્યુને, તેમની સાથે ભયંકર યુદ્ધ થવા લાગ્યું.

પુરૂષમાં સિંહરૂપ અભિમન્યુએ, તે મોટા સંગ્રામમાં તમારા પુત્રોને વિરથ કરી, ભીમનાં વચન યાદ કરી માર્યા નહીં, એટલામાં હસ્તિ, અશ્વ તથા રથ ઉપર બેસનારા હજારો રાજાઓથી વિંટાયલા, દેવતાઓથી પણ સહન થાય નહીં એવા મહારથી બાળક એકલા અભિમન્યુનો ઉદ્દેશ કરી, તમારા પુત્રોની રક્ષા કરવા જતા ભીષ્મને જોઇ, ધોળા ઘોડાવાળા કુંતિપુત્ર અર્જુને, વાસુદેવ ભગવાનને કહ્યું કે, હે હૃષીકેશ, જ્યાં આ ઘણા રથ દેખાય છે ત્યાં ઘોડાને હાંકો. હે માધવ ! યુદ્ધમાં દુર્મદ અસ્ત્ર શીખેલા આ ઘણાક શૂરવીરોએ જ્યાં સુધી આપણી સેનાને નથી મારી, ત્યાં સુધી ઘોડાઓને લઇ જાઓ. ઘણાક પરાક્રમવાળા કુંતિપુત્ર અર્જુનનાં એવાં વચન સાંભળી, વૃષ્ણિ કુળમાં ઉત્પન્ન થયેલા શ્રીકૃષ્ણે ધોળા ઘોડા જોડેલો રથ, તે તરફ ચલાવ્યો. હે મારિષ ! એ રીતે અર્જુન સંગ્રામમાં આવતાં તમારી સેના તરફ સંક્ષોભ પામેલા શૂરવીરોમાં મોટો શબ્દ થવા લાગ્યો. કુંતિપુત્ર અર્જુને, ભીષ્મની રક્ષા કરનાર તે રાજાઓ સામે જઇ, સુશર્માને આવી રીતે વચન કહ્યું કે, યુદ્ધ કરનારમાં શ્રેષ્ઠ પૂર્વના વૈરી તને હું જાણું છું, તારા અન્યાયનું અત્યંત દારૂણ ફળ પ્રાપ્ત થયું તે હવે જો. આજ તને પૂર્વે પ્રેત થયેલા તારા પિતામહને હું દેખાડીશ. શત્રુને હણનાર અર્જુનનાં એવાં કઠોર વચન સાંભળી રથના યૂથને પાળનાર તેણે, શુભ વા અશુભ કાંઇ પણ અર્જુનને કહ્યું નહીં. આગળ પાછળ તથા બે પડખે રહેલા ઘણાક રાજાઓ તથા તમારા પુત્રોએ કરી વિંટાયેલા મહારથી તેણે, સંગ્રામમાં અર્જુનને વિંટી, મેઘ જેમ સૂર્યને ઢાંકે તેમ બાણે કરી તેને ઢાંકી દીધો. હે ભારત ! પછી સંગ્રામમાં તમારાઓ તથા પાંડવોનો રૂધિરરૂપ ઉદકવાળો અત્યંત મોટો સંગ્રામ પ્રવર્ત્તમાન થયો.

**ततः प्रवृतः सुमहान् संग्रामः शोणितोदकः ।**
**तावकानां च समरे पांडवानां च भारत ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि सप्तमयुद्धदिवसे गुर्जरभाषायां चतुरशीतितमोऽध्यायः ॥ ८४ ॥**

## અધ્યાય ૮૫ મો. દુર્યોધને કરેલું પરાક્રમ.

**संजय उवाच–सताड्यमानस्तु शरैर्धनंजयः पदाहतो नागइव श्वसन् बली ।**
**बाणेन बाणेन महारथानां चिच्छेदचापानिरणेप्रसह्य ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! એ રીતે સર્વે બાણે કરી હણેલા બળવાન અર્જુને લાતે કરી હણેલા સર્પની પેઠે શ્વાસોશ્વાસ કરી અનેક બાણે કરી મહારથિઓનાં ધનુષ બળાત્કારથી કાપી નાખ્યાં. એ રીતે મહાત્મા તેણે પરાક્રમી તે રાજાઓનાં ક્ષણમાત્રમાં ધનુષ કાપી, તેમાંથી કોઇને પણ અવશેષ રહેવા દીધા નહીં, એમ માની એક કાલાવચ્છિન્ન બાણે કરી તેમને વિંધ્યા. હે રાજન્ ! ઇંદ્ર પુત્ર તેણે મારેલા, રૂધિરથી ખરડાએલ અંગવાળા પડી ગયાં છે મસ્તક જેમનાં એવા ભેદાએલ કવચ તથા શરીરવાળા તે સૌ સંગ્રામમાં પડયા, અને અર્જુનના બાણે પરાભવ પમાડેલા પૃથ્વી ઉપર પડેલા તે એક કાળાવચ્છિન્ન નાશ પામ્યા. સંગ્રામમાં નાશ પામેલા રાજપુત્રોને જોઇ, ત્રિગર્ત્ત દેશનો રાજા ત્યાં આવી

ઉભો રહ્યો. તેમના રથોને પાછળથી રથો કરનાર બીજા બત્રીસ યોદ્ધાઓ હતા, તે પણ અર્જુન સામે આવી ઉભા રહ્યા. પછી તેમણે અર્જુનને ઘેરી મોટા શબ્દવાળાં ધનુષને ખેંચી મેઘ જેમ પર્વત ઉપર ઘણા જળનો વરસાદ કરે તેમ તેની ઉપર ઘણાંક બાણનો વરસાદ કર્યો, તેથી પીડા પામેલા ક્રોધાવિષ્ટ યશસ્વી અર્જુને તેલથી ધોયેલા સાઠ બાણે કરી તેમની પાછળથી રક્ષા કરનારને મારી રથિઓને જીતી પ્રસન્ન થયા. હે રાજન! એ રીતે અર્જુન સંગ્રામમાં સૈન્યોને મારી ભીષ્મને મારવા ઉતાવળા થયા. ત્રિગર્ત્ત રાજા પણ તે મહાત્માએ મારેલા બંધુવર્ગને જોઇ રાજાઓને આગળ કરી અર્જુનને મારવા વાસ્તે તરત તેની સામે ગયો. શત્રુ સૈન્ય સામે દોડતા શસ્ત્ર ધરનારમાં શ્રેષ્ઠ અર્જુનને જોઈ, તીક્ષ્ણ શસ્ત્ર છે હાથમા જેના એવા શિખંડી આદિ યોદ્ધાઓ અર્જુનના રથનું રક્ષણ કરવાની ઇચ્છાથી ત્યાં આવ્યા. અર્જુન પણ ત્રિગર્ત્ત રાજા સહિત મનુષ્યમાં શૂરવીર તે રાજાઓને જોઇ, ગાંડીવમાંથી મૂકેલા તીક્ષ્ણ બાણે કરી તેમને મારી દુર્યોધન તથા જયદ્રથાદિક રાજાઓને જોઇ ભીષ્મની પાસે જવાની ઈચ્છાથી મોટા પરાક્રમવાળો મનસ્વી શૂરવીર પોતાને વારવા તૈયાર થયેલા તેમને બળથી યુદ્ધ કરતાં બે ઘડી વારી રાખી, દુર્યોધન તથા જયદ્રથાદિક રાજાઓને મૂકી, હાથમાં ધનુષબાણ ગ્રહણ કરી, ગંગા પુત્ર ભીષ્મની સામે ગયો. ક્રોધાવિષ્ટ અત્યંત બળવાળા મહાત્થા, અનંત કીર્તિમાન યુધિષ્ઠિર પણ પોતાના ભાગમાં પ્રાપ્ત થયેલા મદ્ર દેશના અધિપતિ શલ્યને મૂકી, નકુળ, સહદેવ તથા ભીમસેને સહિત શંતનુ પુત્ર ભીષ્મ સાથે યુદ્ધ કરવા આવ્યા. તેમણે મોકલેલા મહારથિઓએ તથા આવેલા સમગ્ર પાંડુપુત્રોએ કરીને પણ સંગ્રામમાં વિચિત્ર પ્રકારથી યુદ્ધ કરનાર મહાત્મા શંતનુ પુત્ર ભીષ્મ, વ્યથા પામ્યા નહિ તેટલામાં અત્યંત ઉગ્ર બળવાળા સત્ય પ્રતિજ્ઞાવાળા મનસ્વી જયદ્રથે ત્યાં આવી બળાત્કારે મહારથિઓનાં ધનુષ કાપી નાખ્યાં. તેટલામાં અત્યંત ક્રોધાવિષ્ટ, ક્રોધરૂપ વિષવાળા મહાત્મા દુર્યોધને, યુધિષ્ઠિર, ભીમસેન, નકુલ, સહદેવ, અર્જુન તથા કૃષ્ણ ઉપર અગ્નિ જેવા પ્રકાશવાળા બાણ નાખ્યા વૃદ્ધિ પામેલા કોપવાળા કૃપાચાર્ય, શલ્ય, શલ તથા ચિત્રસેને પણ બાણે કરી એકઠા મળેલો દૈત્યગણ જેમ દેવતાઓને વિંધે તેમ તેમને વિંધ્યા. શંતનુ પુત્ર ભીષ્મે કાપેલા આયુધવાળા શિખંડીને જોઈ ક્રોધાવિષ્ટ થયેલા મહાત્મા યુધિષ્ટિરે સંગ્રામમાં શિખંડિને આવી રીતે વાક્ય કહ્યું કે, તું પિતા સમક્ષ મને કહેતો હતો કે, મોટા વ્રતવાળા ભીષ્મને નિર્મળ સૂર્ય જેવા વર્ણવાળા બાણ સમુદાયથી હું હણીશ, એ હું સત્ય કહું છું. એ રીતે તેં પ્રતિજ્ઞા કરેલી છે માટે જો યુદ્ધમાં ભીષ્મને નહીં મારે તો કરેલી પ્રતિજ્ઞા સફળ નહીં થાય, માટે હે વીર! ખોટી પ્રતિજ્ઞાવાળો માં થા. કુળના યશ તથા સ્વધર્મને પાળ યુદ્ધમાં ભયંકર વેગવાળા, અને અતિ તીક્ષ્ણ બાણના સમુદાયે કરી ક્ષણમાત્રમાં વખતસર પ્રાપ્ત થયેલા કાળની પેઠે મારા સર્વ સૈન્ય સંઘને તપાવતા ભીષ્મને જો. સંગ્રામમાં અપેક્ષા રહિત કપાયેલ ધનુષવાળો, ભીષ્મે પરાજય પમાડેલો તું કુટુંબી તથા ભાઇઓનો ત્યાગ કરી કયાં જઇશ. તારે જવું ન જોઇએ કારણ કે એ તને યોગ્ય નથી. હે દ્રુપદપુત્ર! અનંત પરાક્રમવાળા ભીષ્મને તથા આ રીતે ભંગાણ પડેલા ભાગતા સૈન્યને જોઇ જરૂર તું બીનેલો છે, કારણ કે તારા મુખનો વર્ણ ઝાંખો દીસે છે. હે વીર! મોટા સંગ્રામમાં યુદ્ધ કરતા નરવીર અર્જુનને ખબર ન છતાં પૃથ્વીમાં પ્રખ્યાત એવો તું આજ ભીષ્મથી કેમ બીએ છે. ધર્મરાજનું

રૂક્ષ અક્ષરવાળું વિરૂદ્ધ ભાષણયુક્ત વચન સાંભળી મહાત્મા તે, મને ધિક્કાર કર્યો એમ માની ભીષ્મને મારવા વાસ્તે અત્યંત ઉતાવળો થયો. મોટા વેગે કરી ભીષ્મ સામે આવતા શિખંડીને દુઃખે કરી કોઇથી જીતાય નહીં એવા ભયંકર શસ્ત્રે કરી શલ્યે વારી રાખ્યો. હે રાજન્! ઇંદ્ર સરખા પ્રભાવવાળો દ્રુપદપુત્ર પણ પ્રલય સમયના અગ્નિ જેવાં આવતાં શસ્ત્રને જોઇને મોહ ન પામ્યો, અને બાણે કરીને શસ્ત્રને બાધ કરતાં મોટું ધનુષ ધરનાર તે ત્યાંજ ઉભો રહ્યો. પછી એ અસ્ત્રને હણનાર બીજું ઉગ્ર એવું વરૂણાસ્ત્ર તેણે ગ્રહણ કરી નાખ્યું. તે અસ્ત્રે વિદારણ કરેલા શલ્યના અસ્ત્રને આકાશમાં રહેલા દેવતાઓ તથા રાજાઓએ જોયું. હે રાજન્! શૂરવીર મહાત્મા ભીષ્મ તો સંગ્રામમાં અજમીઢ વંશમાં ઉત્પન્ન થયેલા પાંડુપુત્ર યુધિષ્ઠિર રાજાનું વિચિત્ર પ્રકારનું ધનુષ તથા ધ્વજને કાપી શબ્દ કરવા લાગ્યા. એ રીતે ભયે કરી પરાભવ પામેલા યુધિષ્ઠિરને જોઈ બાણ સહિત ધનુષનો ત્યાગ કરી પાયદળ ભીમસેન ગદા લઇ સંગ્રામમાં જયદ્રથ સામે દોડયો. મોટા વેગે કરી ગદા સહિત આવતા ભીમસેનને જયદ્રથે યમદંડ સરખા તીક્ષ્ણ ભયંકર પાંચસો બાણે કરી ચોતરફથી વિંધ્યો. ક્રોધથી વ્યાપ્ત વેગવાન ભીમસેને આવતા બાણોનો વિચાર ન કરતાં પારાવત જેવા વર્ણવાળા સિંધુરાજના ઘોડાને માર્યા: એટલામાં ઘણા પ્રભાવવાળો બળિરાજા જેવો ઉગામેલ અસ્ત્રવાળો તમારો પુત્ર, ભીમસેનને જોઇ તરત રથે કરી મારવા સારૂ તેની સામે ગયો. ભીમસેન પણ તત્કાલ ગદાએ કરી તિરસ્કાર કરતાં તેની સામે ગયો, સર્વ કૌરવો પણ યમદંડ જેવી ઉગામેલી ગદાને જોઇ ઉગ્ર એવા તેના પડવાથી ભય પામેલા તમારા પુત્રને મૂકીને નાઠા. હે ભારત! મોહ કરનાર અત્યંત દારૂણ એવા તે યુદ્ધમાં સાવધાન મનવાળો ચિત્રસેન પણ મોટી ગદા જોઇ રથમાંથી નીચે ઉતરી, પર્વતના અગ્રભાગમાંથી નીચે ઉતરેલા સિંહની પેઠે હાથમાં મોટી ઢાલ તથા ખડ્ગ ગ્રહણ કરી, બીજા ભૂમિદેશ પ્રત્યે ગયો. તે ગદા પણ વિચિત્ર પ્રકારના રથને અથડાઇ અશ્વ તથા સારથિ સહિત તેને ભાગી નાંખ્યો. પૃથ્વી ઉપર પડતા મોટા ઉંબાડિયાની પેઠે પૃથ્વી ઉપર પડી, હે ભારત! તે અત્યંત આશ્ચર્ય થયું. તેને જોઇ તમારી તરફના અત્યંત પ્રસન્ન થયેલા સર્વ એકઠા મળી ચોતરફથી તમારા પુત્રના પરાક્રમને વખાણવા લાગ્યા.

आश्चर्यभूतं सुमहत्त्वदीया दृष्ट्वैव तद्भारतसंप्रहृष्टाः ।
सर्वेविनेदुः सहिताः समंतात्पुपूजिरे तव पुत्रस्य शौर्यं ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि सप्तमयुद्धदिवसे गुर्जरभाषायां पंचशीतितमोऽध्यायः ॥ ८५ ॥

## અધ્યાય ૮૬ મો–સાતમા દિવસનો સંગ્રામ..

संजय उवाच–विरथं तं समासाद्य चित्रसेनं यशस्विनं ।
रथमारोपयामास विकर्णस्तनयस्तव ॥ १ ॥

સંજય કહે છે–હે ધૃતરાષ્ટ્ર! રથ વગરના યશસ્વી ચિત્રસેન પાસે જઇ, તમારા પુત્ર વિકર્ણે તેને પોતાના રથમાં બેસાડયો. તે રીતે વર્તતા અત્યંત સંકુલ યુદ્ધમાં શંતનુપુત્ર ભીષ્મ, તરત યુધિષ્ઠિર સામે ગયા. તે સમયે રથ હસ્તિ તથા અશ્વ સહિત સંજયો કંપતા

લાગ્યા, અને યુધિષ્ઠિર મૃત્યુના મુખમાં પડયા હોય એમ માનવા લાગ્યા. કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા સમર્થ યુધિષ્ઠિર રાજા નકુળ તથા સહદેવ સહિત પુરૂષમાં સિંહરૂપ મોટા ધનુષવાળા શંતનુપુત્ર ભીષ્મ સામે ઉભા. પછી પાંડુપુત્ર તેમણે મેઘ જેમ ઘણાક જળે કરી સૂર્યને ઢાંકે તેમ હજારો બાણે કરી ભીષ્મને ઢાંકી દીધા. હે મારિષ ! સારી રીતે નાખેલા હજારો બાણના સમુદાયને ન ગણકારતાં ભીષ્મે નાખેલા હજારો બાણ આકાશમાં પક્ષિઓના સમુદાઓની પેઠે દેખાતા હતા. એ રીતે બાણ નાખવાથી શંતનુપુત્ર ભીષ્મે અર્ધાનિમેષમાં કુંતિપુત્ર યુધિષ્ઠિરને બાણના સમુદાયથી ઢાંકી દીધા. કોપેલા યુધિષ્ઠિર રાજાએ મહાત્મા ભીષ્મ ઉપર ક્રોધે ભરાએલા સર્પ સરખો નારાચ નામનો બાણ નાખ્યો. હે રાજન ! મહારથી ભીષ્મે તેમના ધનુષમાંથી નીકળેલા બાણને પહેલે સપાટે ક્ષુરપ્ર નામના બાણથી કાપી નાંખ્યો. કાળ જેવા નારાચને કાપી ભીષ્મે સુવર્ણથી શોભતા યુધિષ્ઠિરના ઘોડાઓને માર્યા. હણાએલ ઘોડાવાળા રથનો ત્યાગ કરી ધર્મપુત્ર યુધિષ્ઠિર તરત મહાત્મા નકુળના રથમાં ચઢી બેઠા. શત્રુના પુરને જીતનાર અત્યંત ક્રોધે ભરાયેલા ભીષ્મે, નકુળ તથા સહદેવ પાસે જઈ બાણે કરી તેમને પણ ઢાંકી દીધા. હે મહારાજ ! ભીષ્મના બાણે તેમને સર્વેને સામટા ઢાંકી દીધા. હે મહારાજ ! ભીષ્મના બાણે કરી અત્યંત પીડાએલા તેમને જોઇ, ચિંતા પામેલા યુધિષ્ઠિરે ભીષ્મને મારવા માટે પોતાને વશ એવા સંબંધી રાજાઓને ' તમે સર્વ મળી શંતનુપુત્ર ભીષ્મને મારો,' એ રીતે આજ્ઞા આપી. તે સાંભળી સર્વ રાજાઓએ મોટા રથના સમુદાયે કરી તેમને ઘેરી લીધા. હે રાજન ! ચોતરફથી વિંટાએલા તમારા પિતા ભીષ્મ, મહારથિઓને પાડતાં ધનુષે કરી ક્રીડા કરવા લાગ્યા. વનમાં મૃગ વચ્ચે પ્રવેશ કરી વિચરતા સિંહની પેઠે સંગ્રામમાં વિચરતા કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા ભીષ્મને પાંડવો જોતા હતા. હે મહારાજ ! સંગ્રામમાં શૂરવીરોનો તિરસ્કાર કરતા તથા બાણે કરી ત્રાસ પમાડતા તેમને જોઇ સિંહને જોઇને મૃગના ગણ ત્રાસ પામે તેમ પાંડવ તરફના યોદ્ધાઓ ત્રાસ પામવા લાગ્યા. ભરતકુળમાં સિંહરૂપ ભીષ્મની વાયુ છે સહાય જેને એવા સુકા ઘાસને બાળવા ઇચ્છતા અગ્નિ સમાન ક્ષત્રિયો સંગ્રામમાં જોતા હતા. કુશળ પુરૂષ જેમ તાડ ઉપરથી પાકેલ ફળને પાડે તેમ સંગ્રામમાં ભીષ્મ ક્ષત્રિયોનાં મસ્તકો પાડતા હતા. હે મહારાજ ! પૃથ્વી તળ ઉપર પડતાં મસ્તકોનો પડતા પથ્થરોના સરખો ઘોર શબ્દ થતો હતો. મહા ભયંકર અત્યંત ગાઢ યુદ્ધમાં સર્વ સૈન્યો એકઠાં મળી ગયાં. એ રીતે રચેલા વ્યૂહ ભેદ પામ્યા ત્યારે ક્ષત્રિયો પરસ્પર એક એકને બોલાવી યુદ્ધ કરતા હતા. શિખંડિએ તો ભરતકુળના પિતામહ ભીષ્મ પાસે જઇ વેગે કરી તેમની સામે દોડી, ' અરે ઉભો રે, ઉભો રે ' એ રીતે તેને કહ્યું. ભીષ્મ શિખંડીનું સ્ત્રીપણું યાદ કરી સંગ્રામમાં તેનું બોલવું ન ગણકારતા ક્રોધથી સૃંજય સામે ગયા. સૃંજયો તો તે મહા સંગ્રામમાં પ્રસન્ન મનવાળા ભીષ્મને જોઇ, શંખના શબ્દ સાથે મોટા સિંહનાદ કરવા લાગ્યા. હે પ્રભો ! પશ્ચિમ દિશાનો આશ્રય કરી સૂર્ય રહ્યા પછી મળી ગયા છે પરસ્પર રથ તથા હસ્તિઓ જેમાં એવું યુદ્ધ પ્રવર્ત્તમાન થયું. પંચાલ દેશનો રાજા ધૃષ્ટદ્યુમ્ન તથા મહારથી સાત્યકિ, શક્તિ તથા ભાલાના વરસાદે કરી તમારા સૈન્યને અત્યંત પીડતાં ઘણાક શસ્ત્રે કરી તમારી તરફનાઓને મારવા લાગ્યા. હે ભરતર્ષભ ! સંગ્રામમાં તેમણે મારવા માંડેલા તમારી તરફનાઓ પણ યુદ્ધમાં ઉત્તમ બુદ્ધિ કરી સંગ્રામનો ત્યાગ ન કરતાં ઉત્સાહ પ્રમાણે પારકાઓને મારતા હતા, અને

પૃષત્ ગોત્રમાં ઉત્પન્ન થયેલા ધૃષ્ટદ્યુમ્ને મારવા માંડેલા મહાત્મા તમારી તરફનાઓનો મોટો દુઃખિત શબ્દ થવા લાગ્યો. ભયંકર શબ્દને સાંભળી અવંતિપુરીના મહારથી વિંદ તથા અનુવિંદ, ધૃષ્ટદ્યુમ્ન સામે આવી ઉભા રહ્યા. તરત મહારથી એવા તેમણે ઘોડાઓને મારી બાણના સમુદાયથી તેને ઢાંકી દીધો. મહા બળવાન તે રથમાંથી નીચે કુદી મહાત્મા સાત્યકિના રથમાં ચઢી બેઠો. એટલામાં મોટી સેનાએ કરી વિંટાએલા યુધિષ્ઠિર રાજા, શત્રુને તપાવનાર અવંતિપુરીના તે બેઉ ભાઇઓ સામે આવી ઉભા રહ્યા. હે મારિષ ! તેમજ તમારો પુત્ર પણ સર્વ સામગ્રી સહિત વિંદ તથા અનુવિંદને વિંટી ઉભો રહ્યો. ક્ષત્રિયમાં શ્રેષ્ઠ અત્યંત ક્રોધે ભરાયેલા અર્જુન પણ ઇંદ્ર જેમ દૈત્યો સાથે યુદ્ધ કરે તેમ ક્ષત્રિયો સાથે યુદ્ધ કરતા હતા. તમારા પુત્રનું પ્રિય કરનાર સંગ્રામથી કોપેલા દ્રોણાચાર્યે અગ્નિ જેમ રૂના ઢગલાનો નાશ કરે તેમ સર્વ પંચાલોનો નાશ કર્યો. હે વિશાંપતે ! એ રીતે દુર્યોધનાદિક તમારા પુત્રો તો સંગ્રામમાં ભીષ્મને ઘેરી પાંડવ સાથે યુદ્ધ કરતા હતા. હે ભારત ! પછી સૂર્ય લાલ થવા લાગ્યો તે વખતે દુર્યોધન રાજાએ તમારી તરફના સર્વ યોદ્ધાઓને 'ત્વરા કરો' એ રીતે કહ્યું તેથી દુષ્કર કર્મ કરનાર તેઓ યુદ્ધમાં પ્રવર્તમાન થયા. ત્યાર પછી સૂર્ય અસ્ત થવાથી પ્રકાશ બંધ થયો, ત્યારે રૂધિરના ઓઘરૂપ તરંગવાળી શિયાળના સમુદાયે કરી સંકીર્ણ ભયંકર નદી ક્ષણમાત્રમાં સાયંકાળ વખતે પ્રવર્ત્તમાન થઈ. તે વખતે ભયંકર શબ્દથી રૂદન કરતા અમંગલ શિયાળોથી તથા ભૂત સમુદાયે કરી અત્યંત સંકુલ ભયંકર રણાંગણ દેખાતું હતું. રાક્ષસ, પિશાચ તથા બીજા માંસ ભક્ષી હજારો હજાર પ્રાણીઓ પણ ચોતરફ દોડતાં હતાં. પછી અર્જુન સેનાના મધ્ય ભાગમાં પાછળ ચાલનાર સહિત સુશર્માદિ રાજાઓને જીતી પોતાના તંબુમાં ગયો. કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા સેનાથી વિંટાએલા યુધિષ્ઠિર, નકુળ તથા સહદેવને સાથે લઇ રાત્રિ પડવાથી પોતાના તંબુમાં ગયા. હે રાજેંદ્ર ! ભીમસેન પણ સંગ્રામમાં રથમાં બેઠેલા દુર્યોધનાદિકને જીતી પોતાના તંબુમાં ગયા. મહા સંગ્રામમાં દુર્યોધન રાજા શંતનુપુત્ર ભીષ્મ સાથે તંબુમાં ગયો. દ્રોણ, અશ્વત્થામા, કૃપાચાર્ય શલ્ય તથા યાદવકુળમાં ઉત્પન્ન થયેલો કૃતવર્મા, સર્વ સૈન્યને લઇ તંબુમાં ગયો. સાત્યકિ તથા પૃષત્ગોત્રમાં ઉત્પન્ન થયેલો ધૃષ્ટદ્યુમ્ન, યોદ્ધાઓને લઇ તંબુમાં ગયો. હે શત્રુને તપાવનાર ! હે મહારાજ ! એ રીતે રાત્રિને વખતે તમારી તરફના તથા પાંડવ તરફના સૌ સંગ્રામમાંથી પાછા વળ્યા. હે મહારાજ ! એ રીતે કૌરવ તથા પાંડવો પોતાના તંબુમાં જઇ, પરસ્પર સત્કાર કરતાં વિશ્રાંતિ લેવા લાગ્યા. પછી શૂરવીરો ઘટતી રીતે સેનાની ટુકડિઓ ઉભી રાખી તેમની રક્ષા કરી, શરીરમાંથી શલ્ય કાઢી વિવિધ પ્રકારના જળથી સ્નાન કરી, સ્વસ્તિવાચન કરેલા બંદિજને સ્તુતિ કરેલા યશસ્વી તે સર્વ ગીત તથા વાદિત્રના શબ્દે કરી ક્રીડા કરવા લાગ્યા. એ રીતે મુહૂર્ત્ત માત્રમાં તે બધું સ્વર્ગ સરખું શોભવા લાગ્યું. તે વખતે મહારથિઓ યુદ્ધ સંબંધી કંઇ પણ વાત કરતા ન હતા. હે નૃપ ! નિંદ્રા વશ થયેલાં તે બેઉ સૈન્ય, જોવાથી મનને આનંદ ઉપજે તેવું લાગતું હતું.

**ते प्रसुप्ते बले तत्र परिश्रांतजने नृप ।**
**हस्त्यश्वबहुले रात्रौ प्रेक्षणीये बभूवतुः ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि सप्तमदिवसयुद्धावहारे गुर्जरभाषायां षडशीतितमोऽध्यायः ॥ ८६ ॥**

## અધ્યાય ૮૭ મો. આઠમા દિવસનું યુદ્ધ.

**संजय उवाच–परिणाम्यनिशां तां तु सुखं प्राप्ता जनेश्वराः ।**
**कुरवः पांडवाश्चैव पुनर्युद्धाय निर्ययुः ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! તે રાત્રિ સુખમાં કાઢયા પછી રાજાઓ સહિત કૌરવ તથા પાંડવ, વળી બીજે દિવસે યુદ્ધ કરવા નીકળ્યા. હે નૃપ! તે વખતે સંગ્રામમાં નીકળતાં બેઉ સૈન્યનો, સમુદ્ર સરખો મોટો શબ્દ થવા લાગ્યો. પછી અત્યંત સાવધાન એકઠા મળેલા પાંડવ સામે કવચ પહેરી તૈયાર થયેલા દુર્યોધન રાજા, ચિત્રસેન, વિવિંશતિ, રથિમાં શ્રેષ્ઠ ભીષ્મ તથા દ્રોણાચાર્યે કૌરવોની મોટી સેના એકઠી કરી. હે વિશાંપતે! તેનો તમારા પિતા ભીષ્મે, સમુદ્ર સરખો વાહનરૂપ લહેરવાળો ભયંકર વ્યૂહ રચ્યો. જેના અગ્રભાગમાં માલવ, દાક્ષિણાત્ય તથા આવંત્ય રાજાઓ સહિત પોતે રહ્યા. તેની પાછળ કુલિંદ, પારદ, ક્ષુદ્રક તથા માલવ સહિત પ્રતાપવાન દ્રોણાચાર્ય રહ્યા. તેની પાછળ માગધ, કલિંગ તથા પિશાચ સહિત પ્રતાપવાન ભગદત્ત, તેની પાછળ મેકલ, કુરૂવિંદ તથા ત્રિપુર સહિત કોસલ દેશનો બૃહદ્બલ રાજા, તેની પાછળ ઘણા કાંબોજ તથા યવન સહિત પ્રસ્થલાનો અધિપતિ શૂરવીર ત્રિગર્ત્ત રાજા ઉભો રહ્યો. હે ભારત! તેની પાછળ સિંહનાદે કરી પૃથ્વી તલને શબ્દાયમાન કરતા વેગવાન અશ્વત્થામા રહ્યા. તેની પાછળ સર્વ સૈન્ય તથા ભાઇયોથી વિંટાયલો દુર્યોધન ઉભો રહ્યો. તેની પાછળ શરદ્વાનના પુત્ર કૃપાચાર્ય ઉભા. એ રીતનો સાગર જેવો તે મોટો વ્યૂહ પાંડવ સામે ચાલવા લાગ્યો. જેમાં પતાકા, શ્વેત છત્રો, વિચિત્ર પ્રકારના બાજુબંધ તથા અમૂલ્ય ધનુષો શોભતાં હતાં. તે મોટો વ્યૂહ જોઇ તમારી તરફના મહારથી યુધિષ્ઠિર રાજાએ, તરત સેનાપતિ ધૃષ્ટદ્યુમ્નને કહ્યું કે, હે મોટા ધનુષવાળા, ભીષ્મે નિર્માણ કરેલા સમુદ્ર સરખા વ્યૂહને જો, અને તું પણ તેમની સામે વ્યૂહ રચના કર. હે મહારાજ! યુધિષ્ઠિરનાં એવાં વચન સાંભળી ક્રૂર એવા ધૃષ્ટદ્યુમ્ને વિપક્ષ વ્યૂહને નાશ કરનાર શૃંગાટક નામનો અત્યંત દારૂણ વ્યૂહ રચ્યો. જેનાં બે શૃંગવિષે હજારો રથ, અશ્વ તથા પાયદળ સહિત ભીમસેન તથા મહારથી સાત્યકિ ઉભા રહ્યા. અગ્રે કૃષ્ણ છે સારથિ જેના એવા શ્વેત અશ્વવાળા નરશ્રેષ્ઠ અર્જુન શોભતા હતા. મધ્ય ભાગમાં માદ્રીપુત્ર નકુળ, સહદેવ તથા યુધિષ્ઠિર રાજા શોભતા હતા. ઉત્તર બાજુમાં મોટા ધનુષવાળા વ્યૂહ શાસ્ત્રમાં ચતુર સૈન્ય સહિત રાજાઓ ઉભા રહ્યા હતા તેથી એ વ્યૂહ ભરાઇ ગયો. તેની પાછળ અભિમન્યુ, મહારથી વિરાટ, પ્રસન્ન મનવાળા દ્રૌપદીના પાંચ પુત્ર તથા ઘટોત્કચ રાક્ષસ હતો. હે રાજન્! જયને ઇચ્છનાર યુદ્ધની કામનાવાળા શૂરવીર પાંડવો એ રીતે મોટો વ્યૂહ રચી સંગ્રામમાં યુદ્ધ વાસ્તે ઉભા રહ્યા તે વખતે ભેરીના શબ્દ સાથે મળેલા શંખના શબ્દ શૂરવીરોના સિંહનાદ તથા પરસ્પર ભટકાતાં શસ્ત્રના શબ્દે કરી સર્વ દિશાઓમાં પ્રતિધ્વનિ પડવા લાગ્યો. હે રાજન્! શૂરવીર પરસ્પર સામે આવી નિમેષ વગરના નેત્રે કરી એક બીજા સામે તેઓ જોવા લાગ્યા. હે મનુષ્યેંદ્ર! પછી યોદ્ધાઓ, એક બીજાના નામે કરી પરસ્પર બોલાવી યુદ્ધ વાસ્તે પ્રવર્ત્તમાન થયા. પરસ્પર મારતા તથા પારકાઓનું ભય આપનાર ભયંકર યુદ્ધ પ્રવર્ત્તમાન થયું. હે ભારત! જે સંગ્રામમાં મોઢાં ફાડેલા, ભયંકર સર્પની પેઠે તીક્ષ્ણ બાણો પડતા હતા. હે રાજન્! મેઘમાંથી પ્રકાશમાન વિજળીઓ પડે તેમ સંગ્રામમાં તેલથી ધોયેલ સારી રીતે પાએલી નિર્મળ શક્તિયો પડતી હતી. સુવર્ણથી શોભતી નિર્મળ

વસ્ત્રે કરી બાંધેલી ગદાઓ, પર્વતનાં શિખરોની પેઠે સંગ્રામમાં પડતી દેખાતી હતી. હે ભારત! નિર્મળ આકાશ જેવા ખડ્ગ તથા સો ચંદ્રાકૃતિવાળી બેલના ચામડાની વિચિત્ર પ્રકારની ઢાલો તેમાં શોભતી હતી. હે નિરાધિપ! તૈયાર થઇ સંગ્રામમાં યુદ્ધ કરતી બેઉ સેના, દેવ તથા દૈત્યની સેના જેવી દેખાતી હતી. બેઉ સેનાના યોદ્ધાઓ, ચોતરફથી એક બીજા સામે દોડતા હતા, તે મોટા સંગ્રામમાં રથિયોએ હાંકેલા રથોની પરસ્પર ધોંસરી અટકી જતી ત્યારે રાજાઓ પરસ્પર યુદ્ધ કરતા હતા. હે ભરતશ્રેષ્ઠ! યુદ્ધ કરતા હસ્તિયોના દાંતના પરસ્પર ઘસાવાથી તેમને વિષે, ધૂમ્ર સહિત અગ્નિ ઉત્પન્ન થતો હતો. ભાલાંથી હણાયલા હાથી ઉપરથી પડતા યોદ્ધાઓ, પર્વતના શિખર ઉપરથી પડતા વૃક્ષની પેઠે શોભતા હતા. વિચિત્ર પ્રકારનું રૂપ ધરનાર, નખ તથા ભાલાંથી યુદ્ધ કરનાર પરસ્પર હણાતા શૂરવીર પાયદળો પણ દેખાતા હતા. એ રીતે કૌરવ તથા પાંડવના સૈનિકો, એક બીજા સામે આવી, નાના પ્રકારના ભયંકર અસ્ત્રે કરી એક બીજાને યમપુરીમાં મોકલતા હતા. રથના શબ્દે કરી, પ્રતિધ્વનિ કરતા શંતનુપુત્ર ભીષ્મ, ધનુષના શબ્દે કરી પાંડવોને મોહ પમાડતા તેમની સામે આવ્યા. ધૃષ્ટદ્યુમ્નાદિક પાંડવ તરફના રથિયો પણ, સાવધાન થઇ, ભયંકર શબ્દ કરતા તેમની સામે આવ્યા. હે ભારત! ત્યાર પછી મનુષ્ય, અશ્વ, રથ તથા હસ્તિએ કરી અત્યંત ગાઢ તમારા તથા તેમની તરફનાઓનું યુદ્ધ પ્રવર્તમાન થયું.

ततः प्रववृते युद्धं तवतेषां च भारत ।
नराश्वरथनागानां व्यतिषक्तं परस्परं ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि अष्टमदिवसयुद्धारंभे गुर्जरभाषायां सप्ताशीतितमोऽध्यायः ॥ ८७ ॥



## અધ્યાય ૮૮ મો. ધૃતરાષ્ટ્રના સાત પુત્રો મરાયા.

संजय उवाच-भीष्मं तु समरे क्रुद्धं प्रतपंतं समंततः ।
नशेकुः पांडवाद्रष्टुं तपंतमिव भास्करं ॥ १ ॥

સંજય કહેછે—હે ધૃતરાષ્ટ્ર! તપતા સૂર્યની પેઠે ચોતરફથી અત્યંત તપતા ક્રોધે ભરાએલા ભીષ્મની સામું જોવા પણ પાંડવો સમર્થ થતા ન હતા. પછી ધર્મપુત્ર યુધિષ્ઠિરની આજ્ઞાથી સર્વ સૈન્ય, તીક્ષ્ણ બાણે કરીને પોતાને પીડતા ગંગાપુત્ર ભીષ્મ સામે દોડ્યાં. સંગ્રામમાં વખાણવા લાયક ભીષ્મે, સૃંજય સહિત સોમકને તથા મોટા ધનુષવાળા પાંચાલને બાણે કરી પાડવા માંડ્યા. ભીષ્મે તત્કાળ રથિયોનાં બાહુ તથા મસ્તકોને કાપી, કેટલાક રથિયોને વિરથ કર્યા. તે સમયે તેમના અસ્ત્રે કરી ઘોડેસ્વારોના ઘોડા ઉપરથી પાડેલાં મસ્તકો તથા મનુષ્ય વગરના પર્વત સરખા અત્યંત મોહ પામી પડેલા હસ્તિયોને અમો જોતા હતા. હે વિશાંપતે! તે વખતે પાંડવ તરફનો મહા બળવાન રથિમાં શ્રેષ્ઠ ભીમસેન વગર બીજો કોઇપણ પુરુષ ત્યાં ઉભો રહ્યો ન હતો. ભીમસેન ભીષ્મ સામે જઇ સંગ્રામમાં તેમને મારતો હતો. તે સમયે ભીષ્મ તથા ભીમસેનના યુદ્ધમાં સર્વ સૈન્યોનો ઘોર ને ભયાનક દુઃખનો શબ્દ હતો. પ્રસન્ન થએલા પાંડવો સિંહનાદ કરતા હતા. મનુષ્યનો જેમાં ક્ષય છે એવા તે સંગ્રામમાં ભાઇથી વિંટાયેલો દુર્યોધન રાજા, ભીષ્મની રક્ષા કરતો હતો.

તે સમે રથિમાં શ્રેષ્ઠ ભીમસેને, ભીષ્મના સારથિને માર્યો, તેથી ભાગ્યા છે ઘોડા જેના એવો તે રથ ચોતરફ દોડવા લાગ્યો. અત્યંત તીક્ષ્ણ ક્ષુરપ્ર નામના બાણે કરી તેણે તત્કાળ સુનાભનુ મસ્તક કાપી નાખ્યું, તેથી હણાયેલો તે પૃથ્વી ઉપર પડયો. એ રીતે મહારથી તમારો પુત્ર હણાયો ત્યારે, આદિત્યકેતુ, બવ્હાશી, કુંડધાર, મહોદર, અપરાજીત, પંડિતક, તથા દુઃખે કરી જીતાય નહીં એવો વિશાલાક્ષ, વિચિત્ર પ્રકારનાં કવચ તથા ધ્વજાવાળા, ભાઇના નાશને સહન ન કરી શકતા શત્રુને મર્દન કરનાર શૂરવીર સાત ભાઇયો મળીને ભીમસેન સામે દોડયા. તેમાંથી મહોદરે તો વજ્ર સરખા નવ બાણે કરી, નમુચિ દૈત્યને જેમ ઇંદ્ર વિંધે તેમ તેને વિંધ્યો. આદિત્યકેતુએ સિત્તેરથી, બવ્હાશીએ પાંચથી, કુંડધારે નેવુંથી, વિશાલાક્ષે પાંચથી, પારકાથી જીતાય નહીં એવા અપરાજીતે ઘણાંક બાણે તથા પંડિતકે ત્રણ બાણે કરીને મહા બળવાન ભીમસેનને વિંધ્યો. તે સહન ન કરી શકતા શત્રુને પીડનાર ભીમસેને ડાબા હાથથી ધનુષને અત્યંત ખેંચી, રણસંગ્રામમાં ગ્રંથી વગરના બાણે કરી તમારા અપરાજીત નામના પુત્રનું સુંદર નાકવાળું મસ્તક કાપી નાંખ્યું, ને બીજા ભલ્લ નામના બાણે કરી મહારથી કુંડધારને સર્વ લોક જોતાં મૃત્યુ લોકમાં મોકલી દીધો. હે ભારત ! વળી અપરિમિત બળવાળા તેણે રણસંગ્રામમાં બાણ સાંધી પંડિતક ઉપર નાખ્યો, જે પંડિતક નામે તમારા પુત્રને હણી, કાળે પ્રેરેલો સર્પ જેમ મનુષ્યને હણી પૃથ્વીમાં પેસી જાય તેમ પૃથ્વીમાં પેસી ગયો. વળી શૂરવીર તેણે પૂર્વનો કલેશ યાદ કરી ત્રણ બાણે કરી વિશાલાક્ષનું મસ્તક કાપી પૃથ્વી ઉપર પાડયું. મોટાં ધનુષવાળા મહોદરને પણ તેણે નારાચ નામના બાણે કરી સ્તનના મધ્યમાં વિંધ્યો. હણાયેલો તે પણ પૃથ્વી ઉપર પડયો. બાણે કરી આદિત્યકેતુ નામના તમારા પુત્રનો ધ્વજ કાપી, અત્યંત તીક્ષ્ણ ભલ્લ નામના બાણે કરી તેનું પણ મસ્તક કાપી નાખ્યું. વળી ગ્રંથી વગરના બાણે કરી અત્યંત કોપેલા તેણે, બવ્હાશી નામના તમારા પુત્રને યમલોકમાં મોકલી દીધો. તે વખતે હે વિશાંપતે ! સભામાં તેનું બોલેલું સત્યજ છે, એમ માનતા બીજા તમારા પુત્રો ત્યાંથી નાસી ગયા. ભાઇયોના દુઃખથી દુર્બલ દુર્યોધન રાજાએ તમારી તરફના યોદ્ધાઓને કહ્યું કે, આ ભીમસેનને યુદ્ધમાં મારો. હે વિશાંપતે ! એ રીતે મોટા ધનુષવાળા તમારા પુત્રોએ નાશ પામેલા ભાઇયોને જોઇ કહ્યું કે, જે મહા પ્રાજ્ઞ વિદુરે આપણા હિતનાં વચન કહ્યાં હતાં. દીર્ઘ દૃષ્ટિવાળા તેમનાં વચન ખરાં પડયાં. હે જનાધિપ ! લોભ તથા મોહાવિષ્ટ તમે પુત્રની પ્રીતિને લીધે હિત વચન જે વિદુરાદિકે કહ્યું હતું તે માન્યું નહીં, પણ તેજ રીતે બળવાન મહાબાહુ પાંડવ ભીમસેન, તમારા પુત્રોને તથા બીજા કૌરવોને મારવા લાગ્યો. એટલામાં અત્યંત દુઃખિત દુર્યોધન રાજા, ભીષ્મ પાસે આવી, વિલાપ કરવા લાગ્યો કે, ભીમસેને યુદ્ધમાં શૂરવીર મારા ભાઇયોને માર્યા. બીજા સર્વ સૈનિકો પણ યત્ન કરે છે પણ હણાય છે તો પણ તમે મધ્યસ્થપણાએ કરી અમારી ઉપેક્ષા કરો છો. હું આ આડે રસ્તે ચાલ્યો એ મારૂં દૈવ જુઓ. એવાં દુર્યોધનનાં કઠોર વચન સાંભળી તમારા પિતા ભીષ્મે, આંખમાં અશ્રુ આણી, તેને આવી રીતે કહ્યું કે, હે તાત ! પૂર્વે મેં, દ્રોણે, વિદુરે તથા યશસ્વિની ગાંધારીએ પણ તને કહ્યું હતું, પણ તારા માનવામાં આવ્યું નહીં. હે શત્રુનો નાશ કરનાર ! મેં તો પૂર્વેજ તારી સાથે ઠરાવ કર્યો હતો જે મને તથા દ્રોણાચાર્યને તારે કયારે પણ યુદ્ધમાં જોડવા નહીં. કારણ ધૃતરાષ્ટ્રના પુત્રોમાંથી ભીમસેન, જેને સંગ્રામમાં દેખશે

તેને મારી નાખશે. એ તને હું સત્ય કહું છું, એમ પણ મેં કહ્યું હતું, માટે હવે હે રાજન ! તું સ્થિર થઇ સંગ્રામમાં દઢ મતિ કરી સ્વર્ગ પરાયણ થઇ, પાંડવ સાથે યુદ્ધ કર. હે ભારત ! ઈંદ્ર સહિત દેવ તથા દૈત્યો પણ સંગ્રામમાં પાંડવોને જીતી શકે એમ નથી, માટે યુદ્ધમાં સ્થિર મતિ કરીને યુદ્ધ કર.

नशक्याः पांडवा जेतुं सेंद्रैरपि सुरासुरैः ।
तस्माद्युद्धे स्थिरांकृत्वा मतिं युध्यस्व भारत ॥

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि सुनाभादिधृतराष्ट्रपुत्रवधे गुर्जरभाषायामष्टाशीतितमोऽध्यायः ॥ ८८ ॥**

## અધ્યાય ૮૯ મો. મધ્યાહ્ન યુદ્ધ.

धृतराष्ट्र उवाच—दृष्ट्वा मे निहितान्पुत्रान् बहूनेकेन संजय ।
भीष्मो द्रोणः कृपश्चैव विमकुर्वत संयुगे ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર કહે છે—હે સંજય ! એક ભીમે મારા સાત પુત્રને હણ્યા તેને જોઇ ભીષ્મ, દ્રોણ તથા કૃપાચાર્યે સંગ્રામમાં શું કર્યું ? હે સંજય ! દિવસે દિવસે મારા પુત્રો ક્ષય પામે છે માટે તેમને દૈવેજ હણેલા છે, એમ હું માનું છું. સંગ્રામમાં મારા સર્વ પુત્રો, પરાજય પામે છે જય પામતા નથી, અને ભીષ્મ, દ્રોણ, મહાત્મા કૃપાચાર્ય, સોમદત્ત પુત્ર ભૂરિશ્રવા, શૂરવીર ભગદત્ત તથા અશ્વત્થામા, પાછા વળનાર નહીં એવા એટલા બધા શૂરવીરો અને બીજા પણ ધનુર્ધારીની વચ્ચે રહેલા મારા પુત્રો, સંગ્રામમાં હણાય છે માટે ભાગ્ય વિના બીજું કંઇ કારણ હું જોતો નથી, પૂર્વે તેના હિતની ઇચ્છા વાસ્તે મેં વાર્યો હતો, તેમ ભીષ્મ, વિદુર તથા ગાંધારીએ પણ વાર્યો હતો, તોપણ દુર્બુદ્ધિમાન દુર્યોધન પૂર્વે મોહને લીધે સમજ્યો નહીં, તેનું આ ફળ પ્રાપ્ત થાય છે. અત્યંત ક્રોધે ભરાયેલો ભીમસેન, દિવસે દિવસે મારા પુત્રોને યમપુરીમાં મોકલે છે. સંજય કહે છે કે–હે ધૃતરાષ્ટ્ર ! હે વિભો ! વિદુરે જે વચન કહ્યું હતું તે તમારા માનવામાં ન આવ્યું, પણ તે પ્રમાણે આ ઘોર સંકટ પ્રાપ્ત થયું છે. પુત્રોને દ્યૂતથી નિવારણ કરો ને પાંડવોનો દ્રોહ કરો નહિ, એ રીતે તમારા હિતને ઇચ્છનાર સંબંધીઓ પણ કહેતા હતા, તથાપિ મરણ નજીક આવેલો માણસ પથ્ય ઔષધને સ્વીકારે નહીં, તેમ તેમનાં વાક્યને તમે સાંભળવા ઇચ્છતા નહતા, તેથી તેમના કહેવા પ્રમાણે તમને આ દુઃખ પ્રાપ્ત થયું. વિદુર, દ્રોણ, ભીષ્મ તથા બીજા હિતૈષિઓનાં હિતરૂપ વચન ન માનવાથી કૌરવો નાશ પામે છે. હે વિશાંપતે ! હવે તો યથાર્થપણાએ કરી જે રીતે યુદ્ધ થાય છે તે રીતે યુદ્ધજ કરવું જોઇએ, હે રાજન ! મધ્યાહ્ન વખતે લોકનો ક્ષય કરનાર મહા ભયંકર સંગ્રામ પ્રવર્ત્તમાન થયો તે હું તમને કહું છું સાંભળો. ધર્મપુત્ર યુધિષ્ઠિરની આજ્ઞાથી ક્રોધ પામેલું સૈન્ય, ભીષ્મની સામે તેમને મારવાની ઇચ્છાથી ગયાં. ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, મહારથિ સાત્યકિ, વિરાટ તથા દ્રુપદ, સર્વ સોમક સહિત બીજા શૂરવીરો સંગ્રામમાં મહારથી ભીષ્મ સામે દોડયા. પાંચ કેકય, ધૃષ્ટકેતુ, કવચ પહેરેલા કુંતિભોજ, સૈન્ય સહિત ભીષ્મ સામે ગયા. અર્જુન, દ્રૌપદીના પાંચ પુત્ર તથા પરાક્રમી ચેકિતાન, દુર્યોધને આજ્ઞા આપેલા સર્વ રાજાઓ સામે ગયા, અભિમન્યુ, શૂરવીર મહારથી હિડિંબા

પુત્ર ઘટોત્કચ તથા અત્યંત કુપિત ભીમસેન કૌરવો સામે લડવા લાગ્યા. એ રીતે ત્રણુ થોકે કરી ઉભેલા પાંડવો, કૌરવોને યુદ્ધમાં મારવા લાગ્યા. તેમજ કૌરવોપણુ પાંડવ તરફના-ઓને સંગ્રામમમાં મારતા હતા. અત્યંત ક્રોધે ભરાયેલા દ્રોણાચાર્ય સૃંજય સહિત રથિમાં શ્રેષ્ઠ સોમક સામે તેમને યમલોકમાં પોહોચાડવા સારૂ દોડયા. પછી ધનુષ ધરનાર તેમણે મારવા માંડેલા મહાત્મા સૃંજયોનો મોટો પીડિત સ્વર થવા લાગ્યો. મહા સંગ્રામમમાં દ્રોણે હણેલા ઘણાક ક્ષત્રિયો વ્યાધિથી કલેશ પામેલાં મનુષ્યોની પેઠે ચેષ્ટા કરતા દેખાતા હતા. ન સમજાય એવો શબ્દ કરતાં ચીસો પાડતાં તથા મોટેથી શબ્દ કરતાં પ્રાણીઓનો શબ્દ ભૂખથી કલેશ પામતાં મનુષ્યોના જેવો નિરંતર સંભળાતો હતો. તે વખતે મહા બળવાન ભીમસેન, ક્રોધે ભરાયેલા બીજા કાળની પેઠે કૌરવ તરફનાઓનો ભયંકર ક્ષય કરતો હતો, હે રાજન્! મહા સંગ્રામમમાં એ રીતે પરસ્પર મારતા સૈન્યોના રૂધિરના પ્રવાહવાળી ભયંકર નદી પ્રવર્ત્તમાન થઇ. હે મહારાજ! કૌરવ તથા પાંડવનો યમના દેશને વધારનાર મહા ભયંકર સગ્રામ થયો. એટલામાં વેગવાન ભીમસેન હસ્તિ સૈન્ય સામે જઇ તેને યમલોકમાં પહોચાડવા લાગ્યો. હે ભારત! ભીમસેને નારાચ નામના બાણે કરી હણેલા કેટલાક હસ્તિઓ ભૂમિપર પડતા હતા, કેટલાક શબ્દ કરતા હતા, કેટલાક દુઃખ પામતા હતા, કેટલાક દિશાઓમાં નાસતા હતા, અને કપાયાં છે મુંઢ તથા શરીર જેમનાં એવા બીનેલા કેટલાક હસ્તિઓ કૌંચની પેઠે શબ્દ કરતા પૃથ્વી ઉપર પડતા હતા. નકુળ તથા સહદેવ અશ્વસૈન્ય સામે દોડી, તેને મારવા લાગ્યા. સુવર્ણમય છે શિરોભૂષણુ, ગ્રીવાભૂષણુ તથા ઉપસ્કર જેમનો એવા તેમણે મારવા માંડેલા હજારો હજાર અશ્વો આમ તેમ દોડતા હતા. હે રાજન્! જીભ્હા વગરના શ્વાસોશ્વાસ કરતા શબ્દ કરતા અને પ્રાણુ રહિત થઇ પડતા, નાના પ્રકારના રૂપ ધારણુ કરેલા અશ્વોએ કરી તથા અર્જુને હણેલા રાજાઓએ કરીને ભયંકર પૃથ્વી તે તે ઠેકાણે શોભતી હતી. ભાગેલા રથ, કપાયેલા ધ્વજ, કપાયેલાં મોટાં આયુધ, ચામર, વ્યજન, છત્ર, અત્યંત મોટી કાંતિવાળા હાર, વક્ષસ્થલના આભરણુ, બાજુબંધ, કુંડલે સહિત મસ્તક, ચુંથાયેલ પાઘડીઓ, રથના હેડળનું કાષ્ટ તથા રાશ સહિત જોતરે કરી સંકીર્ણ રણુભૂમિ, વસંતઋતુમાં પુષ્પે કરી શોભે તેમ શોભતી હતી. હે ભારત! એજ રીતે શંતનુપુત્ર ભીષ્મ તથા રથિમાં શ્રેષ્ઠ દ્રોણાચાર્ય ક્રોધ પામવાથી પાંડવોનો ક્ષય પ્રવર્ત્તમાન થયો અને અશ્વત્થામા, કૃપાચાર્ય કૃતવર્મા તથા બીજાઓ પણુ ક્રોધ પામવાથી તમારી તરફનાઓનો પણુ ક્ષય પ્રવર્ત્તમાન થયો.

**अश्वत्थाम्नि कृपेचैव तथैव कृतवर्मणि ।**
**तथेतरेषु क्रुद्धेषु तावकानामपिक्षयः ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि अष्टमादिवसयुद्धे गुर्जरभाषायां ऊननवतितमोऽध्यायः ॥ ८९ ॥**

## અધ્યાય ૯૦ મો. માયા યુદ્ધ-ઇરાવાનનો વધ.

**संजय उवाच-वर्त्तमाने तथारौद्रे राजन् वीरवरक्षये ।**
**शकुनिः सौबलः श्रीमान् पांडवान् समुपाद्रवत् ॥ १ ॥**

સંજય કહે છે–હે રાજન્ ! શ્રેષ્ઠ શૂરવીરનો જેમાં ક્ષય થતો હતો એવા તે સંગ્રામમાં ઘૂમતો સુબલપુત્ર શકુનિ પાંડવ સામે દોડયો. તેમજ હે રાજન્ ! વિપક્ષના શૂરવીરો હણનાર યાદવકુળમાં ઉત્પન્ન થયેલો હાર્દિકય પાંડવની સેના સામે દોડયો. તે સમે કાંબોજના આગેવાનો, નદીવાળા દેશમાં થયેલા વેગવાન, વાયવ્ય ખુણામાં થયેલા, મહી નદીના કાંઠા ઉપર થયેલા, સિંધુદેશમાં થયેલા, વનાયુ દેશના, શ્વેત પર્વતમાં રહેનારા અને બીજા તિત્તર દેશમાં ઉત્પન્ન થયેલા, વાયુ જેવા વેગવાળા, સુવર્ણથી શોભતાં કવચ પહેરેલા તેઓની સામે સારી રીતે શણગારેલા ઘોડાઓના ગણે કરી વિંટાયેલો પ્રસન્ન મનવાળો શત્રુને તપાવનાર બળવાન અર્જુનનો પુત્ર ઇરાવન, લડવામાટે આવ્યો. ઐરાવત નામના નાગરાજની પુત્રી ઉલૂપીને વિષે બુદ્ધિમાન અર્જુનથી તે ઉત્પન્ન થયો હતો. તેના સ્વામીને ગરૂડે મારી નાખવાથી: દીન ચિત્તવાળી કૃપણ કામવશ થયેલી સંતાન વગરની તે મહાત્મા ઐરાવતે અર્જુનને આપી, એટલે તેણે પોતાની સ્ત્રીરૂપે ગ્રહણ કરી. એ રીતે પર ક્ષેત્રમાં અર્જુનથી ઉત્પન્ન થયેલો તે, માની રક્ષાથી નાગલોકમાંજ ઉછર્યો હતો. પછી અશ્વસેન નામના તેના કાકાએ અર્જુનના દ્વેષથી તેનો ત્યાગ કર્યો ત્યારે રૂપ તથા ગુણવાન, બળ સંપન્ન સત્ય પરાક્રમવાળા મહાબાહુ તેણે ઇંદ્ર લોકમાં ગયેલા અર્જુનને સાંભળી, ત્યાં જઇ હાથ જોડી, વિનય પુરઃસર અવ્યગ્ર ચિત્તથી પોતાના પિતાને પ્રણામ કરી કહ્યું કે, હે પ્રભો ! તમારૂં કલ્યાણ થાઓ. હું ઇરાવાન નામનો તમારો પુત્ર છું. એમ કહી પોતાની માનો તેની સાથે જે રીતે સંબંધ થયો હતો તે સર્વ કહી બતાવ્યો. પાંડુપુત્ર અર્જુન પણ, બનેલા વૃત્તાંતને યાદ કરી, ગુણે કરી પોતા સરખા પુત્રને મળી પ્રસન્ન થઇ તેને ઇંદ્રને ત્યાં તેડી જઇ દેવલોકમાં મહાબાહુ એવા તેણે પોતાના કામ વાસ્તે તેને આજ્ઞા કરી કે અમારા યુદ્ધ વખતે અમારી તારે સહાયતા કરવી. તે સાંભળી તેણે કબુલાત કરી હતી તેથી યુદ્ધ વખતે કામ સરખા વર્ણ તથા વેગવાળા ઘણાક અશ્વે કરી વિંટાયેલો તે અહિં આવ્યો હતો. સુવર્ણના શિરોભૂષણવાળા નાના પ્રકારના વર્ણથી શોભતા મન જેવા વેગવાળા ઘોડાઓ, સમુદ્રમાં હંસ કુદે તેમ કુદતા, મન જેવા વેગવાળા તે તમારા અશ્વ સમુદાય સામે ધસી, છાતીએ છાતી તથા નાસિકાએ કરી પરસ્પર હણતા અત્યંત વેગથી હણાએલા તે, તત્કાળ પૃથ્વી ઉપર પડવા લાગ્યા. એ રીતે પડતા અશ્વનો, વેગે કરી ગરૂડના જવાથી શબ્દ થાય તેમ શબ્દ થતો હતો. તમારી તરફના ઘોડેસ્વારો પરસ્પર સામે આવી પ્રહાર કરતા હતા. એ રીતે વર્ત્તમાન અત્યંત ભયંકર ગાઢ સંગ્રામમાં બેઉ તરફના સમુદાય મરણ પામ્યા. હણાયા છે ઘોડા જેના એવા, થાકી ગયેલા અત્યંત ક્ષીણ થયા છે બાણ જેના એવા પરસ્પર મારતા શૂરવીરો નાશ પામતા હતા. હે ભારત ! તે રસ્તે વાયુ જેવા વેગવાળા જુવાન, બળ સંપન્ન અશ્વ ઉપર બેસી, આવા યુદ્ધમાં કુશળ ભયંકર રૂપવાળા બળવાન મોટા સૈન્યયુક્ત, સ્વર્ગ વાસ્તે જીતવાની ઇચ્છાવાળા, ગજ, ગવાક્ષ, વૃષભ, ચર્મવાન, આર્જવ તથા શુક નામના છ શકુનિના નાના ભાઇઓ, શકુનિ તથા બીજા બળવાન યોદ્ધાઓએ વાર્યા તોપણ શૂરવીર યુદ્ધમાં દુર્મદ કંધારના રાજાઓ રણસંગ્રામમાં નીકળી દુઃખે કરી પણ જીતાય નહીં એવા પાંડવના સૈન્યને ભેદી તેમાં પેઠા. તેમને જોઇ પરાક્રમી અર્જુન પુત્ર ઇરાવાને, સંગ્રામમાં જે રીતે આ દુર્યોધન તરફના યોદ્ધાઓ, પાછળ ચાલનાર તથા વાહન સહિત હણાય તે રીતે યુક્તિ કરો. એવાં તેનાં વચન સાંભળી બહુ સારૂં એમ કહી સર્વ યોદ્ધાઓ, સંગ્રામમાં બીજાએ દુઃખે

કરીને જીતાય નહીં એવા તે સૈન્યને મારવા માંડયું. તેમણે પીડવા માંડેલા પોતાના સૈન્યને જોઇ તે સહન ન કરી શકતા સુબલના પુત્રોએ સામે દોડી ચોતરફથી ઈરાવાનને ઘેરી લીધો. તીક્ષ્ણ સાંગે કરી પરસ્પર એક બીજાને મારતા બેઉ તરફના શૂરવીરો અત્યંત વ્યાકુળ થયા હોય તેમ દોડતા હતા. પછી મહાત્માએ તીક્ષ્ણ સાંગોથી ભેદેલો સ્રવતા રૂધિરયુક્ત અંગવાળો, ચોતરફથી ઘણુંકે હણેલો એકલો હોવા છતાં પર પુરને જીતનાર તે અંકુશોએ કરીને વિંધેલા હસ્તિયોની પેઠે વ્યથા ન પામતાં અત્યંત ક્રોધે કરી સર્વને તીક્ષ્ણ બાણો વડે મોહ પમાડી, વિંધી, પોતાના શરીરમાં વાગેલી સાંગોને શરીરમાંથી બહાર કાઢી, તેજ પાછી સુબળ પુત્ર ઉપર નાખી. તીક્ષ્ણ ખડ્ગ ખેંચી ઢાલ ગ્રહણ કરી, પાગપાળો તે પોતે સુબળના પુત્રોને મારવાની ઇચ્છાથી તરત તેમની પાસે ગયો. એટલામાં પાછા આવ્યા છે પ્રાણ જેમાં એવા સર્વ સુબલના પુત્રો પણ ફરીથી ઇરાવાન સામે ધસ્યા. બળે કરીને દર્પિત ઇરાવાન પણ ખડ્ગે કરી, પોતાની હસ્તલાઘવી દેખાડતાં સર્વની સામે અડયો. લાઘવતાથી વિચરતા તેનું, અશ્વથી વિચરતા સુબલના સર્વ પુત્ર કાંઇ છિદ્ર જોતા ન હતા. પછી સંગ્રામની પૃથ્વીમાં ઉભેલા તેને જોઈ, સુબળના પુત્રો, ચોતરફથી ઘેરીને પકડવા તૈયાર થયા. તે વખતે શત્રુનો નાશ કરનાર તેણે, ખડ્ગે કરી બેઉ હાથથી પાસે આવેલા તેમના શરીરના અવયવો કાપી, તેમનાં આયુધ તથા હસ્તો કાપી નાખ્યા. તે સમયે કપાઇ ગયાં છે અંગ જેનાં એવા મરણ પામેલા પ્રાણ રહિત તેઓ પૃથ્વી ઉપર પડયા. તેમાંથી અનેક તરેહથી ક્ષત થયેલો વૃષભ નામનો સુબળપુત્ર, મહા ભયંકર નાશમાંથી છુટયો. તે સર્વને પડેલા જોઇ બીનેલા દુર્યોધને, અત્યંત ક્રોધથી ઋષિશૃંગના પુત્ર મોટા ધનુષવાળા માયાવી, શત્રુને દમન કરનાર પૂર્વે થયેલા બકના વધથી ભીમસેનના વૈરી એવા રાક્ષસ પાસે જઇ, તેને કહ્યું કે હે વીર ! આ માયાવી અર્જુનનો પુત્ર, મારૂં અપ્રિય કરવા સારૂ મારા સૈન્યનો ક્ષય કરે છે તે તું જો. ઇચ્છામાં આવે ત્યાં જનાર તથા માયાથી અસ્ત્ર રચવામાં ચતુર ભીમસેન સાથે તારે વેર પણ છે માટે આને સંગ્રામમાં માર. ‘ ઠીક સારૂ ’ એમ કહી, ભયંકર રૂપવાળો રાક્ષસ, સિંહનાદ કરતો વાહન ઉપર બેઠેલા યુદ્ધમાં કુશળ નિર્મળ સાંગથી યુદ્ધ કરનાર, પ્રહાર કરનાર શૂરવીર પોતાના સૈન્યથી વિંટાઇ હણાતાં બાકી રહેલા ઉત્તમ બે હજાર ઘોડા સહિત મહા બળવાન ઈરાવાનને સંગ્રામમાં મારવા સારૂ જ્યાં અર્જુન પુત્ર, હતો. ત્યાં ગયો. શત્રુને હણનાર પરાક્રમી ઇરાવાને પણ તરત પોતાને મારવાની ઇચ્છાથી આવતા રાક્ષસને રોકી રાખ્યા. તેને જોઇ મહા બળવાન રાક્ષસે માયા રચી. તે કેવી રીતે કે ત્રિશૂળ તથા પટ્ટા ધારણ કરનાર રાક્ષસો જેની ઉપર બેઠેલા છે એવા માયામય તેટલાજ ઘોડા રચ્યા. અત્યંત કુપિત પ્રહાર કરનાર રાક્ષસોએ તથા ઇરાવાન તરફનાઓએ થોડા વખતમાં એક બીજાને પ્રેત લોકમાં પહોંચાડી દીધા. તે રીતે બેઉ તરફનાં સૈન્ય નાશ પામ્યાં ત્યારે યુદ્ધમાં દુર્મદ તે બેઉ, સંગ્રામમાં વૃત્રાસુર તથા ઇંદ્રની પેઠે લડવા લાગ્યા. પોતાની સામે આવતા યુદ્ધમાં દુર્મદ તે રાક્ષસને જોઇ મહા બળવાન ઇરાવાને પણ, તેની સામે દોડી, પાસે આવેલા દુર્બુદ્ધિવાળાનું ખડ્ગે કરી પ્રદીપ્ત ધનુષ અને ભાથું કાપી નાખ્યું. કપાઇ ગયેલા ધનુષને જોઇ ઇરાવાનને પણ માયાએ કરીને જાણે મોહ પમાડતો હોય તેમ વેગે કરી આકાશમાં ઉડયો. ઈરાવાને આકાશમાં કુદી, માયાએ કરી રાક્ષસને મોહ પમાડી, સર્વનાં મર્મસ્થાનને જાણનાર કોઈથી સહન થાય નહીં એવા ઇચ્છા પ્રમાણે રૂપ ધરનાર તેણે,

બાણે કરી તેના શરીરના અવયવો કાપ્યા. એ રીતે બાણે કરીને વારંવાર હણાતો તે રાક્ષસ, પાછો હતો તેવો થઇ, યૌવન પામ્યો, કારણ કે રાક્ષસોને માયા પણ સહજ છે, ને વય તથા રૂપ પણ ઇચ્છા પ્રમાણે પ્રાપ્ત થાય છે માટે એ રાક્ષસનું જે જે અંગ કપાતું હતું તે તે પાછું ઉત્પન્ન થતું હતું. અત્યંત કુપિત ઇરાવાન મહા બળવાન તે રાક્ષસને, તીક્ષ્ણ ફરશીથી કાપવા લાગ્યો. એ રીતે બળવાન તેણે વારંવાર કાપ્યો તોપણ તે રાક્ષસ વારંવાર ભયંકર શબ્દ કરવા લાગ્યો ફરશીએ કરી હણાયેલા તેના અંગમાંથી ઘણુંક રૂધિર સ્રવવા લાગ્યું. તે વખતે ક્રોધે ભરાયેલા ઇરાવાને ઘણા વેગથી તેને મારવા માંડયો ઋષિશ્રૃંગનો પુત્ર તે તે રાક્ષસ, વૃદ્ધિ-પામેલા શત્રુને જોઇ, ભયંકર મોટું રૂપ ધારણ કરી, શૂરવીર યશસ્વી અર્જુનના પુત્ર ઇરાવાનને સંગ્રામમાં બધા જોતાં પકડવા તૈયાર થયો. એ રીતે તે દુરાત્મા રાક્ષસની માયા જોઇ ક્રોધે ભરાયેલા ઇરાવાને પણ માયા કરી,. તે કેવી રીતે કે, સંગ્રામમાં પાછો ફરે નહીં એવો, ક્રોધે કરી વ્યાપ્ત તેની માનો બધો વંશ તેની પાસે આવી ઉભો. હે રાજન્ ! ઘણાક નાગે કરી સંગ્રામમાં વિંટાએલા ઇરાવાને મોટી ફણાવાળા શેષના જેવું રૂપ ધારણ કરી, અનેક પ્રકારના નાગે કરી તે રાક્ષસને ઢાંકી દીધો. એ રીતે ઢંકાઇ ગયેલા તે રાક્ષસે વિચાર કરી તેની માના વંશને ભક્ષણ કર્યો તેથી ઇરાવાન મોહ પામી ગયો. તે સમે રાક્ષસે ખડ્ગે કરી કુંડલ તથા મુકુટ સહિત કમળ તથા ચંદ્ર સરખી કાંતિવાળું ઇરાવાનનું મસ્તક કાપી નાખ્યું. એ રીતે એ રાક્ષસે અર્જુન પુત્ર ઇરાવાનને માર્યો ત્યારે રાજા સહિત ધૃતરાષ્ટ્ર તરફના યોદ્ધાઓ શોક રહિત થયા. એ રીતે ભયંકર સંગ્રામમાં બેઉ સેનાનો નાશ થતો હતો. આ સંકુળ સંગ્રામમાં મળી ગયેલા હાથી, ઘોડા તથા પાયદળોને હસ્તિયો મારતા હતા. રથ, અશ્વ તથા હસ્તિયોને તે તે ઠેકાણે પાયદળો મારતા હતા, ને પાયદળ, રથી તથા ઘોડાઓને તમારા તથા તેના સૈન્યમાં રથિયો મારતા હતા. હવે પોતાનો ઔરસ પુત્ર નાશ પામ્યો તેને ન જાણતો અર્જુન, સંગામમાં ભીષ્મનું રક્ષણ કરનાર શૂરવીર રાજાઓને મારતો હતો. તેમજ હે રાજન્ ! તમારી તરફના તથા હજારો સૃંજય. સંગ્રામમાં પ્રાણનો હોમ કરતાં એક બીજાને હણતા હતા. કેટલાક છુટા કેશવાળા કવચ રહિત, રથ વગરના કપાઇ ગયેલા ધનુષવાળા, એકઠા મળી પરસ્પર બાહુથી યુદ્ધ કરતા હતા. તેમજ શત્રુને તપાવનાર ભીષ્મ, સંગ્રામમાં પાંડવની સેનાને કંપાવતાં, મર્મસ્થાન ભેદનાર બાણે કરી મહારથિયોને મારતા હતા યુધિષ્ઠિરના સૈન્યમાં ઘણાંક માણસો હસ્તિયો, ઘોડેસ્વાર, રથિયો તથા ઘોડાઓ નાશ પામતા હતા. હે ભારત ! તે વખતે સંગ્રામમાં અતિ આશ્ચર્યરૂપ ભીષ્મનું પરાક્રમ, ઇંદ્રના પરાક્રમ જેવું અમે જોયું. હે ભારત ! ભીમસેન, પૃષતગોત્રમાં ઉત્પન્ન થયેલા ધૃષ્ટદ્યુમ્ન તથા ધનુષ ધરનાર સાત્યકિનું પણ સંગ્રામમાં મહા ભયંકર યુદ્ધ અમોએ જોયું. દ્રોણનું પરાક્રમ જોઇ પાંડવોને સંગ્રામમાં ભય ઉપજ્યો ને દ્રોણે પીડા પમાડેલા તે, એવી રીતે કહેવા લાગ્યા કે આ એકજ વીર સૈનિકોને મારવા સમર્થ છે, ત્યારે પૃથ્વીના શૂરવીર અનેક યોદ્ધાથી વિંટાએલા હોય તો શું ન કરે ? ભયંકર સંગ્રામમાં બેઉ સેનાના શૂરવીર એક બીજાને સહન કરી શકતા ન હતા. હે તાત ! ધનુષ ધરનાર, ક્રોધે ભરાયેલા મહા બળવાન તમારા તથા પાંડવ તરફના, ભૂતાદિકે પ્રવેશ કરેલાની પેઠે રાક્ષસ જેવા ક્રૂર થઇ યુદ્ધ કરતા હતા. શ્રેષ્ઠ શૂરવીરના ક્ષયવાળા દૈત્ય જેવા તે સંગ્રામમાં પ્રાણની રક્ષા કરે એવા કોઇને પણ અમે ન જોતા હતા.

न स्म पश्यामहे कंचित्प्राणान्यः परिरक्षति ।
संग्रामे दैत्यसंकाशे तस्मिन्वीरवरक्षये ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि इरावद्वधे गुर्जरभाषायां
वतितमोऽध्यायः ॥ ९० ॥



## અધ્યાય ૯૧ મો. ઘટોત્કચ ને દુર્યોધન.

तराष्ट्र उवाच--इरावंतं तु निहतं दृष्ट्वा पार्थामहारथाः ।
संग्रामे किमकुर्वत तन्ममाचक्ष्व संजय ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર કહે છે—હે સંજય! સંગ્રામમાં હણાયેલા ઇરાવાનને જોઈ, મહારથી પાંડ-એ શું કર્યું તે મને કહે? સંજય કહે છે કે, સંગ્રામમાં હણાયેલા ઇરાવાનને જોઇ મસેનના પુત્ર ઘટોત્કચ રાક્ષસે અત્યંત મોટી ગર્જના કરી. વન તથા પર્વત સહિત સમુદ્ર ર્યંત પૃથ્વી તેથી ચલાયમાન થઈ અને સર્વ દિશા તથા અંતરિક્ષમાં પ્રતિધ્વનિ પડયો. મારા સૈન્યના પગ ઢીલા થયા અને શરીરમાં કંપ તથા સ્વેદ થવા લાગ્યો. હે મહારાજ! વખતે તમારી તરફના સર્વ, દીન ચિત્તવાળા થઇ, સિંહથી બીનેલા હસ્તિયોની પેઠે તરફ નાસભાગ કરવા લાગ્યા. ઘટોત્કચ રાક્ષસ તો એ રીતે વજ્રપાત જેવી ગર્જના કરી, જ્વલિત ત્રિશૂલ ઉગામી, ભયંકર રૂપ ધારણ કરી નાના પ્રકારનાં આયુધ ધારણ કરેલા ૪ રાક્ષસોએ વિંટાયેલો, કાળના કાળ મૃત્યુ સરખો અત્યંત ક્રોધે ભરાયેલો આપણા ન્યને મારવા લાગ્યો. ભયંકર રૂપવાળા અત્યંત ક્રોધે ભરાયેલા તેને તથા તેના ભયથી દ્ધા વિમુખ થયેલા પોતાના સૈન્યને જોઇ તથા મોટું ધનુષ ગ્રહણ કરી, વારંવાર મોટો હનાદ કરી દુર્યોધન રાજા તેની સામે દોડયો. તેની ગાછળ મદ ઝરતા પર્વત સરખા ા હજાર હસ્તિ સહિત બંગ દેશનો રાજા ગયો. હે મહારાજ! એ રીતે હસ્તિ સૈન્યથી ંટાઇ આવતા તમારા પુત્રને જોઇ તે રાક્ષસ કોપાયમાન થયો. પછી રાક્ષસો તથા દુર્યો-નના સૈન્યનું રૂવાં ઉભાં કરે એવું મહા ભયંકર યુદ્ધ પ્રવર્ત્તમાન થયું. મેઘના વૃંદની પેઠે મેલાં હસ્તિસૈન્યને જોઇ, વિવિધ પ્રકારના શબ્દ કરતા શસ્ત્ર ધારણ કરેલા અત્યંત ક્રોધા-ત રાક્ષસો, વિજળી સહિત મેઘની પેઠે તેની સામે દોડી, બાણ, શક્તિ, તરવાર તથા રાચ નામના બાણે કરી, હસ્તિ ઉપર બેસી યુદ્ધ કરનારને મારવા લાગ્યા. ગોફણ ત્રિશૂલ, મર, ફરશી, પર્વતના અગ્રભાગ તથા વૃક્ષોએ કરી મોટા હસ્તિયોને પણ મારવા લાગ્યા. મહારાજ! તે વખતે રાક્ષસોએ મારવા માંડેલા, ભેદાયેલ કુંભસ્થલ તથા અંગવાળા વેર વમન કરતા હસ્તિયોને અમે જોતા હતા. હે મહારાજ! હસ્તિયો તથા તે ઉપર સી યુદ્ધ કરનારનો નાશ થયો તેથી ક્રોધ વશ થયેલા દુર્યોધને, પોતાના જીવિતનો ત્યાગ ી રાક્ષસો સામે દોડી, તેમની ઉપર તીક્ષ્ણ બાણ નાખતાં મોટા ધનુષવાળા તેણે મુખ્ય ક્ષસોને માર્યા. વળી અત્યંત ક્રોધે ભરાયેલા મહા બળવાન તમારા પુત્ર દુર્યોધને, વેગવાન, ડા રૌદ્ર વિદ્યુજ્જીહ્વ તથા પ્રમાથિ નામના ચાર રાક્ષસોને ચાર બાણે કરી મારી, રાક્ષસના ન્ય ઉપર બાણનો વરસાદ કર્યો. હે મારિષ! તમારા પુત્રનું એવું મોટું કર્મ જોઈ, મહા ળવાન ભીમસેનનો પુત્ર, ક્રોધે કરી પ્રજ્વલિત થઇ ઇંદ્રના વજ્ર જેવું મોટું ધનુષ સજ્જ

કરી, વેગે કરી શત્રુને દમન કરનાર દુર્યોધન સામે દોડયો. કાળે મોકલેલા મૃત્યુ જેવા તેને જોઈ, હે મહારાજ! તમારો પુત્ર દુર્યોધન કંઈ પણ વ્યથા પામ્યો નહિ. વળી ક્રોધથી લાલ નેત્રવાળા ભીમસેન પુત્રે, દુર્યોધનને કહ્યું કે, હે દુર્બુદ્ધિવાળા! જે પાંડવોને અત્યંત ક્રૂર બુદ્ધિવાળા તેં ઘણા કાળ સુધી પ્રવાસ કરાવ્યો, અને છળરૂપ દ્યૂતે કરી પરાજય પમાડયા, તેમજ એક વસ્ત્ર પહેરેલ રજસ્વલા એવાં માતા દ્રૌપદીને સભામાં લઈ આવી અનેક તરેહનાં દુઃખ દીધાં, ને તારૂં પ્રિય કરવા સારૂ દુષ્ટ બુદ્ધિવાળા સિંધુ દેશના રાજા જયદ્રથે, મારા પિતાઓનો તિરસ્કાર કરી આશ્રમમાં રહેલાં મારાં મોટાં માતાજી દ્રૌપદીનો સ્પર્શ કર્યો; માટે હે કુલાધમ! આજ જો તું સંગ્રામનો ત્યાગ નહીં કરે તો ઉપર્યુક્ત તેમજ બીજાં પણ તે કરેલાં અપમાનનો હું આજે બદલો તને આપી, મારા પિતાઓ તથા મોટાં માતાના ઋણમાંથી મુક્ત થઈશ. એ રીતે કહી હિડિંબાપુત્રે મોટું ધનુષ સજ્જ કરી દાંતે કરી ઓઠ ડસી, બે બાજુનાં ગલોફાં ચાટતાં, વર્ષાઋતુમાં મેઘ જેમ પર્વત ઉપર જળ ધારાનો વરસાદ વરસાવે તેમ દુર્યોધન ઉપર બાણનો વરસાદ વરસાવવા માંડયો.

संदश्य दशनैरोष्ठ सृक्किणीपरिसंलिहन् ।
शरवर्षेण महता दुर्योधनमवाकिरत् ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि हैडिंबयुद्धे गुर्जरभाषायां एकनवतितमोऽध्यायः ॥ ९१ ॥

---

## અધ્યાય ૯૨ મો. ઘટોત્કચનું ઘનઘોર યુદ્ધ.

संजय उवाच--ततस्तद्बाणवर्षंतु दुःसहं दानवैरपि ।
दधार युधिराजेंद्रो यथावर्षं महाद्विपः ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! યુદ્ધમાં દૈત્યો પણ દુઃખે કરી સહન કરી શકે નહીં એવા તે બાણના વરસાદને, મોટો હસ્તિ જેમ વરસાદને ધારણ કરે તેમ તમારા પુત્ર દુર્યોધન રાજાએ ધારણ કર્યો. હે ભરતર્ષભ! પછી સર્પની પેઠે શ્વાસોશ્વાસ કરતા, પરમ સંશય પ્રાપ્ત થયેલા ક્રોધાવિષ્ટ તમારા પુત્રે, નારાચ નામના તીક્ષ્ણ પચીશ બાણ તેની પર નાખ્યા. ક્રોધે ભરાયેલા આશીવિષ નામના સર્પ જેમ ગંધમાદન પર્વતમાં પડે તેમ તત્કાળ રાક્ષસ ઉપર પડયા. તેણે કરી વિંધાએલા મદ ઝરતા હસ્તિની પેઠે રૂધિર વમન કરતા મહાબાહુ તે રાક્ષસે, દુર્યોધનને મારવાની મતિ કરી, પર્વતોને પણ વિદારણ કરે એવી અત્યંત પ્રદીપ્ત મોટાં ઉંબાડિયાં તથા પ્રજ્વલિત વજ્ર જેવી શક્તિ ગ્રહણ કરી તેને જોઇ વંગ દેશના રાજાએ તરત પર્વત સરખો પોતાનો હસ્તિ તેની સામે ચલાવ્યો. તે હસ્તિ દુર્યોધનના રથની આડો આવી ગયો, એ રીતે બુદ્ધિમાન્ રાજાએ દુર્યોધનના રથનો માગ વારણ કર્યો, તેને જોઇ ક્રોધથી લાલ નેત્રવાળા ઘટોત્કચે ઉગામેલી શક્તિ તેની ઉપર નાંખી. હે રાજન્! તેથી હણાયલો રૂધિર સ્રવતો તે, પૃથ્વી ઉપર પડી મરણ પામ્યો. તે વખતે બળવાન વંગદેશનો રાજા, વેગે રથમાંથી પૃથ્વી ઉપર કુદી પડયો. દુર્યોધન પણ પડેલા શ્રેષ્ઠ હસ્તિને તથા ભંગાણ પડેલા પોતાના સૈન્યને જોઇ અત્યંત વ્યથા પામ્યો. તોપણ ક્ષત્રધર્મને તથા પોતાના અભિમાનીપણાને આગળ કરી, નહિ ગભરાતાં અચળ પર્વતની પેઠે ઉભા રહી

કાળાગ્નિ સમાન તીક્ષ્ણ બાણુ ધનુષ પર સાંધી અત્યંત ક્રોધથી તેણે ભયંકર રાક્ષસ ઉપર નાંખ્યા. વજ્ર જેવા બાણુને જોઇ મહાત્મા ઘટોત્કચે લાઘવીથી પોતાનો બચાવ કરી, ક્રોધથી લાલ નેત્રવાળા તેણે પ્રલય સમયના મેઘ જેવી ગર્જના કરી તમારી તરફના સૈન્યોને ત્રાસ આપ્યો. ભયંકર રાક્ષસનો ઘોર શબ્દ સાંભળી શંતનુપુત્ર ભીષ્મે દ્રોણાચાર્ય પાસે જઇ તેમને આવી રીતે કહ્યું કે, આ ભયંકર રાક્ષસનો શબ્દ સંભળાય છે, તેથી એમ જણાય છે કે હિડિંબા પુત્ર જરૂર દુર્યોધન રાજા સાથે યુદ્ધ કરે છે. કોઇ પ્રાણી એને સંગ્રામમાં જીતવા સમર્થ થઇ શકે એમ નથી, માટે તમારૂં કલ્યાણ થાઓ, ને ત્યાં જઇ રાજાની રક્ષા કરો. કારણ એ રાક્ષસથી આ સમે મોટા ભાગ્યવાળો દુર્યોધન પીડિત છે, માટે હે શત્રુને તપાવનાર ! આં વખતે તમારે રાજ કૃત્ય કરવું ઘટે છે ત્યાં જઇ તમારે રાજાની રક્ષા કરવી. પિતામહનાં વચન સાંભળી, દ્રોણુ, સોમદત્ત, બાહ્લિક, જયદ્રથ, કૃપાચાર્ય, ભૂરિશ્રવા, શલ્ય, અવંતિપુરિનો રાજા, બુહદ્દ્બળ, અશ્વત્થામા, વિકર્ણ, ચિત્રસેન, તથા વિવિંશતિ, એટલા મહારથી તથા તેમની પાછળ ચાલનારા હજારો રથિઓ, તમારા પુત્રની રક્ષા કરવા વાસ્તે જ્યાં તે હતો ત્યાં ગયા. કોઇથી સહન થાય નહીં એવાં ઉઘાડાં શસ્ત્રવાળા મહારથિઓએ રક્ષા કરેલાં સામે આવતાં તે સૈન્યોને જોઇ, મોટું ધનુષ ગ્રહણ કરી, ત્રિશૂળ તથા તોમર આદિ લઇ નાના પ્રકારનાં આયુધ ધરનાર પોતાની જાતિથી વિંટાયલો મહાબાહુ મૈનાક પર્વતની પેઠે કંઇ પણ વ્યથા પામ્યો નહીં. ત્યાર પછી રાક્ષસોમાં મુખ્ય ઘટોત્કચ તથા દુર્યોધનના સૈન્યનું રૂંવાં ઉભાં કરે એવું મહા ઘનઘોર યુદ્ધ પ્રવર્ત્તમાન થયું. હે મહારાજ ! તે વખતે શબ્દ કરતાં ધનુષોનો, બળતા વાંસના સરખો ચોતરફથી મોટો તીવ્ર શબ્દ સંભળાતો હતો. પ્રાણીયોના કવચોમાં મારેલા અસ્ત્રનો, ભેદાતા પર્વતના જેવો કડકડાટ થતો હતો. હે વિશાંપતે ! તે સમે વીર પુરૂષના હાથમાંથી છૂટેલાં ભાલાંઓનું રૂપ, આકાશમાં ગતિ કરતા સર્પોના જેવું દેખાતું હતું: એટલામાં અત્યંત ક્રોધે ભરાયેલા મહાબાહુ તે રાક્ષસે મોટું ધનુષ સજ્જ કરી તથા ગર્જીને અર્ધચંદ્રાકૃતિ બાણે કરી, દ્રોણાચાર્યનું ધનુષ કાપી ભલ્લ બાણે કરી સોમદત્તના ધ્વજને મંથન કરી, વળી શબ્દ કરી ત્રણ બાણે કરી સ્તનના મધ્યભાગમાં બાહ્લિકને વિંધી, એકે કરી કૃપાચાર્યને તથા ત્રણ બાણે કરી ચિત્રસેનને વિંધી, કાન પર્યંત ધનુષ ખેંચી સારી રીતે મૂકેલા એક બાણે કરી વિકર્ણને પણ જત્રુ દેશમાં વિંધી નાખ્યો. એ રીતે મારેલો રૂધિરથી વ્યાપ્ત તે. રથમાં બેસી ગયો. વળી ઘણા બળવાળા અત્યંત ક્રોધી તેણે પંદર બાણ ભૂરિશ્રવા ઉપર નાખ્યા. જે તેના કવચને ભેદી તત્કાળ પૃથ્વીમાં પેઠા, વિવિંશતિ તથા અશ્વત્થામાના સારથિને પણ તેણે માર્યા. ઘોડાઓની રાશો મૂકી તેઓ રથમાં પડી ગયા. હે મહારાજ ! અર્ધચંદ્રાકૃતિ બાણે કરી સિંધુરાજાનો સુવર્ણથી શોભતો ભાથો તથા બીજા બાણે કરી તેનું ધનુષ કાપી નાખ્યું, ક્રોધથી લાલ નેત્રવાળા તેણે નારાચ નામના ચાર બાણે કરી મહાત્મા અવંતિરાજાના ચાર ઘોડાઓને માર્યા. હે મહારાજ ! અત્યંત ધનુષ ખેંચી પાયેલા તીક્ષ્ણ બાણે કરી બુહદ્દ્બળને ભેદ્યો. અત્યંત વિંધવાથી વ્યથા પામેલો તે રથ ઉપરજ પડી ગયો, અને અત્યંત ક્રોધાવિષ્ટ રથમાં બેઠેલા રાક્ષસના અધિપતિ ઘટોત્કચે અત્યંત તીક્ષ્ણ સર્પ સરખા બાણે કરી યુદ્ધમાં ચતુર શલ્યને પણ વિંધી નાંખ્યો.

**विक्षेपनिशितांस्तीक्ष्णाञ्छरानाशीविषोपमान् ।**
**बिभेदुस्ते महाराज शल्यं युद्धविशारदं ॥**

*इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि हरिकृष्णे गुर्जरभाषायां द्विनवतितमोऽध्यायः ॥ ९२ ॥*

## અધ્યાય ૯૩ મો. પુત્રની સહાયે ભીમ.

**संजय उवाच-विमुखीकृत्य सर्वांस्तु तावकान्युधि राक्षसः ॥**
**जिघांसुर्भरतश्रेष्ठ दुर्योधनमुपाद्रवत् ॥ १ ॥**

સંજય કહે છે—હે ભરતશ્રેષ્ઠ ! એ રીતે તે રાક્ષસ, યુદ્ધમાં તમારી તરફના સર્વ યોદ્ધાઓને વિમુખ કરી, દુર્યોધનને મારવાની ઇચ્છાથી તેની સામે દોડયો. રાજા સામે વેગે કરી આવતા તેને જોઇ, તાડ જેવડા મોટા ધનુષને ખેંચી સિંહના ટોળાની પેઠે મોટા શબ્દ કરી તેને મારવા ઇચ્છતા યુદ્ધમાં દુર્મદ તમારી તરફના મહારથિઓએ સામે દોડી, વર્ષાઋતુમાં મેઘ જેમ પર્વત ઉપર જળનો વરસાદ કરે તેમ તેની ઉપર બાણનો વરસાદ કર્યો. અત્યંત વિંધાવાથી અંકુશથી પીડા પામેલા હસ્તિની પેઠે પીડા પામેલો તે, શરદઋતુના મેઘની પેઠે ભયંકર મોટો શબ્દ કરી દિશા વિદિશા તથા આકાશને શબ્દાયમાન કરતાં ગરૂડની પેઠે આકાશમાં ઉડયો. તે શબ્દ સાંભળી યુધિષ્ઠિર રાજાએ શત્રુને દમન કરનાર ભીમસેનને કહ્યું કે, આ ભયંકર ઘોર સંભળાય છે તેથી એમ જણાય છે કે, ધૃતરાષ્ટ્રની તરફના મહારથી યોદ્ધાઓ સાથે ઘટોત્કચ રાક્ષસ યુદ્ધ કરે છે, અને આવો ભયંકર એનો શબ્દ સંભળાય છે તેથી આ સમે તે શ્રેષ્ઠ રાક્ષસ પીડા પામેલો હોય એમ લાગે છે. અત્યંત ક્રોધે ભરાયેલા પિતામહ પંચાલ દેશના યોદ્ધાઓને મારવા તૈયાર થયા છે, પણ તેમની રક્ષા વાસ્તે શત્રુઓ સાથે અર્જુન યુદ્ધ કરે છે માટે હે મહાબાહો ! તું ત્યાં જઇ પરમ સંશયને પ્રાપ્ત થયેલા હિડિંબાના પુત્રની રક્ષા કર. મોટા ભાઇનાં એવાં વચન સાંભળી તરત ભીમસેન પર્વના સમુદ્રની પેઠે મોટા વેગથી સિંહનાદ કરી સર્વ રાજાઓને ત્રાસ પમાડતાં ત્યાં ગયો. તેની પાછળ સત્યધૃતિ, યુદ્ધમાં દુર્મદ સૌચીત્તિ શ્રેણિમાન, વસુદાન, કાશિરાજનો પુત્ર અભિભૂ, અભિમન્યુ આદિ લઇ મહારથી દ્રૌપદીના પુત્ર, પરાક્રમી ક્ષત્રદેવ, ક્ષત્રધર્મા તથા અનૂપ દેશનો અધિપતિ બળવાન નીલ, મદોન્મત્ત પ્રહાર કરનાર છ હજાર હસ્તિ સહિત એટલા શૂરવીર, મોટા સિંહનાદ, રથના શબ્દ તથા ખરીના વાગવાથી પૃથ્વીને કંપાવતા ત્યાં આવી રથના સમુદાયથી હિડિંબા પુત્ર ઘટોત્કચને વિંટી, તેની રક્ષા કરવા લાગ્યા. હે મહારાજ ! આવતા શૂરવીરોનો શબ્દ સાંભળી, ભીમસેનના ભયથી ઉદ્વિગ્ન તથા ગ્લાનિ યુક્ત મુખવાળું તમારૂં સૈન્ય ઘટોત્કચને મૂકી પાછું વળ્યું. તે સમે મહાત્મા તેનું તથા સંગ્રામમાં પાછા વળનાર નહીં એવા તમારી તરફનાઓનું ભયંકર યુદ્ધ પ્રવર્તમાન થયું. જેમાં નાના શસ્ત્ર નાખતા, અને એક બીજા સામે દોડતાં મહારથિઓ પરસ્પર પ્રહાર કરતા હતા. વળી જે સંગ્રામમાં ઘોડેસ્વાર, હસ્તિ ઉપર બેસી યુદ્ધ કરનાર સાથે અને પાયદળ રથી સાથે પરસ્પર પ્રાર્થના કરતાં યુદ્ધ કરતા હતા. પછી પરસ્પર એક બીજા મળી જવાથી હસ્તિ, અશ્વ, રથ તથા પાયદળના પગથી અને રથના પાટાથી ઉડેલી ધૂમ્ર સરખી લાલ તીવ્ર રજે કરી રણભૂમિ ધુંધળી ગઇ હતી, તેથી યુદ્ધ કરનાર, પોતાના તથા પારકાને ઓળખતા ન હતા. રૂવાં ઉભાં કરે એવા તે નિર્મર્યાદ સંગ્રામમાં, પિતા પુત્રને અનેપુત્ર પિતાને ઓળખતે

ન હતો. હે ભરતશ્રેષ્ઠ ! હે ભરત ! ગર્જના કરતાં મનુષ્યોનો તથા શસ્ત્રોનો, પ્રેતના જેવો અત્યંત મોટો શબ્દ થતો હતો. સંગ્રામમમાં હસ્તિ, અશ્વ તથા મનુષ્યોનાં રૂધિર તથા આંતરડાંરૂપ લહેરવાળી, કેશરૂપ શેવાળ છે જેમાં એવી નદી પ્રવર્ત્તમાન થઇ હતી. મનુષ્યની કાયામાંથી સંગ્રામમમાં પડતાં મસ્તકોનો, પડતા પાષાણોના સરખો મોટો શબ્દ થતો હતો. મસ્તક વગરનાં મનુષ્ય તથા ભેદાયાં છે શરીર જેમનાં એવા હસ્તિ તથા ઘોડાઓથી રણભૂમિ સંકીર્ણ દેખાતી હતી. ઘોડેસ્વારોએ હાંકેલા ઘોડાઓ, બીજા ઘોડા સામે જઇ એક બીજાને મારી જીવિત વગરના થઇ નીચે પડતા હતા. કેટલાક ક્રોધથી લાલ નેત્રવાળા પાયદળ પરસ્પર મળી એક બીજાને હણતા હતા. મોટા માવતોએ પ્રેરણા કરેલા હસ્તિઓ, દાંતના અગ્રભાગથી બીજા હસ્તિઓને મારતા હતા. રૂધિર સ્ત્રવતા પતાકાઓથી શોભતા હસ્તિઓ, વિજળી સહિત મેઘ જેવા શોભતા હતા. દાંતના અગ્રભાગથી ભેદાએલા કેટલાક અને ભાલાંથી ભેદાએલ કુંભસ્થળવાળા કેટલાક ચીત્કાર કરીને દોડતા હસ્તિઓ મેઘ જેવા દેખાતા હતા. હણાયાં છે સૂંઢ તથા શરીર જેમનાં એવા કેટલાક હસ્તિઓ, યુદ્ધમાં કપાઇ ગયેલ પાંખવાળા પર્વત પડે તેમ પડતા હતા. ચિરાઇ ગયેલા પડખામાંથી ઘણુંક રૂધિર સ્ત્રવતા કેટલાક હસ્તિઓ ખરે છે ધાતુ જેમાંથી એવા પર્વત સમ શોભતા હતા. નારાચ નામના બાણુ તથા ભાલાંથી વિંધાયલા, શબ્દ કરતા દોડતા કેટલાક હસ્તિઓ, વિવિધ પ્રકારનાં શિંગડાંવાળા પર્વત જેવા લાગતા હતા. ક્રોધાવિષ્ટ મદાંધ, છૂટા મૂકેલા કેટલાક હસ્તિઓ, રથ, ઘોડાઓ તથા સેંકડો પાયદળોને સંગ્રામમમાં મર્દન કરતા હતા, તેમજ ઘોડેસ્વારોએ ભાલાં તથા તોમરથી મારેલા ઘોડાઓ, દિશાઓને વ્યાકુળ કરતા જે તે માર્ગે દોડતા હતા. સંગ્રામમમાં શરીર ત્યાગ કરનાર કેટલાક કુળવાન રથિઓ, પોતાની શક્તિ પ્રમાણે બીજા રથિઓ સાથે નિર્ભય થઇ યુદ્ધ કરતા હતા. હે રાજન્! સ્વયંવરની પેઠે સંગ્રામમમાં યશ, વા સ્વર્ગની ઇચ્છા રાખતા યુદ્ધ કરનાર એક બીજાને મારતા હતા. રૂંવાં ઉભાં થાય તે રીતે ચાલતા તે ઘનઘોર સંગ્રામથી બહુધા દુર્યોધનનું મોટું સૈન્ય આખરે વિમુખ થયું.

तस्मिंस्तथा वर्त्तमाने संग्रामे लोमहर्षणे ।
धार्तराष्ट्रं महत्सैन्यं प्रायशो विमुखीकृतं ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि संकुलयुद्धे गुर्जरभाषायां त्रिनवतितमोऽध्यायः ॥ ९३ ॥

## અધ્યાય ૯૪ મો. ઘટોત્કચે વર્તાવેલો કેર.

संजय उवाच—स्वसैन्यं निहतं दृष्ट्वा राजादुर्योधनः स्वयं ।
अभ्यधावतसंक्रुद्धो भीमसेनमरिंदमं ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! હણાએલા પોતાના સૈન્યને જોઇ, અત્યંત ક્રોધે ભરાયલો દુર્યોધન રાજા, શત્રુને દમન કરનાર ભીમસેન સામે દોડયો. પછી વજ્ર જેવા શબ્દવાળું અત્યંત મોટું ધનુષ ગ્રહણ કરી પાંડુપુત્રે તેની ઉપર ઘણા બાણનો વરસાદ કર્યો.

વળી ક્રોધ પામેલા દુર્યોધને પીંછ બાંધેલા અત્યંત તીક્ષ્ણ અર્ધચંદ્રાકૃતિ બાણે કરી ભીમસેનનું ધનુષ કાપી નાખ્યું. તે છિદ્રને જોઇ, ઉતાવળથી મહારથી તેણે પર્વતને પણ વિદારણ કરનાર તીક્ષ્ણ બાણ સાંધી, ભીમસેનની છાતીમાં માર્યો. અત્યંત વિંધાવાથી વ્યથા પામેલો તેજસ્વી તે બે ગલોફાં ચાટતાં સુવર્ણથી શોભતા ધ્વજને પકડી રહ્યો. એ રીતે વ્યથા પામેલા ભીમસેનને જોઇ, બાળવા ઇચ્છતા અગ્નિની પેઠે ઘટોત્કચ, ક્રોધે કરી પ્રજ્વલિત થયો. થયો છે સંભ્રમ જેમને એવા અભિમન્યુ આદિ પાંડવના મહારથિઓ પણ ગર્જીને દુર્યોધન સામે દોડયા. અત્યંત ક્રોધથી આવતા તેમને જોઈ તમારી તરફના મહારથિઓને દ્રોણાચાર્યે કહ્યું કે આ જયને ઇચ્છતા નાના પ્રકારના શસ્ત્રને નાંખતા ભયંકર શબ્દ કરતા રાજાઓને ત્રાસ પમાડતા મોટા ધનુષવાળા પાંડવ તરફના મહારથિઓ, ભીમસેનને આગળ કરી દુર્યોધન પાસે જાય છે, માટે પરમ સંશયને પ્રાપ્ત થએલા દુઃખ સમુદ્રમાં બૂડેલા તેની પાસે જઇ રક્ષા કરો, તમારૂં કલ્યાણ થાઓ. એવાં આચાર્યનાં વચન સાંભળી સોમદત્ત છે મુખ્ય જેમાં એવા કૃપાચાર્ય, ભૂરિશ્રવા, શલ્ય, અશ્વત્થામા, વિવિંશતિ, ચિત્રસેન, વિકર્ણ, સિંધુ દેશનો રાજા જયદ્રથ, બુહદ્બલ, મોટા ધનુષવાળા અવંતિપુરીના વિંદ તથા અનુવિંદ, એટલા તમારી તરફનાઓએ, પાંડવની સેના પાસે જઇ દુર્યોધનની રક્ષા કરવા માંડી. ત્યાંથી વીશ પગલાં આગળ ચાલી, પરસ્પર મારવાની ઇચ્છાવાળા તમારા તથા પાંડવ તરફના યોદ્ધાઓ એક બીજાને મારવા લાગ્યા. મહાબાહુ દ્રોણાચાર્યે પણ મોટું ધનુષ સજ્જ કરી, ભીમસેન ઉપર છવીશ બાણ નાખી, વર્ષાઋતુમાં મેઘ જેમ જળધારાએ કરી પર્વતને ઢાંકે તેમ બાણે કરી એને ઢાંકી દીધો. મોટા ધનુષવાળા મહા બળવાન ભીમસેને પણ ઉતાવળથી દશ બાણ તેમના ડાબા પડખામાં માર્યાં. હે ભારત! અત્યંત વિંધાવાથી વ્યથા પામેલા વયોવૃદ્ધ તે, સંજ્ઞા રહિત થઇ તત્કાળ રથમાં બેસી ગયા. અત્યંત વ્યથા પામેલા ગુરૂને જોઈ અત્યંત ક્રોધે ભરાયેલા દુર્યોધન રાજા તથા અશ્વત્થામા, ભીમસેન સામે દોડયા. કાળ તથા યમરાજા સરખા આવતા તેમને જોઈ મહાબાહુ ભીમસેન, તરત યમદંડ જેવી મોટી ગદા ઉગામી, રથમાંથી નીચે ઉતરી સંગ્રામમાં અચળ પર્વતની પેઠે ઉભો રહ્યો. મોટાં શૃંગવાળા કૈલાસ પર્વતની પેઠે ગદા ઉગામી ઉભેલા તેને જોઇ, દુર્યોધન તથા અશ્વત્થામા તેની સામે દોડયા. બળવાનમાં શ્રેષ્ઠ તરત એકઠા મળી આવતા તેમને જોઇ, ભીમસેન પણ વેગે કરી તેમની સામે દોડયો. ભયંકર દેખાવવાળા અત્યંત કોપીને આવતા તેને જોઇ, દ્રોણ છે મુખ્ય જેમાં એવા કૌરવ તરફના મહારથિઓએ, ભીમસેનને મારવાની ઇચ્છાથી તેની સામે દોડી, નાના પ્રકારનાં શસ્ત્ર તેની છાતીમાં માર્યાં. એ રીતે એકઠા મળેલા તે સર્વ પાંડુપુત્ર ભીમસેનને પીડવા લાગ્યા. તેથી સંશય પ્રાપ્ત થયેલા તથા પીડાએલા મહારથી તેને જોઇ, અભિમન્યુ વગેરે પાંડવ તરફના મહારથિઓ, દુઃખે કરીને પણ ત્યાગ થાય નહીં એવા પ્રાણનો ત્યાગ કરી ભીમસેનના રક્ષણ વાસ્તે દોડયા. અનૂપદેશનો અધિપતિ શૂરવીર કાળા મેઘ સરખી કાંતિવાળો અત્યંત કોપેલો ભીમનો પ્રિય સખા નીલ રાજા, અશ્વત્થામા સામે દોડયો. કારણ કે મોટા ધનુષવાળા જે તેની હમેશ સ્પર્ધા કરતો હતો તેણે મોટું ધનુષ સજ્જ કરી બાણે કરી, પૂર્વે જેણે ક્રોધે કરી પોતાના તેજથી ત્રિલોકને ત્રાસ પમાડયો હતો એવા દેવતાઓને ભય કરનાર કોઇથી સહન ન થાય એવા વિપ્રચિત્ત દૈત્યને જેમ ઇંદ્રે વિંધ્યો હતો તેમ અશ્વત્થામાને વિંધ્યો. અંગમાંથી રૂધિર જેને

સને છે એવા ક્રોધયુક્ત અશ્વત્થામાએ વિચિત્ર પ્રકારનું ઇંદ્રના વજ્ર જેવા શબ્દવાળું ધનુષ સજ્જ કરી, બુદ્ધિમાનમાં શ્રેષ્ઠ તેણે નીલને મારવાની બુદ્ધિ કરી, વેળુથી ધોએલા ભલ્લ નામના નિર્મળ સાત બાણ સાંધી, ચારથી ચાર ઘોડાઓને મારી એથી તેનો ધ્વજ પાડી, સાતમા બાણુથી નીલનું વક્ષસ્થળ વિંધ્યું. અત્યંત વિંધાવાથી વ્યથા પામેલો તે રથમાં બેસી ગયો. મેઘ સરખા વર્ણવાળા નીલ રાજાને જોઇ, પોતાની જ્ઞાતિથી વિંટાએલો અત્યંત ક્રોધે પામેલો ઘટોત્કચ રાક્ષસ, સંગ્રામમાં શોભતા અશ્વત્થામા સામે વેગે કરી દોડયો તેમજ યુદ્ધમાં દુર્મદ બીજા રાક્ષસો પણ તેની સામે દોડયા. ભયંકર દેખાવવાળા તે રાક્ષસને જોઇ, અત્યંત ગુસ્સે થયેલા તેજસ્વી અશ્વત્થામાએ સામે દોડી, ક્રોધથી તેની આગળ દોડી આવતા ભયંકર દેખાવવાળા રાક્ષસોને માર્યા. અશ્વત્થામાના ધનુષમાંથી નીકળેલા બાણે કરી વિમુખ થયેલા પોતાની આગળ ચાલનારા રાક્ષસોને જોઇ મોટી કાયાવાળા ભીમસેન પુત્રઘટોત્કચે ક્રોધથી ભયંકરરૂપ ધરી અત્યંત દારૂણ માયા રચી અશ્વત્થામાને મોહ પમાડયો. જે માયાથી તમારી તરફના સર્વ ભાગવા લાગ્યા. કારણ, તે એક બીજાને કપાએલ અંગવાળા રૂધિરે કરી વ્યાપ્ત પૃથ્વી ઉપર ચેષ્ટા કરતા દેખતા હતા. મોટા ધનુષવાળા મુખ્ય કૌરવો પણ દ્રોણ, શલ્ય તથા અશ્વત્થામાને તેવાજ દેખતા હતા. નાશ પામેલા સર્વ રથિઓ, પાડેલા રાજાઓ, કપાએલા હજારો ઘોડા તથા ઘોડેસ્વારો દેખાતા હતા. તેમને જોઇ હે રાજન્! હું તથા ભીષ્મ, ' યુદ્ધ કરો, ભાગો માં, ' આ ઘટોત્કચની રચેલી માયા છે, એ રીતે પોકારતા છતાં પણ તમારૂં સૈન્ય તંબુ તરફ ભાગવા લાગ્યું, ઉભું રહ્યું નહીં. બીનેલા તેમને અમે એઉ કહેતા હતા તોપણ અમારાં વચનોમાં વિશ્વાસ ન આવ્યો. તે વખતે ભાગતા તેમને જોઇ ઘટોત્કચ સહિત જયને પ્રાપ્ત થયેલા પાંડવો, સિંહનાદ સાથે ચોતરફથી શંખ તથા દુંદુભિના શબ્દ કરવા લાગ્યા. એ રીતે દુરાત્મા હિડિંબાપુત્ર ઘટોત્કચે ભંગાણ પાડેલું તમારૂં સર્વ સૈન્ય, સૂર્યાસ્ત સમયે દિશાઓમાં નાસભાગ કરતું સેના નિવેશમાં ગયું.

**एवं तवबलं सर्वं हैडिंबेन दुरात्मना ।**
**सूर्यास्तमनवेलायां प्रभग्नं विद्रुतं दिशः ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि अष्टमयुद्धदिवसे घटोत्कचयुद्धे गुर्जरभाषायां चतुरधिकनवतितमोऽध्यायः ॥ ९४ ॥**

## અધ્યાય ૯૫ મો. ભગદત્ત સાથેનું યુદ્ધ.

**संजय उवाच—तस्मिन्महति संक्रंदे राजादुर्योधनस्तदा ।**
**गांगेयमुपसंगम्य विनयेनाभिवाद्य च ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! એ રીતે તે મોટો કોલાહલ થયો તે સમે દુર્યોધન રાજાએ ગંગાપુત્ર ભીષ્મ પાસે જઈ, વિનયથી તેને પ્રણામ કરી ઘટોત્કચનો વિજય તથા પોતાના પરાજયરૂપ બનેલું સર્વ વૃત્તાંત વારંવાર નિશ્વાસ મૂકી યથાર્થ કહી, કૌરવના પિતામહ ભીષ્મને વળી તેણે કહ્યું કે, હે પ્રભો! જેમ પાંડવોએ વાસુદેવ ભગવાનનો આશ્રય કરી ભયંકર કલહનો આરંભ કર્યો, તેમ મેં તમારો આશ્રય કરી તેનો આરંભ કર્યો. હે

શત્રુને તપાવનાર ! તેમ મારી અક્ષૌહિણી સેના છે તે મારા સહિત તમારા હુકમમાં છે. હે ભરતકુળમાં સિંહરૂપ ! તે મને ઘટોત્કચનો આશ્રય કરી, ભીમસેન વગેરેએ યુદ્ધમાં પરાજય પમાડયો. હે મહાભાગ ! તે અગ્નિ જેમ સુકા વૃક્ષને બાળે તેમ મારા શરીરને બાળે છે. માટે હે પિતામહ ! હે મહાભાગ ! હે શત્રુને તપાવનાર ! દુઃખે કરી કોઇ સહન કરી શકે નહીં એવા તમારો આશ્રય કરી તમારા પ્રસાદથી રાક્ષસનો છે મિષ જેને એવા તેને હું પોતે મારવાને ઇચ્છું છું. તમે મારૂં ઇચ્છિત પૂર્ણ કરવા યોગ્ય છો. હે ભરતસત્તમ ! રાજાનાં એવાં વચન સાંભળી શંતનુપુત્ર ભીષ્મે દુર્યોધનને કહ્યું કે, હે શત્રુને તપાવનાર ! હે કૌરવ ! હે મહારાજ ! કેવી રીતે તારે વર્તવું તે હું કહું તે મારૂં વચન સાંભળ. હે તાત ! હે શત્રુને દમન કરનાર ! સર્વ અવસ્થા વિષે સંગ્રામમાં આત્માની રક્ષા કરવી, માટે તારે હમેશ ધર્મરાજા સાથે, અર્જુન સાથે, નકુળ સહદેવ સાથે, વા ભીમસેન સાથે સંગ્રામ કરવો; કારણ રાજધર્મનો આશ્રય કરી રાજા રાજા સામે યુદ્ધ કરે. હું, દ્રોણ, કૃપાચાર્ય, અશ્વત્થામા, યાદવ કુળમાં ઉત્પન્ન થયેલો કૃતવર્મા, શલ્ય, સોમદત્તપુત્ર ભૂરિશ્રવા તથા વિકર્ણ એટલા મહારથિઓ અમે, અને દુઃશાસન મુખ્ય જેમાં છે એવા બીજા તારા ભાઇઓ, એટલા તારે વાસ્તે મહા બળવાન રાક્ષસ સાથે યુદ્ધ કરશું. ભયંકર રાક્ષસ વિષે ઘણો તને પશ્ચાત્તાપ હોય તો તે દુર્મતિ સાથે યુદ્ધ કરવા સંગ્રામમાં ઇંદ્ર જેવો પરાક્રમી આ ભગદત્ત રાજા જાય. એટલાં વચન દુર્યોધનને કહી, વાકયમાં ચતુર તેમણે, રાજા સમક્ષ ભગદત્તને આવી રીતે વાકય કહ્યું કે, હે મહારાજ ! યુદ્ધમાં દુર્મદ હિડિંબાપુત્ર સામે તમે જાઓ. કારણ, હે શત્રુને તપાવનાર ! તમારાં અસ્ત્ર તથા પરાક્રમ દિવ્ય છે. તેમ પૂર્વે ઘણા દેવતાઓ સાથે સમાગમ પણ થયેલો છે માટે સર્વ ધનુષધારી જોતાં સાવધાન થઇ, પૂર્વે જેમ તારકાસુરને ઇંદ્રે વાર્યો હતો તેમ ક્રૂરકર્મવાળા રાક્ષસને તમે વારો. હે રાજામાં સિંહરૂપ, આ મહા સંગ્રામમાં તેની સામે યુદ્ધ કરનાર બળે કરી શ્રેષ્ઠ તમે બળવાન રાક્ષસને મારો. સેનાપતિ ભીષ્મનાં એવાં વચન સાંભળી સિંહનાદ કરતાં તે, શત્રુની સામે ગયો. ગર્જના કરતા મેઘની પેઠે શબ્દ કરતાં સામે આવતા તેને જોઇ, ભીમસેન, અભિમન્યુ, રાક્ષસ ઘટોત્કચ, દ્રૌપદીના પુત્ર, સત્યધૃતિ, ક્ષત્રદેવ, ચેદિપતિ, વસુદાન તથા દશાર્ણ દેશનો રાજા, અત્યંત ક્રોધેલા એટલા પાંડવ તરફના મહારથિઓ સામા આવવા લાગ્યા. ઇંદ્રના આપેલા સુપ્રતીક નામના પોતાના હસ્તિએ કરી, ભગદત્ત પણ તેની સામે જવા લાગ્યો. પછી પાંડવોને ભગદત્ત સાથે યમના દેશને વધારનાર ઘોરરૂપ ભયંકર યુદ્ધ પ્રવર્ત્તમાન થયું. હે મહારાજ ! જેમાં રથી પુરૂષોએ, નાખેલ સારી રીતે પાયેલ ભયંકર વેગવાળા બાણ, હસ્તિ તથા રથો ઉપર પડતા હતા અને હસ્તિ સ્વારોએ, પ્રેરણા કરેલા મદ ઝરતા મોટા હસ્તિઓ, એક બીજા સામે આવી ભય વગરનાની પેઠે પરસ્પર લડતા હતા. વળી તે મહા સંગ્રામમાં અત્યંત ક્રોધે ભરાયેલા મદે કરી અંધ કેટલાક હસ્તિઓ, એક બીજા સામે આવી દાંતરૂપી મુસલે કરી પરસ્પર ભેદતા હતા. ચમરી છે શિરોભૂષણે જેમને એવા હાથમાં ભાલા ગ્રહણ કરેલા સ્વારોએ પ્રેરણા કરેલા ઘોડાઓ, તરત એક બીજા સામે જતા હતા. પાયદળના સમૂહોએ, શક્તિ તથા ભાલાથી મારવા માડેલા હજારો પાયદળ રણભૂમિમાં પડતા હતા. હે રાજન્ ! કેટલાક રથિઓ કર્ણિ, નાળીક તથા સાયક નામના બાણે કરી સંગ્રામમાં શૂરવીર હણી, સિંહ નાદ કરતા હતા. રૂંવાં ઉભાં કરનાર તે રીતે વર્તતા તે સંગ્રામમાં ચોતરફથી જળ સ્રવતા પર્વ-

તની પેઠે સાત પ્રકારથી મદ ઝરતા ઇંદ્રના આપેલા સુપ્રતીક નામના હસ્તિપર બેસી ઐરાવત હસ્તિ ઉપર બેઠેલો ઇંદ્ર જેમ જળ ધારાનો વરસાદ કરે તેમ બાણુનો વરસાદ વરસાવતા મોટા ધનુષવાળા ભગદત્તે આવી ભીમસેન સામે દોડી વર્ષાઋતુમાં મેઘ જેમ પર્વત ઉપર જળનો વરસાદ કરે તેમ તેની ઉપર બાણુનો વરસાદ વરસાવ્યો. અત્યંત મોટા ધનુષવાળા ભીમસેને, બાણુના વરસાદથી સેંકડો પાદરક્ષકોને માર્યા. નાશ પામેલા તેમને જોઇ ક્રોધ પામેલા પ્રતાપવાન ભગદત્તે ભીમસેનના રથ સામે પોતાનો હસ્તિ ચલાવ્યો. પ્રત્યંચાએ પ્રેરેલા બાણુની પેઠે તેણે મોકલેલો હસ્તિ, વેગે કરી શત્રુને દમન કરનાર ભીમસેન સામે દોડયો. તેને આવતો જોઇ ભીમસેન છે મુખ્ય જેમાં એવા કેકય, અભિમન્યુ, દ્રૌપદીના પુત્રો, દશાર્ણ દેશનો અધિપતિ શૂરવીર ત્રક્ષદેવ તથા ચેદિપતિ ચિત્રકેતુ, ક્રોધે ભરાયેલા સૌજણુ પાંડવ તરફના મહા બળવાન મહારથિઓએ, દિવ્ય ઉત્તમાસ્ત્ર નાખતાં વેગે કરી તેની સામે દોડી જઇ ચોતરફથી તે એકલા હસ્તિને ઘેરી લીધો. ઘણાક બાણુથી વિંધાયેલો રૂધિરનું વમન કરતો તે હસ્તિ, ધાતુએ કરી વિચિત્ર પ્રકારનો પર્વત શોભે તેમ શોભતો હતો. દશાર્ણ દેશનો અધિપતિ, પર્વત જેવા હસ્તિ ઉપર બેસી ભગદત્તના હસ્તિ સામે દોડયો. સામે આવતા હસ્તિને સંગ્રામમાં ભગદત્તે તથા તેના સુપ્રતીક નામના હસ્તિએ, તીર જેમ સમુદ્રને વારે તેમ વારી રાખ્યો. મહાત્મા દશાર્ણના વારી રાખેલા શ્રેષ્ઠ હસ્તિને જોઇ, પાંડવ તરફનું સૈન્ય, 'સાધુ સાધુ' એ રીતે તેનાં વખાણ કરવા લાગ્યું. પ્રાગજ્યોતિષના અધિપતિ ભગદત્તે તે હસ્તિ ઉપર ચૌદ ભાલા નાખ્યા, જે સુવર્ણથી શોભતા ઉત્તમ કવચને ભેદી સર્પ જેમ રાફડામાં પેસે તેમ તેના શરીરમાં પેઠાં. અત્યંત વિંધાવાથી મદ રહિત થયેલો હસ્તિ, ભયંકર શબ્દ કરતો વાયુ જેમ વૃક્ષોનું મર્દન કરે તેમ પોતાના સૈન્યને મર્દન કરતાં ચોતરફ દોડવા લાગ્યો. એ રીતે તે હસ્તિ પરાજય પામ્યો તે સમે પાંડવ તરફના મહારથિઓ ભીમસેનને આગળ કરી, વિવિધ પ્રકારના બાણુ તથા શસ્ત્ર નાખતાં ભગદત્ત સામે દોડી મોટેથી સિંહનાદ કરી યુદ્ધ વાસ્તે ઉભા રહ્યા. હે રાજન્! ક્રોધ પામી આવતા તેમનો ભયંકર શબ્દ સાંભળી, મોટા ધનુષવાળા ભય રહિત ક્રોધે ભરાયેલા ભગદત્તે, પોતાનો હસ્તિ તેમની સામે દોડાવ્યો. યુદ્ધમાં અંકુશરૂપ અંગુઠાથી પ્રેરેલો હસ્તિ તેજ વખતે પ્રલય સમયના અગ્નિ પેઠે ઉગ્ર થઇ ચોતરફ દોડતો રથ સમુદાય, હસ્તિઓ, સ્વાર સહિત ઘોડાઓ તથા હજારો પાયદળોને મર્દન કરવા લાગ્યો. હે મહારાજ! તેણે મર્દન કરવા માંડેલું પાંડવનું મોટું સૈન્ય અગ્નિમાં નાખેલા ચામડાની પેઠે સંકોચ પામ્યું. બુદ્ધિમાન્ ભગદત્ત રાજાએ, ભંગાણુ પાડેલા પોતાના સૈન્યને જોઇ પ્રદીપ્ત છે મુખ તથા નેત્ર જેનાં એવો ભયંકર કઠોર મહા બળવાન, હસ્તિને મારવા ઇચ્છતો અગ્નિના કણે કરી ચોતરફથી વિંટાયલો ઘટોત્કચ, ક્રોધે કરી પ્રજ્વલિત થતો હોય તેની પેઠે ભયંકરરૂપ ધારણ કરી, પર્વતને વિદારણ કરે એવું ત્રિશળ ગ્રહણ કરી તેની ઉપર નાખતાં ભગદત્ત સામે દોડયો. તેને વેગવાન પ્રાગ્જ્યોતિષના અધિપતિ ભગદત્તે અત્યંત તીક્ષ્ણ અર્ધચંદ્રાકૃતિ બાણે કરી તેનું મોટું ત્રિશળ ભાગી નાખ્યું. બે કડકા થયેલું સુવર્ણથી શોભતું તે આકાશમાં ઇંદ્રે મૂકેલા મોટા વજ્રની પેઠે શોભતું હતું. એ રીતે બે કડકા થઇ પડેલા ત્રિશૂલને જોઇ, ભગદત્તે સુવર્ણના ડાંડાવાળી અગ્નિની શિખા જેવી મોટી શક્તિ ગ્રહણ કરી રાક્ષસ ઉપર નાખી, 'અરે ઉભો રહે, ઉભો રહે' એમ તેને કહ્યું. આકાશમાં રહેલા વજ્ર જેવી તેને જોઇ રાક્ષસે ઉંચે કુદી તરત તેને ગ્રહણ કરી સાથળ

કરી, ભગદત્તના દેખતાં આશ્ચર્યરૂપ કર્મ કર્યું. આકાશમાં રહેલા દેવ, ગંધર્વ તથા મુનિઓ પણ તેથી વિસ્મય પામ્યા. હે મહારાજ ! ભીમસેનાદિક પાંડવોએ પણ 'સાધુ સાધુ' એ રીતે મોટો શબ્દ કર્યો, કે જેથી પૃથ્વીમાં પ્રતિધ્વનિ થયો. પ્રસન્ન થયેલા મહાત્મા પાંડવોનો તે મોટો શબ્દ સાંભળી, મોટા ધનુષવાળો પ્રતાપવાન ભગદત્ત રાજા તે સહન કરી શક્યો નહીં. તેથી તેણે ઇંદ્રના વજ્ર જેવી કાંતિવાળું મોટું ધનુષ સજ્જ કરી વેગે કરી પાંડવ તરફના મહારથિઓનો તિરસ્કાર કરતાં, તીક્ષ્ણ, અગ્નિ જેવી કાંતિવાળા નારાચ નામના બાણ સાંધી, એકે કરી ભીમસેનને, નવે કરી ઘટોત્કચને, ત્રણે કરી અભિમન્યુને અને પાંચે કરી કેકયને વિંધી, સારી રીતે ધનુષ ખેંચી, ગ્રંથી વગરના બાણે કરી ક્ષત્રદેવનો દક્ષિણ બાહુ કાપ્યો. તેનું બાણ સહિત ઉત્તમ ધનુષ પડી ગયું. પાંચ બાણ દ્રૌપદીના પાંચ પુત્રો ઉપર નાખી ક્રોધે કરી ભીમસેનના ઘોડાઓને માર્યા. બીજા ત્રણ બાણે કરી સિંહના ચિન્હવાળો એનો ધ્વજ કાપી, બીજા ત્રણે કરી સારથિને નીચે પડયો. હે ભરતશ્રેષ્ઠ ! અત્યંત વિંધાવાથી વ્યથા પામેલો તે વિશોક નામનો સારથિ રથમાં બેસી ગયો, તેટલામાં વિરથ થયેલો રથિમાં શ્રેષ્ઠ મહાબાહુ ભીમસેન ગદા ગ્રહણ કરી, વેગે કરી ઉત્તમ રથમાંથી નીચે ઉતરી પડયો. હે ભારત ! શૃંગ સહિત પર્વત જેવા ઉગામેલ ગદાવાળા તેને જોઈ, તમારી તરફનાઓને મોટું ભય પ્રાપ્ત થયું. એટલામાં પુરૂષમાં સિંહરૂપ મહા બળવાન પિતા પુત્ર ભીમસેન તથા ઘટોત્કચ, ભગદત્ત સાથે યુદ્ધ કરતા કૃષ્ણ છે સારથિ જેના એવો ચોતરફથી શત્રુને હણતો અર્જુન યુદ્ધ કરતા મહારથી ભાઈઓને જોઇ, બાણનો વરસાદ કરતો તરત ત્યાં યુદ્ધ કરવા આવ્યો. મહારથી દુર્યોધન રાજાએ, તરત રથ, હસ્તિ તથા અશ્વથી સંકુળ એવી પોતાની સેનાને ત્યાં મોકલી, આવતી તે મોટી કૌરવની સેનાને જોઇ, ધોળા ઘોડાવાળા પાંડુપુત્ર અર્જુન વેગે કરી તેની સામે દોડયા. હે ભારત ! ભગદત્ત પણ સંગ્રામમાં પોતાના હસ્તિએ કરી પાંડવની સેનાને મર્દન કરતો યુધિષ્ઠિર સામે દોડયો. હે મારિષ ! ભગદત્તને ઉગામેલ આયુધવાળા પંચાલ, પાંડવ તથા કેકય સાથે મોટું યુદ્ધ થયું. ભીમસેને પણ સંગ્રામમાં કેશવ ભગવાન તથા અર્જુન એ બેઉને, ઇરાવાનનો વધ જેવી રીતે થયો હતો તેવી રીતે કહી સંભળાવ્યો.

भीमसेनोपि समरे तावुभौ केशवार्जुनौ ।
आश्रावयद्यथावृत्तमिरावद्वधमुत्तमं ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि भगदत्तयुद्धे गुर्जरभाषायां पंचनवातितमोऽध्यायः ॥ ९५ ॥

## અધ્યાય ૯૬ મો. આઠમા દિવસનું યુદ્ધ.

संजय उवाच—पुत्रं विनिहतं श्रुत्वा इरावंतं धनंजयः ।
दु:खेन महताविष्टो नि:श्वसन्पन्नगो यथा ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! ઇરાવાન નામનો પોતાનો પુત્ર સંગ્રામમાં નાશ પામ્યો તે વાત સાંભળી મોટા દુઃખયુક્ત સર્પની પેઠે શ્વાસોશ્વાસ કરતા અર્જુને, વાસુદેવ ભગવાનને

આવી રીતે કહ્યું કે, હે મતિમાન ! મહાપ્રાજ્ઞ ! વિદુરે જરૂર આ ભયંકર કૌરવ પાંડવનો ક્ષય પૂર્વેજ ધારેલો હતો એમાં સંશય નહીં, કારણ કે તેમણે પૂર્વેજ ઘણીવાર ધૃતરાષ્ટ્ર રાજાને વાર્યા હતા. હે મધુસૂદન ! બીજા પણ ઘણાક શૂરવીરોને સંગ્રામમાં કૌરવોએ માર્યા, તેમજ તે તરફનાઓને આપણે માર્યા. હે નરશ્રેષ્ઠ ! ધન વાસ્તે આપણે આ કુત્સિત કર્મ કરીએ છીયે માટે જે વાસ્તે જ્ઞાતિનો ક્ષય થાય છે એવા ધનને ધિક્કાર છે. હે કૃષ્ણ ! નિર્ધન રહીને મરવું તે સારૂં, પણ જ્ઞાતિને મારીને ધન મેળવવું સારૂં નહીં; કારણ લડવા આવેલા સંબંધિયોને મારી આપણે શું પામશું ? હે મધુસૂદન ! દુર્યોધન તથા સુબલપુત્ર શકુનિના અપરાધથી અને કર્ણના ખરાબ વિચારથી ક્ષત્રિયો નાશ પામે છે. હે કૃષ્ણ ! હે મહાબાહો ! આ સમયે મારા જાણવામાં આવે છે કે, ધર્મરાજાએ દુર્યોધન પાસે અર્ધું રાજ્ય વા પાંચ ગ્રામ માગ્યાં એ ઘણું સારૂં કર્યું હતું, પણ દુર્બુદ્ધિવાળા દુર્યોધને તેમ ન કર્યું, તેથી પૃથ્વીતલં ઉપર સુતેલા શૂરવીર ક્ષત્રિયોને જોઇ મારા આત્માને હું નિંદુ છું. આ ક્ષત્રિય જીવિકાને ધિક્કાર છે. હે મધુસૂદન ! જ્ઞાતિ સાથે યુદ્ધ કરવું મને રૂચતું નથી તથાપિ યુદ્ધ ન કરૂં તો ક્ષત્રિયો મને અશક્ત ગણે, વાસ્તે આપ હવે મારા ઘોડાઓને દુર્યોધનની સેના તરફ હાંકો. સંગ્રામરૂપી સમુદ્રનો મોટો પાર એ હાથે કરી હું તરી જાઉં. હે માધવ ! આ વખત ફોગટ ગુમાવવાનો નથી. અર્જુનનાં વચન સાંભળી પારકા શૂરવીરને હણનાર કેશવ ભગવાને વાયુ જેવા વેગવાળા શ્વેત ઘોડાઓ હાંકયા. હે ભારત ! તે વખતે તમારા સૈન્યનો વાયુએ વૃદ્ધિ પમાડેલા વેગવાળા પર્વત તથા સમુદ્ર જેવો મોટો શબ્દ થવા લાગ્યો. હે મહારાજ ! અપરાન્હ વખતે પાંડવ સાથે ભીષ્મનો મેઘ જેવો શબ્દવાળો સંગ્રામ પ્રવર્તમાન થયો. જેમાં હે રાજન્ ! વસુદેવતાઓ, ઇંદ્રને વિંટે તેમ તમારા પુત્રો દ્રોણને વિંટી ભીમસેન સામે દોડયા. શંતનુપુત્ર ભીષ્મ, રથીમાં શ્રેષ્ઠ કૃપાચાર્ય, ભગદત્ત તથા સુશર્મા એટલા અર્જુન સામે દોડયા. હાર્દિક્ય તથા બાહ્લિક, સાત્યકિ સામે દોડયા. અંબષ્ટક નામનો રાજા, અભિમન્યુ સામે ઉભો. હે મહારાજ ! અવશેષ રહેલા બાકીના યોદ્ધાઓ પાંડવ તરફના બાકી રહેલા મહારથિયો સામે ધસ્યા. પછી ભયંકર યુદ્ધ પ્રવર્તમાન થયું. હે જનેશ્વર ! ભીમસેન તો તમારા પુત્રોને જોઇ હુતદ્રવ્યે કરી અગ્નિ પ્રજ્વલિત થાય તેમ ક્રોધે કરી પ્રજ્વલિત થયો. હે મહારાજ ! તેટલામાં તમારા પુત્રોએ તો કુંતિપુત્ર તેને, વર્ષાઋતુમાં મેઘ જેમ જલ ધારાથી પર્વતને ઢાંકે, તેમ બાણે કરી ઢાંકી દીધો. હે વિશાંપતે ! તમારા પુત્રોએ બાણે કરી ઢાંકી દીધેલા સિંહની પેઠે ગર્વિષ્ટ શૂરવીર ભીમસેને બે મલોકાં ચાટી ક્ષુરપ્ર નામના અતિ તીક્ષ્ણ બાણે કરી વ્યુઢોરસ્ક નામના તમારા પુત્રને ભૂમિપર પાડયો તેથી તે મરણ પામ્યો. વળી સારી રીતે પાયેલ અત્યંત તીક્ષ્ણ બીજા ભલ્લ બાણે કરી, સિંહ જેમ તુચ્છ મૃગને પાડે તેમ કુંડલિ નામના તમારા પુત્રને પાડયો. હે મારિષ ! વળી ઉતાવળથી પાયેલા અત્યંત તીક્ષ્ણ ઘણાક બાણ, દૃઢ ધનુષવાળા ભીમસેને તમારા પુત્રો ઉપર નાખ્યા, જેમણે, અનાધૃષ્ટિ, કૂંડભેદિ, વૈરાટ, દીર્ઘબાહુ, સુબાહુ તથા કનકધ્વજ નામના મહારથી તમારા પુત્રોને રથમાંથી પાડી નાખ્યા. તે વખતે રણભૂમિમાં પાડેલા શૂરવીરો વસંત ઋતુમાં પુષ્પથી વિચિત્ર પ્રકારનાં આમ્ર વૃક્ષ શોભે તેમ શોભતા હતા. મહા સંગ્રામમાં બાકી રહેલા તમારા પુત્ર મહા બળવાન ભીમસેનને કાળ જેવો માની ત્યાંથી નાસી ગયા. તે વખતે સંગ્રામમાં દ્રોણાચાર્યે તમારા પુત્રોને બાળતા તે શૂરવીરને, મેઘ જેમ પર્વતને જલ-

ધારાથી ઢાંકે તેવા બાણે કરી ઢાંકી દીધો. તે સમે કુંતિપુત્ર ભીમસેનનું અદ્ભુત પરાક્રમ અમે જોયું, જે દ્રોણે વારી રાખ્યો તોપણ તમારા પુત્રોને તેણે માર્યા ને જેમ શ્રેષ્ઠ બલિ-બર્દ આકાશમાંથી પડતા વર્ષાદને ધારણ કરે, તેમ દ્રોણે મૂકેલી બાણવૃષ્ટિને તેણે ધારણ કરી. હે મહારાજ ! તે વખતે ભીમસેને આશ્ચર્યરૂપ કર્મ કર્યું જે સંગ્રામમાં તમારા પુત્રોને માર્યા અને દ્રોણને વારી પણ રાખ્યા હે મહારાજ ! મૃગો વિષે વિચરતો મહા બળવાન વ્યાઘ્ર જેમ ક્રીડા કરે તેમ શૂરવીર તમારા પુત્રો વિષે ભીમસેન ક્રીડા કરતો હતો. જેમ પશુઓના મધ્યમાં રહેલો વૃક, તેમને મારે તેમ તમારા પુત્રોને ભીમસેન મારતો હતો. ગંગાપુત્ર ભીષ્મ, ભગદત્ત રાજા તથા ગૌતમ, એ ત્રણ મહારથિયો, વેગવાન પાંડપુત્ર અર્જુનને યુદ્ધમાં વારી રાખતા હતા, તો પણ અસ્ત્રોએ કરી તેમનાં અસ્ત્રો નિવારણ કરી અતિરથી તે, તમારી તરફના શૂરવીરોને મૃત્યુલોકમાં મોકલી દેતો હતો. અભિમન્યુએ તો રથિમાં શ્રેષ્ઠ લોકમાં વિખ્યાત અંબષ્ટ રાજાને વિરથ કરી બાણથી વારી રાખ્યો. એ રીતે યશસ્વી અભિમન્યુએ મારવા માંડેલા મહા બળવાન વિરથ એવો તે રથમાંથી નીચે કુદી મહાત્મા અભિમન્યુ ઉપર ખડગ નાખી હાર્દિક્યના રથમાં ચઢી બેઠો. સામે આવતા ખડ્ગને જોઇ શૂરવીરને હણનાર યુદ્ધ માર્ગમાં ચતુર સુભદ્રાપુત્ર અભિમન્યુએ લાઘવીથી તેને નિષ્ફળ કર્યો. સંગામમાં તેણે પાછો પાડેલ ખડ્ગ જોઇ, સૈન્યોમાં 'સાધુ સાધુ' એ રીતે શબ્દ થવા લાગ્યો. તે વખતે ધૃષ્ટદ્યુમ્નાદિક પાંડવ તરફના યોદ્ધાઓ તમારા સૈન્ય સાથે યુદ્ધ કરતા હતા. તેમજ તમારી તરફના સર્વે, પાંડવ સૈન્ય સાથે યુદ્ધ કરતા હતા. જે યુદ્ધમાં દુષ્કર કર્મ કરતા તથા પરસ્પર મારતા તમારી તરફના તથા તેમનો મોટો ભયંકર શબ્દ થતો હતો, કેટલાક અભિમાની શૂરવીર, એક બીજાના કેશ ઝાલી નખ, દાંત, મુષ્ટિથી યુદ્ધ કરતા હતા. તાલી, ખડ્ગ તથા બાહુએ કરી, છીદ્ર જોઇ પરસ્પર યમપુરીમાં મોકલતા હતા. પિતા પુત્રને, પુત્ર પિતાને, એ રીતે વ્યાકુળ થયેલ અંગવાળા યોદ્ધાઓ પરસ્પર મારતા હતા. હે મારિષ ! સંગ્રામમાં નાશ પામેલાઓનાં ભાગી પડેલાં સુવર્ણમય પૃષ્ટ ભાગવાળાં સુંદર ધનુષ, અમૂલ્ય ભાથા તથા સુવર્ણમય પૃષ્ટ ભાગથી શોભતા તેલે કરી ધોયેલા તીક્ષ્ણ બાણ, છંછેડાયેલા સર્પની પેઠે શોભતા હતા. સુવર્ણથી શોભતા હસ્તિ દાંતની મુંઠવાળા ખડ્ગ, સુવર્ણના ચિત્રવાળી ઢાલો, સુવર્ણથી શોભતાં ભાલાં, પટા, સુવર્ણમય તરવાર, સુવર્ણથી ઉજ્વળ શક્તિયો, પડેલાં ઉત્તમ કવચ, મોટા મુગટ, ભાલાં પટા, ગોફણ વિવિધ પ્રકારનાં સુવર્ણથી શોભતાં ધનુષ, નાના પ્રકારની હાથીની ઝુલ્યો, ચામર, વીંઝણા નાના પ્રકારનાં શસ્ત્ર ગ્રહણ કરી પડેલા જીવતા જેવા દેખાતા મહારથી પુરૂષ, કેટલાક ગદાએ કરી કચરાયેલા શરીરવાળા મુસલથી ભેદાયેલ મસ્તકવાળા હસ્તિ, ઘોડા તથા રથે કચરેલા પૃથ્વી ઉપર સુતેલા પુરૂષ, તેમજ મડેલા અશ્વ, મનુષ્ય તથા હસ્તિયોના શરીરે કરી ઢંકાઇ ગયેલી પૃથ્વી, ચોતરફ રહેલા પર્વતે કરી શોભે તેમ શોભતી હતી. સંગ્રામમાં પડેલાં શક્તિ, તરવાર, બાણ, ભાલાં, ખડ્ગ, પટા, સાંગ, લોઢાની બર્છિ, ફરશી, તોમર, ગોફણ, ટોપો, શસ્ત્રથી ભેદાયેલ શરીર, શબ્દ રહિત થોડો શબ્દ કરનાર રૂધિરથી વ્યાપ્ત પ્રાણ રહિત પ્રાણી, મોજા તથા બાજુબંધ સહિત ચંદન ચોપડેલા કપાઇ ગયેલ હાથીની સુંઢ સરખા બાહુ, સાથળ, મસ્તકમણિ, કુંડલ સહિત મસ્તક તથા રૂધિરથી ખરડાયેલાં સુવર્ણનાં કવચે કરી રણભૂમિ, શાંત છે જ્વાળા જેની એવા અગ્નિએ કરી જેમ વેદી શોભે તેમ અત્યંત શોભતી

હતી. વળી પડેલા ભાથા, ધનુષ, સુવર્ણના પ્રષ્ટભાગવાળા. ચોતરફ પડેલા બાણ, ભાગી ગયેલા ધુધરીગો બાંધેલા રથ, બાણે કરી હણેલા જીભ નીકળી ગયેલા રૂધિરનું વમન કરતા અશ્વ, રથના તળેના ભાગ, પતાકા, ભાથાઓ, શૂરવીરોના શ્વેત શંખ તથા સુંઢ કપાઇ ગયેલા હસ્તિયોએ કરી નાના પ્રકારના અલંકારે કરી શણગારેલી જેમ સ્ત્રી જેમ શોભે તેમ રણભૂમિ શોભતી હતી. બીજાં ભાલાં સહિત અંગવાળા અત્યંત વેદનાયુક્ત સુંઢે કરીને વારંવાર શબ્દને તથા જળબિંદુને મૂકતા હસ્તિયોએ કરી તે રણસ્થાન, ઝરણવાળા પર્વતે કરીને શોભે તેમ શોભતું હતું. નાના રંગના ધાબળા, હસ્તિયોની ઝુલ્યો, વૈદૂર્ય મણિના દાંડાવાળા પડેલા સુંદર અંકુશ, ચોતરફ પડેલી મોટા હસ્તિયોની ઘંટાઓ, વિચિત્ર પ્રકારનાં અંકુશ, સુવર્ણથી શોભતાં વિચિત્ર પ્રકારનાં ગ્રીવાભરણ, ભાગી પડેલ ટોપો, સુવર્ણનાં ભાલાં, ઘોડાઓની રજથી પીંગળ સુવર્ણથી ઢાંકેલાં ઉરસ્ત્રાણ, ઘોડેસ્વારોના બાજુબંધ સહિત કપાયેલા હાથ, ભાલાં, નિર્મળ તરવાર તે તે ઠેકાણે પડેલી વિચિત્ર પ્રકારની સંગ્રામમાં પહેરવાની સામગ્રીઓ, સુવર્ણથી શોભતા વિચિત્ર પ્રકારના બાણ, ઘોડા ઉપર પાથરવાની રંકુ મૃગના રૂંવાંની ડળીઓ, રાજાઓના વિચિત્ર પ્રકારના અમૂલ્ય મસ્તકમણિ, મણિમય છત્ર, ચામર, પંખા તથા સુંદર કુંડળ પહેરેલાં ચંદ્ર તથા કમળ જેવાં દાઢાં સહિત સુંદર શૂરવીરોનાં મસ્તકે કરી રણભૂમિ ગ્રહ તથા નક્ષત્રે કરી આકાશ શોભે તેમ શોભતી હતી. હે મહારાજ! એ રીતે સંગ્રામમાં તમારા તથા તેની તરફનાઓની મોટી સેના, એક બીજા સામે આવી નાશ પામતી હતી. એ બેઉ તરફના યોદ્ધાઓ થાક્યા, કપાયા તથા મર્દન થયા ત્યારે, રાત્રિ થવાથી પાછળ ચાલનારને અમે દેખતા ન હતા. કૌરવ તથા પાંડવો, સૈન્યને યુદ્ધથી વિરામ પમાડવા લાગ્યા. મહા ભયંકર સાયંકાળ પ્રવર્તમાન થયો ત્યારે એકઠા મળેલા કૌરવ તથા પાંડવો, યુદ્ધનો વિરામ કરી વખતસર પોતપોતાના તંબુએ ગયા.

रजनीमुखे सुरौद्रे तु वर्त्तमाने महाभये ।
अवहारं ततः कृत्वा सहिता कुरुपांडवाः ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि अष्टमदिवसयुद्धावहारे गुर्जरभाषायां षण्णवतितमोऽध्यायः ॥ ९६ ॥



## અધ્યાય ૯૭ મો–ભીષ્મને વિનંતિ.

संजय उवाच—ततो दुर्योधनोराजा शकुनिश्चापि सौबलः ।
दुःशासनश्च पुत्रस्ते सूतपुत्रश्च दुर्जयः ॥ १ ॥

સંજય કહે છે—હે મહારાજ! ત્યાર પછી દુર્યોધન રાજા, સુબલપુત્ર શકુનિ, તમારો પુત્ર દુઃશાસન તથા દુઃખે કરી જીતાય નહીં એવો સૂતપુત્ર કર્ણ એટલા એકઠા મળી વિચાર કરવા લાગ્યા કે, ગણ સહિત પાંડવોને આપણે કેવી રીતે જીતવા. તે વખતે દુર્યોધન રાજાએ કર્ણ તથા સુબલ પુત્ર શકુનિને સંબોધનથી બોલાવી તે સર્વ મંત્રીને આવી રીતે કહ્યું કે, દ્રોણ, ભીષ્મ, કૃપાચાર્ય, શલ્ય તથા સોમદત્ત પુત્ર ભૂરિશ્રવા એ બધા સંગ્રામમાં પાંડવોને બાધ કરતા નથી, તેનું કારણ શું તે હું જાણતો નથી. તેમણે બાધ ન કરેલા તે મારા

સૈન્યનો ક્ષય કર્યે જાય છે. હે કર્ણ ! પ્રતિ દિવસ સંગ્રામમાં ક્ષીણ થાય છે સૈન્ય તથા શસ્ત્ર જેનાં એવો હું ક્ષીણ થાઉં છું. દેવતાઓ પણ જેને મારી શકે નહીં એવા શૂરવીર પાંડવો મારો તિરસ્કાર કરે છે, માટે સંશય પામેલો હું સંગ્રામમાં કેમ પ્રહાર કરી શકીશ. હે મહારાજ ! એવાં તેનાં વચન સાંભળી કર્ણે કહ્યું કે, હે ભરતશ્રેષ્ઠ ! તું શોચ માં કર, હું તારૂં પ્રિય કરીશ. પણ હે ભારત ! શંતનુપુત્ર ભીષ્મ, શસ્ત્ર મૂકી યુદ્ધથી નિવૃત્ત થાય, એટલે હું ભીષ્મ જોતાં સર્વ સોમકે સહિત પાંડવોને મારી નાંખીશ. હે રાજન્ ! તારા સમ ખાઇને હું સત્ય કહું છું. હે તાત ! ભીષ્મ નિરંતર પાંડવો ઉપર દયા કરે છે, તેમ પ્રહારથી તેમને જીતવાને પણ પોતે અસમર્થ છે, તથાપિ નિરંતર રણપ્રિય તથા અભિમાની હોવાથી સંગ્રામ કરે છે. એકઠા મળેલા પાંડવોને તે, કેવી રીતે જીતશે ? હે ભારત ! તું અહિંથી ભીષ્મના તંબુ પ્રત્યે જઇ, વૃદ્ધ તથા ગુરૂ એવા તેમને વિજ્ઞાપ્તિ કરી શસ્ત્ર મૂકાવ, તેમણે શસ્ત્ર મૂકયાં કે તરત હે રાજન્ ! સંબંધી તથા બાંધવ સહિત પાંડવોને મેં એકલે મારેલાજ તું જોઇશ. કર્ણનાં વચન સાંભળી તમારા પુત્ર દુર્યોધને દુઃશાસન નામના પોતાના ભાઇને કહ્યું કે હે દુઃશાસન ! આપણી સર્વ સવારી તરત તૈયાર થાય એમ તું કર. હે રાજન્ ! એમ તેને કહી, કર્ણને કહ્યું કે, હે શત્રુને દમન કરનાર કર્ણ ! આ હું હમણાં મનુષ્યમાં શ્રેષ્ઠ ભીષ્મને વિજ્ઞપ્તિ કરી સંગ્રામથી તેમને નિવૃત કરી, તારી પાસે આવીશ એટલે તું યુદ્ધ કરજે. હે વિશાંપતે ! એટલાં વચન કર્ણને કહી, તરત તમારો પુત્ર દુર્યોધન, દેવ સહિત ઇંદ્ર જેમ તૈયાર થાય તેમ ભાઇઓ સહિત ત્યાં જવાને તૈયાર થયો. તે વખતે સિંહ જેવા પરાક્રમવાળા રાજામાં સિંહરૂપ તેને દુઃશાસને ઘોડા ઉપર બેસાડયો. બાજુબંધ, મુકુટ તથા હસ્તાભરણ પહેરેલો, મજીઠના પુષ્પ તથા સુવર્ણ જેવાં અમૂલ્ય સુગંધિ ચંદને લીંપાયલો, સ્વચ્છ વસ્ત્ર પહેરેલો સિંહના જેવી ગતિવાળો માર્ગમાં જતો તે, નિર્મળ કિરણોવાળો સૂર્ય આકાશમાં શોભે તેમ શોભતો હતો. ભીષ્મના તંબુ પ્રત્યે જતા તેની પાછળ મોટા ધનુષવાળા સર્વ લોકના ધનુષધારી તથા મોટા ધનુષવાળા ભાઇઓ, દેવતા ઇંદ્રની પાછળ જાય તેમ તેની પાછળ જવા લાગ્યા. કેટલાક ઘોડા ઉપર, કેટલાક હસ્તિ ઉપર તથા કેટલાક રથો ઉપર બેસી શસ્ત્ર ધારણ કરેલા રાજાની રક્ષા વાસ્તે આકાશમાં ઇંદ્રની પાછળ જેમ દેવતાઓ જાય તેમ જવા લાગ્યા. કૌરવોમાં મહા બળવાન, કૌરવોએ સત્કાર કરેલો, ભાઇયોથી વિંટાયલો, ચતુર, સર્વ લોકના ઇશ્વરનો ઇશ્વર, મોટા યશવાળો સૂત તથા માગધ જેની સ્તુતિ કરે છે એવો તે, સર્વ શત્રુને નાશ કરનાર હાથીની સુંઢ જેવા શસ્ત્રાદિ શિક્ષા સંપન્ન પોતાના દક્ષિણ ભુજને ઉંચો ધરી ચોતરફથી મનુષ્યોની યોજના કરેલી અંજલિઓને સ્વીકારતાં નાના પ્રકારના દેશમાં રહેનાર મનુષ્યોની મધુર વાણી સાંભળી સર્વનો સત્કાર કરતો યશસ્વી ગંગાપુત્ર ભીષ્મના તંબુ પ્રત્યે જવા લાગ્યો. તેને સુગંધિ તેલ સિંચન કરેલી મશાલવાળા ચોતરફથી વિંટી સાથે ચાલતા હતા, એ રીતે સુવર્ણની મશાલોએ કરી વિંટાયેલો તે પ્રદીપ્ત મોટા ગ્રહોએ કરી ચંદ્રમા શોભે તેમ શોભતો હતો. સુવર્ણથી શોભતી પાઘડિઓ ધારણ કરેલા છડી તથા ઝર્ઝર નામનું વાદ્ય છે હાથમાં જેને એવા પુરૂષો ધીરે ધીરે ચોતરફથી જેને ઉત્સાહ આપતા હતા એવો તે રાજા ભીષ્મના તંબુ પાસે જઇ ઘોડા ઉપરથી નીચે ઉતરી ભીષ્મ પાસે જઇ તેમને પ્રણામ કરી, સુંદર બિછાનાથી વિંટાયેલ ચક્રાકૃતિ સુવર્ણના ઉત્કૃષ્ટ આસન ઉપર બેઠેલો તમારો પુત્ર, નેત્રમાં અશ્રુ ભરી ગદગદ કંઠ થઈ. હાથ જોડી તેને

કહેવા લાગ્યો કે-હે શત્રુનો નાશ કરનાર ! સંગ્રામમાં તમારો આશ્રય કરી, ઇંદ્ર સહિત દેવ તથા અસુરોને પણ જીતવા વિષે ઉત્સાહવાન થાય, ત્યારે સુહૃદ્‌ગણ તથા બાંધવ સહિત શૂરવીર પાંડવોને થાય તેમાં શું આશ્ચર્ય ? માટે હે ગંગાપુત્ર ! હે સમર્થ ! મારી ઉપર કૃપા કરી, ઇંદ્ર જેમ દૈત્યોને મારે તેમ શૂરવીર પાંડવોને મારો. હે મહારાજ ! હે ભારત ! અને હું સર્વ સોમક, પંચાલ તથા કેકય સહિત પુરૂષોને મારીશ, ને તમે મોટા ધનુષવાળા સોમક તથા આવેલા પાંડવોને મારી સત્યવાણીવાળા થાઓ. હે રાજન્‌ ! હે પ્રભો ! દયાથી, વા મારી ઉપર દ્વેષ ભાવથી, અથવા મારા મંદ ભાગ્યપણાને લીધે તમે પાંડવોની રક્ષા કરો છો, માટે તેમજ કરવું, હોય તો સંગ્રામમાં શોભતા કર્ણને આજ્ઞા આપો, એટલે તે, સુહૃદ્‌ગણ તથા બાંધવ સહિત પાંડવોને સંગ્રામમાં જીતશે. સત્ય પરાક્રમવાળા ભીષ્મને તમારો પુત્ર દુર્યોધન રાજા એટલાં વચન કહી બીજું કાંઇ પણ બોલ્યો નહીં.

**स एवमुक्त्वा नृपतिः पुत्रो दुर्योधनस्तव ।**
**नोवाच वचनं किंचिद्भीष्मं सत्यपराक्रमं ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि भीष्मंप्रतिदुर्योधन वाक्ये गुर्जरभाषायां सप्तनवतितमोऽध्यायः ॥ ९७ ॥**

## અધ્યાય ૯૮ મો. ભીષ્મનો ઉત્તર.

**संजय उवाच-वाक्शल्यैस्तव पुत्रेण सोतिविद्धो महामनाः ।**
**दुःखेन महता विष्टो नोवाचाप्रियमण्वपि ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! વાણીરૂપ શલ્યે કરી તમારા પુત્રે અત્યંત વિંધેલા મહા દુઃખાવિષ્ટ ઉદાર મનવાળા તમારા પુત્રને અપ્રિય લાગે એવું કંઇ પણ બોલ્યા નહીં ને દુઃખ તથા ક્રોધયુક્ત વાણીરૂપ શલાકાએ કરી હણેલા તેથી સર્પની પેઠે શ્વાસોશ્વાસ કરતા સર્વ વિદ્વાનોમાં શ્રેષ્ઠ દેવ, અસુર તથા ગંધર્વ સહિત લોકને બાળતા હોય નહીં શું તેની પેઠે ક્રોધથી નેત્ર ફાડી તમારા પુત્રને સામપૂર્વક આવી રીતે વચન કહેવા લાગ્યા કે-હે દુર્યોધન ! તારૂંજ પ્રિય કરવાની ઇચ્છા સારૂ સંગ્રામમાં પ્રાણ હોમતા શક્તિ પ્રમાણે યુદ્ધ કરતા મને શું વાણીરૂપ શલ્યે કરી છેદે છે. શૂરવીર પાંડુપુત્ર અર્જુને સંગ્રામમાં ઇંદ્રને પરાજય પમાડી ખાંડવ વિષે અગ્નિને તૃપ્ત કર્યો ને હે મહાબાહો ! જ્યારે પરાક્રમથી ગંધર્વ તને હરણ કરી જતા હતા ત્યારે તેણે તને મૂકાવ્યો. યુદ્ધમાં અત્યંત ક્રોધ પામેલા દ્રોણને તથા મને જીતી તેણે વસ્ત્ર ગ્રહણ કર્યાં હતાં. તેમજ મોટા ધનુષવાળા અશ્વત્થામા તથા કૃપાચાર્યને પણ પૂર્વે ગાયો ગ્રહણ કરી ત્યારે તેં જીત્યા હતા. પુરૂષનું જેને માન છે એવા કર્ણને જીતી, તેનાં વસ્ત્ર લઇને ઉત્તરાને તેણે આપ્યાં હતાં. વળી તે અર્જુન, ઇંદ્રથી પણ દુઃખે કરીને જીતાય નહીં એવા નિવાતકવચ નામના દૈત્યોને જીત્યો હતો. ઇત્યાદિ ઉદાહરણથી તું જાણે છે કે, તેને કોઇ જીતે એમ નથી, માટે વેગવાન પાંડુપુત્રને જીતવા કોઇ સમર્થ છેજ નહીં; કારણ કે, શંખ, ચક્ર, ગદા, ધારણ કરનાર વાસુદેવ, અનંત શક્તિમાન સૃષ્ટિના સંહાર કરનાર સર્વના ઇશ્વર દેવના દેવ, સનાતન જગત્‌ના રક્ષક શ્રીકૃષ્ણ પરમાત્મા જેનું રક્ષણ કરનાર છે. હે દુર્યોધન ! હે રાજન્‌ ! નારદાદિક મોટા ઋષિઓએ ઘણીવાર

તને કહ્યું હતું પણ મોહને લીધે શું બોલવું યોગ્ય છે ને શું અયોગ્ય છે તે તું જાણતો નથી. હે ગાંધારીના પુત્ર ! જેમ નજીક મરણ આવેલો પુરૂષ સર્વ વૃક્ષને સોનાનાં દેખે, તેમ તું પણ બધું વિપરીત દેખે છે. પોતાની મેળે તેં સૃંજય સહિત પાંડવો સાથે મોટું વૈર કર્યું, માટે હવે સંગ્રામમાં પુરૂષ થઇ તેમની સાથે યુદ્ધ કર, અમે જોઇએ. હે પુરૂષમાં સિંહરૂપ ! હું તો એક શિખંડીને મૂકી સંગ્રામમાં આવેલા સર્વ સોમકે સહિત પંચાલોને મારીશ. કાંતો સંગ્રામમાં તેમણે મારેલો હું યમપુરીમાં જઇશ, વા, તેમને સંગ્રામમાં મારી તને પ્રસન્ન કરીશ. શિખંડી તો રાજાના ઘરમાં પૂર્વે સ્ત્રી ઉત્પન્ન થઇ હતી. પછી વરદાનથી પુરૂષ થયો છે, પણ તે શિખંડિની સ્ત્રીજ છે, માટે મારા પ્રાણ જશે તોપણ તેને હું નહીં મારૂં; કારણ કે જે પૂર્વે વિધાતાએ નિર્માણ કરી છે તે શિખંડિની સ્ત્રીજ છે, એમ હું માનું છું. હે ગાંધારીના પુત્ર ! જા, સુખે સુઇ રહે, કાલ હું મોટો સંગ્રામ કરીશ. તે કેવો કે જેને, જ્યાં સુધી પૃથ્વી રહેશે ત્યાં સુધી માણસો વખાણશે. હે જનેશ્વર ! એવાં ભીષ્મનાં વચન સાંભળી તમારો પુત્ર દુર્યોધન ગુરૂ એવા તેમને મસ્તકથી પ્રણામ કરી પોતાના તંબુએ આવવા નિકળ્યો. ક્ષય કરનાર તે રાજા, આવી પરિકર જનને રજા આપી તરત પોતાના તંબુમાં ગયો. ત્યાં તે રાત્રિ કાઢી પ્રભાત થયું તે વખતે ઉઠી તેણે રાજાઓને કહ્યું કે, આજ ઉશ્કેરાયેલા ભીષ્મ, સંગ્રામમાં સોમકોને મારશે, વાસ્તે સેનાની યોજના કરો. સંગ્રામમાં અર્જુન સાથે યુદ્ધ કરવાની ઇચ્છાવાળા શંતનુપુત્ર ભીષ્મ રાત્રિ વિષે દુર્યોધનનો ઘણો બડબડાટ સાંભળી, પોતાને નિસ્તેજ કરવા જેવું માની અત્યંત ખેદ પામી પરવશપણાને ધિક્કારી ઘણીવાર વિચાર કરવા લાગ્યા. પારકા અભિપ્રાયને જાણનાર દુર્યોધને. ગંગાપુત્ર ભીષ્મનો વિચાર જાણી દુઃશાસનને કહ્યું કે, હે દુઃશાસન ! ભીષ્મનું રક્ષણ કરનારે રથોને જલદી જોડાવ. સર્વને બોલાવી સૈન્યને તૈયાર થવાનો હુકમ આપ. કારણ ઘણા વરસથી વિચારેલું સૈન્ય સહિત પાંડવનો વધ તથા રાજ્યનો આગમ, હાલ આપણને પ્રાપ્ત થયાં, પણ તેમાં સર્વથી મોટું કાર્ય ભીષ્મનું રક્ષણજ હું માનું છું. રક્ષણ કરેલા તેજ, આપણને સહાય થઇ સંગ્રામમાં પાંડવોને હણશે, પણ શુદ્ધ અંતઃકરણવાળા તેમણે કહ્યું છે કે, પૂર્વે એ શિખંડી સ્ત્રી હતો માટે મારે એ વર્જ્ય છે તેથી સંગ્રામમાં એને હું નહીં મારૂં, લોક પણ તે જાણે છે, જે મેં, પિતાનું પ્રિય કરવા સારૂં, સમૃદ્ધ રાજ્ય તથા સ્ત્રિયોનો પૂર્વે ત્યાગ કરેલ છે. વળી તેણે મને કહ્યું હતું કે–હે નરશ્રેષ્ઠ ! સ્ત્રીને તથા પૂર્વે સ્ત્રી હશે તેને કયારે પણ સંગ્રામમાં નહીં મારૂં, એ હું તને સત્ય કહું છું. શિખંડી તેં સાંભળ્યો હોય તો પૂર્વે સ્ત્રી હતો ને કેવી રીતે તે ઉત્પન્ન થયો હતો તે પણ યુદ્ધ થકી પૂર્વે તેણે કહ્યું હતું. પૂર્વે કન્યા થઇ પછી પુરૂષ થયેલો તે મારી સાથે યુદ્ધ કરશે, પણ તેની સામે કયારે પણ હું બાણ નહીં મૂકું. પાંડવના જયને ઇચ્છનાર યુદ્ધમાં આવેલા બાકી સર્વ ક્ષત્રિયોને હું મારીશ, એ રીતે શાસ્ત્ર જાણનાર ગંગાપુત્ર ભીષ્મે મને કહેલું છે, માટે સામો યુદ્ધ કરવા આવે તે વખતે સર્વાત્મપણાથી ભીષ્મનું પાલન કરવું, રક્ષા ન કરેલા સિંહરૂપ તેને શિખંડી મા હણો. વૃક જેમ સિંહને મારે તેમ ગંગાપુત્રને શિખંડી પાસે આપણે નહિ મરાવિયે, માટે મામો શકુનિ, શલ્ય, કૃપાચાર્ય, દ્રોણ તથા વિવિંશતી, એટલાએ સાવધાન થઇ ગંગાપુત્ર ભીષ્મનું રક્ષણ કરવું. કારણ તેમની રક્ષા કરવાથી જરૂર આપણો જય છે. દુર્યોધનનાં વચન સાંભળી સર્વ ચોતરફથી રથસમુદાયે કરી ગંગાપુત્ર

વિંટી લીધા. હે ધૃતરાષ્ટ્ર ! તમારા પુત્રો પણ ભીષ્મને વિંટી પૃથ્વીને કંપાવતાં તથા પાંડવોને ક્ષોભ પમાડતાં હર્ષથી નીકળ્યા. કવચ પહેરેલા મહારથિયો દેવાસુર યુદ્ધમાં જેમ ઇંદ્રનું રક્ષણ કરવા સર્વ દેવતાઓ ઉભા રહ્યા હતા તેમ સારી રીતે જોડેલા રથ તથા હસ્તિઓ સાથે તેઓ ભીષ્મનું રક્ષણ કરતા સંગ્રામમાં ઉભા રહ્યા હતા, એટલામાં દુર્યોધન રાજાએ વળી પોતાના ભાઇઓને કહ્યું કે અર્જુનના ડાબા ચક્રની યુધામન્યુ, તથા દક્ષિણ ચક્રની ઉત્તમૌજા રક્ષા કરે છે, ને અર્જુન શિખંડિની રક્ષા કરે છે, માટે અર્જુને રક્ષા કરેલો, અને આપણે મૂકેલો તે, જે રીતે આપણા ભીષ્મને ન મારે તે રીતે તું કર. એવાં ભાઇનાં વચન સાંભળી તમારો પુત્ર દુઃશાસન ભીષ્મને આગળ કરી સેના સહિત રણપ્રતિ ચાલ્યો. રથસમુદાયથી વિંટાયલા ભીષ્મને જોઇ, રથીમાં શ્રેષ્ઠ અર્જુને ધૃષ્ટદ્યુમ્નને કહ્યું કે—હે નૃપ ! હે પાંચાલ્ય ! પુરૂષમાં સિંહરૂપ શિખંડીને ભીષ્મની સામે આજ ઉભો રાખો એનું રક્ષણ કરનાર હું છું.

अर्जुनो रथिनां श्रेष्ठो धृष्टद्युम्नमुवाच ह ।
शिखंडिनं नरव्याघ्रं भीष्मस्य प्रमुखे नृप ॥
स्थापय त्वाद्य पांचाल्य तस्य गोप्ताहमित्युत ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि भीष्मदुर्योधनसंवादे गुर्जरभाषायामष्टनवतितमोऽध्यायः ॥ ९८ ॥

## અધ્યાય ૯૯ મો. ઉત્પાત દર્શન.

संजय उवाच—ततः शांतनवो भीष्मो निर्ययौ सह सेनया ।
व्यूहं चाव्यूहतमहत् सर्वतोभद्रमात्मनः ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! પછી શંતનુપુત્ર ભીષ્મ સેના સહિત નીકળ્યા ને તેમણે પોતાના સૈન્યનો સર્વતોભદ્ર નામનો વ્યૂહ રચ્યો. કૃપાચાર્ય, કૃતવર્મા, મહારથી શૈબ્ય, શકુનિ, સિંધુ દેશનો રાજા જયદ્રથ તથા કાંબોજ દેશનો રાજા સુદક્ષિણ, એ સર્વ ભીષ્મ તથા તમારા પુત્રો સહિત સૈન્યોની આગળ વ્યૂહના મુખ ઉપર ઉભા રહ્યા. દ્રોણ, ભૂરિશ્રવા, શલ્ય તથા ભગદત્ત, કવચ પહેરેલા એટલા વ્યૂહના દક્ષિણ પક્ષનો આશ્રય કરી ઉભા રહ્યા. અશ્વત્થામા, સોમદત્ત, મહારથી અવંતિપુરીના વિંદ તથા અનુવિંદ મોટી સેનાયુક્ત એટલા, વ્યૂહના વામ પક્ષનું પાલન કરવા ઉભા. હે ભારત ! હે મહારાજ ! ત્રિગર્તે કરી ચોતરફથી વિંટાયલો દુર્યોધન, પાંડવ સામે વ્યૂહના મધ્ય ભાગમાં ઉભો રહ્યો હતો. રથીમાં શ્રેષ્ઠ અલંબુષ તથા મહારથી શ્રુતાયુષ, કવચ પહેરેલા તે બેઉ વીર સર્વ સૈન્ય વ્યૂહના પૃષ્ટ ભાગમાં રહ્યા હતા. હે ભારત ! કવચ પહેરેલા તમારી તરફના, એ રીતે વ્યૂહ રચના કરી પ્રદીપ્ત અગ્નિ જેવા દેખાતા હતા. તમારી તરફના વ્યૂહને જોઇ યુધિષ્ઠિરે પણ પોતાના સૈન્યનો વ્યૂહ રચ્યો. યુધિષ્ઠિર રાજા, પાંડુપુત્ર ભીમસેન, માદ્રીપુત્ર નકુળ તથા સહદેવ, કવચ પહેરેલા એટલા સર્વ શેન વ્યૂહના અગ્રભાગમાં રહ્યા. ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ, મહારથી સાત્યકિ, વિપક્ષ સૈન્યને નાશ કરનાર મોટા સૈન્ય સહિત એટલા તે વ્યૂહના અગ્રભાગમાં ઉભા રહ્યા હતા. મોટા ધનુષવાળો અભિમન્યુ, મહા બળવાન દ્રુપદરાજા, મોટા ધનુષવાળો યુયુધાન, પરાક્રમી

યુધામન્યુ તથા પાંચ ભાઇયો કેકય, કવચ પહેરી યુદ્ધ વાસ્તે ઉભા રહ્યા. એ રીતે સંગ્રામમાં શૂરનાર પાંડવો પણ, કોઇથી દુઃખે કરી જીતાય નહીં એવો સામો વ્યૂહ રચી યુદ્ધ કરવા ઉભા રહ્યા. હે નૃપ ! સંગ્રામમાં સાવધાન તમારી તરફના રાજાઓ સેના સહિત ભીષ્મને આગળ કરી, સંગ્રામમાં પાંડવ સામે આવવા લાગ્યા; તેમજ જયને ઇચ્છતા પાંડવો પણ ભીમસેનને આગળ કરી ભયંકર સિંહનાદ તથા કિલકિલ શબ્દ સાથે શંખ, ક્રકચ, ગાયનાં શિંગડાં, ભેરી, મૃદંગ, પણવ તથા પુષ્કર નામના યુદ્ધવાદ્ય વગાડતા ભીષ્મ સાથે યુદ્ધ કરવા રણભૂમિ પર આવ્યા. ભેરી, મૃદંગ, શંખ તથા દુંદુભિના શબ્દ સાથે ઉત્કૃષ્ટ સિંહ નાદ કરતા અમે પણ નાના પ્રકારની ગતિથી જલદી તેમની સામે ગયા. ત્યાર પછી મોટું યુદ્ધ પ્રવર્તમાન થયું, જેમાં પરસ્પર દોડતા યોદ્ધાઓ અત્યંત પ્રહાર કરવા લાગ્યા. મોટા શબ્દ સાથે પૃથ્વી ચલાયમાન થઈ, ને પક્ષિયો ભયંકર શબ્દ કરતાં ચોતરફ ફરવા લાગ્યાં. કાંતિ સહિત ઉદય થયેલો સૂર્ય કાંતિ રહિત થઇ ગયો, અત્યંત મોટા ભયને સૂચવતા ભયંકર વાયુ વાવા લાગ્યા. હે મહારાજ ! નજીક આવેલા મોટા ક્ષયને સૂચવતી ભયંકર શબ્દવાળાં શિયાળવાંના શબ્દ થવા લાગ્યા. બળતી દિશાઓમાંથી રજનો વરસાદ થવા માંડ્યો. રૂધિરયુક્ત અસ્થિનો વર્ષાદ થયો. રૂદન કરતાં વાહનોનાં નેત્રમાંથી અશ્રુજળ પડવા માંડ્યાં. ઉંડો વિચાર કરતાં હોય તેની પેઠે ધ્યાન કરતાં તે, વારંવાર વિષ્ટા તથા મૂત્ર કરતાં હતાં. હે ભરતર્ષભ ! આધાર વગરના મોટા શબ્દ સંભળાતા હતા. પુરૂષને ખાનાર રાક્ષસો ભયંકર શબ્દ કરતા હતા. શિયાળવાં તથા બળવાન કાગડા ચોતરફ ફરતા દેખાતા હતા. હે મારિષ ! વિવિધ પ્રકારના શબ્દ કરતા શ્વાન, ચોતરફ દોડતા હતા. અત્યંત ભયને સૂચવતાં પ્રજ્વલિત મોટાં ઉંબાડીયાં સૂર્યને હણી તત્કાળ પૃથ્વી ઉપર પડતાં હતાં. મોટા સંગ્રામમાં પાંડવ તથા દુર્યોધનનાં સૈન્યો, વાયુએ કરીને વૃક્ષ કંપે તેમ, શંખ તથા મૃદંગના શબ્દે કરીને કંપતાં હતાં. રાજા હસ્તિ તથા અશ્વે કરી અત્યંત આકુળ અમંગળ મુહૂર્ત્તમાં આવેલી સેનાઓનો વાયુથી ક્ષોભ પામેલા સમુદ્રના જેવો ભયંકર શબ્દ થતો હતો.

**नागेंद्रनागाश्वसमाकुलानामभ्यायतीनामशिवे मुहूर्ते ।**
**बभूव घोषस्तुमुलश्चमूनां वातोद्धतानामिव सागराणाम् ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि परस्परव्यूहरचनायामुत्पातदर्शने गुर्जरभाषायामूनशततमोऽध्यायः ॥ ९९ ॥**

## અધ્યાય ૧૦૦ મો. અભિમન્યુ અને અલંબુષ.

**संजय उवाच-अभिमन्युरथोदारः पिशंगैस्तुरगोत्तमैः ।**
**अभिदुद्रावतेजस्वी दुर्योधनबलं महत् ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! રથીમાં શ્રેષ્ઠ તેજસ્વી અભિમન્યુ, પીંગળ ઉત્તમ ઘોડા જોડેલા રથે કરી, મેઘ જેમ જળ ધારાને મૂકે તેમ બાણનો વરસાદ મૂકતાં દુર્યોધનના મોટા સૈન્ય સામે દોડ્યો. હે કુરૂનંદન ! સંગ્રામમાં શસ્ત્રના ઓઘ નાખતા તમારી સેનારૂપ અક્ષય સાગરને વહન કરતા ક્રોધે ભરાયેલા શત્રુને નાશ કરનાર સુભદ્રાપુત્ર અભિમન્યુને, તમારી

તરફના વારવા પણ સમર્થ થયા નહિ. હે રાજન્ ! તેણે મૂકેલા શત્રુને નાશ કરનાર બાણોએ કરી શૂરવીર ક્ષત્રિયો યમલોક પ્રત્યે જવા લાગ્યા. વળી ક્રોધે ભરાયેલા તેણે યમદંડ જેવા ભયંકર પ્રજ્વલિત સર્પ જેવા બાણે, રથ સહિત રથિયોને, ઘોડેસ્વાર સહિત ઘોડાઓને તથા હસ્તિ ઉપર બેસનાર સહિત હસ્તિયોને વિદારણ કરવા માંડયા. એ રીતે સંગ્રામમાં મોટું કર્મ કરતા તેના પરાક્રમથી પ્રસન્ન થયેલા રાજાઓ તેનાં ખૂબ વખાણ કરવા લાગ્યા. તે વખતે સુભદ્રા પુત્ર વાયુ જેમ રૂના ઢગલાને આકાશમાં ચોતરફ ઉડાડે તેમ તમારા સૈન્યને ચોતરફ નસાડવા લાગ્યો. હે રાજન્ ! હે નરોત્તમ ! એ રીતે તમારાં સર્વ સૈન્યને નસાડી, ધૂમ રહિત અગ્નિ સરખો તેજસ્વી તે, સંગ્રામમાં ઉભો રહ્યો. હે રાજન્ ! તે સમયે શત્રુનો નાશ કરતા તેને પ્રદીપ્ત અગ્નિને, કાળે પ્રેરેલા પતંગ નામના જંતુ જેમ સહન કરી શકે નહિ તેમ તમારી તરફના, સહન કરી શકતા ન હતા. સર્વ શત્રુને પ્રહાર કરતો પાંડવોમાં મહારથી મોટા ધનુષવાળો તે, વજ્ર સહિત ઇંદ્ર સરખો દેખાતો હતો. હે રાજન્ ! દિશાઓમાં વિચરતા તેનું સુવર્ણના પૃષ્ટભાગવાળું ધનુષ, મેઘોને વિષે વિજળી શોભે તેમ શોભતું હતું. હે રાજન્ ! પ્રફૂલ્લિત વૃક્ષવાળા વનમાંથી જેમ ભ્રમરના સમુદાયો નીકળે તેમ, તેના હાથમાંથી પાયેલા તીક્ષ્ણ બાણ સંગ્રામમાં નીકળતા હતા. એવી રીતે સુવર્ણના રથે કરી વિચરતા મહાત્મા સુભદ્રા પુત્રનું કંઇ પણ છીદ્ર મનુષ્યો જોતાં ન હતાં. મોટા ધનુષવાળો તે, કૃપાચાર્ય, દ્રોણાચાર્ય, બૃહદ્બલ સહિત અશ્વત્થામા તથા સિંધુ દેશના રાજાને પણ મોહ પમાડી સંગ્રામમાં ફરતો હતો. હે ભારત ! તમારા સૈન્યને બાળતાં તેનું ધનુષ, સૂર્યમંડળ સમ મંડળાકાર અમે દેખતા હતા. શત્રુને તપાવતા વેગવાન તેને જોઇ, શૂરવીર ક્ષત્રિયો, તેના કર્મે કરી આ લોકને બે અર્જુનવાળો માનતા હતા. હે મહારાજ ! તેણે પીડેલી તમારી તરફની મોટી સેના, મદવશ થયેલી સ્ત્રીની પેઠે તે તે ઠેકાણે ભમતી હતી. એ રીતે તમારા મોટા સૈન્યને નસાડી મહારથિયોને કંપાવી મયને જીતી ઇંદ્રે જેમ પોતાના સ્નેહી વર્ગને પ્રસન્ન કર્યા હતા, તેમ તેણે પણ પોતાના સ્નેહી વર્ગને પ્રસન્ન કર્યા. સંગ્રામમાં તેણે નસાડેલાં તમારાં સૈન્ય, મેઘ જેવો ભયંકર પીડિત સ્વર કરવા લાગ્યાં. પર્વ વિષે વાયુએ વધારેલો છે વેગ જેનો એવા સમુદ્ર જેવા તમારા સૈન્યનો ભયંકર શબ્દ સાંભળી દુર્યોધને, અલંબુષ નામના રાક્ષસને કહ્યું કે, હે મહાબાહો ! આ અર્જુનનો પુત્ર અભિમન્યુ બીજા અર્જુનની પેઠે ક્રોધથી, વૃત્રાસુર દેવસેનાને નસાડે તેમ મારી સેનાને નસાડે છે, માટે સર્વ વિદ્યામાં પારંગત રાક્ષસમાં શ્રેષ્ઠ એવા તું વિના બીજાને તેનું મોટું ઔષધ હું સંગ્રામમાં જોતો નથી, માટે તું તરત જઇ શૂરવીર સુભદ્રાપુત્રને સંગ્રામમાં માર. ભીષ્મ તથા દ્રોણ છે મુખ્ય જેમાં એવા અમે અર્જુનને મારીશું. દુર્યોધનનાં એવાં વચન સાંભળી પ્રતાપવાન તથા બળવાન શ્રેષ્ઠ રાક્ષસ, વર્ષા ઋતુમાં મેઘ જેમ શબ્દ કરે, તેમ મોટો શબ્દ કરતો તરત સંગ્રામમાં ચાલ્યો. હે રાજન ! તેના મોટા શબ્દે કરી પાંડવોનું સૈન્ય, વાયુએ પ્રેરેલા સમુદ્રની પેઠે ચોતરફથી ચલાયમાન થયું. હે મહારાજ ! તેના શબ્દે કરી બીનેલા ઘણાક તો, પ્રાણનો ત્યાગ કરી પૃથ્વી ઉપર પડી ગયા. હર્ષયુક્ત અભિમન્યુ બાણ સહિત ધનુષ ગ્રહણ કરી રથને વિષે નાચતો હોય નહીં તેમ તે રાક્ષસની સામે દોડયો, એટલામાં ક્રોધે ભરાયેલો રાક્ષસ પણ સંગ્રામમાં અર્જુનપુત્રની સામે જઇ નજીક ઉભેલી તેની સેનાને નસાડવા લાગ્યો. પોતે મારવા માંડેલી પાંડવની મોટી સેના સામે, દેવસેના સામે જેમ બળ નામનો દૈત્ય દોડે તેમ તે દોડયો. એ રીતે ભયંકર રૂપવાળા

રાક્ષસે મારવા માંડેલા સૈન્યનો અત્યંત વિમર્દ થયો. વળી તે રાક્ષસ હજારો બાણે કરી પાંડવોની મોટી સેનાને પોતાનું પરાક્રમ દેખાડતાં નસાડવા લાગ્યો. ભયંકર રૂપવાળા રાક્ષસે મારવા માંડેલી પાંડવની સેના ભયથી નાસવા માંડી. એ રીતે સંગ્રામમાં હસ્તિ જેમ કમલિનીનું મર્દન કરે, તેમ પાંડવની સેનાને મર્દન કરી મહા બળવાન દ્રૌપદીના પાંચ પુત્ર સામે દોડયો. ક્રોધે ભરાયેલા મોટા ધનુષવાળા પ્રહાર કરનાર તે પણ, પાંચ ગ્રહ સૂર્ય સામે દોડે તેમ તે રાક્ષસ સામે દોડયા. જેમ ભયંકર યુગક્ષયને વિષે પાંચ ગ્રહો, ચંદ્રમાને પીડે તેમ પરાક્રમી તે પાંચે ઉત્તમ રાક્ષસને પીડિત કર્યો. મહા બળવાન પ્રતિવિંધ્યે તો ત્વરાથી ચાલનાર અખંડિત છે અગ્રભાગ જેના એવા તીક્ષ્ણ લોહમય બાણે કરી તે રાક્ષસને ભેદ્યો. ભેદાયલા કવચવાળો તે રાક્ષસ, સૂર્યના કિરણો સાથે મળેલો મોટો મેઘ શોભે તેમ શોભતો હતો. સુવર્ણથી શોભતા પોતાના શરીર વિષે રહેલા બાણે કરી તે રાક્ષસ, પ્રદીપ્ત શિખરવાળો પર્વત શોભે તેમ શોભવા લાગ્યો. પાંચ ભાઇયોએ, સુવર્ણથી શોભતા તીક્ષ્ણ બાણોએ કરી તે રાક્ષસને વિંધ્યો. કોપેલા સર્પ જેવા ભયંકર બાણે કરી અત્યંત ભેદાએલો તે અલંબુષ રાક્ષસ, નાગેંદ્રની પેઠે ક્રોધ પામ્યો. હે મારિષ ! તે મહારથીઓએ અત્યંત વિંધેલો અને પીડાયલો તે, બે ઘડી સુધી મૂર્ચ્છિત થઇ ગયો. પછી સંજ્ઞા પામી દ્વિગુણિત ક્રોધવાળા તેણે, તેમનાં બાણ, ધ્વજાઓ તથા ધનુષો કાપી નાંખ્યાં. રથ ઉપર નાચતો હોય નહીં તેમ મહારથી અલંબુષે, હસીને એક એકને પાંચ પાંચ બાણે કરી વિંધ્યા. વળી અત્યંત ક્રોધે ભરાયેલા મહા બળવાન રાક્ષસે, તે મહાત્માઓના ઘોડા તથા સારથીઓને મારી, અત્યંત તીક્ષ્ણ નાના પ્રકારના હજારો બાણે કરી તેમને પણ ભેદ્યા. એ રીતે મોટા ધનુષવાળા તેમને વિરથ કરી વેગે કરી તેમને મારવા સારૂ તેમની સામે દોડયો. દુરાત્મા રાક્ષસે પીડા પમાડેલા તેમને જોઇ, અર્જુન પુત્ર, તેની સામે દોડયો. તે વખતે તે બેઉનું વૃત્રાસુર તથા ઇંદ્રના જેવું મોટું યુદ્ધ થયું. તમારી તરફના તથા પાંડવ તરફના સર્વ મહારથિઓ તે જોતા હતા. ક્રોધથી પ્રદીપ્ત તથા અત્યંત લાલ નેત્રવાળા એક બીજા સામે આવેલા મહા બળવાન પ્રલય સમયના અગ્નિ જેવા તે બેઉ, યુદ્ધમાં એક બીજા સામે જોતા હતા. પછી તેમનો પૂર્વે દેવાસુર યુદ્ધમાં ઇંદ્ર તથા શંબરાસુરનો જેવો સંગ્રામ થયો હતો તેવો ખરાબ ફળનો જેમાંથી ઉદય છે એવો ભયંકર સંગ્રામ થયો.

> **परस्परमवेक्षेतां कालानलसमौ युधि ।**
> **तयोः समागमो घोरो बभूव कटुकोदयः ॥**
> **यथा देवासुरे युद्धे शक्रशंबरयोः पुरा ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि अलंबुषाभिमन्यु समागमे गुर्जरभाषायां शततमोऽध्यायः ॥ १०० ॥**

## અધ્યાય ૧૦૧ મો. અલંબુષ ને અભિમન્યુનું યુદ્ધ (ચાલુ)

> **धृतराष्ट्र उवाच-आर्जुनिं समरे शूरं विनिघ्नंतं महारथान् ।**
> **अलंबुषः कथं युद्धे प्रत्ययुध्यत संजय ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર કહે છે-હે સંજય ! સંગ્રામમાં મહારથિઓને હણતા શૂરવીર અર્જુન પુત્ર

સાથે અલંબુષ રાક્ષસે કેવી રીતે યુદ્ધ કર્યું. વિપક્ષના શૂરવીરને હણનારા સુભદ્રા પુત્રે તેની સાથે કેવી રીતે યુદ્ધ કર્યું તે મને કહે. સંગ્રામમાં મારા સૈન્ય વિષે અર્જુને, રથિમાં શ્રેષ્ઠ ભીમસેને, રાક્ષસ ઘટોત્કચે, નકુલે, સહદેવે તથા મહારથિ સાત્યકિએ શું કર્યું ? હે સંજય ! તું કુશળ છે વાસ્તે એ બધું ખરેખરૂં મને કહે ? સંજય કહે છે, હે મારીષ ! શ્રેષ્ઠ રાક્ષસ તથા સુભદ્રાના પુત્રનો રૂવાં ઉભાં કરનાર જેવી રીતે સંગ્રામ થયો. તેવી રીતે હું તમોને કહું તે સાંભળો. અર્જુન, ભીમસેન, નકુળ તથા સહદેવે પણ જેવી રીતે સંગ્રામમાં પરાક્રમ કર્યું તેવી રીતે કહું તે સાંભળો. તેમજ ભીષ્મ તથા દ્રોણ છે મુખ્ય જેમાં એવા તમારી તરફનાઓએ પણ નિર્ભય થઇ અદ્ભુત એવાં વિચિત્ર પ્રકારનાં કર્મ કર્યાં તે સૌ સાંભળો. અલંબુષ નામનો રાક્ષસ શબ્દ કરી અત્યંત મોટા શબ્દવાળા મહારથી અભિમન્યુને વારંવાર તિરસ્કાર કરી, ‘ અરે ઉભો રહે, ઉભો રહે, ’ એમ કહી તેની પાછળ દોડયો. અભિમન્યુ પણ વારંવાર સિંહની પેઠે શબ્દ કરતો, વેગે કરી પોતાના પિતાના અત્યંત વેરી મોટા ધનુષવાળા રાક્ષસ સામે દોડયો. રથીમાં શ્રેષ્ઠ માયાવી, રાક્ષસ ને દિવ્યશસ્ત્ર જાણનાર અર્જુન પુત્ર અભિમન્યુ, દેવ તથા દાનવની પેઠે એક બીજા સામે આવ્યા. તેટલામાં હે મહારાજ ! અર્જુન પુત્ર અભિમન્યુએ, તીક્ષ્ણ ત્રણ બાણથી તે રાક્ષસને વિંધી, વળી બીજા પાંચ બાણે કરી ફરી વિંધ્યો. અત્યંત ક્રોધે ભરાયેલા અલંબુષે પણ વેગથી નવ બાણે કરી, અંકુશે કરી મોટા હસ્તીને વિંધે તેમ હૃદયમાં તેને વિંધી બાણ ફેંકનાર તેણે વળી હજાર બાણે કરી અર્જુન પુત્રને સંગ્રામમાં પીડયો. ક્રોધે ભરાયેલા અભિમન્યુએ ગ્રંથી વગરના નવ બાણે કરી મોટા વક્ષસ્થળમાં તેને ભેદ્યાં, જેઓ તેના મર્મસ્થાનને ભેદી શરીરમાં પેઠા, તેણે કરી ભેદાએલ સર્વ અંગવાળો તે રાક્ષસ, ઉત્રડેલા ફુલવાળા ખાખરાનાં વૃક્ષોએ કરી વ્યાપ્ત પર્વત શોભે તેમ શોભવા લાગ્યો. વળી સુવર્ણના પૃષ્ટ ભાગવાળા બાણોને શરીરમાં ધારણ કરેલો તે શ્રેષ્ઠ રાક્ષસ જ્વાળા સહિત પર્વત જેવો શોભતો હતો. હે મહારાજ ! પછી અત્યંત ક્રોધે ભરાયેલા તે રાક્ષસે ઇંદ્ર જેવા અર્જુન પુત્રને બાણે કરી ઢાંકી દીધો. તેણે મોકલેલા યમદંડ જેવા તીક્ષ્ણ બાણો અભિમન્યુને ભેદી પૃથ્વીમાં પેઠા. તેમજ અર્જુન પુત્રે મૂકેલા સુવર્ણથી શોભતા બાણો અલંબુષને ભેદી પૃથ્વીમાં પેઠા. વળી સુભદ્રા પુત્રે ગ્રંથી વગરના બાણે કરી ઇંદ્રે જેમ મયદાનવને વિમુખ કર્યો હતો, તેમ તેને વિમુખ કર્યો. સંગ્રામમાં શત્રુએ મારવા માંડેલા વિમુખ થયેલા રાક્ષસે, પારકાને તાપ કરનાર તામસી મહા માયા પ્રકટાવી. હે મહીપતે ! જેથી થયેલા અંધકારે કરી વિંટાઇ ગએલા તે સર્વ અભિમન્યુને, પોતાનાઓને તથા પારકાઓને પણ દેખતા ન હતા. અભિમન્યુએ પણ ભયંકર રૂપવાળું મોટું અંધારૂં જોઇ અતિ ઉગ્ર ભાસ્કર નામનું અસ્ત્ર પ્રગટ કર્યું, જેથી સર્વ જગતમાં પ્રકાશ થઈ ગયો. દુરાત્મા રાક્ષસની માયા પણ નાશ પામી. ક્રોધે ભરાયેલા મહા પરાક્રમી તેણે ગ્રંથી વગરના બાણે કરી સંગ્રામમાં રાક્ષસને ઢાંકી દીધો. વળી તે રાક્ષસે ઘણીક રીતની બીજી માયાઓ રચી, તથાપિ અપરિમિત બળવાળા સર્વાસ્ત્ર જાણનાર અર્જુન પુત્રે તે નાશ પમાડી. નાશ પામી છે માયા તેની એવા, અર્જુન પુત્રે બાણથી મારવા માંડેલા તે રાક્ષસે તેજ ઠેકાણે પોતાના રથને મૂકી, મોટા ભયથી નાસવા માંડયું. કપટથી યુદ્ધ કરનાર તે રાક્ષસને જીતી અર્જુન પુત્ર અભિમન્યુ, સંગ્રામમાં મદે કરી અંધ ઉત્તમ હસ્તિ જેમ કમલ સહિત કમલિનીનું મર્દન કરે, તેમ તમારા સૈન્યને મર્દન કરવા લાગ્યો. શંતનુ પુત્ર ભીષ્મે નાસતા

પોતાના સૈન્યને જોઇ મોટા બાણના વરસાદે કરી સુભદ્રા પુત્રને ઢાંકી દીધો. તે સમે મહારથી ઘણાક તમારી તરફનાઓ, એકલા તે શૂરવીરને ચોતરફથી વિંટી દઢ બાણે કરી મારવા લાગ્યા. રથિઓમાં શૂરવીર પિતા તુલ્ય પરાક્રમવાળો વાસુદેવ જેવા પરાક્રમ તથા બળ યુક્ત સર્વ શસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ તે સંગ્રામમાં પિતા તથા મામાના જેવાં અનેક તરેહનાં કર્મ કરતો હતો. ક્રોધી શૂરવીર અર્જુન, તમારા સૈનિકોને મારતાં સંગ્રામમાં પુત્રના રક્ષણ વાસ્તે ભીષ્મ સામે આવી ઉભો રહ્યો. તેમજ હે રાજન! તમારા પિતા ભીષ્મ પણ રાહુ જેમ સૂર્યની સામે આવે તેમ અર્જુન સામે આવી ઉભા રહ્યા. એટલામાં રથ, હસ્તિ તથા અશ્વ સહિત તમારા પુત્રો, ચોતરફથી ભીષ્મને વિંટી તેમનું રક્ષણ કરવા લાગ્યા. હે ભરતર્ષભ! હે રાજન! તેમજ મોટા સંગ્રામ વાસ્તે તૈયાર થએલા કવચ પહેરેલા પાંડવો પણ અર્જુનને વિંટી તેનું રક્ષણ કરવા લાગ્યા. તે સમે શરદ્વાનના પુત્ર કૃપાચાર્યે, ભીષ્મની સામે ઉભેલા અર્જુન ઉપર પચ્ચીસ બાણ નાંખ્યાં. તે સમે સામે જઇ પાંડવના પ્રિય વાસ્તે સાત્યકિએ તીક્ષ્ણ બાણે કરી સિંહ જેમ હસ્તિને વિંધે તેમ તેને વિંધ્યો. અત્યંત ક્રોધે ભરાયેલા ગૌતમે પણ મધુકુળમાં ઉત્પન્ન થયેલા સાત્યકિને ઉતાવળથી ગૃધ્રના પીછ બાંધેલા નવ બાણે કરી હૃદયમાં વિંધ્યો. શિનિકુળમાં ઉત્પન્ન થએલા વેગવાન સાત્યકીએ પણ ધનુષ ખેંચી, ગૌતમનો નાશ કરે એવો બાણ નાંખ્યો. ઇંદ્રના વજ્ર જેવી કાંતિવાળા આવતા તેના વેગે કરી અત્યંત કોપવાળા અશ્વત્થામાએ તેના બે કડકા કરી દીધા. શિનિકુળમાં ઉત્પન્ન થયેલો રથિમાં શ્રેષ્ઠ સાત્યકિ પણ ગૌતમને મૂકી, આકાશમાં રાહુ જેમ ચંદ્ર સામે દોડે, તેમ સંગ્રામમાં અશ્વત્થામા સામે દોડયો. હે ભારત! દ્રોણપુત્ર અશ્વત્થામાએ તેના ધનુષના બે કડકા કરી તેની ઉપર ઘણાં બાણ નાંખ્યાં. સાત્યકિએ પણ શત્રુને હણનાર, ભાર સહન કરનાર, બીજું ધનુષ ગ્રહણ કરી સાઠ બાણે કરી અશ્વત્થામાને છાતીમાં વિંધ્યો, એ રીતે વિંધવાથી વ્યથા પામેલો તે, બે ઘડી મૂર્છિત થઇ ધ્વજના ડાંડાનો આશ્રય કરી રથમાં બેસી ગયો. પછી સંજ્ઞા પામી ક્રોધથી પ્રતાપવાન દ્રોણ પુત્રે સંગ્રામમાં વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થએલા સાત્યકિ ઉપર નારાચ નામનો બાણ નાંખ્યો, જે, શિનિકુળમાં ઉત્પન્ન થયેલા તેને ભેદી, વસંત સમયે બળવાન સર્પનું બચ્ચું જેમ રાફડામાં પેસે તેમ પૃથ્વી તળમાં પેઠો. વળી બીજા ભલ્લ નામના બાણે કરી મધુકુળમાં ઉત્પન્ન થયેલા સાત્યકિનો ઉત્તમ ધ્વજ કાપી, અશ્વત્થામાએ મોટો સિંહ નાદ કર્યો, વળી તેણે ભયંકર બાણે કરી, વર્ષાઋતુમાં મેઘ જેમ સૂર્યને ઢાંકે તેમ બાણે કરી એને ઢાંકી દીધો. હે મહારાજ! સાત્યકિએ પણ તેના બાણ સમુદાયને હણી, ઘણાક બાણ અશ્વત્થામા ઉપર નાંખ્યા. એ રીતે સામા શૂરવીરને હણનાર શિનિકુળમાં ઉત્પન્ન થયેલા સાત્યકિએ, મેઘના સમુદાયે મૂકેલા સૂર્ય જેમ તપે તેમ તેને તપાવ્યા. વળી મહા બળવાન સાત્યકિએ, હજાર બાણથી તેને ઢાંકી સિંહ નાદ કર્યો. રાહુ જેમ ચંદ્રને ગળે તેમ તેણે ગળેલા તે પુત્રને જોઇ પ્રતાપવાન દ્રોણાચાર્યે સાત્યકિ સામે દોડી, તેણે પીડેલા પુત્રના રક્ષણ વાસ્તે મહા સંગ્રામમાં અત્યંત તીક્ષ્ણ બાણે કરી તેને વિંધ્યો. સાત્યકિએ પણ સંગ્રામમાં મહારથી ગુરૂપુત્રને મૂકી લોહમય વીશ બાણે કરી દ્રોણને વિંધ્યા. એટલામાં અપરિમિત બળવાળો શત્રુને તપાવનાર મહારથી કુંતિપુત્ર અર્જુન, ક્રોધથી દ્રોણાચાર્ય સામે દોડયો. હે મહારાજ! ત્યાર પછી મહા સંગ્રામમાં, જેમ આકાશમાં બુધ તથા શુક્ર નામના ગ્રહ એક બીજા સામે આવે તેમ દ્રોણ તથા અર્જુન એક બીજાની સામે આવ્યા.

ततो द्रोणश्च पार्थश्च समेयातां महामृधे ।
यथा बुधश्च शुक्रश्च महाराज नभस्तले ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि अलंबुषाभिमन्युयुद्धे गुर्जरभाषायामेकाधिकशततमोऽध्यायः ॥ १०१ ॥

## અધ્યાય ૧૦૨ જો. ભીમનું ભયંકર પરાક્રમ.

धृतराष्ट्र उवाच—कथं द्रोणो महेष्वासः पांडवश्च धनंजयः ।
समीयतू रणे यत्तौ तावुभौ पुरुषर्षभौ ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર કહે છે—હે સંજય ! પુરૂષમાં શ્રેષ્ઠ સાવધાન મોટા ધનુષવાળા દ્રોણ તથા પાંડુપુત્ર અર્જુન એ બેઉ પરસ્પર એક બીજા સામે સંગ્રામમાં કેમ આવ્યા. કારણ બુદ્ધિમાન દ્રોણાચાર્યને પાંડુપુત્ર અર્જુન નિરંતર પ્રિય છે, તેમજ તેને પણ તે ગુરૂ નિરંતર પ્રિય છે, તોપણ સિંહ જેવા પરાક્રમી રથમાં બેઠેલા તે બેઉ પ્રસન્નતાથી સાવધાન થઇ એક બીજાની સામે કેમ આવ્યા ? સંજય કહે છે હે ધૃતરાષ્ટ્ર ! સંગ્રામમાં દ્રોણાચાર્ય અર્જુનને 'આ મારો પ્રિય છે' એમ માનતા ન હતા. તેમજ અર્જુન પણ ક્ષાત્ર ધર્મને અનુસરી સંગ્રામમાં ગુરૂને તેમ માનતો ન હતો. હે રાજન્ ! ક્ષત્રિયો સંગ્રામમાં સામે આવેલા એક બીજાને છોડે નહીં ને મર્યાદ મૂકી ભાઇઓ તથા પિતા સાથે પણ સંગ્રામમાં યુદ્ધ કરે, એવો ક્ષાત્ર ધર્મ છે. હે ભારત ! સંગ્રામમાં અર્જુને ત્રણ બાણે કરી દ્રોણાચાર્યને વિંધ્યા તથાપિ તેમના ધનુષમાંથી નીકળી આવેલા તે બાણને તેણે ગણકાર્યા પણ નહિ. વળી અર્જુને સંગ્રામમાં બાણના વરસાદથી તેમને ઢાંકી દીધા. હે રાજેંદ્ર ! તેથી વનમાં વૃદ્ધિ પામેલા અગ્નિની પેઠે ક્રોધે કરી પ્રજ્વલિત થયેલા દ્રોણાચાર્યે ગ્રંથી વગરના બાણે કરી તરત અર્જુનને ઢાંકી દીધો. એટલામાં દુર્યોધન રાજાએ સુશર્માને સંગ્રામમાં દ્રોણની પાછળથી રક્ષા કરવા વાસ્તે મોકલ્યો. ક્રોધે ભરાયેલા ત્રિગર્ત્તના રાજાએ પણ અત્યંત ધનુષ ખેંચી, લોહના મુખવાળા બાણે કરી, અર્જુનને સંગ્રામમાં ઢાંકી દીધો. હે મહારાજ ! હે રાજન્ ! તે બેઉએ મૂકેલા બાણ, અંતરિક્ષમાં શરદ ઋતુમાં આકાશમાં હંસો શોભે તેમ શોભતા હતા. હે પ્રભો ! તે બાણો કુંતિપુત્ર અર્જુનને પામી, ફળના ભારથી નમેલા, સ્વાદિષ્ટ વૃક્ષમાં જેમ પક્ષિઓ પેસે તેમ, તેના શરીરમાં પેઠા. રથિમાં શ્રેષ્ઠ અર્જુને સંગ્રામમાં શબ્દ કરી પુત્ર સહિત ત્રિગર્ત્ત રાજાને બાણે કરી વિંધ્યો. યુગક્ષયને વિષે કાળ જેમ મારે તેમ અર્જુને મારવા માંડેલા મરણને વિષે નિશ્ચય કરેલા તેમણે અર્જુનની સામે જઇ, તેના રથ ઉપર બાણનો વર્ષાદ વરસાવ્યો. આવતી બાણવૃષ્ટિની, સામે બાણનો વરસાદ કરી, જળવૃષ્ટિને પર્વત જેમ વારી રાખે તેમ તેણે વારી રાખી. તે વખતે અર્જુનની આશ્ચર્યરૂપ લાઘવી અમે જોઇ. જે ઘણાક યોદ્ધાઓએ નાંખેલી, દુઃખે કરી સહન ન થાય એવી શસ્ત્ર વૃષ્ટિને વાયુ જેમ મેઘ ગણને વારી રાખે તેમ પોતે એકલે વારી રાખી. અર્જુનના કર્મને જોઇ દેવ તથા દાનવ સર્વ પ્રસન્ન થયા. વળી સંગ્રામમાં અર્જુને ત્રિગર્ત્તના યોદ્ધાઓ પ્રત્યે વાયવ્યા મૂક્યું, જેમાંથી એવો વાયુ પ્રગટ થયો કે વૃક્ષના ગણોને પાડતો, સૈનિકોને નાશ કરતો નભસ્તળને ક્ષોભ પમા-

ડવા લાગ્યો. અત્યંત દારૂણ વાયવ્યાસ્ત્રને જોઇ દ્રોણાચાર્યે બીજું મહા ભયંકર શૈલાસ્ત્ર મૂક્યું. જે મૂકવાથી, વાયુ શાંત થયો ને દશે દિશાઓ પ્રસન્ન થઇ. વળી પાંડુપુત્ર શૂરવીર અર્જુને ત્રિગર્તના રથિઓના સમુદાયને ઉત્સાહ વગરના વિમુખ તથા પરાક્રમ રહિત કર્યા, તેટલામાં દુર્યોધન, રથિમાં શ્રેષ્ઠ કૃપાચાર્ય, અશ્વત્થામા, શલ્ય, કાંબોજ દેશનો રાજા સુદક્ષિણ, અવંતિના વિંદ અનુવિંદ તથા બાહ્લિકોએ સહિત બાહ્લિક એટલાએ મોટા રથના સમુદાયે કરી, અર્જુનની દિશાઓ વારી રાખી. તેમજ ભગદત્ત તથા મહા બળવાન શ્રુતાયુષે હસ્તિના સૈન્યે કરી ભીમસેનની દિશાઓ વારી રાખી. ભૂરિશ્રવા, શલ્ય તથા સુબલ પુત્ર શકુનિએ તીક્ષ્ણ નિર્મળ બાણના ઓઘથી નકુળ તથા સહદેવને વારી રાખ્યા. સૈનિકો તથા ધૃતરાષ્ટ્રના પુત્રો સહિત સંગ્રામમાં બળવાન ભીષ્મે, યુધિષ્ઠિર પાસે જઇ, ચોતરફથી તેમને વારી રાખ્યા. આવતા હસ્તિસૈન્યને જોઇ વનને વિષે રહેલા સિંહની પેઠે મહા સંગ્રામમાં શૂરવીર, રથીમાં શ્રેષ્ઠ ભીમસેન, ગદા ગ્રહણ કરી એ ગલોફાં ચાટી, રથમાંથી તરત નીચે ઉતરી તમારા સૈન્યોને બીવરાવવા લાગ્યો. ગદાયુક્ત તેને જોઇ, હસ્તિ ઉપર બેઠેલા સાવધાન માવતોએ ચોતરફથી સંગ્રામમાં ભીમસેનને ઘેરી લીધો. તે સમે મોટા મેઘ સમુદાયના મધ્યમાં રહેલો સૂર્ય શોભે તેમ હસ્તિના મધ્યમાં રહેલો પાંડુપુત્ર શોભતો હતો. પાંડવમાં શ્રેષ્ઠ તે, ગદાએ કરી હસ્તિ સૈન્યને, મોટા મેઘ સમુદાયને વાયુ હણે તેમ હણવા લાગ્યો. બળવાન તેણે મારવા માંડેલા હસ્તિઓએ દાંતે કરીને અનેક તરફથી વિદારણ કરેલો તે, પ્રફુલ્લિત અશોક વૃક્ષની પેઠે, રણમસ્તક વિષે શોભતો હતો. વળી જે હાથીનો દાંત ઝાલી તેને ખેંચી તેથીજ તેને કુંભસ્થળમાં મારી સંગ્રામમાં, હાથમાં દંડ ગ્રહણ કરેલા કાળની પેઠે તેને મારતો હતો. રૂધિરયુક્ત ગદા ધારણ કરેલો મેદ તથા મજ્જાથી શોભતો, રૂધિરયુક્ત અંગવાળો તે, રૂદ્ર જેવો દેખાતો હતો. એ રીતે તેણે મારવા માંડેલા મરણ પામવાથી શેષ રહેલા મોટા હસ્તિઓ, પોતાના સૈન્યને મર્દન કરતાં દિશાઓમાં દોડતા હતા. ચોતરફ નાસતા મોટા હસ્તિઓએ કરી દુર્યોધનનું સર્વ સૈન્ય વિમુખ થયું.

**द्रवद्भिस्तैर्महानागैः समंताद्भरतर्षभ ।**
**दुर्योधनबलं सर्वं पुनरासीत्पराङ्मुखम् ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि भीमपराक्रमे गुर्जरभाषायां द्व्याधिकशततमोऽध्यायः ॥ १०२ ॥**

## અધ્યાય ૧૦૩ જો. ભીમ સામે સોમકો.

**संजय उवाच–मध्यंदिने महाराज संग्रामः समपद्यत ।**
**लोकक्षयकरो रौद्रो भीष्मस्य सहसोमकैः ॥**

સંજય કહે છે–હે મહારાજ! મધ્યાન્હ વખતે ભીષ્મનો સોમક સાથે લોકનો ક્ષય કરનાર ભયંકર સંગ્રામ થયો. જેમાં રથીમાં શ્રેષ્ઠ ગંગાપુત્ર ભીષ્મ. હજારો તીક્ષ્ણ બાણે કરી પાંડવની સેનાને મારતા હતા. એ રીતે તમારા પિતા ભીષ્મ, કાપેલા ધાન્ય સમુદાયને જેમ બળદના ગણ મર્દન કરે તેમ શત્રુ સૈન્યને મર્દન કરતા હતા. ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, વિરાટ તથા દ્રુપદ એટલા ભીષ્મ પાસે જઇ બાણે કરી મહારથી તેમને મારતા લાગ્યા. હે

ભારત ! તેમણે પણ ધૃષ્ટદ્યુમ્ન તથા વિરાટને ત્રણ ત્રણ બાણે વિંધી, દ્રુપદ ઉપર નારાચ નામનો બાણ નાખ્યો. શત્રુને નાશ કરનાર ભીષ્મે વિંધેલા મોટા ધનુષવાળા તે લાતથી કચરેલા સર્પની પેઠે ક્રોધાવિષ્ટ થયા, એટલામાં ભરતોના વૃદ્ધ પિતામહને શિખંડીએ વિંધ્યા તોપણ સંગ્રામમાં હઠનાર નહી એવા ભીષ્મે મનથી 'આ સ્ત્રી છે' એમ ધ્યાન કરી તેની ઉપર પ્રહાર ન કર્યો. ક્રોધે કરી અગ્નિની પેઠે પ્રજ્વલિત થયેલા ધૃષ્ટદ્યુમ્ને ત્રણ બાણે કરી બે બાહુ તથા વક્ષસ્થળમાં તેમને વિંધ્યા. તેમજ દ્રુપદે પચ્ચીશથી, વિરાટે દશથી તથા શિખંડીએ પણ પચ્ચીશ બાણથી વિંધી નાંખ્યા. હે મહારાજ ! અત્યંત વિંધાવાથી રૂધિરના ઓઘે કરી વ્યાપ્ત તે વસંતઋતુમાં પુષ્પયુક્ત લાલ આસોપાલવ શોભે તેમ શોભવા લાગ્યા. હે મારિષ ! ગંગાપુત્રે પણ ત્રણ ત્રણ બાણે કરી તેમને વિંધી, ભલ્લ નામના બાણે કરી દ્રુપદનું ધનુષ કાપી નાંખ્યું. તેણે બીજું ધનુષ ગ્રહણ કરી પાંચ બાણથી ભીષ્મને વિંધી, અત્યંત તીક્ષ્ણ બીજા ત્રણ બાણે કરી મસ્તક વિષે તેમના સારથિને વિંધ્યો. હે મહારાજ ! એટલામાં ભીમસેન, દ્રૌપદીના પાંચ પુત્ર, પાંચ ભાઈ કૈકય, સાત્વતકુળમાં ઉત્પન્ન થયેલા સાત્યકિ તથા ધૃષ્ટદ્યુમ્ન એટલા મહારથિઓ યુધિષ્ઠિરને આગળ કરી દ્રુપદની રક્ષા વાસ્તે ભીષ્મની સામે દોડયા. હે નરાધિપ ! તેમજ સૈન્ય સહિત તમારી તરફના સર્વ, ભીષ્મની રક્ષા વાસ્તે પાંડવ સેના સામે દોડયા. તે વખતે તમારા તથા તેમની તરફનાઓના નર, અશ્વ, રથ તથા હસ્તિયોનું યમના દેશને વધારનાર અત્યંત ગાઢું યુદ્ધ પ્રવર્તમાન થયું. જેમાં રથી રથીને, પાયદળ પાયદળને, હસ્તિ ઉપર બેસનાર હાથી ઉપર બેસનારને, અને ઘોડેસ્વાર ઘોડેસ્વારને, ગ્રંથી વગરના વિવિધ પ્રકારના ભયંકર બાણે કરી યમલોકમાં મોકલતા હતા. હણાયા છે સારથિ જેમના, એવા રથી વગરના કેટલાક રથો, દિશાઓમાં ચોતરફ દોડતા જતા હતા. જેઓ ઘણાક મનુષ્ય તથા અશ્વને મર્દન કરતા, ગંધર્વ નગરની પેઠે, વાયુ જેવી ગતિવાળા દેખાતા હતા. તેમજ રથે કરી હીન કવચ પહેરેલા તેજસ્વી કુંડલ તથા શિરપેચ ધારણ કરેલા કંઠાભરણ તથા બાજુબંધ પહેરેલા દેવપુત્ર સરખા શૌર્યમાં ઇંદ્ર જેવા, સમૃદ્ધિમાં કુબેર તથા ન્યાયમાં બૃહસ્પતિને અતિક્રમણ કરે એવા સર્વ લોકના ઈશ્વિર શૂરવીર રથિયો, પ્રાકૃત મનુષ્યોની પેઠે ચોતરફ દોડતા હતા. હે નરશ્રેષ્ઠ ! માવત વગરના હસ્તિઓ મોટા શબ્દ કરી પોતાના સૈન્યને મર્દન કરતા ચોતરફ દોડતા હતા. વિખરાતાં જાય છે ઢાલ, વિચિત્ર પ્રકારના ચામર, પતાકાઓ, સુવર્ણના દાંડાવાળાં શ્વેત છત્ર તથા ચામર જે ઉપરથી એવા મેઘ જેવા, શબ્દવાળા દશે દિશાઓમાં દોડતા નવા મેઘ સમાન દેખાતા હતા. તેમજ હે વિશાંપતે ! તમારા તથા તેમના સૈન્યના હસ્તિ વગરના માવતો સંકુલ યુદ્ધમાં દોડતા હતા. નાના દેશમાં ઉત્પન્ન થયેલા સુવર્ણથી શોભતા વાયુ જેવી ગતિવાળા હજારો ઘોડાઓને પણ હું દેખતો હતો. અશ્વ હણાયાથી હાથમાં ખડ્ગ લેઇ ચોતરફ દોડતા તથા દોડાવેલા ઘોડેસ્વારોને અમે દેખતા હતા. મહા સંગ્રામમાં હસ્તિ, દોડતા બીજા હસ્તિ પાછળ દોડી તેને તથા અશ્વોને મર્દન કરી રથોને પણ મર્દન કરતા હતા. કેટલાક રથો, પડેલા અશ્વો પાસે જઈ તેમને મર્દન કરતા બીજા ઘોડાઓ તથા મનુષ્યોને પણ મર્દન કરતા હતા. એ રીતે બહુ પ્રકારે તેઓ પરસ્પર મર્દન કરતા હતા. મહા ભયંકર રીતે વર્તતા તે યુદ્ધમાં રૂધિર તથા અંતરૂપી લહેરવાળી, અસ્થિ સમુદાયરૂપી છે ખરાબો જેમાં, કેશરૂપ શેવાળયુક્ત, રથરૂપી હદ તથા બાણરૂપી ઘુમરીથી શોભતી,

અશ્વરૂપ મત્સ્યવાળી, મરતકરૂપી પાષાણુથી સંકીર્ણ, હરિતરૂપી છે ઝૂડ જેમાં, કવચ તથા પાઘડીરૂપી ફીણ સહિત ધનુષરૂપી વેગ તથા ખડ્ગરૂપ છે કચ્છપ જેમાં, પતાકા તથા ધ્વજરૂપી વૃક્ષવાળી, મનુષ્યરૂપી તીરવાળી. અપહરણુ કરનારી, માંસ ખાનાર પક્ષિરૂપી હંસે કરી સંકીર્ણ તથા યમના દેશને વધારનારી નદી પ્રવર્તમાન થઇ, જેને શૂરવીર ઘણાક મહારથી ક્ષત્રિયો, રથ, હસ્તિ તથા ઘોડારૂપી વહાણે કરી તરી ગયા. જે નદી સંગ્રામમાં ભય પામનાર દુઃખિત પુરૂષોને યમ રાજાના પૂર પ્રત્યે રહેલી વૈતરણી જેમ પ્રેતોને વહે છે તેમ વહન કરે છે. એ મોટો ક્ષય જોઇ ક્ષત્રિયો આવી રીતે પોકારવા લાગ્યા કે, દુર્યોધનના અપરાધે કરી ક્ષત્રિયો ક્ષય પામે છે માટે ગુણવાન પાંડુપુત્રોનો લોભથી મોહ પામેલા પાપ બુદ્ધિવાળા ધૃતરાષ્ટ્ર રાજાએ દ્વેષ કેમ કર્યો હશે. એ રીતે પાંડવની સ્તુતિયુક્ત અને તમારા પુત્રની નિંદાયુક્ત વાણી સંભળાતી હતી તે સાંભળી સર્વનો અપરાધ કરનાર તમારા પુત્ર દુર્યોધને ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય તથા શલ્યને કહ્યું કે, હે અહંકાર વગરનાઓ ! તમે યુદ્ધ કરો, શું વખત લગાડો છો. ત્યાર પછી કૌરવોને પાંડવો સાથે અક્ષદ્યૂત છે મૂલ જેનું એવું ક્ષય કરનારૂં ભયંકર યુદ્ધ પ્રવર્તમાન થયું. હે રાજન ! હે વૈચિત્રવીર્ય ! પૂર્વે મહાત્મા પુરૂષો તમને વારતા હતા, તો પણ તેમનાં વચન તમે સ્વીકાર્યાં નહીં, તેનું આ અત્યંત દારૂણ ફળ પ્રાપ્ત થયું છે. હે રાજન ! સૈન્ય તથા પાછળ ચાલનાર સહિત પાંડવો તથા કૌરવો પણ પોતાના પ્રાણનું રક્ષણ નહીં કરે, હે પુરૂષમાં સિંહરૂપ ! હે નૃપ ! માટે દૈવની ઇચ્છાથી વા તમારા અન્યાયથી ભયંકર સ્વજનનો ક્ષય થાય છે.

एतस्मात्कारणाद् घोरो वर्त्तते स्वजनक्षयः ।
दैवाद्वापुरुषव्याघ्र तव चापनयान्नृप ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि संकुलयुद्धे गुर्जरभाषायां त्र्यधिकशततमोऽध्यायः ॥ १०३ ॥

## અધ્યાય ૧૦૪ થો. વાર્ષ્ણેયોનું યુદ્ધ.

संजय उवाच-अर्जुनस्तान्नरव्याघ्रः सुशर्मानुचरान्नृपान् ।
अनयत्प्रेतराजस्य सदनं सायकैः शितैः ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! પુરૂષમાં સિંહરૂપ અર્જુને, સુશર્માના અનુચર રાજાઓને, તીક્ષ્ણ બાણે કરી યમરાજના લોક પ્રત્યે મોકલી દીધા. સુશર્માએ પણ બાણે કરી સંગ્રામમાં અર્જુનને વિંધી, સિત્તેર બાણથી વાસુદેવ ભગવાનને વિંધી, વળી બીજા નવે કરી અર્જુનને વિંધ્યો. મહારથી ઇંદ્રપુત્ર અર્જુને બાણના ઓઘથી તેને વારી રાખી, તેના યોદ્ધાઓને યમપુરીમાં મોકલી દીધા. પ્રલય સમયના કાળની પેઠે તેણે મારવા માંડેલા મહારથિઓ, ભયથી નાસવા લાગ્યા, હે મારિષ ! એ રીતે કેટલાક ઘોડાઓને, કેટલાક રથોને તથા કેટલાક યોદ્ધાઓ હાથિઓને મૂકી દશે દિશાઓમાં ભાગવા લાગ્યા. હે વિશાંપતે ! બીજાઓ તો ઘોડા, હસ્તિ તથા રથોને સાથે લઇ સંગ્રામમાંથી નાઠા. કેટલાક પાયદળો પણ તે મહા સંગ્રામમાં શસ્ત્ર મૂકી અપેક્ષા રહિત થઇ, તે તે ઠેકાણે દોડતા હતા. વિગર્ત દેશના રાજા સુશર્માએ તથા બીજા શ્રેષ્ઠ રાજાઓએ વારંવાર વાર્યા તોપણ તે ઉભા રહ્યા

નહીં. તે સમે નાસ ભાગમાં પડેલાપોતાના સૈન્યને જોઇ તમારો પુત્ર દુર્યોધન, સર્વ સૈન્ય સહિત ભીષ્મને આગળ કરી ત્રિગર્ત રાજાના રક્ષણ વાસ્તે મોટા ઉદ્યોગ સહિત અર્જુન સામે દોડયો. સંગ્રામમાં સર્વ ભાઇઓ સહિત બાણ નાખતો તે, એકલો ઉભો રહ્યો, બાકી સર્વ પુરૂષો ભાગી ગયા. હે રાજન ! કવચ પહેરેલા પાંડવો પણ, સર્વ ઉદ્યોગ સહિત અર્જુનના રક્ષણ વાસ્તે, જ્યાં ભીષ્મ હતા ત્યાં આવી ઉભા રહ્યા. સંગ્રામમાં ગાંડીવ ધનુષ ધારણ કરનાર અર્જુનનું ભયંકર પરાક્રમ તેઓ જાણતા હતા, તો પણ હાહાકારથી થયો છે ઉત્સાહ જેમને એવા તેમણે ચોતરફથી ભીષ્મને વિંટી લીધા. તે વખતે તાડના ચિન્હયુક્ત ધ્વજા વાળા શૂરવીર, તેમણે ગ્રંથી વગરના બાણે કરી, પાંડવની સેનાને ઢાંકી દીધી. હે મહારાજ ! ત્યાર પછી એકઠા મળેલા સર્વ કૌરવોએ મધ્યાન્હના સૂર્ય થયા તે વખતે પાંડવ સાથે મોટું યુદ્ધ આરંભ્યું. જેમાં શૂરવીર સાત્યકિ પાંચ બાણથી કૃતવર્માને વિંધી, બીજા હજારો બાણ ફેંકતો સંગ્રામમાં ઉભો રહ્યો. તેમજ દ્રુપદ રાજાએ તીક્ષ્ણ બાણે કરી દ્રોણાચાર્યને વિંધી, બીજા સિત્તેર બાણ તેની ઉપર નાંખી, પાંચે કરી એના સારથિને વિંધ્યો. ભીમસેને તો, પ્રપિતામહ બાહ્લિક રાજાને વિંધી, વનમાં સિંહ જેમ શબ્દ કરે તેમ મોટો શબ્દ કર્યો. ચિત્રસેને, ઘણાક બાણે કરી અર્જુન પુત્ર અભિમન્યુને વિંધ્યો તો પણ શૂરવીર તેણે હજારો બાણ ફેકતાં સંગ્રામમાં ઉભા રહી, ત્રણ બાણે કરી ચિત્રસેનને અત્યંત વિંધ્યો. એ રીતે સંગ્રામમાં પરસ્પર સામા આવેલા શ્રેષ્ઠ તે બેઉ, આકાશમાં મહા ભયંકર બુધ તથા શનૈશ્ચરની પેઠે શોભતા હતા. વળી બળવાન પારકા શૂરવીરને હણનાર, સુભદ્રા પુત્ર અભિમન્યુએ, નવ બાણે કરી એના ચાર ઘોડા તથા સારથિને મારી શબ્દ કર્યો. હે વિશાંપતે ! મહારથી તે પણ, હણાએલ અશ્વવાળા રથમાંથી નીચે કુદી તરત દુર્મુખના રથમાં ચઢી બેઠો. પરાક્રમી દ્રોણાચાર્યે તો, ગ્રંથી વગરના બાણે કરી દ્રુપદને ભેદી, તેના સારથિને પણ વિંધ્યો. પીડાયેલો દ્રુપદ રાજા, પૂર્વના વેરને યાદ કરી વેગવાન અશ્વે કરી ત્યાંથી નાસી ગયો. ભીમસેને મુહૂર્ત્ત માત્રમાં સર્વ સૈન્ય જોતાં બાહ્લિક રાજાને, અશ્વ, સારથિ તથા રથ વગરનો કર્યો. સંભ્રમ સહિત પરમ સંશયને પ્રાપ્ત થયેલો પુરૂષમાં ઉત્તમ બાહ્લિક, રથમાંથી નીચે કુદી તરત લક્ષ્મણના રથમાં ચઢી બેઠો, સાત્યકિ તો મહા સંગ્રામમાં, કૃતવર્માને ઘણાક બાણે કરી વારી રાખી, ભીષ્મ પાસે જઇ પીંછ બાંધેલા તીક્ષ્ણ સાઠ બાણે કરી તેને વિંધી, મોટા ધનુષને હલાવતાં નૃત્ય કરતો હોય તેની પેઠે રથમાં શોભતો હતો. ભીષ્મે પણ, તેની ઉપર સુવર્ણનાં ચિત્ર તથા મોટા વેગવાળી, નાગ કન્યા જેવી સુંદર લોહમય મોટી શક્તિ નાંખી મૃત્યુ સરખી દુઃખે કરી જીતાય નહીં એવી આવતી તેને મોટા યશવાળા વૃષ્ણિ કુળમાં ઉત્પન્ન થયેલા સાત્યકિએ છેતરી, તેથી પરમ દારૂણ તે શક્તિ તેને વાગ્યા વગર મોટી કાંતિવાળા ઉબાડિયાની પેઠે, પૃથ્વી ઉપર પડી. વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થયેલા સાત્યકિએ તો, સુવર્ણ જેવી કાંતિવાળી પોતાની શક્તિને ગ્રહણ કરી વેગથી તે ભીષ્મના રથ ઉપર નાખી. એ રીતે વેગથી નાખેલી તે, વેગે કરી પ્રલય સમયની રાત્રિ જેમ મનુષ્ય ઉપર જાય તેમ ભીષ્મ સામે ગઇ. આવતી તેને જોઇ તત્કાળ, ભીષ્મે અત્યંત તીક્ષ્ણ ક્ષુરપ્ર નામના બે બાણે કરી તેને કાપી નાખી, તેથી તે પૃથ્વી ઉપર પડીને નાશ પામી પછી શત્રુને મારનાર ક્રોધે ભરાયેલા ગંગાપુત્ર ભીષ્મે નવ બાણે કરી તેને વક્ષસ્થળમાં વિંધ્યો, એટલામાં રથ, હસ્તિ તથા અશ્વ સહિત પાંડવોએ સાત્યકિના રક્ષણ વાસ્તે ચોત-

રફથી ભીષ્મને વિંટી લીધા. ત્યાર પછી સંગ્રામમાં જીતવાની ઇચ્છાવાળા કૌરવ તથા પાંડવોનું રૂવાં ઉભાં કરનાર મહા ભયંકર યુદ્ધ પ્રવર્ત્તમાન થયું.

**ततः प्रववृते युद्धं तुमुलं रोमहर्षणम् ।**
**पांडवानां कुरूणां च समरे विजयैषिणाम् ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि वार्ष्णेययुद्धे गुर्जरभाषायां चतुरधिकशततमोऽध्यायः ॥ १०४ ॥**



## અધ્યાય ૧૦૫ મો. યુધિષ્ઠિરે વર્તાવેલો ત્રાસ.

**संजय उवाच—दृष्ट्वा भीष्मं रणेक्रुद्धं पांडवैरभिसंवृतम् ।**
**यथा मेघैर्महाराज तपांतेदिविभास्करम् ॥ १ ॥**

સંજય કહે છે—હે મહારાજ! વર્ષાઋતુમાં આકાશમાં મેઘે કરી જેમ સૂર્ય વિંટાયો હોય તેમ પાંડવે વિંટાયલા ક્રોધાવિષ્ટ ભીષ્મને જોઇ, દુર્યોધને દુઃશાસનને કહ્યું કે હે ભરતર્ષભ! હે શૂરવીર! શત્રુનો નાશ કરનાર, મોટા ધનુષવાળા આ શૂરવીર ભીષ્મને, શૂરવીર પાંડવોએ ચોતરફથી ઢાંકી દીધા, માટે એ મહાત્માનું તું રક્ષણ કર. કારણ કે રક્ષા કરેલા આપણા પિતામહ સંગ્રામમાં પાંડવ સહિત સાવધાન થયેલા પાંચાલોને મારશે, માટે તે કામમાં ભીષ્મનું રક્ષણ કરવું એજ સઉથી મોટું કામ હું માનું છું. મોટા વ્રત તથા ધનુરવાળા એ આપણું પણ રક્ષણ કરશે, માટે સૈન્યથી વિંટાયલો તું, દુષ્કર કર્મ કરનાર પિતામહનું રક્ષણ કર. એવાં તેનાં વચન સાંભળી તમારો પુત્ર દુઃશાસન, સૈન્યથી ભીષ્મને ઘેરી લઇ સંગ્રામમાં ઉભો રહ્યો. તેટલામાં નિર્મળ ભાલાં, તરવાર તથા સાંગ ધારણ કરેલા યુદ્ધમાં કુશલ, શિખેલા ઉત્તમ સ્વારોયુક્ત સુંદર વેષવાળા પતાકા સહિત ગર્વિષ્ટ હજારો અશ્વ સૈન્યે કરી સુબલ પુત્ર શકુનિએ, નકુલ, સહદેવ તથા પાંડુપુત્ર ધર્મરાજા, પુરૂષમાં શ્રેષ્ઠ એ ત્રણને ચોતરફથી ઘેરી લીધા. તે સમે દુર્યોધન રાજાએ પણ દશ હજાર શૂરવીર ઘોડેસ્વાર, પાંડવોને વારી રાખવા વાસ્તે મોકલ્યા. ગુરૂડની પેઠે મોટા વેગવાળા સંગ્રામમાં પેઠેલા તે ઘોડાઓની ખરીથી હણાયલી પૃથ્વી શબ્દ કરતાં કંપવા લાગી. પર્વતમાં બળતાં મોટા વાંસાંવનના જેવો અત્યંત મોટો ઘોડાઓની ખરીઓનો શબ્દ સંભળાતો હતો. કુદતા ઘોડાઓથી ઉડતી રજે કરી સૂર્ય ઢંકાઇ ગયો. વેગવાન ઘોડાઓથી પાંડવની સેના પણ, મોટા વેગથી આવતા હંસોએ કરી મોટું તળાવ ક્ષોભ પામે તેમ ક્ષોભ પામી. તેમની હણેણાટીના શબ્દે કરી કંઇ પણ સંભળાતું ન હતું. તે સમે યુધિષ્ઠિર રાજા, માદ્રી પુત્ર નકુળ તથા સહદેવે, વર્ષાઋતુમાં અતિ ભરેલા પૂર્ણિમાને દિવસે વૃદ્ધિ પામેલા મહા સમુદ્રના વેગને જેમ કિનારો વારી રાખે તેમ ઘોડેસ્વારોના વેગને પોતાના વેગથી વારી રાખ્યો. પછી દૃઢ ધનુષવાળા રથમાં બેઠેલા તેમણે, ગ્રંથી વગરના બાણે કરી ઘોડેસ્વારોને તેમનાં મસ્તક કાપતાં મારવા માંડયા. તેમણે મારવા માંડેલા તે, હસ્તિઓએ મારવા માંડેલા મોટા હસ્તિઓ પર્વતની ગુફામાં પડે તેમ પડવા લાગ્યા. દશે દિશાઓમાં વિચરતા ઘોડેસ્વારો પણ, ગ્રંથી વગરના બાણ તથા ભાલાએ કરી શત્રુઓનાં મસ્તકો કાપતા હતા. તરવારથી

હણાયલા કેટલાક ઘોડેસ્વારો, મોટાં વૃક્ષો જેમ ફળોનો ત્યાગ કરે તેમ મસ્તકોનો ત્યાગ કરતા હતા. ઘોડેસ્વાર સહિત મારવા માંડેલા ઘોડાઓ, પડેલા તથા પાડવા માંડેલા ચોતરફ દેખાતા હતા મારવા માંડેલા ભયથી પીડાયલા કેટલાક ઘોડાઓ, સિંહને પામી પોતાના પ્રાણ બચાવવા વાસ્તે જેમ મૃગો નાસે તેમ નાસતા હતા. હે મહારાજ ! એ રીતે તે મહા સંગ્રામમાં પાંડવો શત્રુને જીતી ભેરીના શબ્દ સાથે શંખના શબ્દ કરવા લાગ્યા. તે વખતે દીન થયેલા દુર્યોધન રાજાએ પરાજય પામેલા પોતાના સૈન્યને જોઇ, મદ્ર દેશના અધિપતિ શલ્યને કહ્યું કે, હે મહાબાહો ! હે પ્રભો ! નકુલ તથા સહદેવ સહિત આ પાંડુ રાજાનો મોટો પુત્ર યુધિષ્ઠિર તમો જોતાં આપણી સેનાને નસાડે છે, માટે હે મહાબાહો ! કિનારો જેમ સમુદ્રને વારી રાખે, તેમ તેને વારો. કારણ તમે કોઇથી સહન થાય નહીં એવા બળ તથા પરાક્રમવાળા સંભળાઓ છો. એવાં તમારા પુત્રનાં વચન સાંભળી પ્રતાપવાન શલ્ય, રથસમુદાય સહિત જ્યાં રાજા યુધિષ્ઠિર હતા ત્યાં ગયો. તેજ વખતે પોતા સામે આવતા શલ્યના અત્યંત મોટા સૈન્યના વેગને વારી રાખી, પાંડુ પુત્ર મહારથી ધર્મરાજાએ તરત દશ બાણે કરી શલ્યને સ્તનના મધ્યભાગમાં વિંધ્યો, અને નકુળ તથા સહદેવે પણ સિત્તેર બાણથી તેને વિંધ્યો. મદ્રદેશના અધિપતિ શલ્યે પણ તે સર્વને ત્રણ ત્રણ બાણથી વિંધ્યા, વળી તીક્ષ્ણ કરેલા સાઠ બાણે કરી યુધિષ્ઠિરને વિંધી, બે બે બાણે કરી નકુળ તથા સહદેવને પણ વિંધ્યા. તેટલામાં મહાબાહુ ભીમસેન, જાણે મૃત્યુના મુખમાં ગયા હોય તેમ શલ્યના રથ પાસે પ્રાપ્ત થયેલા યુધિષ્ઠિરને જોઇ શત્રુને મારનાર તેમની પાસે આવી ઉભો રહ્યો. પછી પશ્ચિમ દિશાનો આશ્રય કરી સૂર્ય અસ્ત થવા માંડયા ત્યારે ભયંકર દારૂણ યુદ્ધ પ્રવર્તમાન થયું

**ततो युद्धं महाघोरं प्रावर्त्तत सुदारुणं ।**
**अपरांदिशमास्थाय पतमाने दिवाकरे ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि गुर्जरभाषायां पंचाधिकशततमोऽध्यायः ॥ १०५ ॥**

---

## અધ્યાય ૧૦૬ ઠ્ઠો. શ્રીકૃષ્ણે અર્જુનને ઉશ્કેર્યો.

**संजय उवाच-ततः पिता तव क्रुद्धो निशितैः सायकोत्तमैः ।**
**आजघानरणे पार्थान्सहसेनान्समंततः ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! પછી ક્રોધે ભરાયેલા તમારા પિતા, તીક્ષ્ણ ઉત્તમ બાણે કરી સેના સહિત પાંડવોને ચોતરફથી મારવા લાગ્યા. બારે કરી ભીમને, નવે કરી સાત્યકિને, ત્રણે કરી નકુળને, સાતે કરી સહદેવને, બાર બાણે કરી બે બાહુ તથા વક્ષસ્થળમાં યુધિષ્ઠિરને, ત્યાર પછી ધૃષ્ટદ્યુમ્નને વિંધી મહા બળવાન તેમણે મોટો શબ્દ કર્યો. નકુળે બારથી, સાત્યકિએ ત્રણથી, ધૃષ્ટદ્યુમ્ને સિત્તેરથી, ભીમસેને સાતથી તથા યુધિષ્ઠિરે બાર બાણથી પિતામહને વિંધ્યા. દ્રોણાચાર્યે તો સાત્યકિ તથા ભીમસેનને યમદંડ જેવા તીક્ષ્ણ પાંચ પાંચ બાણે કરી વિંધ્યા તે બેઉએ પણ ત્રણ ત્રણ બાણે કરી, અંકુશોએ કરી મોટા હસ્તિને વિંધે તેમ તે શ્રેષ્ઠ બ્રાહ્મણને વિંધ્યા. સૌવીર, કિતવ, પ્રાચી દિશાના, પશ્ચિમ દિશાના, ઉત્તર

દિશાના, માલવ, અભિષાહ, શૂરસેન, શિબિ તથા વસાતિઓ, એટલા તીક્ષ્ણ બાણે કરી હણાયા છતાં સંગ્રામમાં ભીષ્મને છુટા મૂકયા નહિ. બીજા કેટલાક વિવિધ પ્રકારનાં આયુધ ધારણ કરેલા, નાના પ્રકારના દેશમાંથી આવેલા રાજાઓ, પાંડવો સામે આવી યુદ્ધમાં ઉભા હતા. હે રાજન ! પાંડવો પણ પિતામહ ભીષ્મને ઘેરી ઉભા. એ રીતે ચોતરફથી રથના ઓઘે કરી વિંટાયલા, પરાજય પામેલા નહીં એવા તે વનમાં વધેલા અગ્નિની પેઠે, પારકાઓને બાળતાં પ્રજવલિત થયા. રથરૂપ છે અરણ્યાગાર જેનું, ધનુષરૂપ જ્વાળાવાળા, ખડ્ગ, શક્તિ તથા ગદારૂપ છે ઇંધન જેમાં, બાણરૂપ તણખાવાળો ભીષ્મરૂપ અગ્નિ, શ્રેષ્ઠ ક્ષત્રિયોને બાળતો હતો. સુવર્ણના પૃષ્ઠ ભાગવાળાં ગૃધ્રનાં પિંછ બાંધેલાં સારી રીતે પાયેલાં કર્ણિક, નાલીક તથા નારાચ નામનાં બાણે કરી તેના સૈન્યને ઢાંકી તીક્ષ્ણ બાણે કરી ધ્વજ તથા રથિયોને પાડી સર્વ શસ્ત્ર ધરનારમાં શ્રેષ્ઠ મહાબાહુ તેમણે પાંદડા વગરનાં તાલવનોની પેઠે, રથસમુદાય, હસ્તિ તથા અશ્વોને મનુષ્ય વગરના કર્યા. હે ભારત ! વજ્રના શબ્દ સરખો તેમની પ્રત્યંચા તથા મોજાનો શબ્દ સાંભળી સર્વ પ્રાણીઓ કંપવા લાગ્યાં. તેમના નાખેલા કોઇ બાણ પણ ફોગટ જતા ન હતા, તેમ તેમના ધનુષમાંથી નિકળેલા બાણ કવચમાં પણ અડકતા ન હતા. હે રાજન ! હણાયા છે શૂરવીર જેમાંથી, એવા વેગવાન ઘોડા યુક્ત રથોને રણસંગ્રામમાં ચોતરફ દોડતા અમે દેખતા હતા. ચેદિ, કાશી તથા કરૂષ દેશના કુળવાન સંગ્રામમાં શરીર ત્યાગ કરનાર પાછા ન ફરનાર સુવર્ણથી શોભતી ધ્વજાવાળા પ્રખ્યાત ચૌદ હજાર મહારથિઓ અશ્વ, રથ તથા હસ્તિ સહિત સંગ્રામમાં મોઢાં કાડેલા કાળ જેવા ભીષ્મને પામી, પરલોક વાસ્તે યુદ્ધ કરવા લાગ્યા. જે યુદ્ધમાં કેટલાક ભાગ્યા છે આરા ઉપસ્કર જેમનાં એવા અને કેટલાક ભાગેલા પૈડાંવાળા હજારો રથોને અમે જોતા હતા. છત્રી સહિત ભાગેલા રથ, પાડેલા રથિયો, કપાઇ ગયેલા બાણ, સુંદર કવચ, પટ્ટા, ગદા, ગોફણ, તીક્ષ્ણ બાણ, રથ નીચેનો ભાગ, ભાથાં, ભાગેલાં ચક્ર, બાહુ, ધનુષ, ખડ્ગ, કુંડળ સહિત મસ્તક, હાથ તથા આંગલીના મોજા, પાડેલા ધ્વજ તથા અનેક તરેહથી કપાઇ ગયેલા ધનુષે કરીને રણભૂમિ ઢંકાઇ ગઇ હતી. હે રાજન ! હણાયા છે સ્વાર જેના એવા હસ્તિઓ, ઘોડાઓ, ઘોડેસ્વારો, હજારો હજાર પ્રાણ રહિત થઇ સંગ્રામમાં પડતા હતા. ભીષ્મના બાણેકરી પીડાયલા નાસતા મહારથિઓને શૂરવીર પાંડવો યત્નથી પણ વારવા સમર્થ ન થયા. હે મહારાજ ! ઇંદ્ર જેવા પરાક્રમવાળા ભીષ્મે, મારવા માંડેલી પાંડવની મોટી સેના ભાગી, જેમાં બેજણ પણ સાથે દોડતા ન હતા. વિંધાયા છે રથ, હસ્તિ તથા અશ્વ જેમાં પડેલા ધ્વજે કરીને સંકુલ ચેતન રહિત પાંડવોનું સૈન્ય હાહાકાર કરવા લાગ્યું. જેમાં પિતા પુત્રને, પુત્ર પિતાને તથા દૈવે પ્રેરણા કરેલો મિત્ર મિત્રને મારતો હતો. કેટલાક પાંડવ તરફના સૈનિકો, કવચ મૂકી છુટા કેશથી ચોતરફ દોડતા દેખાતા હતા. ભાગી ગયા છે રથ દંડ જેમાં એવું પાંડવોનું સૈન્ય, ભડકેલાં ગાયોનાં ટોળાંની પેઠે, પીડિત સ્વર કરતું દેખાતું હતું. ભંગાણ પડેલા સૈન્યને જોઇ, યાદવ પુત્ર શ્રીકૃષ્ણ, ઉત્તમ રથ ઉભો રાખી અર્જુનને કહેવા લાગ્યા કે, હે પુરૂષમાં સિંહરૂપ ! હે પાર્થ ! તારો ઇચ્છિત વખત પ્રાપ્ત થયો છે. જો મોહે કરી મુઝાતો ન હોય તો આ વખતે પ્રહાર કર. હે શૂરવીર ! હે શત્રુને દમન કરનાર ! પૂર્વે વિરાટ નગરમાં સંજયની સમક્ષ તેં કહ્યું હતું કે રાજાઓના યુદ્ધમાં ભીષ્મ તથા દ્રોણ છે મુખ્ય જેમાં એવા દુર્યોધનના સર્વ સૈનિકોને અને બીજા પણ

રી સાથે યુદ્ધ કરશે તેને સંગ્રામમાં પરિવાર સહિત હું મારી નાખીશ, તે તારૂં વાક્ય સફળ કર. ક્ષત્રિય ધર્મને યાદ કરીને સંતાપ રહિત થઇ યુદ્ધ કર એવાં વાસુદેવનાં વચન ભળી, સ્થિર દૃષ્ટિ રાખી નીચું જોઇ નિષ્કામની પેઠે અર્જુને તેમને આવી રીતે કહ્યું કે, રવા લાયક નહીં એવા સંબંધિઓને મારી, ઉત્તર ફળ જેનું નરક છે, એવું રાજ્ય ાવવું, વા, વનમાં જઇ દુઃખ ભોગવવાં તે એમાં શાથી મારૂં કલ્યાણ થાય ? એમ કહી ી કહ્યું કે, જ્યાં ભીષ્મ છે ત્યાં મારો રથ હાંકો, તમારાં વચન પ્રમાણે હું કરીશ, ને કૌરવના તામહ દુઃખથી સહન થાય નહીં એવા ભીષ્મને પાડીશ. અર્જુનનાં વચન સાંભળી, માધવ ાવાને સૂર્યની પેઠે દુઃખ કરીને પણ જેની સામું જોઇ શકાય નહીં એવા ભીષ્મ જ્યાં ા, ત્યાં શ્વેત ઘોડાઓને હાંકયા. ભીષ્મ સામે જતા અર્જુનને જોઇ, યુધિષ્ઠિરનું મોટું ન્ય બધું પાછું આવ્યું તે સમે કુરૂકુળમાં શ્રેષ્ઠ ભીષ્મે સિંહની પેઠે વારંવાર ગર્જના કરી, ાણના વરસાદે કરી તરત અર્જુનના રથને ઢાંકી દીધો. હે ભારત ! ક્ષણમાત્રમાં તેનો રથ, રથિ તથા ઘોડાઓ સહિત ભીષ્મે નાખેલા મોટા બાણના વરસાદથી દેખાતાં બંધ થયાં. પણ વાસુદેવ ભગવાને ધૈર્ય રાખી ભીષ્મના બાણે કરી વિંધાયલા ઘોડાઓને તેમની મે ચલાવ્યા. અર્જુને મેઘ જેવા શબ્દવાળું દિવ્ય ધનુષ ગ્રહણ કરી, તીક્ષ્ણ બાણે કરી ષ્મનું ધનુષ કાપી નાખ્યું. તે સમે હણાયેલ ધનુષવાળા તમારા પિતા ભીષ્મે, નિમેષ ત્રમાં બીજું મોટું ધનુષ ગ્રહણ કરી તેને સજ્જ કરી, મેઘ જેવા શબ્દવાળું તે, બે હાથથી ચ્યું. અર્જુને તે પણ કાપી નાખ્યું. તે વખતે અર્જુનની શીઘ્રતા જોઇ પ્રશંસા કરતાં ગાપુત્ર ભીષ્મે, ધનુષ ધરનારમાં શ્રેષ્ઠ અર્જુનને કહ્યું કે, કુંતિસુત ! હે મહાબાહો ! હે ત્રુને દમન કરનાર ! 'બહુ સારૂં, બહુ સારૂં,' એમ કહી સુંદર બીજું ધનુષ ગ્રહણ કરી, ાણે અર્જુનના રથ પ્રત્યે બાણ નાખ્યા. તે વખતે ઘોડા હાંકવામાં પરમ ચાતુર્ય દેખાડતા સુદેવ ભગવાને, મંડલાકારે રથને ફેરવતાં તેમના બાણ અફળ કર્યાં ભીષ્મના બાણથી ત થયેલા પુરૂષમાં સિંહરૂપ તે બેઉ, શિંગડે કરીને ક્ષત થયેલા બે બલિવર્દ શોભે, તેમ ભતા હત. વાસુદેવ ભગવાન અર્જુનનું યુદ્ધમાં મૃદુપણું તથા નિરંતર યુદ્ધમાં બાણનો સાદ કરતા બેઉ સેનાના મધ્યમાં આવી શ્રેષ્ઠ પાંડવના સૈનિકોને મારતા, તપતા સૂર્ય ાન યુધિષ્ઠિરના સૈન્યમાં પ્રલયની પેઠે ઘાણ વાળતા ભીષ્મને જોઇ પારકા શૂરવીરને હણ-ર મહાબાહુ માધવ ભગવાન તે સહન કરી શકયા નહિ. હે મારિષ ! અર્જુનના શ્વેત ડાઓને મૂકી યોગી એવા વાસુદેવ ભગવાન તે મોટા રથ ઉપરથી નીચે કૂદી ભુજરૂપ યુધવાળા બળવાન હાથમાં ચાબખા સહિત તેજસ્વી સિંહની પેઠે વારંવાર શબ્દ કરતા ચરણે કરી પૃથ્વીને વિદારણ કરતા હોય તેની પેઠે ઘણા તેજવાળા ક્રોધથી તામ્ર સમાન ત્રવાળા જગદીશ્વર શ્રીકૃષ્ણ, મહા સંગ્રામમાં તમારી તરફનાઓનાં ચિત્તને ગળતા હોય ાં તેની પેઠે ભીષ્મને મારવાની ઇચ્છાથી તેમની સામે દોડયા. યુદ્ધમાં ભીષ્મ સામે દોડતા ધવને જોઇ હે મહારાજ ! તે તે ઠેકાણે 'ભીષ્મ હણાયા, ભીષ્મ હણાયા,' એ રીતે ાટ થવા માંડયો. પિતાંબર વસ્ત્ર ધારણ કરેલા નીળમણિ સરખા શ્યામ, ભીષ્મ સામે તા જનાર્દન, ચોતરફથી વિજળીયુક્ત મેઘ શોભે તેમ શોભતા હતા. સિંહ જેમ હસ્તિ મે દોડે, યૂથનો પતિ બલીવર્દ જેમ બળદ સામે દોડે, તેમ યાદવમાં શ્રેષ્ઠ તે, શબ્દ કરતાં ા કરી ભીષ્મ સામે દોડયા. સંગ્રામમાં આવતા પુંડરીકાક્ષને જોઇ ધૈર્યથી મોટું ધનુષ

ખેંચી, અસંભ્રાંત ચિત્તે ગોવિંદ ભગવાનને તેમણે કહ્યું કે, હે પુંડરીકાક્ષ ! હે દેવ ! આવો, આવો, હું તમને નમસ્કાર કરૂં છું. હે યાદવમાં શ્રેષ્ઠ ! આ મોટા સંગ્રામમાં તમે મને પાડો. હે દેવ ! હે અનઘ ! હે કૃષ્ણ ! સંગ્રામમાં તમે હણેલો હું લબ્ધ પ્રતિષ્ઠ થઈશ, માટે હે અનઘ ! તમારી ઈચ્છા પ્રમાણે મને મારો, હું તમારો દાસ છું, એમ તેમણે કહ્યું તેટલામાં મહાબાહુ અર્જુને પાછળ દોડી, બે હાથથી કેશવને પકડી રાખ્યા. અર્જુને પકડેલા કમળ જેવા નેત્રવાળા પુરૂષોત્તમ, અર્જુનને ઘસડી વેગથી ચાલ્યા. વિપક્ષી શૂરવીરને હણનાર અર્જુને બળથી ચરણારવિંદ ગ્રહણ કરી, દશમે પગલે કેશવ ભગવાનને પકડી રાખ્યા. તે સમે પીડિત થયેલા સ્નેહી તેમણે ક્રોધથી આકુળ નેત્રવાળા સર્પની પેઠે શ્વાસોશ્વાસ કરતા શ્રીકૃષ્ણને સ્નેહથી કહ્યું કે—હે મહાબાહો ! પાછા વળો, અનૃત કરવા તમે યોગ્ય નથી. હે માધવ ! તમે પૂર્વે કહેલું છે કે, ' હું યુદ્ધ નહીં કરૂં, '' ને આ સમે તમે એમને મારશો તો લોકો તમને મિથ્યાવાદી કહેશે. આ સર્વ ભાર મારી ઉપર છે. હું શસ્ત્ર, સત્ય તથા સુકૃતના સમખાઈ કહું છું કે, પિતામહને હું મારીશ, કારણ હે શત્રુનો નાશ કરનાર ! એમ મારવાથી શત્રુના અંતને પામીશ. આજજ કોઈથી સહન થાય નહીં એવા મહારથિ ભીષ્મને અંતકાળે પૂર્ણચંદ્ર અસ્ત થાય તેમ મેં પાડેલા તમે જોશો. મહાત્મા અર્જુનનાં એવાં વચન સાંભળી, ક્રોધાવિષ્ટ માધવ ભગવાન, કાંઇ પણ બોલ્યા વગર પાછા રથ ઉપર ચઢી બેઠા. રથમાં બેઠેલા પુરૂષમાં સિંહરૂપ તે બેઉ ઉપર શંતનુપુત્ર ભીષ્મે, મેઘ જેમ બે પર્વત ઉપર જળનો વરસાદ કરે તેમ બાણનો વરસાદ કર્યો. વસંત ઋતુમાં સૂર્ય જેમ કિરણોએ કરી તેજ ગ્રહણ કરે તેમ તમારા પિતા ભીષ્મ યોદ્ધાઓના પ્રાણ ગ્રહણ કરતા હતા. જે રીતે કૌરવના સૈન્યને યુદ્ધમાં પાંડવો નાશ કરતા હતા તેમજ તમારા પિતા ભીષ્મ, પાંડવ સૈન્યનો નાશ કરતા હતા. હણાયાં તથા ભાગ્યાં છે સૈન્ય જેનાં એવા ઉત્સાહ વગરના ખેદયુક્ત ચિત્તવાળા તે કોઈની ઉપમા અપાય નહીં એવા ભીષ્મને પોતાના તેજથી તપતા મધ્યાન્હના સૂર્યની પેઠે સામું જોવા પણ સમર્થ ન થતા હતા. ભીષ્મે મારવા માંડેલા ભયથી પીડાયલા પાંડવ તરફના હજારો હજાર યોદ્ધાઓ સંગ્રામમાં કર્મ કરતાં મનુષ્યને અતિક્રમણ કરનાર પરાક્રમવાળા ભીષ્મને જોતા હતા. હે ભારત ! એ રીતે બળવાન ભીષ્મે ભગાડવા માંડેલાં પાંડવનાં સૈન્ય ગારામાં ખુંચી ગયેલી ગાયોની પેઠે તથા ખેદ પામેલી દુર્બળ કીડિયોની પેઠે કોઇ પણ રક્ષણ કરનારને જોઇ શક્યાં નહીં. હે ભારત ! દુઃખે કરીને પણ કંપાવી શકાય નહીં એવા બાણના ઓઘ નાખતા રાજાઓને અત્યંત તપાવતા બાણરૂપ જ્વાળાવાળા તપતા સૂર્ય સરખા મહારથિ ભીષ્મ સામે જોવા પણ કોઇ સમર્થ થતા ન હતા. એ રીતે પાંડવ સેનાને તે મર્દન કરતા હતા તેટલામાં સૂર્ય અસ્તાચલ પ્રત્યે ગયા. તે સમે શ્રમથી દુર્બળ થયેલાં સૈન્યોનું યુદ્ધની સમાપ્તિ કરવાનું મન થયું

**विमृद्नतस्तस्य तु पांडुसेनामस्तंजगामाथ सहस्ररश्मिः ।**
**ततो बलानां श्रमकर्शितानां मनोवहारं प्रति संबभूव ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि नवमदिवसयुद्धसमाप्तौ गुर्जरभाषायां षडधिकशततमोऽध्यायः ॥ १०६ ॥**



## અધ્યાય ૧૦૭ મો. યુધિષ્ઠિરે ભીષ્મને તેમનું મૃત્યુ પૂછ્યું.

**संजय उवाच—युध्यतामेव तेषां तु भास्करोऽस्तमुपागते ।**
**संध्या समभवद्घोरा नापश्याम ततोरणं ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! તે યુદ્ધ કરતા હતા તેટલામાં સૂર્ય અસ્ત થવાથી ભયંકર સંધ્યાકાળ થયો, અમો યુદ્ધને દેખતા બંધ પડયા. હે ભારત ! પછી યુધિષ્ઠિર રાજાએ, સંધ્યાકાળે ભીષ્મે મારવા માંડેલા ભયે કરીને વિહ્વલ, શસ્ત્ર રહિત પાછા વળી ભાગવાને તત્પર થયેલા એવા પોતાના સૈન્યને, યુદ્ધમાં અત્યંત ક્રોધે ભરાએલા પોતાના સૈનિકોને પીડતા મહારથિ ભીષ્મને, અને તેમણે પરાજય પમાડેલા ઉત્સાહ વગરના મહારથિ સોમકોને જોઇ, યુદ્ધથી વિરામ પામવાનો વિચાર કરી, સર્વેને યુદ્ધમાંથી વિરામ પમાડયા. તેમજ તમારા સૈન્યોને પણ યુદ્ધથી વિરામ મળ્યો. તે વખતે સંગ્રામમાં ક્ષત થયેલા મહારથિયો, પોતપોતાના તંબુમાં ગયા. પાંડવો તો સંગ્રામમાં ભીષ્મનું પરાક્રમ જોઈ તેમના બાણથી અત્યંત પીડાયલા શાંતિ પામતા ન હતા. હે ભારત ! તમારા પુત્રોએ વંદન કરેલા તથા પ્રશંસા કરેલા ભીષ્મ પણ સંગ્રામમાં, સંજય સહિત પાંડવોને જીતી, પ્રસન્ન થયેલા કૌરવ સહિત પોતાના તંબુમાં ગયા. ત્યાર પછી સર્વ પ્રાણીને અત્યંત મોહ કરનારી રાત્રિ પડી. તે ભયંકર રાત્રિ વિષે વૃષ્ણિ સહિત પાંડવ કોઇથી સહન ન થાય એવા સૃંજય, મંત્રના નિશ્ચયમાં ચતુર વ્યગ્રતા રહિત મહા બળવાન સર્વ જણ આ સમે આપણું શ્રેય કેમ થાય એવો વિચાર કરવા લાગ્યા. હે નૃપ ! યુધિષ્ઠિર રાજાએ, ઘણીવાર પોતાના મનમાં વિચાર કરી, વાસુદેવ સામું જોઇ, આ રીતે તેમને કહ્યું કે, હે કૃષ્ણ ! નળ નામના તૃણના વનને હસ્તિ જેમ ખુંદે તેમ મારા સૈન્યને મર્દન કરતા ભયંકર પરાક્રમવાળા મહાત્મા ભીષ્મને જુવો. વૃદ્ધિ પામેલા અગ્નિની પેઠે આપણા સૈન્યને બાળતા એ મહાત્મા સામે જોવાને પણ અમે ઉત્સાહવાન થતા નથી. તીક્ષ્ણ શસ્ત્રવાળા પ્રતાપવાન ક્રોધે ભરાયેલા ધનુષ ગ્રહણ કરી સંગ્રામમાં તીક્ષ્ણ બાણો મૂકતા ભીષ્મ, ભયંકર તીક્ષ્ણ ઝેરવાળા મોટા તક્ષક નામના નાગ જેવા લાગે છે. યમરાજા, દેવતાઓનો રાજા ઇંદ્ર, પાશ ધરનાર વરૂણ તથા ગદા સહિત કુબેર એ લોકપાલોને જીતી શકાય, પણ મહા સંગ્રામમાં અત્યંત કોપેલા ભીષ્મને જીતી શકાય નહીં. હે કૃષ્ણ ! સંગ્રામમાં ભીષ્મના પરાક્રમને જોઇ, મારી બુદ્ધિના દુર્બળપણાથી હું શોક સાગરમાં બુડયો છું, માટે હે દુર્ધર્ષ ! હે કૃષ્ણ ! વનમાં જઈ મારૂં કલ્યાણ કરીશ, મને યુદ્ધ નથી રૂચતું; કારણ કે, ભીષ્મ હમેશ અમને મારે છે. જેમ પતંગ નામનો જંતુ, પ્રજ્વલિત અગ્નિ સામે દોડીને નાશ પામે, તેમ હે વાર્ષ્ણેય ! પરાક્રમી હું રાજ્ય વાસ્તે ભીષ્મ સામે જઇ માત્ર ક્ષય પામું છું. હે મધુસૂદન ! શૂરવીર મારા ભાઇયો પણ મારે વાસ્તે બાણથી પીડાયા, રાજ્યભ્રષ્ટ થયા તથા વનમાં રખડયા, અને દ્રૌપદી પણ અત્યંત કલેશ પામ્યાં માટે જીવિત ચીજને હું દુર્લભ માનું છું તેનો બચાવ આ સમે દુર્લભ છે, માટે બાકી રહેલા જીવિતે કરીને ઉત્તમ ધર્મને હું આચરીશ. હે કેશવ ! ભાઇયો સહિત મારી ઉપર તમારે જો અનુગ્રહ કરવો હોય તો સ્વધર્મમાં વિરોધ ન આવે તે રીતે મને હિત બતાવો. એ રીતે ઘણા વિસ્તારવાળું તેમનું કહેવું સાંભળી, યુધિષ્ઠિર રાજાને સાંત્વના કરતાં શ્રીકૃષ્ણે કહ્યું કે, હે સત્ય પ્રતિજ્ઞાવાળા ! હે ધર્મપુત્ર ! તમે જરાએ ખેદ ના કરો. શત્રુનો નાશ કરનાર દુઃખે કરી જીતાય નહીં એવા શરવીર, વાયુ તથા અગ્નિ સમાન તેજવાળા, અર્જુન તથા

ભીમસેન, ને દેવપતિ સરખા માદ્રીપુત્ર નકુળ તથા સહદેવ જેવા તમારા ભાઇયો છે, અથવા હે પાંડવ ! મને આજ્ઞા આપો તો તમારા સ્નેહને લીધે ભીષ્મ સાથે હું યુદ્ધ કરૂં. હે મહારાજ ! સંગ્રામમાં તમે પ્રેરેલો હું શું ન કરૂં ? અર્જુન તેમને મારવાની ઇચ્છા ન રાખતો હોય તો પુરૂષમાં સિંહરૂપ તેમને બોલાવી, ધૃતરાષ્ટ્ર પુત્રો જોતાં સંગ્રામમાં હું તેમને મારૂં. હે પાંડવ ! એ રીતે સંગ્રામમાં શૂરવીર ભીષ્મ હણાવાથી તમારો જય થશે એમ જાણતા હોય તો હે રાજન્ ! રણસંગ્રામમાં ઇંદ્ર સરખું મારૂં પરાક્રમ તમે જુવો. જે હું એક રથે કરી, મોટા અસ્ત્ર મૂકતા કુરૂવૃદ્ધ પિતામહને રથમાંથી પાડી મારીશ. જે મારા તે તમારા ને તમારા તે મારા માટે જે પાંડુ પુત્રના શત્રુઓ તે મારા પણ શત્રુ એમાં સંશય નહીં. વળી હે મહીપતે ! આ તમારા ભાઇ અર્જુન મારા સખા, સંબંધી તથા શિષ્ય છે માટે તેને વાસ્તે મારૂં માંસ ચૂંટીને પણ હું આપું. પુરૂષમાં સિંહરૂપ એ પણ મારે વાસ્તે પોતાના જીવિતનો ત્યાગ કરે. હે તાત ! એ રીતે પરસ્પર સહાયતા કરવાનો અમારો કરાર છે. માટે હે રાજેંદ્ર ! જે રીતે હું યોદ્ધો થઇ યુદ્ધ કરૂં, તેમ તમે મને કહો. પૂર્વે ઉપપ્લવ્ય શહેરમાં અર્જુને, લોકની સમક્ષ ‘ હું ગંગાપુત્રને મારીશ, ’ એ રીતે પ્રતિજ્ઞા કરેલી છે, માટે બુદ્ધિમાન અર્જુનનું તે વચન આપણે પાળવું ને તેણે પ્રતિજ્ઞા કરેલું મારે કરવું એમાં સંશય નહીં. અર્જુનને પણ એ ભાર તુચ્છ છે, માટે પરપુર જીતનાર ભીષ્મને સંગ્રામમાં ઉદ્યુક્ત થયેલો અર્જુન કોઇથી ન બને એવું કામ કરશે. હે નરાધિપ ! દૈત્ય તથા દાનવ સહિત ઉદ્યુક્ત થયેલા દેવતાઓને પણ અર્જુન મારે, ત્યારે ભીષ્મને મારે એમાં શું આશ્ચર્ય ! મહા પરાક્રમી બુદ્ધિ વગરના, થોડું છે જીવિત જેમનું એવા શંતનુપુત્ર ભીષ્મ, તુચ્છને મારે છે પણ કર્ત્તવ્ય નથી જાણતા. એવાં શ્રીકૃષ્ણનાં વચન સાંભળી યુધિષ્ઠિરે કહ્યું કે હે મહાબાહો ! હે માધવ ! જે રીતે તમે કહો છો, તેમજ છે. એ બધા તમારો વેગ ધારણ કરવામાં પૂરા પડી શકે નહીં. હે પુરૂષમાં સિંહરૂપ ! માટે જે મારા પક્ષમાં તમે છો તેથી સર્વ ઇચ્છિત હું પામીશ, એમાં સંશય નથી, પરંતુ હે શ્રેષ્ઠ ! હે ગોવિંદ ! તમે મારા નાથ છો તેથી ઇંદ્ર સહિત દેવતાઓને પણ હું જીતું, ત્યારે ભીષ્મને જીતું એમાં તે શું આશ્ચર્ય. હે માધવ ! પોતાની વડાઈ વાસ્તે તમારી પાસે અનૃત કરાવવાનો હું ઉત્સાહ રાખતો નથી, માટે તમે તો યુદ્ધ કર્યા વગરજ કહ્યા પ્રમાણે અમારી સહાયતા કરો. પૂર્વે ભીષ્મે મારી સાથે એટલો કરાર કરેલો છે, કે, તારા હિત વાસ્તે હું વિચાર કરીશ, પણ તારે વાસ્તે કોઇ રીતે પણ યુદ્ધ નહીં કરૂં, દુર્યોધન વાસ્તે યુદ્ધ કરીશ, એ તને હું સત્ય કહું છું. આમ કહેલું છે, માટે હે માધવ ! મને રાજ્ય તથા વિચારના આપનાર પણ તેજ છે. એમને મારવાનો વિચાર પૂછવા વાસ્તે તેમની પાસે તમ સહિત આપણે સર્વ જઇએ. હે વાર્ષ્ણેય ! એકઠા મળી ત્યાં જઇ પુરૂષમાં શ્રેષ્ઠ એમને બધો વિચાર પૂછીએ, તો હે જનાર્દન ! આપણા હિતનું સત્ય વચન તે કહેશે. હે કૃષ્ણ ! જે રીતે એ કહેશે તે રીતે સંગ્રામમાં હું કરીશ. દૃઢ વ્રતવાળા તે આપણને જય તથા સાચો વિચાર આપશે; કારણ કે, પિતા વગરના બાલક એવા અમને એમણે મોટા કરેલા છે. હે માધવ ! પ્રિય પિતાના પિતા તે વૃદ્ધ ભીષ્મને હું મારવાને ઇચ્છું છું માટે ક્ષત્રિયની જીવિકાને ધિક્કાર છે. સંજય કહે છે કે, હે મહારાજ ! એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળી, વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થયેલા શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને કહ્યું કે, હે મહાપ્રાજ્ઞ ! હે રાજેંદ્ર ! તમારૂં કહેવું મને રૂચે છે. પંડિત એવા દેવવ્રત ભીષ્મ,

જેનાથી પણ બાળી નાખે એવા છે. ગંગાપુત્રને તેમના વધનો ઉપાય પૂછવા સારૂ ચાલો. વિશેષે કરી તમારા પૂછવાથી તે સત્યજ કહેશે. આપણે બધા કુરૂકુળના પિતામહને પૂછવા સારૂ ત્યાં જઈ તેમને આપણો વિચાર પૂછીયે. પછી જે વિચાર તે આપે તે પ્રમાણે કાલ સવારથી આપણે શત્રુ સામે યુદ્ધ કરીએ. આવો વિચાર કરી શૂરવીર પાંડવો પરાક્રમી વાસુદેવ સહિત અસ્ત્ર તથા કવચ મૂકી, ભીષ્મના તંબુ પ્રત્યે જવા નિકળ્યા. ત્યાં જઇ ભરતકુળમાં શ્રેષ્ટ તેમને મસ્તકથી પ્રણામ તથા પૂજા કરી ઉભા રહ્યા. તે સમે કુરૂકુળના પિતામહ મહાબાહુ ભીષ્મે તેમને કહ્યું કે હે વાર્ષ્ણેય ! હે શ્રીકૃષ્ણ ! હે ધનંજય ! બોલો તમે કેમ આવ્યા. એમ કહી ધર્મપુત્ર યુધિષ્ઠિર, ભીમસેન તથા નકુળ સહદેવને પણ તેમજ કહી વળી કહ્યું કે, આજ તમારા હર્ષને વધારનાર એવું શું હું કામ કરૂં તે કહો. અત્યંત દુઃખે કરી ન બને એવું તમારૂં કામ સર્વોત્તમપણાએ કરી હું કરીશ. એ રીતે વારંવાર પ્રીતિથી કહેતા ગંગાપુત્ર ભીષ્મને દીન છે આત્મા જેનો એવા ધર્મરાજાએ પ્રીતિયુક્ત થઇ આ પ્રમાણે કહ્યું. હે સર્વજ્ઞ ! અમે જય તથા રાજ્યને કેમ પામીએ, અને પ્રજાને સંશય કેમ ન થાય, હે સમર્થ ! તે મને કહો, અને તમારા વધનો ઉપાય પણ કહો. હે શૂરવીર ! સંગ્રામમાં અમે તમને કેવી રીતે સહન કરી શકીએ. હે કૌરવના પિતામહ ! તમારૂં સૂક્ષ્મ પણ છિદ્ર છેજ નહીં, કારણ સંગ્રામમાં તો સદા મંડલાકાર ધનુષ્યથીજ આપ જોવામાં આવો છો. હે શૂરવીરને હણનાર રથમાં બેસી ધનુષને ગ્રહણ કરતાં, સાંધતાં તથા ખેંચતાં અમે તમને જોતા નથી. રથ, અશ્વ, મનુષ્ય તથા હસ્તિઓને મારતા તમોને અમે રથમાં બેઠેલા બીજા સૂર્ય સરખા જોઇએ છીએ. હે ભરતકુળમાં શ્રેષ્ટ ! સંગ્રામમાં ક્ષય થાય તે રીતે બાણનો વરસાદ કરતા તમોને જીતવાનો કોણ ઉત્સાહ કરે એમ છે ? અર્થાત કોઈ પણ નહિ. મારી મોટી સેના પણ સંગ્રામમાં તમે ક્ષય પમાડી. જે રીતે યુદ્ધમાં તમને જીતીએ, જે રીતે મને રાજ્ય મળે, ને જે રીતે મારા સૈન્યનું કલ્યાણ થાય તે મને કહો. યુધિષ્ઠિરનાં વચન સાંભળી, શંતનુપુત્ર ભીષ્મે પાંડવોને કહ્યું કે હે કૌંતેય ! હે સર્વજ્ઞ ! હું જીવતે તો સંગ્રામમાં ક્યારે પણ તમારો જય નહીં થાય, એ હું તમને સત્ય કહું છું. હે પાંડવો ! યુદ્ધે કરી મને જીત્યા પછી તમારો જય થશે, માટે સંગ્રામમાં જયને ઇચ્છતા હો તો મને મારો. હે પાંડવો ! જે રીતે સુખે કરી મને પ્રહાર કરી શકો તે રીતે હું આજ્ઞા કરૂં તે સાંભળો. એમ કરવાથી શુભ થશે, એમ હું માનું છું માટે મને હણશો એટલે બધું હણાયુંજ છે. એવાં તેમનાં વચન સાંભળી યુધિષ્ઠિરે કહ્યું કે યુદ્ધમાં જે રીતે અમે જીતીએ તેવો ઉપાય અમને બતાવો. સંગ્રામમાં ક્રોધે ભરાયેલા હાથમાં દંડ લઇ ઉભેલા કાળ સરખા તમને ઇંદ્ર સહિત દેવ, અસુર, વરૂણ, અથવા યમરાજા પણ જીવતા સમર્થ થઇ શકે નહીં. એવાં તેમનાં વચન સાંભળી ભીષ્મે કહ્યું કે, હે મહાબાહો ! હે પાંડવ ! જે તું કહે છે તે સત્ય છે. શસ્ત્ર તથા ધનુષ ગ્રહણ કરેલા સાવધાન મને ઇંદ્ર સહિત દેવતા તથા અસુરો પણ સંગ્રામમાં જીતવા સમર્થ થઇ શકે તેમ નથી. માટે શસ્ત્ર ત્યાગ કરેલા મને આ મહારથીઓ મારે તેવો હું ક્યારે થાઉં, તે કહું તે સાંભળો. શસ્ત્ર નાંખી દીધેલા પડેલા કવચ તથા ધ્વજ વગરના નાસતા, બીનેલા, 'તમારો છું' એ રીતે કહેનાર, સ્ત્રી, સ્ત્રીનું નામ ધારણ કરેલ, વિકળ, એક પુત્રવાળા તથા ખરાબ પુરૂષ સાથે મને યુદ્ધ રૂચતું નથી, માટે હે રાજેંદ્ર, ! આ રીતે પૂર્વે મેં સંકલ્પ કરી રાખેલો છે તે હું તને કહું છું સાંભળ. અમંગળ ધ્વજાવાળાને જોઇ તેની સાથે ક્યારે પણ

હું યુદ્ધ કરૂં નહીં, માટે હે રાજન્! જે આ તમારા સૈન્યમાં સંગ્રામને જીતનાર શૂરવીર ક્રોધી દ્રુપદ પુત્ર મહારથિ શિખંડી, પૂર્વે સ્ત્રીરૂપ ઉત્પન્ન થઇ પછી પુરૂષ થયેલો છે, એ સર્વ વૃત્તાંત તમો પણ યથાર્થ જાણો છો, માટે શૂરવીર અર્જુન સંગ્રામમાં શિખંડીને આગળ કરી, તીક્ષ્ણ બાણ ગ્રહણ કરી કવચ પહેરેલો તે મારી સામે આવે. કારણ કે અમંગળ ધ્વજાવાળા પૂર્વે સ્ત્રી જન્મેલ તેને કયારે પણ હાથમાં બાણ લઇ હું પ્રહાર કરવાની ઇચ્છા કરીશ નહિ. હે ભરતર્ષભ! એ છીદ્રને પામી પાંડુપુત્ર અર્જુન તરત ચોતરફથી બાણે કરી મને મારશે, કોંકે લોકને વિષે ઉદ્યુક્ત થયેલા મને મહા ભાગ શ્રીકૃષ્ણ તથા પાંડુપુત્ર અર્જુન વિના મારે એવા બીજા પુરૂષને હું જોતો નથી, માટે શસ્ત્ર તથા શ્રેષ્ઠ ધનુષ ધારણ કરેલો સાવધાન અર્જુન, એ રીતે કોઇને આગળ કરી મને પાડો, એમ કરવાથી નિશ્ચય તમારો જયજ થશે. હે રૂડા વ્રતવાળા! હે કુંતિપુત્ર! મારા કહેવા પ્રમાણે કરો અને સંગ્રામમાં આવેલા સર્વ ધૃતરાષ્ટ્ર તરફનાને હણો. સંજય કહે છે કે, હે ધૃતરાષ્ટ્ર! એવાં તેમનાં વચન સાંભળી પાંડવો કુરૂકુળના પિતામહ મહાત્મા ભીષ્મને પ્રણામ કરી પોતાના તંબુ પ્રત્યે ગયા. ગંગાપુત્ર ભીષ્મ એ રીતે યથાર્થ કહી પરલોક વાસ્તે દીક્ષિત થયા, ત્યારે દુઃખથી અત્યંત તપેલા અર્જુને, લજ્જાથી આવી રીતે શ્રીકૃષ્ણને કહ્યું કે, હે માધવ! ગુરૂ, કુળમાં વૃદ્ધ, બુદ્ધિમાન પિતામહ ભીષ્મ સાથે કેમ હું યુદ્ધ કરીશ? હે વાસુદેવ! બાળકપણામાં રજથી ખરડાએલા શરીરવાળા ક્રીડા કરતા મેં, ઉદાર મનવાળા તે મહાત્માને મેલા કર્યા છે. તેમ હે ગદાગ્રજ! જેમના ખોળામાં બેસી બાળક એવો હું મહાત્મા પાંડુના પિતા તેમને હે તાત! એ રીતે કહેતો હતો. તે સમયે હે ભારત! હું તારો પિતા નથી, પિતાનો પિતા છું, એ રીતે બાળકપણામાં જે મને કહેતા હતા, તેમને આ વખતે મારે કેમ મારવા? હે કૃષ્ણ! ઇચ્છામાં આવે તે રીતે મારા સૈન્યને તે મારો, અને મારો પરાજ્ય થાઓ, વા વધ થાઓ, વા તમે ચહાય તેમ માનો, પણ પિતામહ સાથે હું યુદ્ધ કરીશ નહિ. એવાં તેનાં વચન સાંભળી વાસુદેવ ભગવાને કહ્યું કે, હે જિષ્ણો! હે પાર્થ! પૂર્વે ભીષ્મના વધની પ્રતિજ્ઞા કરી ક્ષાત્ર ધર્મને વિષે રહેલો તું, સંગ્રામમાં હવે એમને કેમ નહીં મારે? હે પાર્થ! યુદ્ધમાં દુર્મદ ક્ષત્રિય એવા ભીષ્મને રથમાંથી પાડ, કારણ કે યુદ્ધમાં ગંગાપુત્રને માર્યા વગર તારો જય નહીં થાય. પૂર્વે દેવતાઓએ કહ્યું છે કે, ભીષ્મ યમલોકમાં જશે. હે પાર્થ! એમણે પૂર્વે એ જોયું છે તેથી એમજ થશે, અન્યથા નહીં થાય. મોં ફાડેલા કાળની પેઠે કોઇથી સહન ન થાય એવા ભીષ્મ સાથે તારા વિના બીજો કોઇ યુદ્ધ કરવા, સાક્ષાત્ ઇંદ્ર હોય તોપણ સમર્થ થાય તેમ નથી, માટે સ્થિર થઇ ભીષ્મને માર. પૂર્વે મહા બુદ્ધિમાન બૃહસ્પતિએ ઇંદ્રને કહ્યું હતું તે વચન હું તને કહું તે સાંભળ. જે વૃદ્ધ હોય, ગુણે કરીને યુક્ત હોય, અત્યંત શ્રેષ્ઠ હોય તોપણ શસ્ત્ર લઇ પોતાની સામે મારવા આવતો હોય તો તેને મારવો. હે અર્જુન! યુદ્ધ કરવું, રક્ષા કરવી. શ્રીકૃષ્ણનાં વચન સાંભળી, અર્જુને કહ્યું કે, હે કૃષ્ણ! ભીષ્મના મરણનો હેતુ જરૂર શિખંડી થશે, કારણ કે દ્રુપદ પુત્ર તેમને જોઇ સંગ્રામથી નિવૃત્ત થાય છે. આપણે સંગ્રામમાં તેમની સામે શિખંડીને ઉભો રાખી, બળવાન ગંગાપુત્રને પાડીએ, એ ઉપાય કરવો એવી મારી મતિ છે. મોટા બીજા શૂરવીરોને બાણે કરીને હું વારી રાખીશ. શિખંડી તો યુદ્ધ કરનારમાં શ્રેષ્ઠ ભીષ્મ સાથેજ યુદ્ધ કરશે. કૌરવમાં મુખ્ય ભીષ્મના મુખથી આપણે સાંભળ્યું છે કે પૂર્વે જન્મતાં કન્યા થઇ પછી એ પુરૂષ થયેલો

છે, માટે તેને હું નહીં મારૂં. પછી માધવ સહિત પાંડવો એ રીતે નિશ્ચય કરી પ્રસન્ન ચિત્તવાળા થઇ પોતપોતાના તંબુમાં શયન કરવા ગયા.

इत्येवं निश्चयं कृत्वा पांडवाः सहमाधवाः ।
अनुमान्य महात्मानं प्रययुर्हृष्टमानसाः ।
शयनानि यथा स्वानि भेजिरे पुरुषर्षभाः ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि नवमदिवसयुद्धावहारोत्तरमंत्रे गुर्जरभाषायां सप्ताधिकशततमोऽध्यायः ॥ १०७ ॥

## અધ્યાય ૧૦૮ મો. ભીષ્મ શિખંડી સમાગમ.

धृतराष्ट्र उवाच—कथं शिखंडी गांगेयमभ्यवर्त्तत संयुगे ।
पांडवाश्च कथं भीष्मस्तन्ममाचक्ष्व संजय ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય ! સંગ્રામમાં ગંગાપુત્ર ભીષ્મ સામે શિખંડી કેમ ઉભો, અને પાંડવો તથા ભીષ્મ કેવી રીતે ઉભા તે બધું જેમ બન્યું હોય તેમ તું મને કહે. સંજય કહે છે. હે ધૃતરાષ્ટ્ર ! સૂર્યોદય થયો ને ભેરી મૃદંગ તથા આનક નામનાં રણવાદ્ય વાગવા માંડયાં, તેમજ દહિં જેવા વર્ણવાળા શંખ ચોતરફથી શબ્દાયમાન થયા તે વખતે પાંડવો શિખંડીને આગળ કરી યુદ્ધ કરવા માટે નીકળ્યા. હે મહારાજ ! હે વિશાંપતે ! સર્વ શત્રુનો નાશ કરે એવો વ્યૂહ કરી, શિખંડી સર્વ સૈન્યોના અગ્ર ભાગમાં રહ્યો. તેના ચક્ર રક્ષક ભીમસેન તથા અર્જુન અને પાછળથી રક્ષા કરનાર દ્રૌપદીના પાંચ પુત્ર તથા પરાક્રમી સુભદ્રા પુત્ર અભિમન્યુ થયો. તેમની રક્ષા વાસ્તે સાત્યકિ તથા મહારથિ ચેકિતાન ઉભા. તેની પાછળ પંચાલના યોદ્ધાઓએ રક્ષા કરેલા ધૃષ્ટદ્યુમ્ન, ત્યાર પછી નકુળ તથા સહદેવ સહિત સમર્થ યુધિષ્ઠિર રાજા ઉભા રહ્યા. તેમની પાછળ પોતાના સૈન્યથી વિંટાયલો વિરાટ, તે પછી દ્રુપદ, ત્યાર પછી પાંચ ભાઇ કેકય તથા પરાક્રમી ધૃષ્ટકેતુ પાંડવ સૈન્યની પાછળથી રક્ષા કરવા લાગ્યો. એ રીતે પાંડવો પોતાના મોટા સૈન્યની વ્યૂહ રચના કરી સિંહનાદે કરી પૃથ્વીમાં પ્રતિધ્વનિ પાડતા પોતાના જીવિતનો ત્યાગ કરી સંગ્રામમાં તમારી સેના સામે ગયા. હે રાજન ! કૌરવો પણ મહારથિ ભીષ્મને સર્વ સૈન્યોની આગળ કરી પાંડવો સામે આવી ઉભા. જેમાં ભીષ્મની પાછળ કોઇથી સહન થાય નહી એવા બળવાન તમારા પુત્રોએ રક્ષા કરેલા મોટા ધનુષવાળા દ્રોણ તથા મહા બળવાન એમનો પુત્ર, તેની પાછળ હસ્તિ સૈન્યથી વિંટાયલો ભગદત્ત, તેની પાછળ કૃપાચાર્ય તથા કૃતવર્મા, તેની પાછળ કાંબોજ દેશનો બળવાન રાજા સુદક્ષિણ, હે ભારત ! માગધ, જયત્સેન, સુબલ પુત્ર શકુનિ, બૃહદ્બલ તથા બીજા પણ સુશર્મા આદિ મોટા ધનુષવાળા રાજાઓ પાછળથી તમારા સૈન્યની રક્ષા કરતા હતા. શંતનુપુત્ર ભીષ્મે તે દિવસ પ્રાપ્ત થયો ત્યારે અસુર, પૈશાચ તથા રાક્ષસ નામના વ્યૂહ રચ્યા. હે ભારત ! ત્યાર પછી પરસ્પર મારતા તમારા તથા તેમની તરફનાઓનું યમના દેશને વધારનારૂં મોટું યુદ્ધ પ્રવર્ત્તમાન થયું. જેમાં અર્જુન વગેરે પાંડવો, શિખંડીને આગળ કરી વિવિધ પ્રકારનાં બાણ નાખતા યુદ્ધમાં ભીષ્મ સામે લડવા લાગ્યા. તે સંગ્રામમાં હે

ભારત ! ભીમસેને બાણે કરી મારેલા રૂધિરના ઓઘથી ભીંજાએલા અંગવાળા તમારી તરફના યોદ્ધાઓ પરલોક પ્રત્યે જવા લાગ્યા. તેમજ નકુળ સહદેવ તથા મહારથિ સાત્યકિ પણ પરાક્રમથી તમારા સૈન્યને પીડવા લાગ્યા. હે ભરતર્ષભ ! એ રીતે મારવા માંડેલા તમારી તરફના પાંડવના મોટા સૈન્યને વારવા પણ સમર્થ થતા ન હતા. તે સમયે મહારથિઓએ ચોતરફથી મારવા માંડેલું તમારૂં સૈન્ય, દશે દિશાઓમાં નાસવા લાગ્યું. હે ભરતર્ષભ ! સૃંજય સહિત પાંડવોએ તીક્ષ્ણ બાણે કરી મારવા માંડેલા તમારી તરફના પોતાના રક્ષણ કરનારને શરણ જઇ શકયા નહિ. ધૃતરાષ્ટ્ર પૂછે કે હે સંજય ! પાંડવોએ પીડવા માંડેલા સૈન્યને જોઇ સંગ્રામમાં ક્રોધે ભરાયેલા ભીષ્મે જે કર્યું હોય તે મને કહે. હે અનઘ ! શત્રુને તપાવનાર સોમકોને હણતા શૂરવીર તે, યુદ્ધમાં પાંડવો સામે કેવી રીતે ગયા, તે પણ મને કહે ? સંજય કહે છે હે મહારાજ ! સૃંજય સહિત પાંડવોએ તમારા પુત્રના સૈન્યને પીડિત કર્યું તે વખતે તમારા પિતા ભીષ્મે જે કર્યું તે હું તમોને કહું તે સાંભળો. હે પાંડુ પૂર્વજ ! પ્રસન્ન મનવાળા શૂરવીર પાંડવો, તમારા પુત્રની સેનાને મારતા તેમની સામે ગયા. હે મનુષ્યેંદ્ર ! એ રીતે તેમણે મનુષ્ય, હસ્તિ, તથા અશ્વનો જેમાં નાશ કરે છે એવો સૈન્યનો વિઘાત કરવા માંડયો. તેને તમારા પિતા ભીષ્મ સહન કરી શકયા નહીં. મોટા ધનુષવાળા દુઃખે કરી પણ સહન થાય નહિ એવા શસ્ત્ર ધારણ કરેલા તેમણે, પોતાના જીવિતનો ત્યાગ કરી સોમક સહિત પાંડવ તથા સૃંજય ઉપર નારાચ, વત્સદંત તથા અંજલિક નામના બાણનો વરસાદ કરતાં પાંડવ તરફના શ્રેષ્ઠ પાંચ મહારથિઓને યત્નથી વારી રાખ્યા. વળી ક્રોધે ભરાયેલા તેમણે વીર્ય તથા ક્રોધે કરી નાના પ્રકારના શસ્ત્ર તથા અસ્ત્રના વરસાદથી ઘણાક હસ્તિ તથા અશ્વને મારી રથિઓને રથ ઉપરથી, ઘોડેસ્વારોને ઘોડા ઉપરથી, પારકાઓને જીતનાર હાથી ઉપર બેસનારને તે ઉપરથી તથા આવેલા ઘણાક પાયદળોને પણ ભૂમિ ઉપર પાડયા. સંગ્રામમાં બાણ ફેંકતા તે મહારથિ એકલા ભીષ્મ સામે ઇંદ્રના વજ્ર જેવા સ્પર્શવાળા તીક્ષ્ણ બાણોને મૂકતા પાંડવો ઇંદ્રની સાથે જેમ અસુરો યુદ્ધ કરે તેમ તેમની સાથે યુદ્ધ કરતા હતા, તે પણ ભયંકરરૂપ ધારણ કરી સર્વ દિશાઓમાં દેખાતા હતા. સંગ્રામમાં યુદ્ધ કરતા એમનું ધનુષ પણ મોટા ઇંદ્ર ધનુષની પેઠે હમેશ મંડલાકાર દેખાતું હતું. સંગ્રામમાં એવું મોટું તેમનું કર્મ જોઇ તમારા પુત્રો પરમ આશ્ચર્ય પામી, તેમની પૂજા કરવા લાગ્યા. પાંડવો તો ખેદયુક્ત મનવાળા થઇ, મોં ફાડેલા કાળ જેવા શૂરવીર યુદ્ધ કરતા તેમને વિપ્રચિત્તિ દૈત્યને દેવતાઓ જુવે તેમ જોતા હતા. દશમો દિવસ પ્રાપ્ત થયો ત્યારે તેમણે શિખંડિના રથ સૈન્યને તીક્ષ્ણ બાણે કરી અગ્નિ જેમ વનને બાળે તેમ બાળી નાખ્યું. ક્રોધે ભરાયેલા સર્પ સરખા તથા કાળે મોકલેલા યમરાજ જેવા તેમને ત્રણ બાંણે કરી શિખંડીએ સ્તનના મધ્ય ભાગમાં વિંધ્યા. એ રીતે તેણે વિંધેલા ભીષ્મ, શિખંડિને જોઇ અત્યંત ક્રોધથી હાસ્ય કરી, તેની સાથે યુદ્ધ નહિ કરવાની અનિચ્છાએ આવી રીતે તેને કહેવા લાગ્યા કે, પૂર્વે તું સ્ત્રી હતો માટે તારી ઇચ્છા પ્રમાણે બાણ નાખ, તથાપિ તારી સાથે હું યુદ્ધ કરીશ નહિ, કારણ કે વિધાતાએ જે સ્ત્રી રૂપે તને કર્યો હતો તે, શિખંડિની સ્ત્રીજ તું છે, એમ હું માનું છું. એવાં તેમનાં વચન સાંભળી ક્રોધથી મૂર્ચ્છિત થયેલા શિખંડિએ બે ગલોફાં ચાટી એમને કહ્યું કે હે મહાબાહો ! ક્ષત્રિયોના ક્ષય કરનાર તમોને હું જાણું છું, ને તમે પરશુરામ સાથે યુદ્ધ કર્યું હતું તે પણ મેં સાંભળ્યું છે. તે રીતે તમારો દિવ્ય

ાવ ઘણી વાર મેં સાંભળેલો છે, માટે તમારા પ્રભાવને જાણું છું તોપણ હે પુરૂષમાં ! પાંડવોનું તથા મારૂં પ્રિય કરવા વાસ્તે આ સંગ્રામમાં તમારી સાથે હું યુદ્ધ કરીશ. તમને મારીશ. તે હું સમ ખાઇને તમારી આગળ સત્યજ કહું છું. આ મારાં વચન ળી તમારે જે કરવાનું હોય તે કરી લ્યો. તમારી ઇચ્છા પ્રમાણે બાણુ ફેંકો. હું ભલે છું તોપણ મારી આગળથી જીવતા તમે નહીં જાઓ. હે સંગ્રામને જીતનાર ! હે ભીષ્મ ! લોકને સારી રીતે જોઇ લ્યો.

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! એટલાં વચન કહી તેણે, વાણીરૂપી બાણે કરી વિંધાયલા ને ગ્રંથી વગરના પાંચ બાણે કરી સંગ્રામમાં વિંધ્યા. તેનાં વચન સાંભળી મહારથિ ર્જુને, 'આ ભીષ્મનો કાળ છે' એમ જાણી શિખંડીને કહ્યું કે, હું બાણે કરી પારકા- ને નસાડતાં તારી પાસે આવીશ. માટે અત્યંત ક્રોધ પામેલો તું ભયંકર પરાક્રમવાળા મની સામે દોડ. મહા બળવાન તે સંગ્રામમાં તને પીડા કરવા સમર્થ નથી, વાસ્તે હે બાહો ! યત્નથી આજ ભીષ્મ સામે દોડ. હે મારિષ ! આજ સંગ્રામમાં ભીષ્મને માર્યા જો તું પાછો જઇશ તો આ સર્વ લોકને મારા સહિત હસવા લાયક થઇશ, માટે હે ીર ! આ ભયંકર સંગ્રામમાં પારકાઓને હાસ્ય કરવા યોગ્ય આપણે ન થઇએ, તે રીતે કરી પિતામહને માર. હે મોટા બળવાળા ! સંગ્રામમાં સર્વ રથિયોને વારતાં હું તારૂં ગુ કરીશ, તું પિતામહને સ્વાધીન કર. દ્રોણ, અશ્વત્થામા, કૃપાચાર્ય, દુર્યોધન, ચિત્રસેન, ર્ણ, સિંધુ દેશનો જયદ્રથ, અવંતિના વિંદ તથા અનુવિંદ શૂરવીર કાંબોજ દેશનો સુદ- ્, શૂરવીર ભગદત્ત, મહાબળવાન માગધ, શૂરવીર ભૂરિશ્રવા, ઋષિશૃંગનો પુત્ર અલંબુષ સ તથા સર્વ મહારથિ સહિત ત્રિગર્ત્ત રાજા એટલાઓને કિનારો જેમ સમુદ્રને રોકે હું વારી રાખીશ. તેમજ યુદ્ધ કરતા મહા બળવાન એકઠા મળેલા સર્વ કૌરવોને પણ ામમાં હું વારી રાખીશ, પણ પિતામહ ભીષ્મને તું જરૂર આજ માર.

**अहमावारयिष्यामि वेलेव मकरालयं ।**
**कुरूंश्च सहितान्सर्वान् युध्यमानान्महाबलान् ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि भिष्माशिखंडिसमागमे जरभाषायामष्टाधिकशततमोऽध्यायः ॥ १०८ ॥**

## અધ્યાય ૧૦૯ મો. ભીષ્મ દુર્યોધનનો સંવાદ.

**.राष्ट्र उवाच—कथं शिखंडी गांगेयमभ्यधावत्पितामहं ।**
**पांचाल्यः समरे क्रुद्धो धर्मात्मानं यतव्रतं ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર કહે—હે સંજય ! ક્રોધે ભરાયેલો દ્રુપદ પુત્ર શિખંડી દઢ વ્રતવાળા ધર્માત્મા ાપુત્ર ભીષ્મ સામે કેવી રીતે દોડયો અને પાંડવના સૈન્યમાં ઉગામેલ આયુધવાળા જયને છતા ઉતાવળા કયા મહારથિયો, ઉતાવળ વખતે શિખંડિની રક્ષા કરતા હતા. વળી દશમા સમાં મહા પરાક્રમી શંતનુપુત્ર ભીષ્મે, સૃંજય સહિત પાંડવ સાથે કેવી રીતે યુદ્ધ કર્યું. ખંડી ભીષ્મ સામે ગયો એ વાત સાંભળી હું સહન કરી શકતો નથી તેથી પૂછું છું કે,

શું એમનો રથ ભાગી ગયો, વા, ધનુષ વિખરાઇ ગયું કે જેથી તે સામે ઉભા રહ્યા. સંજય કહે છે હે ધૃતરાષ્ટ્ર ! સંગ્રામમાં યુદ્ધ કરતા ભીષ્મનો રથ ભાગી પડયો નથી. તેમ ધનુષ પણ વિખરાયું નથી. સંગ્રામમાં ગ્રંથી વગરના બાણે કરી શત્રુને મારતા તમારી તરફના હજારો મહારથિયો, તૈયાર કરેલા ઘોડાઓ તથા હસ્તિયોના ગણ, ભીષ્મને આગળ કરી યુદ્ધમાં જતા હતા. સંગ્રામને જીતનાર તે પણ કરેલી પ્રતિજ્ઞા પ્રમાણે હમેશ પાંડવ સેનાનો ક્ષય કરતા હતા. સંગ્રામમાં બાણે કરી શત્રુઓને મારતાં યુદ્ધ કરતા મોટા ધનુષવાળા તેમને પાંડવ સહિત સર્વ પંચાલ દેશના યોદ્ધાઓ પણ વારી શકતા ન હતા. હે પાંડુ પૂર્વજ ! દશમા દિવસના યુદ્ધમાં શત્રુ સેના ઉપર હજારો બાણ નાખતા, પાશ ગ્રહણ કરેલા, કાળ જેવા મોટા ધનુષવાળા ભીષ્મને પાંડવો સંગ્રામમાં જીતવા સમર્થ થયા નહીં. તે વખતે હે મહારાજ ! પરાજય પામેલો નહીં એવો ધનંજય અર્જુન, સિંહની પેઠે મોટો શબ્દ કરી વારંવાર ધનુષની પ્રત્યંચા ખેંચી, બાણના ઓઘને ઓઘ મૂકતો તથા સર્વ રથિયોને ત્રાસ પમાડતો કાળની પેઠે સંગ્રામમાં વિચરતો હતો. હે ભરતર્ષભ ! તેના શબ્દે કરી ત્રાસ પામેલા તમારી તરફના સિંહના શબ્દે કરી ત્રાસ પામેલા મૃગો નાસે તેમ મોટા ભયથી નાસવા લાગ્યા. જય પામતા પાંડુપુત્ર અર્જુનને તથા ભયથી પીડા પામેલા તમારા સૈન્યને જોઇ, અત્યંત પીડા પામેલા દુર્યોધને ભીષ્મને કહ્યું કે હે તાત ! કૃષ્ણ છે સારથિ જેના એવો ધોળા ઘોડાવાળો આ પાંડુપુત્ર અર્જુન, મારી તરફના સર્વ યોદ્ધાઓને અગ્નિ જેમ વનને બાળે તેમ બાળી નાખે છે. હે યુદ્ધ કરનારમાં શ્રેષ્ઠ ! હે ગંગાપુત્ર ! પાંડુપુત્ર અર્જુને પીડવા માંડેલાં ચોતરફ નાસી જતાં મારાં સૈન્યોને જુવો. હે શત્રુને તપાવનાર ! વનમાં પશુ પાલનાર પશુગણને જેમ તાડન કરે તેમ એ મારા સૈન્યછે મારે છે. અર્જુનના બાણે કરી આમ તેમ દોડી જતા મારા સૈન્યને જુવો. કોઇથી સહન થાય નહીં એવો ભીમસેન, સાત્યકિ, ચેકિતન માદ્રીપુત્ર નકુળ, સહદેવ તથા અત્યંત પરાક્રમી અભિમન્યુ પણ મારી સેનાને નસાડે છે, તેમજ શૂરવીર ધૃષ્ટદ્યુમ્ન તથા રાક્ષસ ઘટોત્કચ પણ તત્કાળ મારા સૈન્યને પરિભવ પમાડે માટે હે પુરૂષમાં સિંહરૂપ ! તે સર્વ મહારથિઓએ મારવા માંડેલા મારા સૈન્યની યુદ્ધમાં દેવ સમાન પરાક્રમવાળા તમ વિના બીજી કોઇ ગતિ હું જોતો નથી. તમે એકલાજ સર્વને પૂરા પડો એમ છે માટે પીડા પામતા અમારા સૈન્યની તમે ગતિ રૂપ થાઓ. હે મહારાજ ! તમારા પુત્ર દુર્યોધનનાં એવાં વચન સાંભળી, તમારા પિતા ભીષ્મે બે ઘડી મનમાં વિચાર કરી પોતાનો નિશ્ચય કરી તમારા પુત્રનાં વચન મનમાં ધારી શંતનુપુત્રે તેને આવી રીતે કહ્યું કે હે વિશાંપતે ! હે દુર્યોધન ! હે મહાબલિષ્ટ ! સ્થિર થઇ હું કહું તે સાંભળ. પૂર્વે મેં તારી સમક્ષ પ્રતિજ્ઞા કરેલી છે જે મહાત્મા દશ હજાર ક્ષત્રિયોને માર્યા પછી નિત્ય હું સંગ્રામથી વિરામ પામીશ, એ રીતે કહ્યું હતું તે મેં કર્યું અને આજ પણ હું મોટું કર્મ કરીશ. હે પુરૂષમાં સિંહરૂપ ! કાંતો આજ પાંડવોને હું મારીશ, અને કાંતો તેમણે રણસંગ્રામમાં હણેલો એવો હું રણશય્યામાં સુઇ તારા ઋણથી મુક્ત થઇશ; કારણ કે આટલા દિવસ મેં તારૂ અન્ન ખાધું છે. હે ભરતશ્રેષ્ઠ ! આવાં વચન કહી ક્ષત્રિયો ઉપર બાણ નાખતાં કોઇથી સહન ન થાય એવા તે, પાંડવની સેના સામે ગયા. હે ભરતર્ષભ ! સર્પની પેઠે અત્યંત ક્રોધે કરી સંગ્રામના મધ્યમાં ઉભેલા ગંગાપુત્રને પાંડવોએ વારી રાખ્યા. હે રાજન ! હે કુરૂનંદન ! દશમે દિવસે પોતાની શક્તિ દેખાડતા ભીષ્મે લાખો

ક્ષત્રિયોને માર્યા અને પંચાલોમાં શ્રેષ્ઠ મહારથિ જે રાજપુત્રો હતા તેમનાં તેજ પણ સૂર્ય જેમ કિરણોએ કરી જળને ગ્રહણ કરે તેમ હરી લીધાં. હે મહારાજ! દશ હજાર હસ્તિ તથા સ્વાર સહિત વેગવાન તેટલાજ ઘોડાઓને મારી, સંગ્રામમાં ધૂમાડા વગરના અગ્નિ જેવા ભીષ્મે, બે લક્ષ પાયદળોને બાળી નાંખ્યા. ઉત્તર દિશામાં ગયેલા સૂર્ય સામે જેમ જોઇ શકાય નહીં તેમ પાંડવો તેમની સામે જોવા સમર્થ થતા ન હતા. એ રીતે મોટા ધનુષવાળા તેમણે પીડા પમાડેલા પાંડવ તથા મહારથિ સંજય, ભીષ્મને મારવા તેમની સામે દોડયા. તે વખતે ઘણાક સાથે યુદ્ધ કરતા શંતનુપુત્ર ભીષ્મ, મેઘથી વિંટાયલો મેરૂપર્વત શોભે તેમ શોભતા હતા. તમારા પુત્રોએ ગંગાપુત્ર એવા ભીષ્મને મોટી સેના સહિત ચોતરફથી વિંટી લીધા, ત્યાર પછી બહુજ ભયંકર યુદ્ધ પ્રવર્ત્તમાન થયું

पुत्रास्तु तव गांगेयं समंतात्पर्यवारयन् ।
महत्यासेनया सार्द्धं ततो युद्धमवर्त्तत ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि भीष्मदुर्योधनसंवादे गुर्जरभाषायां नवाधिकशततमोऽध्यायः ॥ १०९ ॥



## અધ્યાય ૧૧૦ મો. અર્જુન દુઃશાસન વચ્ચે યુદ્ધ.

संजय उवाच-अर्जुनस्तु रणे राजन्दृष्ट्वा भीष्मस्य विक्रमं ।
शिखंडिनमथोवाच समभ्येहि पितामहम् ॥ १ ॥

સંજય કહે છે—હે રાજન! સંગ્રામમાં ભીષ્મનું પરાક્રમ જોઇ, અર્જુને શિખંડીને કહ્યું કે, ભીષ્મ સામે તું જા, અને આજ ભીષ્મથી તારે કાંઇ પણ ભય રાખવો નહીં: કારણ આજ તીક્ષ્ણ બાણે કરી એમને ઉત્તમ રથમાંથી હું પાડીશ. હે ભરતર્ષભ? અર્જુનનાં એવાં વચન સાંભળી શિખંડી, ગંગાપુત્ર ભીષ્મ સામે લડવા દોડયો. હે રાજન! ધૃષ્ટદ્યુમ્ન તથા મહારથિ સુભદ્રાપુત્ર અભિમન્યુ એ બે વીર પણ, પ્રસન્ન થઇ ભીષ્મ પિતા સામે દોડયા. વૃદ્ધ એવા વિરાટ, દ્રુપદ તથા કવચ પહેરેલો કુંતિભોજ પણ તમારા પુત્રના દેખતાં ગંગાપુત્ર સામે દોડયા. અર્જુનનું ભાષણ સાંભળી, નકુળ, સહદેવ, પરાક્રમી ધર્મરાજા તથા બીજાં સર્વ સૈન્ય પણ ગંગાપુત્ર ભીષ્મ સામે દોડયાં. તમારી તરફના પણ પોતાની શક્તિ તથા ઉત્સાહ પ્રમાણે એકઠા મળેલા સામા મહારથિઓ પ્રતિ ગયા, તે હું હવે કહું છું સાંભળો. હે મહારાજ! ભીષ્મનું રક્ષણ કરવા જતા ચેકિતાન સામે, બલિવર્દ સામે વાઘનું બચ્ચું જાય તેમ ચિત્રસેન ગયો. સાવધાન થઇ ભીષ્મ સામે જતા ધૃષ્ટદ્યુમ્નને, કૃતવર્માએ વારી રાખ્યો. અત્યંત ક્રોધે ભરાયેલા ગંગાપુત્રને મારવા ઇચ્છતા ભીમસેનને સોમદત્ત પુત્ર ભૂરિશ્રવાએ વારી રાખ્યો. તેમજ ઘણાં બાણ ફેંકતા શૂરવીર નકુળને ભીષ્મના જીવિતને ઇચ્છતા વિકર્ણે વારી રાખ્યો. ભીષ્મના રથ પ્રત્યે જતા સહદેવને અત્યંત ક્રોધી કૃપાચાર્યે વારી રાખ્યો. ભીષ્મના મરણને ઇચ્છતા ક્રૂર કર્મવાળા મહા બળવાન ભીમસેન પુત્ર ઘટોત્કચ રાક્ષસને બળવાન દુર્મુખે અને સંગ્રામમાં જતા સાત્યકિને તમારા પુત્રે વારી રાખ્યો. ભીષ્મના રથ પ્રત્યે જતા અભિમન્યુને કાંબોજ દેશના સહક્ષિણ રાજાએ વારી રાખ્યો. હે ભારત! શત્રુને

મર્દન કરનાર વૃદ્ધ વિરાટ તથા દ્રુપદને ક્રોધે ભરાયેલા અશ્વત્થામાએ વારી રાખ્યા. તેમજ ભીષ્મના વધને ઇચ્છતા મોટા પાંડુપુત્ર ધર્મરાજાને સાવધાન થયેલા દ્રોણાચાર્યે સંગ્રામમાં વારી રાખ્યા. શિખંડિને આગળ કરી ઉત્સાહથી યુદ્ધમાં ભીષ્મને મારવા ઇચ્છતા દશે દિશાઓને પ્રકાશ કરતા અર્જુનને મોટા ધનુષવાળા દુઃશાસને વારી રાખ્યો. બાકીના તમારી તરફના યોદ્ધાઓએ ભીષ્મ સામે જતા પાંડવ તરફના મહારથિઓને વારી રાખ્યા. ધૃષ્ટદ્યુમ્ન, તો વારંવાર તમારા સૈન્યને તિરસ્કાર કરતાં મહારથિ તે એકલોજ પોતે ક્રોધથી ભીષ્મ સામે દોડી, આવા રીતે ગર્જવા લાગ્યો, કે કૌરવ પુત્ર આ અર્જુન, સંગ્રામમાં ભીષ્મ સામે જાય છે માટે હે શૂરવીરો! તમે તેની સામે દોડો, ભય માં ધરો, તમને ભીષ્મ મારી નહીં શકે, કારણ અર્જુન સાથે સંગ્રામમાં યુદ્ધ કરવાને ઇંદ્ર પણ ઉત્સાહ કરવાને સમર્થ થઇ શકે એમ નથી, ત્યારે હે વીરો! બુદ્ધિ રહિત સ્વલ્પ જીવિતવાળો ભીષ્મ કોણ માત્ર છે. એવાં સેનાપતિનાં વચન સાંભળી, પાંડવ તરફના મહારથિઓ પ્રસન્ન થઇ ગંગાપુત્ર ભીષ્મના રથ સામે દોડયા. પ્રલય સમયના જળના ઓઘની પેઠે ધસી આવતા તેમને પુરૂષમાં શ્રેષ્ઠ પ્રસન્ન થયેલા તમારી તરફનાઓએ વારી રાખ્યા. હે મહારાજ! ભીષ્મના જીવિતને ઇચ્છતો મહારથિ દુઃશાસન તો ભયનો ત્યાગ કરી અર્જુન સામે દોડયો. તેમજ શૂરવીર મહારથિ પાંડવો ભીષ્મના રથ પાસે ઉભેલા તમારા પુત્રો સામે સંગ્રામમાં દોડયા. હે વિશાંપતે! તે વખતે પૂર્વે થયેલું નહીં એવું એક આશ્ચર્ય અમે જોયું તે એ કે, દુઃશાસનના રથને અર્જુન અતિક્રમણ કરી શકયો નહિ. એ રીતે જેમ ક્ષોભ પામેલા જળવાળા મહા સમુદ્રને કિનારો વારી રાખે તેમ ક્રોધે ભરાયેલા પાંડુપુત્ર અર્જુનને તમારા પુત્રે વારી રાખ્યો. હે ભારત! દુઃખે કરી જીતી શકાય નહીં એવા રથિમાં શ્રેષ્ઠ કાંતિએ કરી ચંદ્ર તથા સૂર્ય જેવા તેજસ્વી પરસ્પર ક્રોધે ભરાયેલા એક બીજાને મારવા ઇચ્છતા તે બેઉ, પૂર્વે મયદાનવ તથા ઇંદ્ર જેમ એક બીજા સામે આવ્યા હતા તેમ એક બીજાની સામે યુદ્ધ કરવા લાગ્યા. એટલામાં હે મહારાજ! દુઃશાસને ત્રણ બાણે કરી અર્જુનને અને વીશે કરી વાસુદેવ ભગવાનને વિંધ્યા. એ રીતે પીડા પામેલા શ્રીકૃષ્ણને જોઇ, ક્રોધ પામેલા અર્જુને દુઃશાસન ઉપર નારાચ નામના સો બાણ નાખ્યા. જેણે તેનું કવચ ભેદી રૂધિર પાન કર્યું. ક્રોધી દુઃશાસને ત્રણ બાણે કરી અર્જુનને લલાટમાં વિંધ્યો. લલાટમાં વાગેલા ગ્રંથી વગરના તે બાણે કરી, અતિ ઉંચા શિખરોએ કરી મેરૂપર્વત શોભે તેમ તે શોભતો હતો. ધનુષ ધરનાર તમારા પુત્ર, એ રીતે વિંધેલો મોટા ધનુષવાળો તે ફૂલવાળા ખાખરાના વૃક્ષ સમ શોભતો હતો. પછી પાંડુપુત્ર અર્જુને, પર્વને વિષે રાહુ જેમ ચંદ્રને પીડે તેમ દુઃશાસનને પીડયો. એ રીતે બળવાને પીડેલા તમારા પુત્રે શિલા ઉપર તીક્ષ્ણ કરેલા ગૃધ્રના પિંછ બાંધેલા બાણોએ કરી અર્જુનને વિંધ્યો. અર્જુને તેનું ધનુષ કાપી ત્રણ બાણથી તેના રથને ભાગી તીક્ષ્ણ બાણે કરી તમારા પુત્રને પણ વિંધ્યો ભીષ્મની સન્મુખ ઉભેલા તેણે, બીજું ધનુષ ગ્રહણ કરી પચ્ચીશ બાણે કરી અર્જુનને બે બાહુ તથા વક્ષસ્થળમાં વિંધ્યો. હે મહારાજ! અત્યંત ક્રોધે ભરાયેલા શત્રુને તપાવનાર પાંડુપુત્ર અર્જુને, યમદંડ જેવા ભયંકર ઘણાક બાણ તેની ઉપર નાખ્યા. તે બાણોને તમારા પુત્રે, અર્જુન યત્ન કરવા છતાં કાપી નાખ્યા, તે આશ્ચર્ય સરખું થયું. વળી તમારા પુત્રે તીક્ષ્ણ બાણે કરી અર્જુનને વિંધ્યો તેથી અર્જુને શિલા ઉપર તીક્ષ્ણ કરેલા સુવર્ણના પુંખવાળા બાણ ધનુષપર

ચઢાવી તેની ઉપર નાખ્યા. હે મહારાજ ! જે, તે મહાત્માની કાયામાં જેમ તળાવમાં હંસો ઉતરે તેમ તેના શરીરમાં પેસી ગયા. એ રીતે મહાત્મા પાંડુપુત્ર અર્જુને પીડેલો તમારો પુત્ર, સંગ્રામમાં અર્જુનને મૂકી ભીષ્મના રથમાં ચઢી બેઠો. અગાધ જળમાં બૂડતા તેને ભીષ્મ દ્વીપરૂપ થયા, એટલામાં તમારો પુત્ર સંજ્ઞા પામી, પરાક્રમી અર્જુનને વરવા લાગ્યો અને અત્યંત તીક્ષ્ણ બાણે કરી, વૃત્રાસુરને ઇંદ્ર વિંધે તેમ તેણે અર્જુનને વિંધ્યો, તોપણ મોટી કાયાવાળો અર્જુન વ્યથા પામ્યો નહીં.

**शरैः सुनिशितैः पार्थं यथा वृत्रं पुरंदरः ।**
**निर्बिभेद महाकायो दिव्यथेनैव चार्जुनः ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि अर्जुनदुःशासनसमागमे गुर्जरभाषायां दशाधिकशततमोऽध्यायः ॥ ११० ॥**

---

## અધ્યાય ૧૧૧ મો. ભીષ્મના રક્ષણ માટે કૈરવોનો યત્ન.

**संजय उवाच–सात्यकिं दंशितं युद्धे भीष्मायाभ्युद्यतं रणे ।**
**आर्ष्यशृंगिर्महेष्वासो वारयामास संयुगे ॥ १ ॥**

સંજય કહે છે કે, હે ભારત ! યુદ્ધમાં કવચ પહેરી ભીષ્મ સામે જતા સાત્યકિને મોટા ધનુષવાળા અલંબુષ રાક્ષસે વારી રાખ્યો. હે રાજન ! હે ભારત ! મધુકુળમાં ઉત્પન્ન થયેલા અત્યંત ક્રોધે ચઢેલા સાત્યકિએ હસતો હોય તેની પેઠે નવ બાણે કરી રાક્ષસને વિંધ્યો. તેમજ ક્રોધે ચઢેલા રાક્ષસે પણ શિનિકુળમાં શ્રેષ્ઠ સાત્યકિને નવ બાણે કરી પીડયો. વળી વિપક્ષી શૂરવીરને હણનાર શિનિકુળમાં ઉત્પન્ન થએલા સાત્યકિએ અત્યંત ક્રોધથી તે રાક્ષસ ઉપર ઘણાક બાણ નાખ્યા. રાક્ષસે પણ સત્ય પરાક્રમવાળા મહાબાહુ સાત્યકિને તીક્ષ્ણ બાણે કરી વિંધી સિંહનાદ કર્યો. એ રીતે રાક્ષસે અત્યંત વિંધી વારી રાખેલા મધુકુળમાં ઉત્પન્ન થયેલા તેજસ્વી સાત્યકિએ, હાસ્ય કરી સિંહનાદ કર્યો. એટલામાં ક્રોધે ભરાગેલા ભગદત્તે તીક્ષ્ણ બાણે કરી, અંકુશે કરી જેમ મોટા હસ્તિને મારે તેમ તેને માર્યો. શિનિકુળમાં ઉત્પન્ન થયેલા રથિમાં શ્રેષ્ઠ સાત્યકિએ સંગ્રામમાં તે રાક્ષસને મૂકી ભગદત્ત ઉપર ગ્રંથી વગરના બાણ નાખ્યા. બાણ નાખવામાં ચતુર ભગદત્ત રાજાએ સો ધારવાળા ભાલાએ કરી સાત્યકિનું મોટું ધનુષ કાપી નાખ્યું. શત્રુના શૂરવીરને હણનાર તેણે વેગથી બીજું ધનુષ ગ્રહણ કરી ક્રોધી ભગદત્તને તીક્ષ્ણ બાણથી વિંધ્યો. અત્યંત વિંધાયલા મોટા ધનુષવાળા તેણે એ ગલોફાં ચાટી, સુવર્ણ તથા વૈદૂર્યમણિથી શોભતી લોહમય દૃઢ યમદંડ સમાન શક્તિ સાત્યકિ ઉપર નાખી. સામે આવતી શક્તિના સાત્યકિએ બાણે કરી તત્કાળ બે કડકા કરી નાંખ્યા. કાંતિ વગરની તે, તત્કાળ મોટા ઊંબાડિયાંની પેઠે પૃથ્વી ઉપર પડી. હે વિશાંપતે ! નાશ પામેલી શક્તિને જોઇ તમારા પુત્રે, મોટા રથ સમુદાયે કરી સાત્યકિને જોઇ, અત્યંત ક્રોધે ભરાગેલા દુર્યોધને પોતાના સર્વ ભાઇઓને કહ્યું કે હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલાઓ ! જે રીતે તમારા આ મોટા રથ સમુદાયમાંથી સાત્યકિ પાછો જીવતો ન જાય તે રીતે કરો, કારણ તે હણાવાથી પાંડવોનું મોટું સૈન્ય હણાયલું છે એમ હું માનું છું. એવાં તેનાં વચન

સાંભળી 'ઠીક બહુ સારૂં' એમ કહી મહારથિયો તે સંગ્રામમાં ભીષ્મ તરફ જતા સાત્યકિ સામે યુદ્ધ કરવા લાગ્યા. બળવાન કાંબોજ દેશના સુદક્ષિણ રાજાએ ગ્રંથી વગરના બાણથી અર્જુનપુત્ર અભિમન્યુને વિંધી તેને વારી રાખ્યો. વળી ભીષ્મના જીવિતને ઇચ્છતા સુદક્ષિણે ચોસઠ તથા બીજા પાંચ બાણથી તેને વિંધી, નવે કરી એના સારથિને વિંધ્યો. તે વખતે તે બેઉનું અત્યંત ઘોર યુદ્ધ થયું. જ્યારે શત્રુનો નાશ કરનાર શિખંડિ, ગંગાપુત્ર ભીષ્મ સામે દોડયો, ત્યારે અત્યંત ક્રોધે ભરાયેલા મહારથિ વૃદ્ધ વિરાટ તથા દ્રુપદ, મોટી સેનાને વારી રાખતાં ભીષ્મ સામે દોડયા. તે વખતે ક્રોધે ચઢેલા રથિમાં શ્રેષ્ઠ અશ્વત્થામા તેમની સામે આવ્યા. ત્યાર પછી તેમનું તથા તેનું પરસ્પર યુદ્ધ પ્રવર્ત્તમાન થયું. જેમાં હે શત્રુને તપાવનાર! સંગ્રામમાં શોભતા મોટા ધનુષવાળા યત્ન કરતા અશ્વત્થામાને, વિરાટે ભલ્લ નામના દશ બાણે કરીને તથા દ્રુપદે તીક્ષ્ણ ત્રણ બાણે કરીને વિંધ્યો. પ્રહાર કરતા મહા બળવાન તેમને અશ્વત્થામાએ ઘણાક બાણથી વિંધ્યા. તે વખતે ભીષ્મ સામે જતા શૂરવીર વૃદ્ધ વિરાટ તથા દ્રુપદ રાજાનું આશ્ચર્યરૂપ મોટું ચરિત્ર અમે જોયું. અશ્વત્થામાના બાણ યુદ્ધમાં તેમણે વારી રાખ્યા. ધસી આવતા સહદેવ સામે વનમાં મદોન્મત્ત હસ્તિ સામે મદોન્મત્ત બીજો હસ્તિ દોડે તેમ શરદ્વાનના પુત્ર કૃપાચાર્ય દોડયા. પછી સંગ્રામમાં શૂરવીર તેણે મહારથિ માદ્રીપુત્રને સુવર્ણથી શોભતા સિત્તેર બાણે કરી વિંધ્યો. માદ્રીપુત્ર તેણે પણ બાણે કરી તેના ધનુષના બે કડકા કરી, કપાઇ ગયેલા ધનુષવાળા તેને નવ બાણે કરીને વિંધ્યો ભીષ્મના જીવિતને ઇચ્છતા તેણે પણ ભાર સહન કરનાર બીજું ધનુષ ગ્રહણ કરી તીક્ષ્ણ દશ બાણે કરી માદ્રીપુત્રને વક્ષસ્થળમાં વિંધ્યો. તેમજ ભીષ્મના વધને ઇચ્છતા પાંડુપુત્ર તેણે કૃપાચાર્યને વક્ષસ્થળમાં વિંધ્યો. તે વખતે તે બેઉનું ભયંકર મોટું યુદ્ધ પ્રવર્ત્તમાન થયું. મહા બળવાન ભીષ્મના રક્ષણને ઇચ્છતા શત્રુને તપાવતા વિકર્ણે સાઠ બાણથી નકુળને વિંધ્યો બુદ્ધિમાન તમારા પુત્રે અત્યંત વિંધેલા નકુળે પણ સિત્યોતેર બાણે કરી તેને વિંધ્યો. તે વખતે શત્રુને તપાવનાર પુરૂષમાં સિંહરૂપ શૂરવીર તે બેઉ, ભીષ્મ વાસ્તે ગાયોના રહેવાના સ્થાન વિષે મોટા બે બળીબર્દ એક બીજાને મારે તેમ મારતા હતા. તમારી સેનાને મારતા સંગ્રામમાં આવતા ઘટોત્કચ સામે ભીષ્મ વાસ્તે પરાક્રમી દુર્મુખ આવ્યો. હે રાજન! સંગ્રામમાં ક્રોધે પીડેલા હિડિંબા પુત્ર ઘટોત્કચે શત્રુને તપાવનાર દુર્મુખને ગ્રંથી વગરના બાણે કરી વક્ષસ્થળમાં વિંધ્યો. પ્રસન્ન થયેલા શૂરવીર દુર્મુખે પણ, તીક્ષ્ણ અગ્રભાગવાળા સાઠ બાણે કરી, ભીમસેન પુત્રને વિંધી સિંહનાદ કર્યો. ભીષ્મને મારવાની ઇચ્છાથી આવતા રથિમાં શ્રેષ્ઠ ધૃષ્ટદ્યુમ્નને મહારથિ હાર્દિકયે વારી રાખ્યો. પછી મહાબાહુ તેણે પૃષતગોત્રમાં ઉત્પન્ન થયેલા મહારથિ ધૃષ્ટદ્યુમ્નને લોહમય પાંચ બાણથી વિંધી 'ઉભો રહે ઉભો રહે' એમ કહી વળી પચાસ બાણથી વિંધ્યો. હે રાજન! પુષત્ ગોત્રમાં ઉત્પન્ન થયેલા તેણે પણ ગૃધ્રના પીંછ બાંધેલા નવ બાણે કરી તેને વિંધ્યો. તે વખતે ભીષ્મ વાસ્તે પરસ્પર અતિશયતાને ઇચ્છતા તે બેઉનું, વૃત્ર તથા ઇંદ્રના જેવું મોટું યુદ્ધ પ્રવર્ત્તમાન થયું. મહારથિ ભીષ્મ પ્રત્યે આવતા ભીમસેનને તરત જઇ સોમદત્ત પુત્ર ભૂરિશ્રવાએ 'ઉભો રહે, ઉભો રહે,' એમ કહી સ્તનના મધ્ય ભાગમાં વિંધ્યો. સુવર્ણના પૃષ્ટ ભાગવાળા અત્યંત તીક્ષ્ણ વક્ષસ્થળમાં રહેલા નારાચ નામના તે બાણે કરી, કાર્તિક-સ્વામિની શક્તિએ કરી ક્રૌંચ નામનો પર્વત શોભે તેમ પ્રતાપવાન ભીમસેન શોભતો હતો.

પુરૂષમાં શ્રેષ્ઠ તે બેઉ સૂર્ય સમાન તીક્ષ્ણ કરેલા બાણ એક બીજા ઉપર નાખતા હતા. ભીષ્મના વધને ઇચ્છતા ભીમસેન, મહારથિ ભૂરિશ્રવાને, અને ભીષ્મના જયને ઇચ્છતો ભૂરિશ્રવા પાંડુપુત્ર ભીમસેનને મારતો હતો. એ રીતે યત્નથી તે બેઉ, પરસ્પર યુદ્ધ કરતા હતા. મોટી સેના સહિત ભીષ્મ સામે આવતા કુંતિપુત્ર યુધિષ્ઠિરને દ્રોણાચાર્યે વારી રાખ્યા. હે મારિષ ! મેઘના ગર્જન જેવા દ્રોણના રથનો શબ્દ સાંભળી પ્રભદ્રકો કંપવા લાગ્યા. હે રાજન ! યુધિષ્ઠિર રાજાની દ્રોણાચાર્યે વારી રાખેલી સાવધાન મોટી સેના એક પગલું પણ આગળ ચાલતી ન હતી. હે જનેશ્વર ! ભીષ્મ પ્રત્યે સાવધાન થઇ જતા ચેકિતાનને ચિત્રસેન નામના. તમારા પુત્રે વારી રાખ્યો. પછી પરાક્રમી તે, ભીષ્મ વાસ્તે શક્તિ પ્રમાણે ચેકિતાન સામે યુદ્ધ કરવા લાગ્યો. ચેકિતાને પણ ચિત્રસેનને વારી રાખ્યો. તે વખતે બેઉનું અત્યંત મોટું યુદ્ધ થયું. ઘણાકે વારી રાખેલો અર્જુન, તમારા પુત્રને વિમુખ કરી તમારી સેનાને મર્દન કરવા લાગ્યો. હે ભારત ! દુઃશાસને પણ ભીષ્મને આમ કરવાથી તે નહીં મારી શકે એમ નિશ્ચય કરી પોતાના બળથી અર્જુનને વારી રાખ્યો. હે ભારત ! સંગ્રામમાં તેણે મારવા માંડેલી તમારા પુત્રની સેના, શ્રેષ્ઠ રથિયોએ કરી તે ઠેકાણે આકુળ વ્યાકુળ થવા લાગી.

**सावध्यमाना समरे पुत्रस्य तव वाहिनी ।**
**लोड्यते रथिभिः श्रेष्ठैस्तत्रतत्रैव भारत ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि द्वंद्वयुद्धे गुर्जरभाषायां एकादशाधिकशततमोऽध्यायः ॥ १११ ॥**



## અધ્યાય ૧૧૨ મો. દ્રોણ ને અશ્વત્થામાનો સંવાદ.

**संजय उवाच-अथ वीरो महेष्वासो मत्तवारणविक्रमः ।**
**समादाय महच्चापं मत्तवारणवारणं ॥ १ ॥**

સંજય કહે છે કે હે ધૃતરાષ્ટ્ર ! પછી મદોન્મત્ત હસ્તિ સમ પરાક્રમવાળા મોટા ધનુષવાળા શૂરવીર દ્રોણ મદોન્મત્ત હસ્તિને નિવારણ કરે એવું મોટું ધનુષ ગ્રહણ કરી તેને સજ્જ કરી પાંડવની સેનાને નસાડતા પુરૂષમાં શ્રેષ્ટ પરાક્રમી સારાં નરતાં શુકનને જાણનાર મહા બળવાન તે, ચોતરફથી થતાં ખરાબ નિમિત્તને જોઈ, સૈન્યોને અત્યંત તપાવતા પોતાના પુત્રને આવી રીતે કહેવા લાગ્યા કે, હે તાત ! જે દિવસે સંગ્રામમાં મહા બળવાન અર્જુન ભીષ્મને મારવાનો યત્ન કરનાર હતો તે દિવસ આજેજ પ્રાપ્ત થયો છે, કારણ કે, મારાં બાણ ઉંચે જાય છે; ધનુષ વારંવાર સ્ફુરાયમાન થાય છે, અસ્ત્રો યોગ પામે છે, મારી મતિ ક્રૂર કામ પ્રતિ વર્તે છે, દિશાઓમાં મૃગ તથા પક્ષિયો વારંવાર ભયંકર શબ્દો કરે છે, કૌરવની સેનામાં ગીધ પક્ષિઓ સંતાય છે ને કાંતિ રહિત સૂર્ય ઝાંખો જણાય છે, દિશાઓ ચોતરફથી લાલ થઇ ગઇ છે અને પૃથ્વી બીતી હોય તેમ ચોતરફથી કંપે છે. કંક, ગૃધ્ર તથા બગલા વારંવાર બોલે છે, મોટા ભયને સૂચવતી અમંગળ શિયાળો પણ વારંવાર રૂવે છે, સૂર્ય મંડળમાંથી ઉલ્કા પડે છે જળ સહિત મેઘપંક્તિ સૂર્યને ઢાંકી

રહી છે, ને રાજાઓના દેહનો નાશ કરનાર મોટા ભયને સૂચવતો મંડળાકાર પરિવેશ, સૂર્ય તથા ચંદ્રને થયેલો છે. દુર્યોધનના દેવસ્થાનમાં રહેલ પ્રતિમારૂપ દેવતાઓ કંપે છે, હસે છે, નૃત્ય કરે છે તથા રૂદન કરે છે. ખરાબ લક્ષણવાળા ગ્રહો ઉંધા ફેર છે ચંદ્રમા નીચે શિંગવાળો દેખાય છે. રાજાઓનાં શરીરોને હું કાંતિ રહિત દેખું છું. દુર્યોધનના સૈન્યમાં કવચ પહેરેલાઓ શોભતા નથી અને બેઉ સેનામાં ચોતરફથી પાંચજન્ય શંખ તથા ગાંડીવ ધનુષનો મોટો શબ્દ સંભળાય છે, માટે જરૂર અર્જુન ઉત્તમાસ્ત્ર સાંધી બીજા યોદ્ધાઓને મૂકી ભીષ્મ સામે આવશે. હે મહાબાહો ! ભીષ્મ તથા અર્જુનના યુદ્ધને યાદ કરી મારાં રૂંવાં ઉભાં થાય છે ને મારૂં મન પણ ખેદ પામતું હોય તેમ સીદાય છે. ઘાતકી જેની બુદ્ધિ છે એવા પાપિષ્ટ ચિત્તવાળા શિખંડીને આગળ કરી અર્જુન ભીષ્મ સાથે યુદ્ધ કરવા આવે છે. પૂર્વે જ ભીષ્મે કહ્યું હતું કે હું શિખંડીને નહીં મારૂં, કારણ વિધાતાએ એને સ્ત્રી કર્યો હતો ને પછી દૈવયોગથી તે પુરૂષ થયો છે. મહા બળવાન તે અમંગળ ધ્વજાવાળો છે માટે અમંગળરૂપ એવા તેને ગંગાપુત્ર મારશે નહીં. એ વાત હું યાદ કરૂં છું ત્યાં મારી ત્વચા બળે છે. ઉત્સુક્ત થયેલો અર્જુન ભીષ્મ સામે આવ્યો તે વખતે યુધિષ્ઠિરને ક્રોધ થયો. ભીષ્મ અર્જુન સામે આવ્યા, તેમ મારાં અસ્ત્ર ચલાયમાન થાય છે માટે જરૂર પ્રજાનું અમંગળ થવાનું છે. મનસ્વી બળવાન શૂરવીર અસ્ત્ર શિખેલ ઘણા પરાક્રમવાળો દૂરથી બાણ ફેંકનાર દૃઢ બાણવાળો નિમિત્ત જાણનાર સંગ્રામમાં દેવ તથા અસુરથી પણ જીતી શકાય નહીં એવો બળવાન બુદ્ધિમાન કલેશ રહિત યુદ્ધ કરનારાઓમાં શ્રેષ્ઠ જય કરનાર તથા ભયંકર અસ્ત્રવાળો પાંડુપુત્ર અર્જુન છે, માટે હે દૃઢ વ્રતવાળા ! હે પુત્ર ! તું ત્યાં જઈ તેના માર્ગને રોકી, મહા ભયંકર સંગ્રામમાં આજ થતા મોટા પ્રહારને જો. જેમાં ક્રોધે ભરાયેલો અર્જુન, શૂરવીરોનાં સુવર્ણના ચિત્રવાળાં સુંદર મોટાં કવચોને ગ્રંથી વગરના બાણે કરી વિદારણ કરતાં ધ્વજાના અગ્રભાગ, ભાલાં, ધનુષ, સાંગ, નિર્મળ તીક્ષણ શક્તિઓ તથા સુવર્ણથી શોભતાં હસ્તિઓનાં નિશાનોને કાપે છે. હે પુત્ર ! પાછળ ચાલનારાઓએ પોતાના પ્રાણનું રક્ષણ કરવાનો આ વખત નથી, માટે સ્વર્ગની ઇચ્છા રાખી યશ, વા, વિજય વાસ્તે તું ત્યાં જા. જ્યાં અર્જુન રથ હસ્તિ, તથા ઘોડારૂપી ઘુમરીવાળી દુઃખે કરી જઈ શકાય નહીં એવી મહા ભયંકર સંગ્રામરૂપ નદીને રથે કરી તરી જાય છે. જેના ભાઈ અર્જુન, મહા બળવાન ભીમસેન તથા માદ્રીપુત્ર નકુળ સહદેવ છે અને વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થયેલા વાસુદેવ ભગવાન જેના સારથિ છે, તેમ બ્રહ્મણ્યતા, દમ, દાન, તપ તથા મોટું ચરિત્ર જે યુધિષ્ઠિર વિષે અહિં દેખાય છે. તપે કરી કૃશ શરીરવાળા ધર્મરાજાનો દીનતાથી ઉત્પન્ન થયેલો ક્રોપ દુર્બુદ્ધિવાળી દુર્યોધનની સેનાને બાળે છે. દુર્યોધનના સર્વ સૈન્યને ચોતરફથી વિદારણ કરતો વાસુદેવને આશરે રહેલો અર્જુન સામે આવેલો દેખાય છે. મોટા માછલાંએ ક્ષોભ પમાડેલ મોટી લહેરવાળો અત્યંત મોટો સમુદ્ર ક્ષોભ પામે તેમ અર્જુને ક્ષોભ પમાડેલું આ સૈન્ય કંપતું દેખાય છે. સેનાના મુખ વિષે હાહા તથા કિલકિલ શબ્દ સંભળાય છે, માટે તું શિખંડી સામે જા અને હું યુધિષ્ઠિર સામે જાઉં છું. ઉપેંદ્ર જેવો શ્યામ મોટા સાગના વૃક્ષ જેવો ઉંચો, બીજા અર્જુન સરખો તે આ સૈન્યના અગ્રભાગ તરફ જાય છે. સાત્યકિ, અભિમન્યુ, ધૃષ્ટદ્યુમ્ન, ભીમસેન, તથા નકુળ, સહદેવ, જે મનુષ્યના ઇશ્વર રાજાની ચોતરફથી રક્ષા કરે છે માટે ઘણા તેજવાળા તે રાજાના વ્યૂહનું છિદ્ર તો ચોતરફ ઉભેલા

અતિરથિઓએ કરી સમુદ્રના ઉદરની પેઠે દુઃખથી પણ જાણવામાં નહિ એવું છે. તથાપિ તું તો ઉત્તમાસ્ત્ર ધારણ કરી મોટું ધનુષ લઇ, પૃષનગોત્રમાં ઉત્પન્ન થયેલા રાજા સામે જા, ને ભીમ સાથે પણ યુદ્ધ કર. હે પુત્ર ! પોતાના પ્રિયપુત્રને આ ઘણા વર્ષ જીવે એમ કોણ ઇચ્છા ન કરે, તથાપિ ક્ષાત્રધર્મને જોઇ તને યુદ્ધમાં હું જોડું છું. યુદ્ધમાં યમ તથા વરૂણ જેવા ભીષ્મ મોટા સંગ્રામમાં સેનાને બાળે છે.

एष चातिरणे भीष्मो दहते वै महाचमूं ।
युद्धेषु सदृशस्तात यमस्य वरुणस्य च ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि द्रोणाश्वत्थामसंवादे गुर्जरभाषायां द्वादशाधिकशततमोऽध्यायः ॥ ११२ ॥

## અધ્યાય ૧૧૩ મો. ભીમ સામે કૌરવપક્ષીઓનું યુદ્ધ.

संजय उवाच-भगदत्तः कृपः शल्यः कृतवर्मा तथैव च ।
विंदानुविंदावावंत्यौ सैंधवश्च जयद्रथः ॥ १ ॥

સંજય કહે છે કે હે ધૃતરાષ્ટ્ર ! ભગદત્ત, કૃપાચાર્ય, શલ્ય, કૃતવર્મા અવંતિના વિંદ અનુવિંદ, સિંધુ દેશનો રાજા જયદ્રથ, ચિત્રસેન, વિકર્ણ તથા દુર્મર્ષણાદિક તમારી તરફના દશ યોદ્ધાઓ, નાના દેશમાંથી આવેલી મોટી સેના સહિત મોટા યશની પ્રાર્થના કરતા ભીષ્મના સંગ્રામમાં ભીમસેન સાથે યુદ્ધ કરતા હતા. જેમાં શલ્યે નવે કરી, કૃતવર્માએ ત્રણથી, કૃપે નવે કરી, ચિત્રસેન, વિકર્ણ તથા ભગદત્તે દશ દશ બાણે કરી, સિંધુ દેશના રાજા જયદ્રથે ત્રણે કરી, અવંતિપુરીના વિંદ તથા અનુવિંદે પાંચ પાંચ બાણે કરી તથા દુર્મર્ષણે તીક્ષ્ણ એવા વીશ બાણે કરી પાંડુપુત્ર ભીમસેનને વિંધી નાંખ્યો. હે મહારાજ ! શત્રુના શૂરવીરને હણનાર શૂરવીર પાંડુપુત્રે પણ અત્યંત શૂરવીર શોભતા તમારી તરફના તે સર્વ મહારથિઓને જુદા જુદા બાણથી મારવા માંડ્યા. તે કેવી રીતે કે, સાત બાણે કરી શલ્યને તથા આઠે કરી કૃતવર્માને વિંધી, કૃપાચાર્યનું બાણ સહિત ધનુષ મધ્યભાગમાંથી કાપી, વળી કપાઇ ગયેલ ધનુષવાળા તેમને સાત બાણે કરી વિંધ્યા. ત્રણ ત્રણ બાણે કરી વિંદ તથા અનુવિંદ, ને વીશે કરી દુર્મર્ષણને, પાંચથી ચિત્રસેનને, દશથી વિકર્ણને, પાંચથી જયદ્રથને વિંધી, સિંહનાદ કરી પ્રસન્ન થયેલા ભીમસેને, વળી ત્રણ બાણે કરી સિંધુ દેશના રાજાને વિંધ્યો. એટલામાં રથિમાં શ્રેષ્ઠ ક્રોધી ગૌતમે બીજું ધનુષ ગ્રહણ કરી, તીક્ષ્ણ દશ બાણે કરી પાંડુપુત્રને વિંધ્યો. હે મહારાજ ! એ રીતે અંકુશે કરી મોટો હસ્તિ વિંધાય તેમ દશ બાણે કરી વિંધાયલા ક્રોધાવિષ્ટ પ્રતાપવાન ભીમસેને સંગ્રામમાં ઘણાક બાણે કરી ગૌતમને વિંધ્યો. વળી કાળ જેવી કાંતિવાળા તેણે ત્રણ બાણે કરી સિંધુ દેશના રાજાના અશ્વ તથા સારથિને યમ લોકમાં મોકલી દીધા. તે સમયે હણાએલ અશ્વવાળા રથમાંથી તરત નીચે કુદી મહારથી તેણે ભીમસેન ઉપર તીક્ષ્ણ બાણ નાખ્યા. હે મારિષ ! હે ભરત શ્રેષ્ઠ ! ભીમસેને ભલ્લ નામના બે બાણે કરી મહાત્મા સિંધુ રાજાનું ધનુષ વચમાંથી કાપી નાખ્યું. હે રાજન ! કપાઇ ગયેલા ધનુષવાળો હણાયા છે અશ્વ તથા સારથિ જેના એવો

વિરથ તે ચિત્રસેનના રથમાં ચઢી બેઠો. હે મારિષ ! તે સમયે પાંડુપુત્ર ભીમસેને સંગ્રામમાં આશ્ચર્યરૂપ કર્મ કર્યું. જે મહારથિઓને બાણે કરી વિંધી વારી રાખી સર્વ લોક જોતાં સિંધુરાજાને વિરથ કર્યો. ભીમસેનનું પરાક્રમ શલ્યથી સહન થયું નહીં, તેથી તેણે યંત્રથી સજેલા તીક્ષ્ણ બાણ સાંધી, ' અરે ઉભો રહે, ઉભો રહે, ' એમ કહી તેને વિંધ્યો. કૃપાચાર્ય, કૃતવર્મા, પરાક્રમી ભગદત્ત અવંતીપુરના વિંદ તથા અનુવિંદ ચિત્રસેન, દુર્મર્ષણ, વિકર્ણ તથા પરાક્રમી સિંધુ દેશનો રાજા, શત્રુને દમન કરનાર એટલાઓએ શલ્ય વાસ્તે ભીમસેનને વિંધ્યો. તેણે પણ પાંચ પાંચ બાણે કરી તેમને વિંધી સિત્તેર બાણે કરી શલ્યને વિંધી વળી બીજા દશ બાણે કરી તેને વિધ્યો. શલ્યે પણ નવ બાણથી તેને ભેદી પાંચ બાણથી ફરીને ઘાયલ કર્યો. ભલ્લ બાણે કરી એના સારથિને પણ મર્મસ્થાનમાં વિંધ્યો. તેણે ભેદેલા વિશોક નામના પોતાના સારથિને જોઇ, પ્રતાપવાન ભીમસેને શલ્યને ત્રણ બાણે કરી બે બાહુ તથા વૃક્ષસ્થળમાં વિંધ્યો. તેમજ મોટા ધનુષવાળા બીજાઓને પણ ત્રણ ત્રણ બાણે કરી વિંધી સિંહની પેઠે ગર્જના કરી. મોટા ધનુષવાળા સાવધાન તેમણે પણ યુદ્ધમાં અગ્રભાગવાળા ત્રણ ત્રણ બાણે કરી મર્મસ્થાનમાં તેને વિંધ્યો. એ રીતે અત્યંત વિંધાયલો મોટા ધનુષવાળો તે વરસતા મેઘથી પડતી જળધારાઓએ કરી જેમ પર્વત વ્યથા પામે નહીં તેમ કંઇ પણ વ્યથા પામ્યો નહીં, પાંડવોમાં મહારથિ ક્રોધાવિષ્ટ મોટા યશવાળા તેણે મદ્રદેશના અધિપતિ શલ્યને ત્રણ બાણથી વિંધી, નવ બાણે કરી ચોતરફથી કૃપાચાર્યને વિંધી સો બાણે કરી ભગદત્તને વિંધ્યો. ત્યાર પછી વળી ક્ષુરપ્ર નામના અત્યંત તીક્ષ્ણ બાણે કરી બાણ નાખવામાં ચતુર તેણે, મહાત્મા કૃતવર્માનું બાણ સહિત ધનુષ કાપી નાખ્યું. તે સમે બીજું ધનુષ ગ્રહણ કરી શત્રુને તપાવનાર કૃતવર્માએ નારાચ નામના બાણે કરી ભીમસેનને ભ્રુકુટીના મધ્ય ભાગમાં ઘાયેલ કર્યો. ભીમસેને પણ લોહમય નવ બાણે કરી શલ્યને, ત્રણે કરી ભગદત્તને, આઠથી કૃતવર્માને અને બે બે બાણે ગૌતમ વગેરે રથિઓને વિંધ્યા. હે રાજન ! તેમણે પણ સંગ્રામમાં તીક્ષ્ણ બાણથી તેને વિંધ્યો. તે રીતે મહારથિઓએ સર્વ શસ્ત્રોએ કરી પીડિત કર્યો તોપણ તેમને તૃણ તુલ્ય માની વ્યથા રહિત ભીમ સંગ્રામમાં વિચરવા લાગ્યો. અવ્યગ્રચિત્તવાળા રથિમાં શ્રેષ્ઠ તેમણે પણ હજારો તીક્ષ્ણ બાણ ભીમસેન ઉપર નાખ્યા. શૂરવીર મહારથિ ભગદત્તે પણ સુવર્ણના દંડથી શોભતી મોટા વેગવાળી શક્તિ તેની ઉપર નાખી. મહાબાહુ સિંધુ દેશના રાજાએ ભાલો તથા તોમરો, કૃપાચાર્યે તોપ, શલ્યે બાણ, અને બીજા મોટા ધનુષવાળા યોદ્ધાઓએ પાંચ પાંચ બાણ ભીમસેન ઉપર નાખ્યા. વાયુપુત્ર ભીમસેને પણ ક્ષુરપ્ર નામના બાણે કરી, ભાલાના બે કડકા કરી, ત્રણ બાણે કરી તલની ડુંડીની પેઠે તોમરને કાપી, ગૃધ્રના પીંછ બાંધેલા નવ બાણે કરી તોપને ભેદી શલ્યે મૂકેલા બાણને કાપી તેમજ ભગદત્તે મૂકેલી શક્તિને ઉડાડી દઇ બીજા ભયંકર બાણોના કકડા કરી ગ્રંથી વગરના બાણે કરી સંગ્રામમાં વખાણવા લાયક રીતે વળી ત્રણ ત્રણ કડકા કરી, મોટા ધનુષવાળા તે સર્વને ત્રણ ત્રણ બાણે કરી વિંધ્યા. એટલામાં તે મહા સંગ્રામમાં બાણે કરી શત્રુઓને મારતા મહારથિ ભીમસેનને જોઇ અર્જુન ત્યાં આવ્યા. તે સમયે એકઠા મળેલા તે મહાત્મા બેઉ ભાઇ પાંડુપુત્રને જોઇ, તમારી તરફના શ્રેષ્ઠ પુરૂષોએ જયની ઇચ્છા મૂકી દીધી. પછી અર્જુને મહારથિઓ સાથે યુદ્ધ કરતા ભીમસેનને જોઇ ભીષ્મને મારવા સારૂ શિખંડિને આગળ કરી, ભીમ સાથે યુદ્ધ કરવા ઉભેલા

તમારી તરફના દશ શૂરવીર સામે આવી ભીમના પ્રિય વાસ્તે તેમને વિંધ્યા. તે સમયે દુર્યોધન રાજાએ અર્જુન તથા ભીમસેનના વધ વાસ્તે સુશર્માને કહ્યું કે, હે સુશર્મન! સૈન્ય સમુદાય સહિત તમે ઝટ જાઓ અને પાંડુપુત્ર અર્જુન તથા ભીમસેનને વારો. એવાં તેનાં વચન સાંભળી પ્રસ્થલાના અધિપતિ ત્રૈગર્તે, ધનુષધારી ભીમ તથા અર્જુન સામે દોડી જઇ હજારો રથે કરી ચોતરફથી તેમને ઘેરો લીધો. ત્યાર પછી અર્જુનને શત્રુઓ સાથે ભયંકર યુદ્ધ પ્રવર્ત્તમાન થયું.

**रथैरनेकसाहस्त्रैः समंतात्पर्यवारत् ।**
**ततः प्रववृते युद्धमर्जुनस्य परैःसह ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि भीमपराक्रमे गुर्जरभाषायां त्रयोदशाधिकशततमोऽध्यायः ॥ ११३ ॥**

## અધ્યાય ૧૧૪ મો. ભીમાર્જુનનાં પરાક્રમો.

**संजय उवाच-अर्जुनस्तु रणे शल्यं यतमानं महारथं ।**
**छादयामास समरे शरैः सन्नतपर्वभिः ॥ १ ॥**

સંજય કહે છે કે-હે ધૃતરાષ્ટ્ર! અર્જુને સંગ્રામમાં યત્ન કરતા તમારા મહારથિ શલ્યને ગ્રંથી વગરના બાણે કરી ઢાંકી, બીજા ત્રણ ત્રણ બાણે કરી સુશર્મા તથા કૃપાચાર્યને વિંધ્યા. વળી હે રાજેંદ્ર! અતિરથિ એવો પ્રાગ્જ્યોતિષનો રાજા ભગદત્ત, સિંધુ દેશનો જયદ્રથ, ચિત્રસેન, કૃતવર્મા, વિકર્ણ, દુર્મર્ષણ તથા મહારથિ અવંતિપુરીના વિંદ તથા અનુવિંદને પણ કંક તથા મયૂરના પીંછ બાંધેલા ત્રણ ત્રણ બાણે કરી વિંધી તમારી સેનાને પીડી. હે ભારત! ચિત્રસેનના રથમાં બેઠેલા જયદ્રથે પણ સંગ્રામમાં બાણે કરી અર્જુન તથા ભીમસેનને વિંધ્યા. તેમજ હે મહારાજ! શલ્ય તથા રથિમાં શ્રેષ્ઠ કૃપાચાર્યે ઘણાક મર્મ ભેદનાર બાણે કરી રણસંગ્રામમાં અર્જુનને વિંધ્યો. હે વિશાંપતે! હે મારિષ! ચિત્રસેનાદિક તમારા પુત્રોએ પણ, તીક્ષ્ણ પાંચ પાંચ બાણે કરી રણસંગ્રામમાં અર્જુન તથા ભીમસેનને વિંધ્યા. રથિમાં શ્રેષ્ઠ ભરતકુળમાં ઉત્તમ એવા કુંતિપુત્ર એ બેઉ ભાઇઓ રણસંગ્રામમાં ત્રિગર્તના મોટા સૈન્યને પીડવા લાગ્યા. તે વખતે સુશર્માએ નવ બાણે કરી અર્જુનને વિંધી, તેના સૈન્યને ત્રાસ પમાડતાં મોટો સિંહનાદ કર્યો. બીજા પણ શૂરવીર મહારથિઓએ સુવર્ણના પુંખવાળા તીક્ષ્ણ બાણોએ કરી ભીમસેન તથા અર્જુનને વિંધ્યા. એ રીતે રથિઓના મધ્યમાં ક્રીડા કરતા મોટા રથવાળા ભરતકુળમાં શ્રેષ્ઠ કુંતિપુત્ર અને એ બેઉ માંસની ઇચ્છાથી ગાયોના મધ્યમાં મદોન્મત્ત સિંહ શોભે તેમ વિચિત્ર તરેહથી શોભતા હતા. શૂરવીર તે બેઉએ, શૂરવીરોનાં ધનુષ તથા ઘણાક બાણોને કાપી, મનુષ્યોનાં સેંકડો મસ્તકોને ભૂમિપર પાડયાં. એવા મોટા સંગ્રામમાં ભાગેલા ઘણાક રથો, હણાયેલ સેંકડો ઘોડાઓ, અને હસ્તિ ઉપર બેસનારાઓ પણ રણભૂમિમાં પડતા હતા. હે રાજન! તેમણે મારવા માંડેલા તેથી કંપતા રથિઓ તથા ઘોડેસ્વારો પણ ચોતરફ નાસભાગ કરતા હતા. હણાયેલા પાયદળના સમુદાય, ઘોડાઓ તથા ભાગેલા ઘણાક રથોએ કરી પૃથ્વી ઢંકાઇ ગઇ હતી. ભાગેલાં ઘણાક છત્ર, પડેલા ધ્વજ, ભાગેલાં અંકુશ, હાથીની ઝૂલ્યો, મુકટ, બાજુબંધ, હાર, રં-

મૃગની શાલો, ધાબળા પાઘડીઓ, તરવાર, ચામર, પંખા, આમતેમ કપાઈ પડેલા ચંદનથી લિંપાયલા રાજાઓના હાથ તથા સાથળોએ કરી રણભૂમિ ઢંકાઇ જતી હતી. રણસંગ્રામમાં મહા બળવાન અર્જુનનું અદ્ભુત પરાક્રમ અમોએ જોયું, જે, બાણે કરી તે સર્વ શૂરવીરોને વારી રાખી મારતો હતો. મહા બળવાન તમારો પુત્ર તો ભીમ તથા અર્જુનનાં પરાક્રમને જોઈ, ભીષ્મના રથની પાસે ગયો. કૃપાચાર્ય, કૃતવર્મા, સિંધુદેશનો રાજા જયદ્રથ, અવંતિપુરીના વિંદ તથા અનુવિંદ સંગ્રામનો ત્યાગ કરતા ન હતા મોટા ધનુષવાળો ભીમ તથા મહારથિ અર્જુન, કૌરવોની ભયંકર સેના સામે દોડયા. કૌરવ તરફના રાજાઓએ, મોરના પીંછ બાંધેલા હજારો બાણ અર્જુનના રથ ઉપર નાખ્યા. સામે આવતા તે બાણોને બાણના સમુદાયથી વારી રાખી, અર્જુને મહારથિઓને ચોતરફથી યમલોક પ્રત્યે મોકલવા માંડયા. ક્રોધે ભરાયેલા મહારથિ શલ્યે તો ક્રીડા કરતો હોય તેમ ગ્રંથી વગરના ભલ્લ બાણે કરી અર્જુનને વક્ષસ્થળમાં વિંધ્યો. અર્જુને પણ પાંચ બાણે કરી તેનું ધનુષ તથા હાથના મોજા કાપી, બીજા તીક્ષ્ણ બાણે કરી એને મર્મસ્થાનમાં વિંધ્યો. મદ્ર દેશના અધિપતિ શલ્યે પણ ભાર સહન કરનાર બીજું ધનુષ ગ્રહણ કરી, ત્રણ બાણે કરી અર્જુનને, પાંચે કરી વાસુદેવને, નવે કરી ભીમસેનને બે હાથ તથા વક્ષસ્થળમાં વિંધ્યા. દુર્યોધને મોકલેલા દ્રોણાચાર્ય તથા મગધ દેશનો રાજા જયત્સેન પણ તે ઠેકાણે આવ્યો. હે મહારાજ ! ત્યાં મહારથિ અર્જુન તથા પાંડુપુત્ર ભીમસેન કૌરવની મોટી સેનાને મારતા હતા. જયત્સેને તો સંગ્રામમાં ભયંકર આયુધવાળા ભીમસેનને તીક્ષ્ણ આઠ બાણે કરી વિંધ્યો. ભીમસેને દશથી અને પાંચથી વિંધી, ભલ્લ બાણે કરીને એના સારથિને પણ રથમાં બેસવાના સ્થાનકથી પાડયો, ત્યારે ચોતરફથી ભાગતા અને ભડકેલા ઘોડાઓથી સર્વ સૈન્ય દેખતાં જયત્સેન નાઠો. દ્રોણાચાર્યે લોહમય તીક્ષ્ણ પાંસઠ બાણે કરી ભીમસેનને વિંધ્યો. હે ભારત ! સંગ્રામમાં વખાણવા લાયક ભીમસેને પણ, પોતાના પિતા સરખા તે ગુરૂને ભલ્લ નામના પાંચ બાણથી અને સાઠ બાણથી વિંધ્યા. અર્જુને લોહમય બાણે કરી સુશર્માને વિંધી વાયુ જેમ મોટા મેઘોને નસાડે તેમ તેના સૈન્યને નસાડવા માંડયું. તે વખતે ભીષ્મ, રાજા દુર્યોધન, કોસલ દેશનો રાજા બુહદ્બલ અત્યંત ક્રોધથી ભીમસેન તથા અર્જુન સામે આવ્યા. શૂરવીર પાંડવો તથા પૃષતગોત્રમાં ઉત્પન્ન થયેલો ધૃષ્ટદ્યુમ્ન, મોઢાં ફાડેલા કાળ સરખા ભીષ્મ સામે દોડયા. શિખંડી તો ભરતોના પિતામહ ભીષ્મ પાસે જઇ ભય મૂકી પ્રસન્ન થઇ મોટા રથમાંથી ઉતરી સામેજ દોડયો. યુધિષ્ઠિરાદિક પાડવો પણ, શિખંડીને આગળ કરી સૃંજય સહિત, ભીષ્મ સાથે યુદ્ધ કરવા લાગ્યા. તેમજ તમારી તરફના સર્વ ભીષ્મને આગળ કરી શિખંડિ છે મુખ્ય જેમાં એવા પાંડવો સાથે યુદ્ધ કરવા લાગ્યા. ત્યાર પછી કૌરવોને ભય આપનાર ભીષ્મનું પાંડવો સાથે જય વાસ્તે યુદ્ધ પ્રવર્ત્તમાન થયું. હે વિશાંપતે ! જય તથા પરાજય વાસ્તે પ્રવર્ત્તમાન થયેલા યુદ્ધરૂપ દ્યૂતમાં તમારી તરફનાઓના જય વાસ્તે ભીષ્મ જુગાર ખેલનાર થયા. હે રાજેંદ્ર ! ધૃષ્ટદ્યુમ્ને તો સર્વ સૈન્યને આજ્ઞા કરી કે, હે રથિમાં શ્રેષ્ઠ સર્વ યોદ્ધાઓ ! તમો ભય મૂકી ગંગપુત્ર ભીષ્મ સામે દોડો. સેનાપતિનાં વચન સાંભળી પાંડવોની સેના તે મહા સંગ્રામમાં પ્રાણનો ત્યાગ કરી ભીષ્મ સામે જવા લાગી. હે મહારાજ ! રથિમાં શ્રેષ્ઠ ભીષ્મે પણ ભરતીને જેમ કિનારો રોકી રાખે તેમ આવતી તે સેનાને અટકાવી રાખી.

भीष्मोपि रथिनां श्रेष्ठः प्रतिजग्राहतां चमूं ।
आपतंतीं महाराज वेलामिव महोदधिः ॥
इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि भीमार्जुनपराक्रमे गुर्जरभाषायां चतुर्दशाधिकशततमोऽध्यायः ॥ ११४ ॥

## અધ્યાય ૧૧૫ મો. ભીષ્મે કરેલો ઉપદેશ.

धृतराष्ट्र उवाच–कथं शांतनवो भीष्मो दशमेहनि संजय ।
अयुध्यत महावीर्यः पांडवैः सहसृंजयैः ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર કહે છે કે, હે સંજય! દશમે દિવસે મહા પરાક્રમી શંતનુપુત્ર ભીષ્મે, સૃંજય સહિત પાંડવો સાથે કેવી રીતે યુદ્ધ કર્યું ને કૌરવોએ યુદ્ધમાં પાંડવોને કેવી રીતે વારી રાખ્યા? સંગ્રામમાં શોભતા ભીષ્મનું મોટું યુદ્ધ મને કહે. સંજય કહે છે કે, હે ભારત! કૌરવોએ પાંડવો સાથે જેવી રીતે યુદ્ધ કર્યું અને જે રીતે યુદ્ધ થયું તે હાલ હું તમને કહું તે સાંભળો. દસમે દિવસે અર્જુને પરમાસ્ત્રે કરી અત્યંત ક્રોધે તમારી તરફના મહારથિયોને પરલોક પ્રત્યે મોકલી દેવા માંડયા. કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા સંગ્રામને જીતનાર ભીષ્મે પણ, પ્રતિજ્ઞા પ્રમાણે પાંડવની સેનાનો ક્ષય કર્યો. હે શત્રુને તપાવનાર! તે દિવસે કૌરવ સહિત યુદ્ધ કરતા ભીષ્મને જોઈ, શિખંડી સહિત અર્જુનને પોતાના જય વિષે સંશય થયો. તે દશમે દિવસે ભીષ્મ તથા અર્જુનના યુદ્ધમાં મોટો ક્ષય થયો. હે રાજન! તે દિવસે શત્રુને તપાવનાર પરમાસ્ત્ર જાણનાર શંતનુપુત્ર ભીષ્મે, હજારો યોદ્ધાઓને માર્યા. હે પાર્થિવ! જેનાં નામ તથા ગોત્ર પણ ભીષ્મ જાણતા ન હતા. સંગ્રામમાં પાછા ન ફરે એવા સર્વ શૂરવીરોને તેમણે માર્યા. હે શત્રુને તપાવનાર! એ રીતે દશ દિવસ સુધી પાંડવની સેનાને તપાવી, પછી જીવિત વિષે ઉદાસ થઇ સંગ્રામમાં પોતાના વધને ઈચ્છતા ધર્માત્મા મહાબાહુ તમારા પિતા ભીષ્મ, સંગ્રામમાં ઘણાક શ્રેષ્ઠ શ્રેષ્ઠ માણસોને પણ હવે નહીં મારૂં એ રીતે વિચાર કરી પોતાની પાસે ઉભેલા પાંડુપુત્ર યુધિષ્ઠિર પ્રત્યે આવી રીતે વચન કહેવા લાગ્યા. હે મહા પ્રાજ્ઞ ધર્મ! હે સર્વ શાસ્ત્ર વિશારદ! હે યુધિષ્ઠિર! હે તાત! સ્વર્ગને આપે એવું ધર્મરૂપ વચન હું કહું તે તું સાંભળ. હે ભારત! આ દેહ વિષે હવે હું અત્યંત વિરક્ત થયો છું. સંગ્રામમાં ઘણાક પ્રાણીયોને મારતાં મારો વખત ગયો, માટે હવે સૃજય તથા પંચાલ સહિત અર્જુનને આગળ કરી, મારૂં જો પ્રિય તું ઇચ્છતો હોય તો મને મારવાનો યત્ન કર. એવું તેમનું મત જાણી, સત્ય છે દર્શન જેનું એવા પાંડુપુત્ર યુધિષ્ઠિર સૃંજયો સહિત, સંગ્રામમાં ભીષ્મ સામે ગયા. પછી ધૃષ્ટદ્યુમ્ન તથા પાંડુપુત્ર યુધિષ્ઠિરે ભીષ્મની એવી વાણી સાંભળી, પોતાના સૈન્યને આજ્ઞા આપી કે સત્ય પ્રતિજ્ઞાવાળા શત્રુને જીતનાર અર્જુને રક્ષા કરેલા તમે, ભીષ્મ સામે દોડી, યુદ્ધ કરી સંગ્રામમાં તેમને જીતો. આ મોટા ધનુષવાળો સેનાપતિ ધૃષ્ટદ્યુમ્ન તથા ભીમસેન જરૂર તમારી રક્ષા કરશે હે સૃંજયો! આજ યુદ્ધમાં ભીષ્મથી તમને કંઈપણ ભય થવાનો નથી. શિખંડીને આગળ કરી જરૂર આપણે ભીષ્મને જીતીશું. દશમે દિવસે એ રીતે સંકેત કરી ભીષ્મને પાડવા વિષે પરમ યત્નવાન

ક્રોધથી મૂર્ચ્છિત થયેલા પાંડવો સ્વર્ગ પરાયણ થઇ શિખંડી તથા પાંડુપુત્ર અર્જુનને આગળ કરી ભીષ્મ સામે ચાલ્યા. તમારા પુત્રે આજ્ઞા આપેલા સેના સહિત મહા બળવાન પુત્ર-યુક્ત દ્રોણ સહિત અનેક દેશના રાજાઓ તથા સર્વ ભાઇઓ સહિત બળવાન દુઃશાસન, સંગ્રામના મધ્યમાં રહેલા ભીષ્મની રક્ષા કરતા હતા. એ રીતે તમારી તરફના શૂરવીરો મોટા વ્રતવાળા ભીષ્મને આગળ કરી, શિખંડી છે મુખ્ય જેમાં એવા પાંડવો સાથે સંગ્રામમાં યુદ્ધ કરતા હતા. ચેદિ તથા પાંચાલ સહિત અર્જુન, શિખંડીને આગળ કરી શંતનુપુત્ર ભીષ્મ સામે ગયો. સાત્યકિ અશ્વત્થામા સાથે, ધૃષ્ટકેતુ પૌરવ સાથે તથા અભિમન્યુ અમાત્ય સહિત દુર્યોધન સાથે યુદ્ધ કરવા લાગ્યો. હે પરંતપ! સૈન્ય સહિત વિરાટ, સેના સહિત વૃદ્ધ ક્ષત્રના પુત્ર જયદ્રથ સાથે યુદ્ધ કરતો હતો. મોટા ધનુષવાળા સૈન્ય સહિત શલ્ય સામે યુધિષ્ઠિર રાજા યુદ્ધ કરતા હતા. ચોતરફથી રક્ષા કરેલા ભીમસેન હસ્તિ સૈન્ય સામે લડતા હતા. કોઇથી સહન થાય નહીં તથા વારી શકાય નહીં એવા સર્વ શસ્ત્ર ધરનારમાં શ્રેષ્ઠ અશ્વત્થામા પ્રત્યે સાવધાન થયેલા ભાઇઓ સહિત ધૃષ્ટદ્યુમ્ન ગયા. કર્ણિકાર ધ્વજવાળા સુભદ્રા પુત્ર અભિમન્યુ સામે સિંહની ધ્વજાવાળો શત્રુને દમન કરનાર રાજપુત્ર બૃહદ્બલ ગયો. શિખંડિ તથા પાંડુપુત્ર અર્જુન સામે તેમને મારવાને ઇચ્છતા રાજાઓ સહિત તમારા પુત્રો ગયા તે બેઉ સેના વિષે ભયંકર પરાક્રમ કરવા વાસ્તે સૈન્યો દોડવાથી પૃથ્વી કંપવા લાગી. હે ભારત! સંગ્રામમાં શંતનુપુત્ર ભીષ્મને જોઇ, તમારાં તથા પારકાઓનાં સૈન્ય પરસ્પર મળી ગયાં હે ભારત! ત્યાર પછી અત્યંત સંતપ્ત થઇ, પરસ્પર સામે દોડતા તેમનો સર્વ દિશાઓમાં મોટો શબ્દ થવા લાગ્યો. શંખ, દુંદુભિના શબ્દ તથા હસ્તિના બૃંહિત સાથે મળેલો સૈન્યોનો અતિ દારૂણ ગોંધાટ સંભળાતો હતો. સર્વ રાજાઓની ચંદ્ર તથા સૂર્ય જેવી કાંતિ, શૂરવીરોના બાજુબંધ તથા મુકુટ આગળ તેજ રહિત લાગતી હતી. શસ્ત્રરૂપ વિજળીથી વિંટાયલા રજરૂપ મેઘો ઉત્પન્ન થતા હતા. તેમજ દારૂણ એવો ધનુષ, બાણ, શંખ. ભેરી તથા રથનો શબ્દ બેઉ સેનામાં થતો હતો. પાશ, શક્તિ, તરવાર, તથા બાણના ઓઘે કરીને ધમધમતું આકાશ, બેઉ સેના આગળ પ્રકાશ રહિત લાગતું હતું. સંગ્રામમાં રથ તથા ઘોડાઓ પરસ્પર એક બીજાની સામે અથડાતા હતા અને હાથીઓ તથા પાવદળો એકબીજાને પરસ્પર મારતા હતા. હે પુરૂષમાં સિંહરૂપ! તે તખતે ભીષ્મ વાસ્તે કૌરવોને પાંડવો સાથે, માંસ વાસ્તે સિંચાણાઓને યુદ્ધ થાય તેવું મોટું યુદ્ધ થયું તે મહા સંગ્રામમાં પરસ્પર જીતવા ઇચ્છતા તેમનો એકબીજાને મારવા વાસ્તે ભયંકર સંગ્રામ થયો.

तेषां समागमो घोरो बभूव युधिसंगत: ।
अन्योन्यस्य वधार्थाय जिगीषूणा महाहवे ॥

इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि भीष्मोपदेशे गुर्जरभाषायां पंचदशाधिकशततमोऽध्याय: ॥ ११५ ॥

## અધ્યાય ૧૧૬ મો. સંકુલ યુદ્ધ.

संजय उवाच-अभिमन्युर्महाराज तव पुत्रमयोधयत् ।
महत्यासेनया युक्तं भीष्महेतो: पराक्रमी ॥ १ ॥

સંજય કહે છે કે, હે મહારાજ ! પરાક્રમી અભિમન્યુએ મોટી સેનાયુક્ત તમારા પુત્ર સાથે યુદ્ધ કર્યું. જેમાં ક્રોધે ભરાયેલા દુર્યોધને ગ્રંથી વગરના નવ બાણે કરી અર્જુનપુત્ર અભિમન્યુને વક્ષસ્થળમાં વિંધી, વળી ત્રણ બાણે કરી તેને ફરીથી વિંધ્યો. અત્યંત ક્રોધે ભરાયેલા અભિમન્યુએ, મૃત્યુની બહેન જેવી ભયંકર શક્તિ દુર્યોધનના રથ ઉપર નાંખી. હે વિશાંપતે ! ભયંકર એવી તે શક્તિના મહારથિ તમારા પુત્રે, ક્ષુરપ્ર નામના બાણે કરી બે કડકા કરી નાંખ્યા. અત્યંત ક્રોધે ભરાયેલા અભિમન્યુએ તે શક્તિને ભાગતી જોઇ, ત્રણ બાણે કરી દુર્યોધનને બે હાથ તથા વક્ષસ્થળમાં વિંધ્યો. હે ભરતશ્રેષ્ઠ ! વળી ભરતોના મહારથિ તેણે, ભયંકર દશ બાણે કરી છાતીના મધ્ય ભાગમાં તેને વિંધ્યો. હે ભારત ! એ રીતે તે ઇંદ્રિયોને આનંદ આપનારૂં સર્વ રાજાઓએ વખાણવા લાયક ભયંકર વિચિત્ર તરેહનું યુદ્ધ ચાલુ થયું. જેમાં ભીષ્મના મરણ વાસ્તે તથા અર્જુનના વિજય વાસ્તે શૂરવીર સુભદ્રા પુત્ર અભિમન્યુ તથા કુરૂકુળમાં શ્રેષ્ઠ દુર્યોધન રણસંગ્રામમાં યુદ્ધ કરતા હતા. શત્રુને તપાવનાર બ્રાહ્મણમાં શ્રેષ્ઠ અશ્વત્થામાએ નારાચ નામના બાણે કરી, રણસંગ્રામમાં વેગવાળા સાત્યકિને વક્ષસ્થળમાં વિંધ્યો. હે ભારત ! ઘણા બળવાળા શિનિકુળમાં ઉત્પન્ન થયેલા સાત્યકિએ પણ, કંકના પીંછાવાળા નવ બાણે કરી, ગુરૂપુત્રને સર્વ મર્મસ્થાનમાં વિંધ્યો. તેમજ અશ્વત્થામાએ નવ બાણે કરી રણસંગ્રામમાં સાત્યકિને વિંધી, વળી બીજા ત્રિશ બાણે કરી તરત બે હાથ તથા વક્ષસ્થળમાં તેને વિંધ્યો. એ રીતે તેણે અત્યંત વિંધેલા મોટા ધનુષવાળા તથા મોટા યશવાળા સાત્યકિએ, ત્રણ બાણે કરી દ્રોણપુત્રને વિંધ્યો. મહારથિ પૌરવે રણસંગ્રામમાં બાણે કરી મોટા ધનુષવાળા ધૃષ્ટકેતુને ઢાંકી ઘણી તરેહથી તેને વિંધ્યો. મોટી ભુજાવાળા મહારથિ ધૃષ્ટકેતુએ તીક્ષ્ણ એવા ત્રીશ બાણે કરી પૌરવને વિંધ્યો. મહારથિ પૌરવે પણ તેના ધનુષને કાપી, મોટો સિંહનાદ કરી તીક્ષ્ણ બાણે કરીને તેને વિંધ્યો. હે મહારાજ ! તે સમયે ધૃષ્ટકેતુએ બીજું ધનુષ લેઇ તીક્ષ્ણ તોતેર બાણે કરી પોરવને વિંધ્યો. એ રીતે મોટા ધનુષવાળા મહારથિ પ્રધાન એવા એ બેઉ, મોટા બાણનો વરસાદ કરતા પરસ્પરને વિંધતા હતા. હે ભારત ! હે રાજન ! પરસ્પર ધનુષ કાપી, ઘોડાઓને મારી વિરથ થયેલા ક્રોધાવિષ્ટ તે બેઉ, શતચંદ્રાકૃતિ બેલના ચર્મની વિચિત્ર પ્રકારની ઢાલ તથા સેંકડો તારાકૃતિ ચિત્રવાળા અત્યંત પ્રકાશમાન મોટા ખડ્ગ ગ્રહણ કરી, ખડ્ગ યુદ્ધ વાસ્તે, મહા વનમાં પુષ્પિતા સિંહીના સમાગમ વાસ્તે સાવધાન થઈ બે સિંહ જેમ એક બીજાની સામે દોડે તેમ પરસ્પર સામે દોડયા. યુદ્ધ ચાતુરીથી જવા તથા પાછું આવવારૂપ વિચિત્ર પ્રકારનાં મંડલ દેખાડતા તથા પરસ્પર પ્રાર્થના કરતા તે બેઉ, રણસંગ્રામમાં વિચરતા હતા. ક્રોધે ભરાયેલા પૌરવે ધૃષ્ટકેતુને મોટા ખડ્ગથી લલાટમાં મારી, ' અરે ઉભો રહે, ઉભો રહે, ' એ રીતે તેને કહ્યું. ચેદિરાજ ધૃષ્ટકેતુએ પણ પુરૂષ શ્રેષ્ઠ પૌરવને તીક્ષ્ણ અગ્ર ભાગવાળા મોટા ખડ્ગથી જત્રુ દેશમાં ( હાંસડીમાં ) ઘા કર્યો. હે મહારાજ ! તે મોટા સંગ્રામમાં શત્રુને દમન કરનાર બેઉ, પરસ્પર સામે આવી, પરસ્પર વેગે કરી હણવાથી સંગ્રામમાં પડી ગયા. તે વખતે પૌરવને તમારો પુત્ર જયત્સેન પોતાના રથમાં બેસાડી, રણસંગ્રામમાંથી બાજુ પર લઇ ગયો. ધૃષ્ટકેતુને ક્રોધે ભરાયેલા પરાક્રમી પ્રતાપવાન માદ્રી પુત્ર સહદેવ પોતાના રથમાં બેસાડી સંગ્રામમાંથી બાજુ પર લઇ ગયા. તેટલામાં ચિત્રસેને લોહમય ઘણા બાણથી પાંડવ તરફના સુશર્માને વિંધી, વળી બીજા સાઠ તથા બીજા નવ બાણે

કરીને પણ તેને વિંધ્યો, હે વિશાંપતે ! ક્રોધી સુશર્માએ પણ તમારા પુત્રને તીક્ષ્ણ કરેલા દશ બાણુભ વિંધી, વળી બીજા દશ બાણે કરી તેને વિંધ્યો. હે રાજન ! ચિત્રસેને પણ ગ્રંથી વગરના ત્રીશ બાણે કરી તેને વિંધ્યો. હે રાજન ! સંગ્રામમાં ભીષ્મના યશ તથા માનને હણતો પરાક્રમી સુભદ્રાપુત્ર અભિમન્યુ, પાંડવ વાસ્તે રાજપુત્ર બૃહદ્બલ સાથે યુદ્ધ કરવા લાગ્યો. કોસલદેશના અધિપતિ બૃહદ્બલે પણ અર્જુનપુત્રને લોહમય પાંચ બાણથી વિંધી, વળી બીજા ગ્રંથી વગરના વીશ બાણથી તેને વિંધ્યો. સુભદ્રાપુત્ર અભિમન્યુએ પણ કોસલ દેશના અધિપતિ તેને લોહમય આઠ બાણથી વિંધી બીજા બાણોથી તેનું ધનુષ કાપી નાંખ્યું. અર્જુનપુત્ર તેણે ગૃધ્રના પીંછ બાંધેલા ત્રીશ બાણથી તેને વિંધ્યો, તોપણ તે કંપાયમાન થયો નહિં અને ક્રોધે ભરાયેલા રાજપુત્ર બૃહદ્બલે બીજું ધનુષ ગ્રહણ કરી અર્જુન પુત્રને ઘણાક બાણથી વિંધ્યો. હે શત્રુને તપાવનાર ! હે મહારાજ ! વિચિત્ર પ્રકારથી યુદ્ધ કરનાર અત્યંત કોપેલા તે બેઉનું, ભીષ્મ વાસ્તે દેવાસુર યુદ્ધમાં બલિ તથા ઇંદ્રનું જેવું યુદ્ધ થયું હતું તેવું મોટું યુદ્ધ થયું. ઉત્તમ પર્વતોને વિદારણ કરતા, વજ્રપાણિ ઇંદ્ર શોભે તેમ હસ્તિ સૈન્ય સાથે યુદ્ધ કરતા ભીમસેન શોભતા હતા. તેમ ભીમે મારવા માંડેલા પર્વત જેવા તે હસ્તિઓ, પૃથ્વીને શબ્દાયમાન કરતા નીચે પડતા હતા ભેદેલ અંજન સમુદાયની જેને ઉપમા અપાય એવા પૃથ્વી ઉપર પડેલા પર્વત જેવા હસ્તિઓ, વિખરાઇ ગયેલા પર્વતો જેવા શોભતા હતા. મોટા ધનુષવાળા યુધિષ્ઠિર, સેનાએ રક્ષા કરેલા મદ્રદેશના અધિપતિ શલ્યને પીડવા લાગ્યા. અત્યંત પરાક્રમી તે પણ ભીષ્મ વાસ્તે મહારથી ધર્મ પુત્રને પીડવા લાગ્યો. સિંધુદેશના રાજા જયદ્રથે ગ્રંથી વગરના નવ બાણે કરી વિરાટને વિંધી, વળી બીજા તીક્ષ્ણ કરેલા ત્રીશ બાણે કરી તેને વિંધ્યો. હે મહારાજ ! સેનાપતિ વિરાટે પણ, તીક્ષ્ણ ત્રીશ બાણે કરી સિંધુરાજાને સ્તનના મધ્યમાં વિંધ્યો. વિચિત્ર પ્રકારના છે ધનુષ, ખડ્ગ, કવચ, આયુધ તથા ધ્વજ જેમનાં એવા વિચિત્ર રૂપવાળા વિરાટ તથા સિંધુરાજા સંગ્રામમાં શોભતા હતા. દ્રોણાચાર્ય તે મહા સંગ્રામમાં દ્રુપદ પુત્ર ધૃષ્ટદ્યુમ્ન સામે અડી, ગ્રંથી વગરના બાણે કરી મોટો સંગ્રામ કરવા લાગ્યા હે મહારાજ ! જેમાં દ્રોણાચાર્યે, પૃષતગોત્રમાં ઉત્પન્ન થયેલા ધૃષ્ટદ્યુમ્નનું મોટું ધનુષ કાપી, પચાસ બાણે કરી તેને વિંધ્યો. પારકા શૂરવીરને હણનાર તેણે બીજું ધનુષ ગ્રહણ કરી દ્રોણ જોતાં તેની ઉપર ઘણા બાણ નાખ્યા મહારથિ દ્રોણે આવતા તેના બાણને બાણથી કાપી દ્રુપદ પુત્ર ઉપર પાંચ બાણ નાખ્યા. હે મહારાજ ! તેથી ક્રોધે ભરાયેલા શૂરવીરને હણનાર પૃષતગોત્રમાં ઉત્પન્ન થયેલા તેણે, દ્રોણ ઉપર યમદંડ સરખી ગદા નાખી સુવર્ણમય વસ્ત્રથી શોભતી સામે આવતી તેને તત્કાળ દ્રોણાચાર્યે પચાસ બાણે કરી વારી રાખી. હે રાજન ! દ્રોણના ધનુષમાંથી છુટેલા બાણે કરી, અનેક રીતે કપાઇ ગયેલી, ચૂર્ણ થઇ વિખરાતી તે પૃથ્વી ઉપર પડી. નાશ પામેલી ગદાને જોઇ, શત્રુને તપાવનાર પૃષતગોત્રમાં ઉત્પન્ન થયેલા તેણે લોહમય શક્તિ દ્રોણાચાર્ય ઉપર નાખી. દ્રોણાચાર્યે, નવ બાણે કરી તેને કાપી, મોટા ધનુષવાળા તેને પણ પીડિત કર્યો. હે મહારાજ ! એ રીતે દ્રોણ તથા પૃષતગોત્રમાં ઉત્પન્ન થયેલા તેનું, ભીષ્મ વાસ્તે મહા ભયંકર યુદ્ધ થયું. અર્જુન ભીષ્મ સામે જઇ, તીક્ષ્ણ બાણે કરી તેમને પીડતાં, વનમાં મદોન્મત્ત હસ્તિ જેમ હસ્તિ સામે દોડે તેમ તેમની સામે દોડયો. તે વખતે પ્રતાપવાન મહા બલિષ્ટ ભગદત્ત રાજા, ત્રણ સ્થાને મદ ઝરતા મદાંધ હસ્તિ લઇને તેની સામે દોડયો. આવતા

ઇંદ્રના હસ્તિ સરખા તે હસ્તિને જોઇ, અર્જુન અત્યંત યત્ન કરતાં સામે આવવા લાગ્યો. તે વખતે હસ્તિ ઉપર બેઠેલા પ્રતાપવાન ભગદત્ત રાજાએ, બાણુના વરસાદથી તેને વારી રાખ્યો. અર્જુને પણ રૌપ્ય જેવા નિર્મળ તીક્ષ્ણ લોહમય બાણે કરી આવતા તે હસ્તિને વિંધ્યો. હે મહારાજ ! વળી કુંતિપુત્રે શિખંડીને કહ્યું કે, અરે તું ભીષ્મ સામે જા અને માર. હે પાંડુપૂર્વજ ! તેટલામાં પ્રાગ્જ્યોતિષનો અધિપતિ ભગદત્ત રાજા, પાંડુપુત્ર અર્જુનને મૂકી, દ્રુપદના રથ સામે દોડયો. હે મહારાજ ! અર્જુન શિખંડીને આગળ કરી ભીષ્મ સામે દોડયો ત્યાર પછી ઘોર યુદ્ધ પ્રવર્તમાન થયું. તમારી તરફના શૂરવીરો આક્રોશ કરતાં વેગવાન પાંડુપુત્ર અર્જુન સામે દોડયા, તે મોટું આશ્ચર્ય જેવું થયું. હે જનાધિપ ! અર્જુન પણ તમારા પુત્રોના નાના પ્રકારના સૈન્યોને વાયુ જેમ વાદળાંને નસાડે તેમ નસાડવા લાગ્યો. શિખંડી તો ભરતોના પિતામહ ભીષ્મ સામે જઈ અવ્યગ્ર ચિત્તથી ઘણાંક બાણે કરી તેમને પ્રહાર કરવા લાગ્યો. અત્યંત વૃદ્ધિ પામેલો, વાયુ સહિત અગ્નિ જેમ સુકા ઘાસના સમુદાયમાં વિચરે તેમ રથરૂપ છે અગ્ન્યાગાર જેનું, ધનુષરૂપ જ્વાળાવાળા, ખડ્ગ, શક્તિ તથા ગદારૂપ છે ઇંધન જેમાં બાણુના સમુદાયરૂપ મોટી જ્વાલાયુક્ત દિવ્ય અસ્ત્ર નાખતા ક્ષત્રિયોને બાળતા પ્રજ્વલિત ભીષ્મરૂપ અગ્નિ, સંગ્રામમાં વિચરતા હતા. વળી મહારથી ભીષ્મે અર્જુનની પાછળ ચાલનાર સોમકોને હણી તેના સૈન્યને વારી રાખ્યું. તે મોટા સંગ્રામમાં સુવર્ણના પુંખવાળા ગ્રંથી વગરના તીક્ષ્ણ બાણે કરી, ભીષ્મે દિશા તથા વિદિશાઓને શબ્દાયમાન કરતાં, સ્વાર સહિત ઘોડાઓ તથા રથિઓને પાડતાં રથ સમૂહોને, પાંદડા વગરના તાલવન સમ શૂન્ય કર્યાં. એ રીતે સર્વ શસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ ભીષ્મે તે સંગ્રામમાં રથ, હસ્તિ તથા અશ્વોને મનુષ્ય વગરના કર્યા. સ્ફુરાયમાન વજ્ર જેવા તેમની પ્રત્યંચા તથા મોજાના શબ્દને સાંભળી, પાંડવ તરફના સૈનિકો ચોતરફથી કંપાયમાન થતા હતા. હે મનુજેશ્વર ! ભીષ્મના ધનુષમાંથી નિકળેલા બાણુ ફોગટ જતા ન હતા તેમ શૂરવીરોના શરીરમાં ચોંટી પણ રહેતા ન હતા. હે વિશાંપતે ! હે રાજન ! વેગવાન ઘોડા જોડેલા મનુષ્ય વગરના વાયુ જેવા વેગવાળા ચોતરફ દોડતા રથોને હું દેખતો હતો. ચેદિ, કાશી તથા કરૂષ દેશના પ્રખ્યાત કુળપુત્ર શરીરનો ત્યાગ કરનાર પાછા ન ફરે એવા સુવર્ણથી શોભતી ધ્વજાવાળા શૂરવીર, ઘોડા, રથ તથા હસ્તિ સહિત ચૌદ હજાર મહારથિઓ, સંગ્રામમાં મોઢાં ફાડેલા કાળ સરખા ભીષ્મની આગળ પરલોક પ્રત્યે ગયા. હે રાજન ! તે રણસંગ્રામમાં ભીષ્મ સામે આવી, જીવવાની આશા રાખે એવો કોઇ પણ સોમકોનો મહારથિ હતો નહીં. ભીષ્મનું પરાક્રમ જોઇ મનુષ્યો સર્વ યોદ્ધાઓને યમપુરીમાં ગયેલાજ માનતા હતા. ધોળા ઘોડાવાળા કૃષ્ણ છે સારથિ જેના એવા પાંડુપુત્ર અર્જુન તથા ઘણા બળવાળા દ્રુપદ પુત્ર શિખંડી વિના બીજો કોઇ પણ મહારથિ રણસંગ્રામમાં ભીષ્મ સામે જતો ન હતો.

**ऋते पांडुसुतं वीरं श्वेताश्वं कृष्णसारथिं ।**
**शिखंडिनं च समरे पांचाल्यममितौजसम् ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि संकुलयुद्धे गुर्जरभाषायां षोडशाधिकशततमोऽध्यायः ॥ ११६ ॥**



## અધ્યાય ૧૧૭ મો.

**संजय उवाच—शिखंडि तु रणे भीष्ममासाद्य पुरुषर्षभं ।**
**दशभिर्निशितैर्भल्लैराजघानस्तनांतरे ॥ १ ॥**

સંજય કહે છે કે, હે ધૃતરાષ્ટ્ર ! શિખંડીએ તો, રણસંગ્રામમાં પુરૂષમાં શ્રેષ્ઠ ભીષ્મ સામે તીક્ષ્ણ ભલ્લ નામના દશ બાણે કરી સ્તનના મધ્ય ભાગમાં તેમને વિંધ્યા. હે ભારત ! તે વખતે ગંગાપુત્ર ભીષ્મ ક્રોધથી પ્રજ્વલિત નેત્રના ખુણાએ કરી, શિખંડીને બાળતા હોય તેમ તેની સામે જોતા હતા. પણ હે રાજન ! સર્વ લોક જોતાં તેના સ્ત્રીપણાને યાદ કરી સંગ્રામમાં તેની સામે યુદ્ધ કરતા ન હતા, તે શિખંડી જાણતો ન હતો. હે મહારાજ ! એટલામાં અર્જુને શિખંડીને કહ્યું કે, હે શૂરવીર ! પિંતામહ ભીષ્મ સામે દોડી, મહારથિ તેમને માર, તારે વિચાર કરવાનો નથી, કારણ હે પુરૂષમાં સિંહરૂપ ! યુધિષ્ઠિરના સૈન્યમાં તું વિના બીજો કોઇ ભીષ્મ સામે આ રણસંગ્રામમાં યુદ્ધ કરે એવો સમર્થ હું દેખતો નથી, હું તને સત્ય કહું છું. હે ભરતર્ષભ ! અર્જુનનાં એવાં વચન સાંભળી શિખંડિ અનેક તરેહનાં બાણ પિતામહ ઉપર નાખવા લાગ્યો. મહારથિ તમારા પિતાએ પણ તે બાણોને ન ગણકારતાં, બાણે કરી અર્જુનને સંગ્રામમાં વારી નાખી, બીજા તીક્ષ્ણ બાણે કરી પાંડવોની સર્વ સેનાને પરલોક પ્રત્યે મોકલી દીધી. હે રાજન ! તેમજ મોટા સૈન્યથી વિંટાયલા પાંડવોએ પણ મેઘ જેમ સૂર્યને ઢાંકે તેમ ભીષ્મને ઢાંકી દીધા. હે ભરતર્ષભ ! ચોતરફથી વિંટાયલા તે પ્રજ્વલિત અગ્નિ જેમ વનને બાળે તેમ રણસંગ્રામમાં શૂરવીરોને બાળતા હતા. તમારા પુત્રનું અદ્દ્ભુત પરાક્રમ અમોએ જોયું. અર્જુન સાથે યુદ્ધ કરતાં તે, ભીષ્મની રક્ષા પણ કરતો હતો. ધનુષ ધરનાર મહાત્મા તમારા પુત્ર દુઃશાસનનું તે કર્મ જોઇ, સર્વ લોક પ્રસન્ન થયા. તે એકલો, રણસંગ્રામમાં અર્જુન સહિત સર્વ પાંડવો સાથે યુદ્ધ કરતો હતો. ઉગ્ર એવા તેને યુદ્ધમાં પાંડવો વારી શકતા ન હતા. તમારા પુત્ર દુઃશાસને, સંગ્રામમાં વિરથ કરેલા રથિઓ તથા તીક્ષ્ણ બાણે કરી ભેદેલા મોટા ધનુષવાળા મહા બળવાન ઘોડેસ્વાર તથા હસ્તિઓ પૃથ્વી ઉપર પડતા હતા. તેના બાણે કરી આતુર થયેલા બીજા કેટલાક હસ્તિઓ, દિશાઓમાં દોડતા હતા. પ્રદીપ્ત છે જ્વાલા જેની એવો અગ્નિ, ઇંધનને પામી પ્રજ્વલિત થાય તેમ પાંડુ સેનાને બાળતાં તમારો પુત્ર પ્રજ્વલિત થતો હતો. ભારતના વંશમાં શ્રેષ્ઠ એવા તેને પાંડવોનો મહારથિ કોઇ પણ, કૃષ્ણ છે સારથિ જેના એવા ધોળા ઘોડાવાળા ઇંદ્રપુત્ર અર્જુન વિના જીતવા વા સામે જવા પણ સમર્થ થતો ન હતો. તે વિજયરૂપ અર્જુન સંગ્રામમાં તેને જીતી સર્વ સૈન્ય જોતાં ભીષ્મ સામે દોડયો. ભીષ્મના બાહુનો જેને આશ્રય છે એવા અર્જુને જીતેલો તમારો પુત્ર પણ, વારંવાર તેની આશ્વાસના કરતાં યુદ્ધ કરતો હતો. રણસંગ્રામમાં યુદ્ધ કરતા અર્જુન બહુ શોભતા હતા. હે રાજન ! શિખંડી સંગ્રામમાં વજ્ર જેવા સ્પર્શવાળા સર્પના વિષની જેને ઉપમા અપાય એવા બાણે કરી ભીષ્મને વિંધતો હતો. હે જનેશ્વર ! તે બાણો પણ, તમારા પિતા ભીષ્મને કાંઈ પણ વ્યથા કરતા ન હતા. તેના બાણોને ગંગાપુત્ર ભીષ્મ આશ્ચર્યથી ગ્રહણ કરતા હતા. તડકાથી પીડાયલો પુરૂષ જેમ જળધારાને ગ્રહણ કરે તેમ શિખંડીની બાણ ધારાઓને ગંગાપુત્ર ગ્રહણ કરતા હતા. હે મહારાજ ! મહાત્મા પાંડવોના સૈન્યોને

બાળતા ભયંકર ભીષ્મને સંગ્રામમાં ક્ષત્રિયો જોતા હતા. હે મારિષ! તે સમે તમારા પુત્રે પોતાનાં સર્વ સૈન્યોને કહ્યું કે, સંગ્રામમાં ચોતરફથી તમે અર્જુન સામે દોડો, તમારી સર્વની રક્ષા ધર્મને જાણનાર ભીષ્મ કરશે. એવાં તમારા પુત્રનાં વચન સાંભળી સર્વ સૈન્ય ભયનો ત્યાગ કરી, પાંડવો સામે યુદ્ધ કરવા દોડી ગયાં. તમારા પુત્રે કહ્યું કે, સુવર્ણના ને તાલના ચિન્હવાળા મોટા રથ યુક્ત ભીષ્મ તમારી રક્ષા કરતા રણમાં ઉભા રહેશે, કારણ આપણ સર્વના સુખના હેતુ તથા રક્ષણ કરનાર ભીષ્મજ છે. ઉદ્યુક્ત થયેલા દેવતાઓ પણ મહાત્મા ભીષ્મ સામે જવા સમર્થ થઇ શકે નહીં તો પછી મનુષ્યરૂપ મહા બળવાન પાંડવો તો ક્યાંથીજ જઇ શકે, માટે હે યોદ્ધાઓ! તમે રણસંગ્રામમાં અર્જુનને જોઇ પાછા નાસો માં. હું પણ ચોતરફથી યત્ન કરતા તમો સર્વ રાજાઓ સહિત સાવધાન થઇ, પાંડુપુત્ર સામે યુદ્ધ કરીશ. હે રાજન! ધનુષ ધરનાર તમારા પુત્રનું એવું વચન સાંભળી, અત્યંત ક્રોધી મહા બળવાન વિદેહ, કલિંગ, દાશેરક ગણ, નિષાદ, સૌવીર, બાલ્હિક, દરદ, પશ્ચિમ દિશાના, ઉત્તર દિશાના, માલવ, અભીષાહ, શૂરસેન, શિબી, વસાતી, શાલ્વ, શક, ત્રિગર્ત્ત તથા કેકય સહિત અંબષ્ટ દેશના સર્વ યોદ્ધાઓ, પતંગ નામના જંતુઓ, જેમ અગ્નિ સામે દોડે તેમ રણસંગ્રામમાં અર્જુન સામે દોડયા. હે મહારાજ! તે વખતે મહા બળવાન અર્જુને દિવ્ય અસ્ત્રોને યાદ કરી, મોટા વેગવાળા તેના તાપે કરી, પતંગ નામના જંતુઓને જેમ અગ્નિ બાળે તેમ સૈન્ય સહિત એ સર્વ મહારથિઓને બાળી નાખ્યા. તે વખતે દઢ ધનુષવાળા હજારો બાણ ફેંકતા અર્જુનનું ગાંડીવ ધનુષ, આકાશમાં પ્રકાશ કરતું દેખાતું હતું અને હે મહારાજ! તેના બાણે કરી પીડાયલા વિખરાયલ અને ઘવાએલા એકઠા મળેલા તે રાજાઓ, વાનરની ધ્વજાવાળા અર્જુન સામે જોવા પણ સમર્થ થતા ન હતા. વળી અર્જુનના બાણે કરી હણાયલા ધ્વજ સહિત રથિઓ, ઘોડા સહિત ઘોડેસ્વારો તથા હસ્તિ સહિત હસ્તિસ્વારો પૃથ્વી ઉપર પડતા હતા. તે સમયે અર્જુનના હાથથી માર ખાઈ ચોતરફ નાસતાં ઘણાક રાજાઓનાં સૈન્યોએ કરી પૃથ્વી ઢંકાઇ ગયેલી દેખાતી હતી. હે મહારાજ! એ રીતે અર્જુને તે સેનાને નસાડી, દુઃશાસન ઉપર ઘણાક બાણ નાખ્યા. લોહમય મુખવાળા તે પણ તમારા પુત્ર દુઃશાસનને ભેદી રાફડામાં જેમ સર્પ પેસે તેમ પૃથ્વીમાં પેઠા. વળી અર્જુને એના ઘોડાઓને મારી સારથિને પાડી બીજા વીશ બાણે કરી વિવિંશતિને રથ વગરનો કરી, ગ્રંથી વગરના પાંચ બાણે કરી તેને વિંધ્યો. શ્વેત વાહનવાળા કુંતિપુત્રે કૃપાચાર્ય, વિકર્ણ તથા શલ્યને લોહમય ઘણાક બાણથી વિંધી, તેઓને પણ રથ વગરના કર્યા. હે મારિષ! એ રીતે રણસંગ્રામમાં અર્જુને જીતેલા રથ વગરના તે સર્વ ત્યાંથી નાઠા. હે ભરતશ્રેષ્ઠ! એ રીતે દિવસના પૂર્વભાગમાં સર્વ મહારથિયોને જીતી, રણસંગ્રામમાં અર્જુન, ધૂમ રહિત અગ્નિને પેઠે પ્રજ્વલિત થયો. હે મહારાજ! તેમજ કિરણયુક્ત સૂર્યની પેઠે બાણના વરસાદે કરી બીજા પણ રાજાઓને તપાસવા લાગ્યો. હે ભારત! બાણના વરસાદે કરી, કેટલાક મહારથિયોને વિમુખ કરી, તેણે રણસંગ્રામમાં કૌરવ તથા પાંડવના સૈન્યના મધ્યમાં રૂધિરરૂપી ઉદકવાળી મોટી નદી વહેવરાવી. વળી તે સંગ્રામમાં રથિઓએ હસ્તિ તથા રથ સમુદાયને હણ્યા. હસ્તિઓએ રથ, અશ્વ તથા પાયદળોને હણ્યાં. આ સંગ્રામમાં ગજ, અશ્વ તથા રથમાં બેસી યુદ્ધ કરનારની વચમાંથી કપાયેલ શરીર તથા મસ્તકો સર્વ દિશાઓમાં પડતાં હતાં. હે રાજન! પડેલા તથા પડતા માંડેલાં

કુંડળ તથા બાજુબંધ ધારણ કરેલા મહારથિ રાજપુત્રોએ કરી રણસ્થાન ઢંકાઇ ગયું હતું અને કેટલાક પાયદળ તથા ઘોડા સહિત ઘોડેસ્વારો ચોતરફ દોડતા હતા. હસ્તિઓ તથા રથમાં બેસી યુદ્ધ કરનાર પણ ચોતરફ પડતા હતા. ભાગી ગયાં છે ચક્ર, ધોંસરી તથા ધ્વજ જેનાં એવા કેટલાક રથો પણ રણભૂમિમાં પડતા હતા. હાથી, અશ્વ તથા રથિઓના સમુદાયના રૂધિરે કરી, લીંપાએલું તથા ઢંકાયલું રણસ્થાન શરદઋતુના લાલ થયેલા વાદળ સમાન શોભતું હતું. શ્વાન, કાગડા, ગૃધ્ર, ન્હાર તથા શિયાળવાં પોતાના ભક્ષને પામી શબ્દ કરતાં હતાં. મૃગ તથા પક્ષીઓ પણ અમંગળ શબ્દ કરતાં હતાં. સર્વ દિશાઓમાં વિવિધ પ્રકારના વાયુ વાતા હતા, તે ઠેકાણે રાક્ષસો દેખાતા હતા તથા ભૂતો શબ્દ કરતાં હતાં. સુવર્ણથી શોભતી દોરિયો તથા અમૂલ્ય પતાકાઓ તે તે ઠેકાણે વાયુએ કરી હાલતાં દેખાતાં હતાં. હજારો શ્વેત છત્ર તથા હજારો ધ્વજ સહિત મોટા રથો રણભૂમિમાં પડેલા દેખાતા હતા. હે મનુષ્યેંદ્ર! બાણ વાગવાથી આતુર થયેલા પતાકા સહિત હસ્તિઓ, દિશાઓમાં દોડતા હતા. ગદા, શક્તિ તથા ધનુષ ધારણ કરેલા ક્ષત્રિયો, પૃથ્વી તલ ઉપર પડેલા ચોતરફ દેખાતા હતા. હે મહારાજ! તમારા પિતા ભીષ્મ દિવ્ય અસ્ત્ર ગ્રહણ કરી સર્વ ધનુષ ધરનાર જોતાં કુંતિપુત્ર અર્જુન સામે દોડયા, સંગ્રામમાં જતા તેમની સામે કવચ પહેરેલો શિખંડી દોડયો. અગ્નિ જેવું અસ્ત્ર ભીષ્મે તાંખ્યું, તે વખતે હે રાજન! ધોળા ઘોડાવાળો પાંડુપુત્ર અર્જુન, પિતામહને મોહ પમાડી તમારા સૈન્યને મારવા લાગ્યો.

**ततः समाहरद्भीष्मस्तदस्त्रं पावकोपमं ।**
**त्वरितः पांडवो राजन् मध्यमः श्वेतवाहनः ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि संकुलयुद्धे गुर्जरभाषायां सप्तदशाधिकशततमोऽध्यायः ॥ ११७ ॥**

## અધ્યાય ૧૧૮ મો. ભીષ્મ પરાક્રમ.

**संजय उवाच—समे व्यूढेष्वनीकेषु भूयिष्ठेष्वनिवर्तिनः ।**
**ब्रह्मलोकपराः सर्वे समपद्यंत भारत ॥ १ ॥**

સંજય કહે છે—હે ભારત! સર્વ સૈન્ય, વ્યૂહ રચનાથી બરોબર સામે ઉભાં ત્યારે પાછળ ચાલનારાઓ સર્વ, સ્વર્ગપરાયણ થઇ યુદ્ધ કરવા તૈયાર થયા. તે સંકુળ યુદ્ધમાં ટુંકડી ટુંકડી સાથે, રથિયો રથિ સાથે, પાયદળ પાયદળો સાથે, ઘોડેસ્વાર ઘોડેસ્વાર સાથે તથા હસ્તિ ઉપર બેસનાર તે ઉપર બેસનાર સાથે, યુદ્ધ કરતા ન હતા. હે મહારાજ! તે સંકુળ યુદ્ધમાં સર્વ ઉન્મત્તની પેઠે યુદ્ધ કરતા હતા. એ રીતે બેઉ સેનામાં મહા ભયંકર ક્ષય થતો હતો. નર તથા હસ્તિગણ ચોતરફ ફેલાઇ જવાથી તે મહા સંગ્રામમાં કોઇની પણ વિશેષતા જણાતી ન હતી. હે ભારત! શલ્ય, કૃપાચાર્ય, ચિત્રસેન, દુઃશાસન તથા વિકર્ણ એટલા શૂરવીર પ્રકાશમાન રથોમાં બેસી, પાંડવની સેનાને કંપાવવા લાગ્યા, હે રાજન! એ રીતે તે મહાત્માએ મારવા માંડેલી પાંડવ સેના, વાયુએ કરી જળમાં નાવ જેમ ચોતરફ ભમે તેમ ચોતરફ ભમવા લાગી. જેમ શિશિર ઋતુનો વખત ગાયોનાં મર્મસ્થાન કાપે તેમ ભીષ્મ, પાંડુપુત્રોનાં મર્મસ્થાન કાપતા હતા. તેમજ મહાત્મા અર્જુને પણ, તમારા સૈન્યના

નવા મેઘ જેવા ઘણાક હસ્તિયોને પાડયા. તેણે નારાચ નામના બાણે કરી મર્દન કરેલા તથા મારવા માંડેલા તમારી તરફના નરયૂથને પાળનાર હજારો યોદ્ધાઓ દેખાતા હતા. તેમજ તેના બાણુથી પીડાયલા કેટલાક મોટા હસ્તિઓ, ભયંકર શબ્દ કરી સંગ્રામમાં પડતા હતા. નાશ પામેલા કેટલાક મહાત્માઓનાં આભરણ યુક્ત શરીરોએ તથા કુંડળ સહિત મસ્તકોએ કરી ઢંકાઇ ગયેલું રણસ્થાન શોભતું હતું. એ રીતે શ્રેષ્ઠ શૂરવીરનો જેમાં ક્ષય છે એવા તે સંગ્રામમાં ભીષ્મ તથા પાંડુપુત્ર અર્જુન પરાક્રમ કરવા લાગ્યા, ત્યારે તમારા સર્વ પુત્રો પરાક્રમ કરતા ભીષ્મને જોઈ, સર્વ સૈન્યને આગળ કરી સ્વર્ગપરાયણ થઇ, યુદ્ધમાં મરણને ઇચ્છતા પાંડવ સામે દોડયા. હે મહારાજ ! હે નરાધિપ ! શૂરવીર પાંડવો પણ પુત્ર સહિત તમે આપેલા નાના પ્રકારના ઘણાક કલેશને યાદ કરી, પરલોક માટે તત્પર થઇ ભયનો ત્યાગ કરી તમારી તરફના તથા તમારા પુત્રો સાથે પ્રસન્ન થઈ યુદ્ધ કરતા હતા. તે વખતે મહારથિ સેનાપતિએ તો, સૃંજય સહિત સોમકોને તથા સેનાને કહ્યું કે, ગંગાપુત્ર ભીષ્મ સામે દોડો. એવાં સેનાપતિનાં વચન સાંભળી, સૃંજય તથા સોમકો બાણનો વરસાદ કરતા ગંગાપુત્ર ભીષ્મ સામે દોડયા હે રાજન ! તેમણે મારવા માંડેલા તમારા પિતા શંતનુપુત્ર ભીષ્મ ક્રોધ વશ થઇ સૃંજય સાથે યુદ્ધ કરવા લાગ્યા. હે તાત ! કીર્તિમાન ભીષ્મને, પૂર્વે બુદ્ધિમાન પરશુરામે પારકા સૈન્યને નાશ કરનાર એવી અસ્ત્રવિદ્યા આપેલી હતી તે વિદ્યાનો આશ્રય કરી વિપક્ષી સૈન્યનો ક્ષય કરતા કૌરવોના પિતામહ પારકા શૂરવીરને હણનાર વૃદ્ધ દરેક દિવસે પાંડવ તરફના દશ હજાર યોદ્ધાઓને મારતા હતા. હે ભરતર્ષભ ! દશમો દિવસ પ્રાપ્ત થયો ત્યારે એકલા ભીષ્મે, મત્સ્ય તથા પંચાલના ઘણાક હસ્તિ તથા અશ્વને મારીને સાત મહારથિયોને માર્યા. હે વિશાંપતે ! વળી તમારા પિતાએ શિક્ષાના બળે કરી પાંચ હજાર રથિઓ તથા ચૌદ હજાર પાયદળોને મારી, હજારો હાથિયોને મારતાં દશ હજાર ઘોડાઓને હણ્યા. એ રીતે સર્વ રાજાઓની સેનાનો નાશ કરી, વિરાટના પ્રિય ભાઇ શતાનીકને પાડી પ્રતાપવાન તેમણે ભલ્લ નામના બાણે કરી હજારો રાજાઓને પાડયા. તે વખતે કેટલાક ઉદ્વેગ પામેલા યોદ્ધાઓ સંગ્રામમાં અર્જુનને પોકારતા હતા. જે રાજાઓ, અર્જુન તરફથી ભીષ્મ સામે ગયા હતા તે પણ યમલોકમાં ગયા. એ રીતે ભીષ્મ, પાંડવ સેનાની દશે દિશાઓને બાણના સમુદાયથી અતિક્રમણ કરી. તેને મોખરે ઉભા રહ્યા. એવી રીતે દશમે દિવસે મોટું કર્મ કરી બેઉ સેનાની વચમાં ધનુષ ગ્રહણ કરી ઉભેલા તેમને ગ્રીષ્મ ઋતુના આકાશમાં તપતા મધ્યાન્હના સૂર્યને જેમ કોઇ જોઇ શકે નહિ તેમ કોઇ પણ રાજા જોવા સમર્થ થતા ન હતા. હે ભારત ! જેમ સંગ્રામમાં દૈત્યની સેનાને, ઇંદ્ર તપાવે તેમ તે, પાંડવ તરફનાઓને તપાવતા હતા. આ રીતે પરાક્રમ કરતા એમને જોઇ, દેવકી પુત્ર મધુસૂદન ભગવાને પ્રસન્ન થઇ, અર્જુનને કહ્યું કે, બેઉ સેનાના મધ્યમાં ઉભેલા આ શંતનુપુત્ર ભીષ્મને બલાત્કારથી માર્યા પછી તારો જય થશે. તેમ હે વિભો ! એ વિદ્યમાન હોવાથી આપણી સેના પણ ભેદ પામે છે માટે બળથકી તું સ્તંભન કર. કારણ તારા વિના બીજો કોઇ એમના બાણને સહન કરી શકે એવો નથી, એ રીતે શ્રીકૃષ્ણે પ્રેરણા કરેલા અર્જુને તેજ વખતે ધ્વજ, રથ તથા અશ્વ સહિત ભીષ્મને બાણે કરી ઢાંકી દીધા. કૌરવોમાં મુખ્ય તેમણે પણ, અર્જુનના બાણ સમુદાયને બાણ સમૂહે કરી અનેક તરેહથી કાપી નાખ્યા. પંચાલનો રાજા દ્રુપદ, પરાક્રમી ધૃષ્ટકેતુ, પાંડુપુત્ર ભીમસેન, પૃષત્

ગોત્રમાં ઉત્પન્ન થયેલા ધૃષ્ટદ્યુમ્ન, નકુળ સહદેવ, ચેકિતાન, પાંચ ભાઇઓ કેકય, મહાબાહુ સાત્યકિ, સુભદ્રા પુત્ર અભિમન્યુ, ઘટોત્કચ, દ્રૌપદીના પાંચ પુત્ર, શિખંડી, પરાક્રમી કુંતિભોજ, સુશર્મા તથા વિરાટ, મહા બળવાન પાંડવ તરફના એટલા અને બીજાઓ પણ ભીષ્મના બાણે કરી પીડિત થઇ શોકસાગરમાં બુડયાહતા તેમનો અર્જુને ઉદ્ધાર કર્યો. અર્જુને રક્ષા કરેલો શિખંડી તો પરમ આયુધ ગ્રહણ કરી વેગથી ભીષ્મની સામે દોડયો. તે સમયે પરાજય પામેલો નહીં એવો સંગ્રામના વિભાગને જાણનાર અર્જુન તેના સર્વ અનુચરોને મારી ભીષ્મની સામે દોડયો. સાત્યકિ, ચેકિતાન, પૃષતગોત્રમાં ઉત્પન્ન થયેલો ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ દ્રુપદ તથા માદ્રીપુત્ર નકુળ, સહદેવ, દઢ ધનુષવાળા અર્જુને રક્ષા કરેલા એ સર્વ ભીષ્મ સામે દોડયા. તેમજ અભિમન્યુ, દ્રૌપદીના પાંચ પુત્ર સંગ્રામમાં પાછા ન વળનાર દઢ ધનુષવાળા ઉગામેલા મોટા આયુધવાળા તે સર્વ પરક્ષય કરનાર એવા બાણ નાખતાં ભીષ્મ સામે દોડયા. તેમના મૂકેલા બાણના સમુદાયને પાછા વાળી ઉદાર ચિત્તવાળા પિતામહ ભીષ્મ પાંડવની સેનામાં ક્રીડા કરતા હોય તેમ તેમના બાણનો વિનાશ કરતા હતા. વારંવાર હાસ્ય કરતા ભીષ્મ તેના સ્ત્રીપણાને યાદ કરી, શિખંડી ઉપર બાણ નાખતા ન હતા મહારથિ તેમણે દ્રુપદના સૈન્યમાં સાત રથિઓને માર્યા તે સમે ક્ષણમાત્રમાં કિલકિલ એવો શબ્દ થવા લાગ્યો. તે વખતે એક સાથેજ દોડતા મત્સ્ય, પાંચાલ તથા ચેદિઓના મધ્યમાં પણ ક્ષણમાત્રમાં કિલકિલ એ રીતે શબ્દ થવા લાગ્યો. હે પરંતપ ! તેઓએ નર, અશ્વ તથા રથના સમુદાયથી તથા બાણોએ કરી, સંગ્રામમાં શત્રુને તપાવતા એકલા ગંગાપુત્ર ભીષ્મને મેઘો જેમ સૂર્યને ઢાંકે તેમ ઢાંકી દીધા. ત્યાર પછી તેના તથા તેમના દેવાસુર જેવા ભયંકર યુદ્ધમાં અર્જુન શિખંડીને આગળ કરી ભીષ્મ સામે દોડયો.

**ततस्तस्य च तेषां च युद्धे देवासुरोपमे ।**
**किरीटीभीष्ममागच्छत्पुरस्कृत्य शिखंडिनम् ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि भीमपराक्रमे गुर्जरभाषायां अष्टादशाधिकशततमोऽध्यायः ॥ ११८ ॥**

## અધ્યાય ૧૧૯ મો. પિતામહ ભીષ્મ નિપાત.

**संजय उवाच—एवं ते पांडवाः सर्वे पुरस्कृत्य शिखंडिनं ।**
**विव्यधुः समरे भीष्मं परिवार्य समंततः ॥ १ ॥**

સંજય કહે છે કે, હે ધૃતરાષ્ટ ! એ રીતે તે સર્વ પાંડવો શિખંડીને આગળ કરી ભીષ્મને ચોતરફથી ઘેરી મારવા લાગ્યા. તેમજ યોદ્ધાઓ સહિત સર્વ સૃંજયો પણ ભયંકર તોપો, ભાલાં, ફરશીયો, મુસલ, સાંગ્યો, ગોફણ, સુવર્ણના પૃષ્ટ ભાગવાળાં બાણ, શક્તિ, ગુરંજ, કંપન, નારાચ, વત્સદંત નામના બાણ તથા અગ્ન્યાસ્ત્રે કરી ભીષ્મને મારવા લાગ્યા. ઘણાકે પીડા પમાડેલા વિખરાઇ ગયું છે કવચ જેમનું એવા તે મર્મસ્થાન ભેદાયાં તોપણ વ્યથા પામ્યા નહિં. પ્રદીપ્ત બાણ તથા ધનુષરૂપ જ્વાળાવાળા અસ્ત્રના ફેલાવરૂપ છે વાયુ જેમાં, પાટાના શબ્દરૂપ તાપ સહિત મોટા અસ્ત્રના ઉદયરૂપ પ્રકાશવાળા શરીરના ક્ષયરૂપ મોટા ઇંધન યુક્ત પ્રલય સમયના અગ્નિરૂપ ભીષ્મ, પારકાઓને બાળતા

હતા. વળી રથ સમુદાયમાંથી આગળ નિકળી પાછા રાજાઓના મધ્યમાં વિચરતા દેખાતા હતા. હે વિશાંપતે ! પછી પંચાલના રાજા તથા ધૃષ્ટકેતુને મનમાં આણ્યા વગર પાંડવની સેનામાં આવેલા તેમણે સાત્યકિ, ભીમસેન, પાંડુપુત્ર અર્જુન, દ્રુપદ, વિરાટ તથા પૃષતગોત્રમાં ઉત્પન્ન થયેલા ધૃષ્ટદ્યુમ્ન, એ ૭ યોદ્ધાઓને ભયંકર શબ્દવાળા મોટા વેગવાન કવચ ભેદનાર તીક્ષ્ણ બાણોએ કરી વિંધ્યા. તે મહારથિઓએ પણ આવતા તેમના બાણને વારી રાખી, પરાક્રમથી દશ દશ બાણે કરી પિતામહને પીડયા. મહારથિ શિખંડીએ સુવર્ણના પૃષ્ઠભાગવાળા શિલા ઉપર તીક્ષ્ણ કરેલા મોટા બાણ નાખ્યા તે, તે મહાત્માને કંઇ પણ વ્યથા ન કરતા ખાલી ગયા. તે વખતે અત્યંત ક્રોધે ભરાગેલા અર્જુને ભીષ્મની સામે દોડી, શિખંડીને આગળ કરી એમનું ધનુષ કાપી નાંખ્યું. તે ન સહન કરી શકતા દ્રોણ, કૃતવર્મા, સિંધુ દેશનો જયદ્રથ, ભૂરિશ્રવા, શલ શલ્ય તથા ભગદત્ત એ સાત તમારી તરફના મહારથિઓએ અર્જુન સામે દોડી, દિવ્યશસ્ત્રે કરી પાંડુપુત્રને ઢાંકી દીધો. તે સમે અર્જુનના રથ પ્રત્યે આવતા તેમનો પ્રલય સમયના વૃદ્ધિ પામેલા સમુદ્રોના જેવો, 'મારો પકડો, વિંધો કાપો' એ રીતે ભયંકર શબ્દ થવા લાગ્યો, તે સાંભળી અર્જુનના રક્ષણને ઇચ્છતા સાત્યકિ, ભીમસેન, પૃષતગોત્રમાં ઉત્પન્ન થયેલો ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ, દ્રુપદ, ઘટોત્કચ રાક્ષસ તથા અત્યંત કોપેલો અભિમન્યુ, વિચિત્ર પ્રકારના ધનુષ ધારણ કરેલા ક્રોધથી મૂર્છિત પાંડવ તરફના એ સાત મહારથિઓ તેમની સામે દોડયા, હે ભરતશ્રેષ્ઠ ! તેમનું પરસ્પર દેવ તથા દાનવ જેવું રૂંવાં ઉભાં કરનાર ભયંકર યુદ્ધ થયું. અર્જુને રક્ષણ કરેલા સંગ્રામમાં શ્રેષ્ઠ શિખંડીએ દશ બાણે કરી કપાઇ ગયેલ ધનુષવાળા ભીષ્મને વિંધી બીજા દશે કરી એમના સારથિને વિંધી, એકે કરી તેમનો ધ્વજ કાપ્યો. ગંગાપુત્રે બીજું અત્યંત વેગવાન ધનુષ ગ્રહણ કર્યું તે પણ અર્જુને તીક્ષ્ણ ત્રણ બાણે કરી કાપી નાખ્યું, એ રીતે શત્રુને તપાવનાર ક્રોધે ભરાયેલા પાંડુપુત્ર અર્જુને ભીષ્મનું વારંવાર ધનુષ કાપ્યું ત્યારે અત્યંત ક્રોધે કપાઇ ગયેલ ધનુષવાળા ભીષ્મે, એ ગલોફાં ચાટતાં વેગે કરી પર્વતને પણ વિદારણ કરનાર શક્તિ ગ્રહણ કરી તે અર્જુનના રથ ઉપર નાખી. વજ્ર જેવી પ્રજ્વલિત તેને જોઇ, પાંડુપુત્ર અર્જુને તીક્ષ્ણ એવા ભલ્લ નામના પાંચ બાણ ગ્રહણ કરી, શક્તિના પાંચ કડકા કરી નાખ્યા, તેથી મેઘના સમુદાયથી કપાઇ જૂદી પડેલી વિજળી જેમ ભૂમિપર પડે તેમ તે પૃથ્વી ઉપર પડી. કપાઇ ગયેલી શક્તિને જોઇ, પરપુર જીતનાર શૂરવીર ક્રોધાયુક્ત ભીષ્મે બુદ્ધિએ કરી વિચાર કર્યો કે, જો મહા.બળવાન વિશ્વકસેન ભગવાન આ પાંડવોનું રક્ષણ કરનાર ન હોત તો એક ધનુષે કરી સર્વ પાંડવોને હું મારત. વળી પાંડવોને મારે મારવા નથી તેમ શિખંડીને સ્ત્રીપણું છે, એ બે કારણને લીધે પણ પાંડવો સાથે હવે હું યુદ્ધ નહી કરૂં. પૂર્વે જ્યારે હું દાસ કન્યાને લાવ્યો ત્યારે પ્રસન્ન થયેલા મારા પિતાએ મને સંગ્રામમાં અવધ્યપણું તથા ઇચ્છા પ્રમાણે મરણરૂપ વર આપેલો છે, માટે મારા મૃત્યુકાળનો હવે હું સ્વીકાર કરૂં એમ મને લાગે છે. એ રીતે તેજવાળા ભીષ્મનો નિશ્ચય જાણી, આકાશમાં રહેલા ઋષિઓ તથા વસુદેવતાઓએ તેમને કહ્યું કે, હે તાત ! તમે મનમાં જે નિશ્ચય કર્યો તે અમને પણ પ્રિય છે માટે તેમ કરી બુદ્ધિને યુદ્ધથી નિવૃત કરો. એ રીતે દેવતાઓ બોલતા હતા તેટલામાં સુગંધિ જળકણ સહિત સરળ પવિત્ર વાયુ વાવા લાગ્યો. મોટા શબ્દવાળાં દેવ દુંદુભિ વાગવા લાગ્યાં અને આકાશમાંથી વૃષ્ટિ થઇ. પણ હે ધૃતરાષ્ટ્ર ! દેવતાઓનું બોલવું મહા-

બાહુ ભીષ્મે તથા વ્યાસજીના પ્રસાદથી મેં સાંભળ્યું, બીજા કોઇએ સાંભળ્યું નહીં. હે વિશાંપતે ! સર્વ લોકને પ્રિય એવા ભીષ્મ રથમાંથી પડશે. એવાં સંભ્રમયુક્ત દેવગણોનાં વચન સાંભળી, મોટા તેજવાળા શંતનુપુત્ર ભીષ્મ, સર્વ આવરણ ભેદનાર તીક્ષ્ણ બાણોએ કરી ભેદાયા તોપણ અર્જુનને અતિક્રમણ કરતા ન હતા. હે મહારાજ ! ક્રોધે ભરાયેલા શિખંડીએ તો તીક્ષ્ણ નવ બાણે કરી ભરતોના પિતામહને વક્ષસ્થળમાં વિંધ્યા. તોપણ કૌરવોના પિતામહ પૃથ્વીનો કંપ થવાથી જેમ પર્વત કંપે નહીં તેમ પોતે કંપાયમાન થયા નહીં. તે સમે હાસ્ય કરી અર્જુને ગાંડીવ ધનુષ ખેંચી ગંગાપુત્ર ઉપર પચ્ચીશ બાણ નાખ્યાં. એ રીતે અર્જુન વારંવાર સર્વ અંગે મર્મસ્થાનો ઉપર તીક્ષ્ણ બાણ મારી તેમને વિંધવા લાગ્યો. વળી બીજા હજારો બાણે કરી વિંધ્યા. તે સમે સત્ય પરાક્રમવાળા મહારથિ ભીષ્મે, સામા બાણ નાખી, આવતા તેના બાણને વારી રાખ્યાં. મહારથિ શિખંડી તો શિલા ઉપર તીક્ષ્ણ કરેલા સુવર્ણના પૃષ્ટ ભાગવાળા જે જે બાણ ભીષ્મ ઉપર નાખતો હતો તે તે તેને કાંઇ પણ વ્યથા કરતા ન હતા. અત્યંત ક્રોધે ભરાયેલા અર્જુને શિખંડીને આગળ કરી ભીષ્મ સામે દોડી, નવ બાણે કરી એમને વિંધી ધનુષ કાપી, એકે કરી ધ્વજને કાપી દશ બાણે કરી એમના સારથિને પણ કંપાવ્યો. તે સમે ગંગાપુત્ર ભીષ્મે અત્યંત બળવાન બીજું ધનુષ ગ્રહણ કર્યું, તેના પણ કુંતિપુત્ર અર્જુને તીક્ષ્ણ એવા ભલ્લ નામના ત્રણ બાણે કરી કડકા કરી નાખ્યા. એ રીતે નિમેષ માત્રમાં એમનાં ઘણાંક ધનુષ અર્જુને કાપી નાખ્યાં. ત્યાર પછી શંતનુપુત્ર ભીષ્મ, અર્જુનને અતિક્રમણ કરી શકયા નહિ. વળી અર્જુને પચ્ચિશ બાણ એમની ઉપર નાખ્યા તેથી અતિ વિંધાયલા મોટા ધનુષવાળા ભીષ્મે દુઃશાસનને કહ્યું કે–પાંડવોમાં મહારથિ અર્જુન, હજારો બાણે કરી સંગ્રામમાં મનેજ મારે છે તેમ સંગ્રામમાં એને જીતવા ઇંદ્ર, એકઠા મળેલા શૂરવીર દેવ, દાનવ તથા રાક્ષસો પણ સમર્થ નથી, તેમજ મને જીતવા પણ તેઓ કોઈ સમર્થ નથી, ત્યારે મહારથિ મનુષ્યો તો ક્યાંથીજ જીતે ? એમ તે બેઉ જણ પરસ્પર ભાષણ કરતા હતા, એટલામાં અર્જુને શિખંડીને આગળ કરી તીક્ષ્ણ બાણે કરી ભીષ્મને વિંધ્યા. તે સમે તે હસતા હોય તેમ વળી દુઃશાસનને કહેવા લાગ્યા કે, વજ્ર જેવા સ્પર્શવાળા જે આ હમેશ મારી ઉપર બાણ પડે છે તે અર્જુનના બાણ છે શિખંડીના નથી. દૃઢ એવા કવચને ભેદનાર આ બાણો, મારાં મર્મસ્થાનને ભેદી મુસળની પેઠે મને હણે છે માટે આ અર્જુનના શિખંડીના બાણ નથી. વજ્રના ડાંડા જેવા સ્પર્શવાળા તથા વજ્રના વેગની પેઠે સહન ન થઇ શકે એવા આ મારા પ્રાણને પીડે છે માટે આ બાણ શિખંડીના નહીં. ગદા તથા ભાલાંના જેવા સ્પર્શવાળા તથા યમદૂત જેવા આ બાણો, મારા પ્રાણનો જાણે નાશ કરતા હોય નહીં એવા લાગે છે માટે શિખંડીના બાણ નહીં. ઉગ્ર વિષવાળા અત્યંત ક્રોધે ભરાયેલા સર્પ સરખા આ બાણો, મારાં મર્મસ્થાનમાં પ્રવેશ કરે છેં માટે શિખંડીના નહીં. કર્કટી નામના જંતુનાં બચ્ચાં જેમ પોતાની માના વાંસાને વિદારણ કરી તેમાંથી નિકળે તેમ આ બાણ મારા શરીરોને ભેદે છે માટે આ અર્જુનના બાણ, શિખંડીના નહીં હનુમાન જેની ધ્વજામાં છે એવા શૂરવીર ગાંડીવ ધનુષવાળા અર્જુન વિના બીજા સર્વ રાજાઓ મને દુઃખ કરી શકે નહીં, એ રીતે કહેતા ભીષ્મે, જાણે પાંડવોને બાળી દેતા હોય નહીં તેમ અર્જુન ઉપર શક્તિ નાખી. હે ભારત ! સર્વ શૂરવીર કૌરવો જાતાં તેના ત્રણ બાણે કરી અર્જુને ત્રણ

કડકા કરી નાખ્યા. તે વખતે ગંગાપુત્ર ભીષ્મે, એમને મારવા વાસ્તે સુવર્ણથી શોભતી ઢાલ તથા ખડ્ગ ગ્રહણ કર્યાં, અર્જુને હજી તે રથમાંથી નીચે નહોતા ઉતર્યા તેની અગાઉ તેના સેંકડો કડકા કરી નાંખ્યા તે આશ્ચર્ય સરખું થયું. યુધિષ્ઠિર રાજાએ પણ પોતાનાં સૈન્યોને આજ્ઞા કરી કે ગંગાપુત્ર સામે દોડો, તમને અણુમાત્ર પણ ભય નથી એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળી સૈનિકો ભાલા, સાંગ, બાણના ઓઘ, પટ્ટા, ખડ્ગ, તીક્ષ્ણ એવા નારાચ, વત્સદંત તથા ભલ્લ નામના બાણે કરી પ્રહાર કરતા ભીષ્મ સામે દોડયા. તે સમે પાંડવો ભયંકર સિંહનાદ કરવા લાગ્યા, તેનજ ભીષ્મના જયને ઇચ્છતા તમારા પુત્રો પણ સિંહનાદ કરવા લાગ્યા. તમારી તરફના સિંહનાદ કરતા ભીષ્મનીજ રક્ષા કરતા હતા. તમારાઓને વિપક્ષ સંગાથે મોટું યુદ્ધ થતું હતું. હે રાજેંદ્ર ! દશમે દિવસે ભીષ્મ તથા અર્જુનના યુદ્ધમાં બે ઘડી સુધી ગંગા તથા સમુદ્રના જળની ઘુમરીની પેઠે પરસ્પર મારતાં તથા યુદ્ધ કરતાં સૈન્યો ફરવા લાગ્યાં. તે વખતે રૂધિરથી વ્યાપ્ત થયેલી પૃથ્વી ભયંકર દેખાતી હતી, તેમાં ઊંચાણ તથા નિચાણ પણ કાંઇ જણાતું ન હતું. તે દશમે દિવસે પોતાનાં મર્મસ્થાન ભેદવા છતાં પણ ભીષ્મ, દશ હજાર યોદ્ધાઓને મારી રણસંગ્રામમાં ઉભા હતા ધનુષ ધરનાર અર્જુન પણ સેનાને મોખરે ઉભો રહી કૌરવની સેનાને નસાડતો હતો. તીક્ષ્ણ શસ્ત્રે કરી પીડા પામેલા અમે, ધોળા ઘોડાવાળા કુંતિપુત્ર અર્જુનથી ભય પામી સંગ્રામમાં ભાગ્યા અને સૌવીર, કિતવ, પૂર્વ પશ્ચિમ તથા ઉત્તરના રાજાઓ, અભિષાહ, શૂરસેન, શિબિ, વસાતિયો, શાલ્વ, ત્રિગર્ત્ત તથા કેકય સહિત અંબષ્ટ, બાણ તથા વ્રણથી પીડિત થયેલા સર્વ મહાત્મા અર્જુન સાથે યુદ્ધ કરતાં ભીષ્મને છોડતા ન હતા. પાંડવ તરફના ઘણાક યોદ્ધાઓ, સર્વ કૌરવોને પરાભવ પમાડી એક ભીષ્મને ચોતરફથી ઘેરી લઇ તેમની ઉપર બાણનો વરસાદ કરવા લાગ્યા. હે રાજન ! 'પાડો, ઝાલો, યુદ્ધ કરો, મારો, ' એ રીતે ભીષ્મના રથ સમીપે ભયંકર શબ્દ થતો હતો. હજારોને મારનાર ભીષ્મનું શરીર ભેદાયા વગર બે અંગુળ પણ ખાલી રહ્યું ન હતું. એ રીતે સંગ્રામમાં અર્જુને તીક્ષ્ણ અગ્રભાગવાળા બાણે કરી વિંધેલા અંગવાળા તમારા પિતા, કંઇક શેષ સૂર્ય હતો તે સમયે તમારા પુત્રો જોતાં, પૂર્વમાં મસ્તક રાખી રથમાંથી નીચે પડયા. હે ભારત ! એ રીતે રથમાંથી ભીષ્મ પડયા તે વખતે આકાશમાં દેવતાઓનો તથા રાજાઓનો મોટો હાહાકાર થયો. એ રીતે પડતા મહાત્મા પિતામહને જોઇ, તેમની સાથે અમારા સર્વનાં હૃદય પણ પડી ગયાં. એવી રીતે સર્વ ધનુષ ધરનારાઓમાં કેતુરૂપ તે ઇંદ્રવા ધ્વજની પેઠે પૃથ્વીને શબ્દાયમાન કરતાં નીચે પડયા તોપણ ચોતરફ બાણથી વિંધાવાને લીધે તેમને પૃથ્વીનો સ્પર્શ થયો નહિ. બાણ શય્યામાં સૂતેલા પુરૂષમાં શ્રેષ્ઠ મોટા ધનુષવાળા રથમાંથી પડેલા એમને દિવ્યભાવ પ્રાપ્ત થયો. તે વખતે વરસાદ થયો અને પૃથ્વી શબ્દ કરવા લાગી. પડવા વખતે દક્ષિણમાં રહેલા સૂર્યને જોઇ, સંજ્ઞા પામી હાલ કયો વખત છે તે વિષે વિચાર કરવા લાગ્યા. સર્વ ધનુષ ધરનારમાં શ્રેષ્ઠ પુરૂષમાં સિંહરૂપ મહાત્મા ગંગાપુત્ર ભીષ્મ દક્ષિણાયનમાં કેમ મરણ પામશે ? એવી અંતરિક્ષમાંથી દિવ્ય વાણી થઇ, તે સાંભળી 'હાલ હું રહ્યો છું ' એમ કહી, ઉત્તરાયણને ઇચ્છતા કુરૂકુળના પિતામહે પડયા તોપણ પ્રાણ ધારણ કરી રાખ્યા. એવું તેમનું મન જાણી હિમાલયની પુત્રી ગંગાએ મહર્ષિઓને હંસરૂપે કરી જ્યાં બાણશય્યામાં તે સૂતેલા હતા ત્યાં તેમને જોવા સારૂ મોકલ્યા. તે હંસરૂપ ઋષિઓએ

બાણુશય્યામાં સુતેલા કુરૂકુળના પિતામહ ભીષ્મને જોઇ પ્રદક્ષિણા કરીને કહ્યું કે, 'દક્ષિણાયનમાં મહાત્મા ભીષ્મ કેમ મરણ પામશે' એમ કહી તે હંસો, દક્ષિણ દિશામાં જવા લાગ્યા. તે વખતે વિચાર કરી મહા બુદ્ધિમાન ભીષ્મે કહ્યું કે 'હે હંસો! હું આ દક્ષિણાયનના સૂર્યમાં પરલોકમાં જઇશ નહીં એ મારા મનમાંજ છે અને ઉત્તરાયણના સૂર્ય થશે ત્યારે મારા પ્રાચીન સ્થાન પ્રત્યે જઈશ, એ હું તમોને સત્ય કહું છું. તેમ મારા સામર્થ્યે કરી હું સ્વચ્છંદ મૃત્યુ છું માટે ઉતરાયણમાં જેને મારવાની ઇચ્છા છે એવો હું પ્રાણ ધારણ કરી રાખીશ, કેમકે તે વિષે મહાત્મા મારા પિતાએ 'તારૂં ઇચ્છા પ્રમાણે મરણ થશે' એવો મને વર આપેલો છે. હંસોને આમ કહી તે બાણુશય્યામાં સુઇ રહ્યા. એ રીતે કૌરવના શિખરરૂપ મહા પરાક્રમી ભીષ્મ પિતામહ પડયા ત્યારે પાંડવ તથા સૃંજયો, સિંહનાદ કરવા લાગ્યા. હે ભરતર્ષભ! તે બળવાળા ભરતોના પિતામહ હણાયા તે વખતે તમારા પુત્રોને કંઇ પણ સુઝયું નહિ, સર્વ કૌરવોને સંમ્મોહ થયો. તેમજ કૃપાચાર્ય તથા દુર્યોધનાદિ સર્વ નિશ્વાસ મૂકી રોવા લાગ્યા. ખેદને લીધે ઘણા વખત સુધી તો તેઓ અચેત રહ્યા. હે મહારાજ! વળી તે સર્વ વિચાર કરવા લાગ્યા તેથી યુદ્ધમાં મન દેવાયું નહિ, ને વાયુના દરદે કરી ઝલાયાના પેઠે પાંડવો સામે દોડતા પણ બંધ પડયા. મરવા લાયક નહીં એવા મહા પરાક્રમી શંતનુપુત્ર ભીષ્મ હણાયા તે વખતે 'દુર્યોધનનો નાશ નજીક આવ્યો' એમ અમોને વિચાર થયો. હણાયા છે શૂરવીર જેમના એવા અર્જુને જીતેલા તીક્ષ્ણ બાણે કરી વિંધાયલા અમે, આ સમયે હવે શું કરવું તે પણ જાણુતા ન હતા. તે વખતે ભોગળ સમાન હાથવાળા શૂરવીર સર્વ પાંડવો, જય તથા પરલોક વિષે રૂડી ગતિને પામી, મોટા શંખ વગાડવા લાગ્યા. હે જનેશ્વર! પંચાલ સહિત સોમકો ખુશી થતા હતા. હજારો તુરીયો વાગતી હતી. મહા બળવાન ભીમસેન, બાહુના શબ્દ સાથે સિંહનાદ કરતો હતો. સમર્થ ગંગાપુત્ર હણાયા તે સમયે બેઉ સેનાના શૂરવીરો શસ્ત્ર મૂકી, વિચાર કરવા લાગ્યા, અને કેટલાક આક્રોશ કરવા લાગ્યા. કેટલાક નાસી ગયા તથા બીજા કેટલાક મોહ પામી ગયા, કેટલાક ક્ષાત્રધર્મની નિંદા અને ભીષ્મનાં વખાણ કરવા લાગ્યા. ઋષિઓ તથા પિતૃઓ તે મોટા વ્રતવાળાની પ્રશંસા કરવા લાગ્યા ભરતોના પૂર્વજો હતા તે પણ તેની પ્રશંસા કરવા લાગ્યા અને પરાક્રમી બુદ્ધિમાન શંતનુપુત્ર ભીષ્મ પણ યોગ ધારણા કરી, મહોપનિષદ્રૂપ બ્રહ્મનો જપ કરતા કાળની વાટ જોતા બાણુશય્યામાં પડયા.

**भारतानां च ये पूर्वे ते चैनं प्रशशंसिरे ।**
**महोपानिषदं चैव योगमास्थाय वीर्यवान् ॥**
**जपन् शांतनवो धीमान्कालाकांक्षीस्थितो भवत् ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि भीष्मनिपातने गुर्जरभाषायां ऊनविंशत्याधिकशततमोऽध्यायः ॥ ११९ ॥**

## અધ્યાય ૧૨૦ મો. ભીષ્મને અર્જુને આપેલું ઉપધાન.

**धृतराष्ट्र उवाच–कथमासंस्तदायोधा हीनाभीष्मेण संजय ।**
**बलिनादेवकल्पेन गुर्वर्थे ब्रह्मचारिणा ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર કહે છે કે, હે સંજય! બળવાન દેવ જેવા પોતાના પિતા વાસ્તે બ્રહ્મચર્ય પાળનાર ભીષ્મે કરીને હીન યોદ્ધાઓ, કેવી રીતે વર્તતા હતા. જ્યારેથી દયાળુતાને લીધે ભીષ્મ દ્રુપદપુત્ર શિખંડી સામે થયા નહીં, ત્યારથીજ પાંડવોએ કૌરવ તથા બીજાઓને હણેલા છે, એમ હું ધારતો હતો. અત્યંત દુર્બુદ્ધિવાળો હું પિતા એવા ભીષ્મને હણાયા એ વચન સાંભળું છું, એથી બીજું વધારે શું દુઃખ કારક હોય? હે સંજય! ભીષ્મને હણાયા સાંભળી, મારૂં હૃદય વિદારણ થતું નથી માટે જરૂર તે કાળમીંઢ પથ્થરનું બનેલું છે. હે સુવ્રત! કુરૂકુળમાં સિંહરૂપ જયને ઇચ્છતા હણાયેલા ભીષ્મે તે સમે બીજું જે કાંઇ કર્યું હોય તે તું મને કહે. સંગ્રામમાં ભીષ્મ હણાયા, એ વારંવાર સાંભળવું હું સહન કરી શકતો નથી. ભીષ્મને દિવ્ય અસ્ત્રે કરી પૂર્વે પરશુરામ પણ મારી શકયા નહતા. તેમને આ સમયે દ્રુપદપુત્ર શિખંડીએ હણ્યા એ શું? સંજય કહે છે કે, કુરૂકુળના પિતામહ ભીષ્મ, તમારા પુત્રોને ખેદ તથા પંચાલોને હર્ષ આપતાં સાયંકાળ વખતે પૃથ્વી ઉપર પડી ગયા. સર્વ પ્રાણિયો મોટો હાહાકાર શબ્દ કરવા લાગ્યાં. સંગ્રામને જીતનાર કૌરવોના સીમા વૃક્ષ રૂપ ભીષ્મ પડયા તે સમે બેઉ સેના વિષે રહેલા ક્ષત્રિયોને ભય પ્રાપ્ત થયું. હે વિશાંપતે! વિખરાઈ ગયાં છે કવચ તથા ધ્વજ જેમનાં એવા બાણશય્યામાં પોઢેલા શંતનુપુત્ર ભીષ્મને જોઇ, કૌરવ તથા પાંડવો તેમને વિંટાઇ વળ્યા. શંતનુપુત્ર હણાયા ત્યારે આકાશ અંધકારથી ઘેરાઇ ગયું. સૂર્ય કાંતિ રહિત થયો ને પૃથ્વી કંપવા લાગી. પુરૂષમાં શ્રેષ્ઠ બાણશય્યામાં સૂતેલા તેમને જોઇ, 'આ બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ છે, આ બ્રહ્મવેત્તામાં ઉત્તમ છે,' એ રીતે પ્રાણિયો કહેવા લાગ્યાં. બાણશય્યામાં સૂતેલા ભરતોમાં અત્યંત મોટા પુરૂષમાં શ્રેષ્ઠ ભીષ્મને જોઇ, સિદ્ધ અને ચારણ સહિત ઋષિયોએ આવી રીતે કહ્યું કે પૂર્વે પોતાના પિતા શંતનુને કામથી પીડાયલા જાણી આ વીરપુત્ર જન્મભર બ્રહ્મચર્યમાં રહેલા છે. હે મારિષ! ભરતોના પિતામહ શંતનુપુત્ર ભીષ્મ હણાયા ત્યારે હણાઇ છે શોભા જેની એવા ખેદયુક્ત મુખવાળા નીચું જોઇ ઉભેલા લજ્જાયુક્ત તમારા પુત્રો, કાંઇ પણ કર્ત્તવ્યને સમજી શકતા ન હતા. સંગ્રામને મોખરે રહેલા સર્વ પાંડવો, જય મેળવી સુવર્ણથી શોભતા શંખોને વગાડતા હતા. હે અનઘ! હે મહારાજ! એ રીતે મહા બળવાન શત્રુને વેગથી મારી, મોટા હર્ષયુક્ત ક્રીડા કરતા કુંતિપુત્ર મહા બળવાન ભીમસેનને અમે જોતા હતા. પાંડવોની સેના તરફ હર્ષથી તુરી નામનાં હજારો વાદ્ય વાગતાં હતાં. કૌરવોને અત્યંત મોટો સમ્મોહ થયો હતો. કર્ણ તથા દુર્યોધન પણ વારંવાર નિશ્વાસ મૂક્તા હતા. એ રીતે કૌરવના પિતામહ ભીષ્મ પાડયા ત્યારે હાહાકાર કરતાં સર્વ સૈન્ય, નિર્મર્યાદ થઇ ગયાં. પડેલા ભીષ્મને જોઇ, ભાઈએ મોકલેલો શૂરવીર, કવચ પહેરેલો, પુરૂષમાં સિંહરૂપ તમારો પુત્ર દુઃશાસન, ઘણા વેગથી પોતાના સૈન્યનો ખેદ હરતો દ્રોણનાં સૈન્ય પાસે ગયો. તેને જોઈ, કૌરવોએ 'આ શું કહેશે?' એમ જાણી, ચોતરફથી તેને વિંટી લીધો. કુરૂકુળમાં શ્રેષ્ઠ તેણે, ભીષ્મ હણાયા એમ દ્રોણને કહ્યું. હે ભરતર્ષભ! દ્રોણાચાર્ય, એવું અપ્રિય વચન સાંભળી મોહ પામી ગયા. હે મારિષ! પછી પ્રતાપવાન દ્રોણાચાર્યે, તત્કાલ પાછી સંજ્ઞા પામી પોતાના સૈન્યને વાર્યું. યુદ્ધથી નિવૃત્ત થયેલા કૌરવોને જોઇ પાંડવોએ પણ ઘોડેસ્વાર દૂતો બધે ફેરવી પોતાના સૈનિકોને પાછા વાળ્યા. એ રીતે ચોતરફથી બધાં સૈન્ય યુદ્ધથી નિવૃત્ત થયાં ત્યારે સર્વ રાજાઓ કવચ છોડી ભીષ્મ પાસે ગયા. એ રીતે હજારો યોદ્ધાઓ યુદ્ધથી વિરામ પામી, બ્રહ્મા પાસે જેમ દેવતાઓ જાય તેમ તે મહાત્માની

પાસે ગયા અને કૌરવો સહિત પાંડવો પણ બાણશય્યામાં સૂતેલા ભરતકુળમાં શ્રેષ્ઠ ભીષ્મ આગળ જઈ, તેમને પ્રણામ કરી પાસે બેઠા. ધર્માત્મા શંતનુપુત્ર ભીષ્મ પોતાને પ્રણામ કરી પાસે બેઠેલા કૌરવ તથા પાંડવો પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યા કે, હે મહારથિઓ ! હે મોટા ભાગ્યવાળા ! તમો ભલે આવ્યા, ભલે આવ્યા, તમને જોઇ હું પ્રસન્ન થયો છું. એ રીતે તેમનો સત્કાર કરી, નીચે પડતા મસ્તક વાસ્તે તેમણે કહ્યું કે 'મારૂં મસ્તક નીચે લટકે છે માટે મને ઓશિકું આપો. એવાં તેમનાં વચન સાંભળી રાજાઓ, સૂક્ષ્મ કોમળ એવાં સુંદર ઓશિકાં લેઇ આવ્યા, તોપણ તેની તેમણે ઇચ્છા કરી નહિ. પુરૂષમાં સિંહરૂપ તેમણે હસતા હોય નહીં તેમ તે રાજાઓને કહ્યું કે, હે પાર્થિવો ! વીરશય્યામાં આ ઓશિકાં યોગ્ય ગણાય નહીં. વળી ધર્મજ્ઞ તેમણે સર્વ લોકમાં મહારથિ મોટા હાથવાળા પુરૂષમાં શ્રેષ્ઠ પાંડુપુત્ર અર્જુન સામે જોઇ, તેને કહ્યું કે–હે ધનંજય ! હે મહાબાહો ! હે તાત ! મારૂં મસ્તક નીચે લબડે છે માટે વીરશય્યાને યોગ્ય ઓશિકું તું મને આપ. સંજય કહે છે કે હે ધૃતરાષ્ટ્ર ! એવાં તેમનાં વચન સાંભળી અર્જુને મોટું ધનુષ લઇ, પિતામહ ભીષ્મને પ્રણામ કરી અશ્રુથી ભરેલાં નેત્રે કરી તેમને આવી રીતે વચન કહ્યું કે હે સર્વ શસ્ત્ર ધરનારમાં શ્રેષ્ઠ ! હે કુરૂશ્રેષ્ઠ ! હે દુર્ધર્ષ ! હે પિતામહ ! હું તમારો દાસ છું, મને આજ્ઞા કરો એટલે હું તેમ કરૂં ? તે સમે શંતનુપુત્ર ભીષ્મે વળી કહ્યું કે હે તાત ! હે કુરૂશ્રેષ્ઠ ! હે ફાલ્ગુન ! મારૂં મસ્તક નીચે લબડે છે વાસ્તે હે વીર ! હે પાર્થ ! સર્વ ધનુષ ધરનારમાં સમર્થ તથા શ્રેષ્ઠ તું છે વાસ્તે આ વીરશય્યાને યોગ્ય હોય એવું ઓશિકું તું મને આપ. તે વખતે ક્ષાત્રધર્મને જાણનાર, બુદ્ધિ બળ તથા ગુણે કરી યુક્ત અર્જુને તેમની આજ્ઞા લેઇ ગાંડીવ ધનુષ ગ્રહણ કરી ભરતોના મહારથિ મહાત્મા ભીષ્મનાં વચન માની, ગ્રંથી વગરના તીક્ષ્ણ મહા વેગવાન ત્રણ બાણે કરી તેમના મસ્તકને ઓશિકું આપ્યું. ધર્મ તથા અર્થના યથાર્થપણાને જાણનાર ભરતકુળમાં શ્રેષ્ઠ ભીષ્મપિતા અર્જુને આપેલા તે ઓશિકાએ કરી, તેની ઉપર પ્રસન્ન થઇ સર્વની સામે જોઈ યુદ્ધ કરનારમાં શ્રેષ્ઠ, સંબંધીઓને પ્રીતિ વધારનાર કુંતિપુત્ર અર્જુન પ્રત્યે કહેવા લાગ્યા કે, હે પાંડુપુત્ર ! આ શયનને યોગ્ય એવું ઓશિકું તેં મને આપ્યું, ને એ પ્રમાણે જો તું ન કરત તો ક્રોધથી હું તને શાપ દેત. હે મહાબાહો ! ધર્મથી ચાલનાર બાણશય્યામાં ગયેલા ક્ષત્રિયે આજ રીતે શયન કરવું યોગ્ય છે, એમ અર્જુનને કહી, પાંડવોની સમીપ બેઠેલા સર્વ રાજાઓ તથા રાજપુત્રોને કહ્યું કે 'પાંડુપુત્ર અર્જુને મને આપેલા ઓશિકાને તમે જુવો. હવે આ શય્યામાં જ્યાં સુધી ઉત્તરાયણના સૂર્ય થશે ત્યાં સુધી હું શયન કરીશ.' એ રીતે સાત અશ્વવાળા ઉત્તમ તેજયુક્ત રથે કરી, સૂર્ય જ્યારે ઉત્તર દિશાનો આશ્રય કરશે ત્યારે સ્નેહીઓ જેમ પોતાના અત્યંત પ્રિયનો ત્યાગ કરે તેમ હું દેહનો ત્યાગ કરીશ. તે સમયે જે રાજાઓ મારી પાસે આવશે તે મને જોશે. હે રાજાઓ ! અહિં મારી શય્યાની આસપાસ ખાઇ ખોદો એટલે હજારો બાણ યુક્ત શરીરવાળો હું સૂર્યની ઉપાસના કરૂં. હે રાજાઓ ! તમો પણ વેર મૂકી સંગ્રામથી વિરામ પામો. સંજય કહે છે કે હે ધૃતરાષ્ટ્ર ! તે સમે શલ્યનો ઉદ્ધાર કરવામાં ચતુર સર્વ સાધનયુક્ત, કામમાં કુશળજનની પાસે સારી રીતે શિખેલા વૈદ્યો ત્યાં આવ્યા. તેમને જોઇ ગંગાપુત્ર ભીષ્મે તમારા પુત્રને કહ્યું કે, આ વૈદ્યોનો સત્કાર કરી–ધન આપી તેમને રજા આપો, કારણ કે ક્ષાત્રધર્મમાં શ્રેષ્ઠ એવી ગતિને પ્રાપ્ત થયેલા મારે વૈદ્યનું પ્રયોજન

નથી, તેમ બાણુશય્યામાં સૂતેલા મારો એ ધર્મ પણ નથી, માટે હે રાજાઓ ! આ બાણ સહિત મને બાળજો. એવાં તેમનાં વચન સાંભળી તમારા પુત્ર દુર્યોધને, યોગ્યતા પ્રમાણે વૈદ્યોનો સત્કાર કરી તેમને રજા આપી. અનેક દેશના રાજાઓ પણ ઘણા તેજવાળા ભીષ્મની ધર્મમાં પરમ એવી સ્થિતિ જોઇ આશ્ચર્ય પામ્યા. એ રીતે એકઠા મળેલા મહારથિ સર્વ કૌરવ, પાંડવ તથા બીજા રાજાઓ તમારા પિતાને ઓશિકું આપી, સુંદર શય્યામાં સૂતેલા તેમની પાસે જઇ પ્રણામ કરી ત્રણ પ્રદક્ષિણા કરી ચોતરફથી તેમની રક્ષા કરી, અત્યંત આતુર, રૂધિરથી ખરડાયલા તે સર્વ શૂરવીરો સાયંકાળે વિચાર કરતા પોતપોતાના તંબુએ ગયા. ત્યાર પછી ભીષ્મના પડવાથી પ્રસન્ન થઇ બેઠેલા પાંડવો પાસે જઇ, મહા બળવાન માધવ ભગવાન ધર્મપુત્ર યુધિષ્ઠિરને આ પ્રમાણે કહેવા લાગ્યા. હે કૌરવ્ય ! તમારો જય થયો, તે ઘણું રૂડું થયું. ભીષ્મપિતાને પાડયા તે પણ બહુ સારૂ થયું, પણ પ્રતિજ્ઞાવાળા સર્વ શાસ્ત્રના પારને પામેલા મહારથિ, મનુષ્ય તથા દેવતાઓથી મારી શકાય નહીં એવા ભીષ્મ, દૃષ્ટિમાત્રથી મારવામાં સમર્થ એવા તમને પામી તમારા ભયંકર ચક્ષુથી નાશ પામ્યા. શ્રીકૃષ્ણનાં એવાં વચન સાંભળી ધર્મરાજાએ કહ્યું કે, હે કેશવ ! તમારા પ્રસાદથી વિજય થાય અને તમારા ક્રોધથી પરાજય થાય. હે કૃષ્ણ ! ભક્તને નિર્ભય કરનાર તમેજ અમારા નાથ છો માટે સંગ્રામમાં જેના હિતમાં તત્પર તથા નિરંતર રક્ષણ કરનાર તમો જેને સહાય હો તેનો જય થાય એમાં આશ્ચર્ય નથી. સર્વ પ્રકારથી તમારે શરણે આવેલાઓને કાંઇ પણ આપદા નથી, એવી મારી મતિ છે એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળી હાસ્ય કરી જનાર્દન ભગવાને તેમને કહ્યું કે, હે રાજાઓમાં શ્રેષ્ઠ ! આવું વચન બોલવું એજ તમને યોગ્ય છે.

**सर्वथा त्वां समासाद्य नाश्चर्यमिति मे मतिः ।**
**एवमुक्तः प्रत्युवाच स्मयमानो जनार्दनः ॥**
**त्वय्येवैतद्युक्तरूपं वचनं पार्थिवोत्तम ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि भीष्मोपधानदाने गुर्जरभाषायां विंशाधिकशततमोऽध्यायः ॥ १२० ॥**



## અધ્યાય ૧૨૧ મો. ભીષ્મે દુર્યોધનને કરેલો ઉપદેશ.

**संजय उवाच–व्युष्टायां तु महाराज शर्वर्यां सर्वपार्थिवाः ।**
**पांडवा धार्त्तराष्ट्राश्च उपातिष्ठन् पितामहं ॥ १ ॥**

સંજય કહે છે–હે મહારાજ ! તે રાત્રિ ગયા પછી સવાર થયું ત્યારે સર્વ રાજાઓ, પાંડવ તથા તમારા પુત્ર ભીષ્મ પાસે જઇ, વીરશય્યામાં સૂતેલા ક્ષત્રિય શ્રેષ્ઠ એવા તે શૂરવીરને પ્રણામ કરી તેમની પાસે ઉભા રહ્યા. તે સમે હજારો કન્યાઓ ત્યાં જઇ ચંદન, ગુલાલ, સાળની ધાણી તથા સુગંધિ ફૂલની ભીષ્મ ઉપર વૃષ્ટિ કરવા લાગી. બાળ તથા વૃદ્ધ સ્ત્રીઓ. તથા એમને જોવા આવેલાં લોકો પણ સૂર્ય સમીપ જેમ ગંધર્વ આદિ પ્રાણીઓ જાય તેમ પાસે ગયાં સેંકડો તુરીવાળા, નટ નર્તક તથા કારીગરો પણ, કૌરવોમાં વૃદ્ધ પિતામહ પાસે આવ્યા. તે સમે પૂર્વની પેઠે બરોબરિયા સાથે પરસ્પર પ્રીતિમાન એકઠા મળેલા કૌરવ તથા પાંડવો યુદ્ધથી વિરામ પામી કવચ તથા આયુધ મૂકી દુઃખે કરીને સહન ન થાય એવા શત્રુને દમન

કરનાર ભીષ્મની પાસે જઇ બેઠા. તે વખતે અનેક રાજાઓથી સંકીર્ણ, ભીષ્મે કરી શોભતી પ્રદીપ્ત કૌરવ તથા પાંડવોની સભા, આકાશમાં સૂર્યમંડળ શોભે તેમ શોભતી હતી. ગંગાપુત્ર ભીષ્મને સેવતા રાજાઓની તે સભા, દેવપતિ બ્રહ્માની ઉપાસના કરતા દેવતાઓની સભા સમાન શોભતી હતી. હે ભરતર્ષભ ! બાણે કરી સંતપ્ત થયેલા સર્પની પેઠે શ્વાસોચ્છ્વાસ કરતા તથા શસ્ત્રના પડવાથી મૂર્છિત થયેલા ભીષ્મે, બાણથી વિંધાયેલા શરીરવાળા હોવા છતાં ધૈર્યથી વેદના સહન કરી રાજાઓ સામે જોઇ 'પાણી' એ રીતે કહ્યું. હે રાજન ! ક્ષત્રિયો નાના પ્રકારનાં ભોજન તથા શીતળ જળના કુંભ ચોતરફથી લાવ્યા. આણેલા પાણીને જોઇ શંતનુપુત્રે કહ્યું કે આ સમે પૂર્વે ભોગવેલા મનુષ્ય સંબંધી ભોગ મારાથી ભોગવી શકાય તેમ નથી; કારણ મનુષ્યોથી જૂદો પડી બાણશય્યામાં સૂતેલો હું કાળની વાટ જોઇ રહેલો છું. એ રીતે કહી રાજાઓને હસતા શંતનુપુત્રે હું અર્જુનને જોવા ઇચ્છું છું એ રીતે કહ્યું. તે વખતે મહાબાહુ અર્જુને ભીષ્મ પાસે આવી નમ્રતાથી હાથ જોડી, પ્રણામ કરી 'હું શું કરૂં ?' એ રીતે કહ્યું. હે રાજન ! પોતાને પ્રણામ કરી હાથ જોડી આગળ ઉભેલા પાંડુપુત્રને જોઇ, પ્રસન્ન થઇ તેમણે તેને કહ્યું કે, તારા બાણથી વિંધાયલું મારૂં શરીર જાણે બળતું હોય નહીં તેમ થાય છે. મારાં મર્મસ્થાન તપે છે, મોઢું સુકાય છે માટે હે મોટા ધનુષ્યવાળા ! હે અર્જુન ! વેદનાએ કરી પીડિત શરીરવાળા મને જળ આપ; કારણ તું આ સમે ઘટતી રીતે મને જળ આપવા સમર્થ છે. ભીષ્મનાં વચન સાંભળી પરાક્રમી અર્જુને 'ઠીક બહુ સારૂં' એમ કહી, રથમાં બેસી ટંકાર કર્યો. તે પ્રત્યંચાના શબ્દને સાંભળી સર્વ રાજાઓ તથા સર્વ પ્રાણીઓ ત્રાસ પામ્યાં. પછી રથિમાં શ્રેષ્ઠ તેણે ભરતકુળમાં શ્રેષ્ઠ સર્વ શસ્ત્ર ધરનારમાં ઉત્તમ બાણશય્યામાં સૂતેલા પિતામહની પ્રદક્ષિણા કરી, પ્રદીપ્ત બાણ સાંધી અભિમંત્રણ કરી સર્વ લોક જોતાં પર્જન્યાસ્ત્ર સાથે જોડી, ભીષ્મની દક્ષિણ બાજુની પૃથ્વી વિંધી એટલે તેમાંથી શીતળ અમૃત જેવી દિવ્ય ગંધ તથા રસવાળા પાણીની નિર્મળ ધારા નીકળી. તે શીતળ ધારાએ કરી તેણે દિવ્ય છે કર્મ તથા પરાક્રમ જેમનાં એવા કૌરવોમાં શ્રેષ્ઠ ભીષ્મને તૃપ્ત કર્યા. ઇંદ્રની પેઠે મોટું કામ કરનાર અર્જુનના તે કર્મે કરી સર્વ રાજાઓ, પરમ આશ્ચર્ય પામ્યા. મનુષ્યથી ન બને એવું અર્જુનનું પરાક્રમ જોઇ, હિમથી પીડિત થયેલી ગાયોની પેઠે કૌરવો કંપવા લાગ્યા. ચોતરફ રાજાઓ વિસ્મયથી પોતાના ઉતરીને હલાવવા લાગ્યા. તેમજ ચોતરફથી શંખ તથા દુંદુભિનો મોટો શબ્દ પણ થયો. હે રાજન ! તે સમે તૃપ્ત થયેલા શંતનુપુત્ર ભીષ્મે, સર્વ શૂરવીર રાજાઓની સમક્ષ સત્કાર કરતા હોય નહીં તેની પેઠે અર્જુનને કહ્યું કે, હે મહાબાહો ! હે કુરૂનંદન ! તારે વિષે આ કર્મ કંઈ આશ્ચર્યકારક નથી. હે ઘણા તેજવાળા ! તને ઉદ્દેશીને નારદે પણ કહ્યું હતું કે પૂર્વનો ઋષિ આ, વાસુદેવની મદદે દેવતા સહિત ઇંદ્ર પણ જે કર્મ ન કરી શકે તે કરશે. હે પાર્થ ! દેવતાના રહસ્યને જાણનાર પુરૂષો સર્વ ક્ષત્રિયોના નિધનનો હેતુ તને જાણે છે. સર્વ પ્રાણીઓમાં મનુષ્ય, પક્ષિઓમાં ગરૂડ, જળાશયોમાં સમુદ્ર, ચાર પગવાળામાં ગાય, તેજવાળાઓમાં સૂર્ય તથા સર્વ જાતિમાં જેમ બ્રાહ્મણ શ્રેષ્ઠ છે તેમ સમગ્ર પૃથ્વીમાં સર્વ ધનુષ ધરનારમાં તું શ્રેષ્ઠ છે, એટલું કહી વળી ભીષ્મે કહ્યું કે પૂર્વે મેં, વિદુરે, દ્રોણાચાર્યે જનાર્દન ભગવાને તથા સંજયે પણ વારંવાર વચન કહ્યાં પણ દુર્યોધને સાંભળ્યાં નહિ, તેમ બેભાન જેવા

વિપરીત બુદ્ધિવાળા શસ્ત્રને અતિક્રમણ કરનાર તેણે તે ઉપર શ્રદ્ધા રાખી નહીં માટે ભીમ-સેને પરાભવ પમાડેલો તે રણશય્યામાં શયન કરશે. એવાં ભીષ્મનાં વચન સાંભળી કૌરવમાં શ્રેષ્ઠ દુર્યોધન દીન મનવાળો થયો. તેની સામે જોઇ ભીષ્મે તેને કહ્યું કે, હે રાજન ! ક્રોધને છોડી દેઇ હું કહું તે સાંભળ. હે દુર્યોધન ! બુદ્ધિમાન અર્જુને અમૃત જેવા સુગંધવાળા શીતળ જળની ધારા કેવી રીતે ઉત્પન્ન કરી એ તેં જોયું ? એ કામ કરનાર આ લોકમાં એના વિના બીજો કોઇ નથી, તેમ આગ્નેય, વારૂણ, સૈમ્ય, વાયવ્ય, વૈષ્ણવ, ઐંદ્ર, પાશુપત, બ્રાહ્મ, પ્રજાપતિનું પારમેષ્ટ્ય, ધાતા, ત્વષ્ટા, સવિતા તથા વિવસ્વાનના અસ્ત્ર પણ, આ સર્વ લોકમાં એક અર્જુન તથા દેવકીપુત્ર કૃષ્ણજ જાણે છે. એ બે વિના બીજો કોઈ જાણતો નથી. જે મહાત્માનાં એટલાં અમાનુષ કર્મ છે, એવો પાંડુપુત્ર અર્જુન યુદ્ધમાં કયારે પણ જીતી શકાય તેવો નથી, માટે હે તાત ! સંગ્રામમાં શોભતાં શૂરવીર બળવાન શસ્ત્ર શિખેલા અર્જુનાદિની સાથે તું સંધિ કર. હે તાત ! હે પુરૂષોત્તમ ! જ્યાં સુધી મહાત્મા શ્રીકૃષ્ણ સ્વાધીન છે તેટલામાં શૂરવીર અર્જુન સાથે તું સંધિ કર. જ્યાં સુધી ગ્રંથી વગરના બાણે કરી, અર્જુને તારી સર્વ સેનાનો નાશ નથી કર્યો ને હણતાં બાકી રહેલા તારા ભાઇઓ તથા ઘણાક રાજાઓ હજી વિદ્યમાન છે, તેટલામાં તું અર્જુન સાથે સંધિ કર. જ્યાં સુધી ક્રોધે કરી પ્રદીપ્ત નેત્રવાળા યુધિષ્ઠિર રાજાએ તારી સેનાને બાળી નાખી નથી તેમજ નકુળ, સહદેવ તથા ભીમસેને પણ તારી મોટી સેનાને ચોતરફથી નાશ પમાડી નથી તેટલામાં શૂરવીર પાંડવો સાથે તું સ્નેહ કર, એ મને રૂચે છે. હે તાત ! મારા અંત સુધી યુદ્ધ થયું, હવે પાંડવો સાથે સલાહ કર. હે અનઘ ! જે આ મેં તને વાકય કહ્યાં તે તું ગ્રહણ કર; કારણ એમ કરવાથી તારૂં તથા કુળનું કલ્યાણ થશે. હે રાજન ! ક્રોધનો ત્યાગ કરી પાંડવો સાથે સ્નેહ કર, અર્જુને એટલું કર્યું તેજ ઘણું છે. ભીષ્મનો નાશ થવાથી હવે તમારે પરસ્પર સ્નેહ થાઓ ને બાકીના રાજાઓ જીવતા રહો. હે રાજન ! પ્રસન્નતાથી એમ કર, અને અર્ધું રાજ્ય પાંડવોને આપ, અને ઇંદ્રપ્રસ્થ પ્રત્યે ધર્મરાજા ભલે રાજ્ય કરો. હે કૌરવેંદ્ર ! રાજાઓમાં અધમ તું મિત્રદ્રોહી માં થા, કારણ એમ કરવાથી અપકીર્ત્તિ પામીશ. મારા અંતથી હવે પ્રજાને શાંતિ થાઓ અને રાજાઓ પરસ્પર સ્નેહયુક્ત થઇ, પરસ્પર એકઠા મળી જાઓ. પિતા પુત્ર સાથે ભાણેજ મામા સાથે તથા ભાઇ ભાઇ સાથે મળી જાઓ. આ રીતે વખતને યોગ્ય એવાં આ મારાં વચન મોહાવિષ્ટ તું જો બુદ્ધિહીનપણાને લીધે ગ્રહણ નહીં કરે તો છેવટ તું મને યાદ કરીશ, ને આ બધા નાશ પામશે. આ મારી વાત સત્ય માનજે." એ રીતે ગંગાપુત્ર ભીષ્મ વેદનાને સહન કરી સ્નેહને લીધે રાજાઓના મધ્યમાં આટલાં વચન દુર્યોધનને સંભળાવી, શલ્યથી તપેલ મર્મસ્થાનવાળા પોતાનું મન પરમેશ્વરમાં જોડી બોલતા બંધ પડયા. સંજય કહે છે કે, હે ધૃતરાષ્ટ્ર ! ધર્મ તથા અર્થ સહિત હિતરૂપ નિરૂપદ્રવ, તેમનાં વચન સાંભળી, નજીક મરણ આવેલાને જેમ સારૂં ઔષધ રૂચે નહીં તેમ તમારા પુત્રને તે વચન રૂચ્યાં નહીં.

**धर्मार्थसहितं वाक्यं श्रुत्वा हितमनामयं ।**
**नारोचयतपुत्रस्ते मुमूर्षुरिव भेषजम् ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वाणि दुर्योधनंप्रतिभीष्म-वाक्ये गुर्जरभाषायां एकविंशाधिकशततमोऽध्यायः ॥ १२१ ॥**

## અધ્યાય ૧૨૨ મો. ભીષ્મે કર્ણને દીધેલી શીખ.

**संजय उवाच-ततस्ते पार्थिवाः सर्वे जग्मुः स्वानालयान्पुनः ।**
**तूष्णीं भूते महाराज भीष्मे शांतनुनंदने ॥ १ ॥**

સંજય કહે છે કે, હે મહારાજ ! એ રીતે શંતનુપુત્ર ભીષ્મ બોલતા બંધ રહ્યા ત્યારે સર્વ રાજાઓ, પોતપોતાને સ્થાનકે પાછા ગયા. કાંઇક ત્રાસ પામેલા પુરૂષમાં શ્રેષ્ઠ રાધાપુત્ર કર્ણે, ભીષ્મ નાશ પામ્યા તે સાંભળી તરત ત્યાં આવી, અશ્રુયુક્ત નેત્ર તથા મોટી કાંતિવાળા તેણે જન્મકાળે બાણશય્યામાં સૂતેલા સમર્થ કાર્તિકસ્વામિની પેઠે બાણશય્યામાં સૂતેલા નેત્ર મીચેલા શૂરવીર મહાત્મા ભીષ્મને જોઇ હે ભીષ્મ ! હે ભીષ્મપિતા ! હે મહાબાહો ! એ રીતે બોલાવી કહ્યું કે, હે કુરૂશ્રેષ્ઠ ! રાધાપુત્ર હું નિરંતર તમારી આંખે આવતો હતો, અને હું પણ તમારો દ્વેષ કરતો હતો. એવાં તેનાં વચન સાંભળી ચર્મવળીએ વિંટાયેલ નેત્રવાળા કુરૂકુળમાં વૃદ્ધ ભીષ્મે ધીરેથી તેની સામું જોઇ, મનુષ્ય વગરનું સ્થાનક જોઈ, રક્ષણ કરનાર ચોકીવાળાઓને દૂર કરી, પિતા પુત્રને મળે તેમ એક હાથથી તેને મળી, સ્નેહથી આવી રીતે વચન કહ્યું કે, હે કર્ણ ! અહિં આવ, અહિં આવ, તું મારી સાથે સ્પર્ધા કરતો હતો પણ આ સમે જો મારી પાસે ન આવ્યો હોત તો જરૂર તારૂં શ્રેય થાત નહીં. હે મહાબાહો ! તું કુંતિનો પુત્ર છે, રાધાનો નહિ, તેમ અધિરથ તારો પિતા પણ નથી. તું સૂર્યથી ઉત્પન્ન થયેલો છે, એ વાત મેં નારદથી તથા વ્યાસથી સાંભળેલી છે માટે તે સત્ય છે, એમાં સંશય નથી. હે તાત ! તારી ઉપર મારે દ્વેષ નથી. એ હું તને સત્ય કહું છું અને હે રૂડા વ્રતવાળા ! હું જે તને કઠોર વચન કહેતો હતો, તે પણ તું અકસ્માત સર્વ પાંડવોને પીડિત કરીશ, એમ જાણી તારો તેજોવધ કરવા સારૂ કહેતો હતો. હે સૂતનંદન ! વળી રાજાએ વારંવાર તને પ્રેરણા કરી, તેમ ધર્મના લોપથી તું ઉત્પન્ન થયો છે તથા નીચના આશ્રયને લીધે ગુણવાનનો પણ દ્વેષ કરનારી આવી તારી બુદ્ધિ થઈ, માટે કૌરવોની સભામાં ઘણાં રૂક્ષ વચન મેં તને સંભળાવ્યાં. હે અમરોપમ ! પૃથ્વીમાં કોઇથી સહન થાય નહીં એવું સંગ્રામમાં તારૂં પરાક્રમ, બ્રહ્મણ્યતા, શૌર્ય તથા દાન વિષે પરમ પ્રીતિવાળી તારી બુદ્ધિ હું જાણું છું, મનુષ્યોમાં તારા સરખો કોઇપણ પુરૂષ નથી, તથાપિ કુળના ભંગાણના ભયથી હમેશ હું તને કઠોર વચન કહેતો હતો. બાણ, અસ્ત્ર, અસ્ત્રસંધાન, લાઘવી તથા અસ્ત્ર બળમાં પણ તું અર્જુન તથા મહાત્મા કૃષ્ણ જેવો છે. હે કર્ણ ! કાશીપુરીમાં જઇ ધનુષ ધારણ કરેલા એકલા તેં કુરૂરાજની કન્યા વાસ્તે યુદ્ધમાં ઘણાક રાજાઓને મર્દન કર્યા હતા. તેમજ સંગ્રામમાં વખાણવા લાયક કોઇથી સહન થાય નહીં એવા બળવાન જરાસંધ રાજાને પણ સંગ્રામમાં તેં જીત્યો હતો. બ્રહ્મણ્ય તથા દેવ ગર્ભ સરખો તું, બુદ્ધિ, તેજ તથા બળે કરીને સર્વ મનુષ્યથી અધિક છે. પૂર્વે જે મેં, તારી ઉપર ક્રોધ કર્યો હતો તે આજ તમામ ટળી ગયો છે. પણ આટલા દિવસ આપણે પરસ્પર આમ ચાલ્યું તે દૈવાધીન છે, કારણ દૈવને પુરૂષાર્થ ટાળી શકવા સમર્થ થતો નથી. હે અરિસૂદન ! હે મહાબાહો ! શૂરવીર પાંડવો તારા સહોદર ભાઇઓ છે માટે મારૂં પ્રિય ઇચ્છતો હોય તો તેમની સાથે મળી જા. હે આદિત્યનંદન ! મારો નાશ થવાથીજ વેર નિવૃત્ત થાઓ. આજ પૃથ્વીના સર્વ રાજાઓ, ઉપદ્રવ રહિત થાઓ. ભીષ્મનાં એવાં વચન સાંભળી કર્ણ કહેવા લાગ્યો કે, હે

ભીષ્મ ! હે મહાબાહો ! તમારા કહેવા પ્રમાણે હું કુંતિપુત્ર છું. સૂતપુત્ર નથી, એ સર્વ મેં જાણ્યું એમાં સંશય નહીં, તથાપિ કુંતિએ ત્યાગ કરવાથી સૂતે વૃદ્ધિ પમાડેલો હું, દુર્યોધનનું ઐશ્વર્ય ભોગવી તેને હવે મિથ્યા કેમ કરૂં ? હે ભૂરિદક્ષિણ ! જેમ વસુદેવના પુત્ર ભગવાન, પાંડવ વાસ્તે દૃઢ વ્રત ગ્રહણ કરી બેઠેલા છે, તેમજ મેં પણ, દુર્યોધન વાસ્તે ધન, શરીર, પુત્ર, સ્ત્રી તથા યશ એ સર્વ ત્યાગ કરેલું છે. હે કૌરવ ! વ્યાધિએ કરી, મરવું એ કંઇ ક્ષાત્રધર્મ નથી, એમ જાણી દુર્યોધનનો આશ્રય કરી, પાંડવોને નિરંતર મેં કોપાવ્યા છે માટે અવશ્ય ભાવી ને અર્થ કોઇથી પણ ટાળી શકાવાં સમર્થ નથી હે પિતામહ ! કારણ કે પુરૂષાર્થે કરી દૈવને ટાળવાને કોણ સમર્થ થઇ શકે એમ છે ? કોઇ પણ નહિ. હે પિતામહ ! પૃથ્વીના ક્ષયને જણાવનાર અપશકુનો તમે પેલી સભામાં કહ્યાં પણ હતાં, તેમ પાંડવ તથા વાસુદેવ ભગવાન બીજા પુરૂષોએ ન જીતી શકાય એવા છે. એમ હું જાણું પણ છું, તથાપિ પાંડવોને રણસંગ્રામમાં હું જીતીશ, એમ મારા મનનો નિશ્ચય છે ને અમો બધા, ઉત્સાહ પણ રાખીએ છીએ માટે અત્યંત દારૂણ આ વૈર, હવે ત્યાગ થઇ શકે એમ નથી; માટે હે વીર ! હે તાત ! સ્વધર્મમાં હર્ષયુક્ત મન છે જેનું એવો હું, અર્જુન સાથે યુદ્ધ કરીશ, માટે યુદ્ધ વાસ્તે નિશ્ચય કરેલા મને તમે આજ્ઞા આપો, કારણ તમારી આજ્ઞા લઇ યુદ્ધ કરૂં એવી મારી ઇચ્છા છે અને મેં, વેગથી અથવા ચપળતાથી જે કંઇ અવળું કર્યું હોય, વા, દુર્વચન કહ્યું હોય તે તમે ક્ષમા કરવા યોગ્ય વૃદ્ધ છો. એવાં કર્ણનાં વચન સાંભળી, ભીષ્મે કહ્યું કે, હે કર્ણ ! આ અત્યંત દારૂણ યુદ્ધ મૂકી શકાતું ન હોય તો હું આજ્ઞા આપું છું કે, સ્વર્ગની ઇચ્છાથી તું ભલે યુદ્ધ કર, અને અર્જુન સાથે ક્ષત્રધર્મથી જીતેલા લોકને તું પામીશ. બળ તથા પરાક્રમવાળો તું, નિરહંકાર થઇ યુદ્ધ કરજે; કારણ ક્ષત્રિયને ધર્મયુદ્ધથી બીજું વધારે શ્રેય કંઇ નથી. યુદ્ધથી શાંતિ થવાનો મેં, ઘણા વખત સુધી મોટો યત્ન કર્યો, તેમાં મેં શંકા ન રાખી તોપણ તારા માનવામાં ના આવ્યું; કારણ દૈવ પ્રબળ છે. સંજય કહે છે કે, હે ધૃતરાષ્ટ્ર ! ગંગાપુત્રનાં એવાં વચન સાંભળી રાધાપુત્ર કર્ણ તેમને પ્રણામ કરી રજા લઇ રથમાં બેસી તમારા પુત્ર પાસે ગયો.

**इत्युक्तवति गांगेय अभिवाद्योपमंत्र्य च ।**
**राधेयो रथमारुह्य प्रायात्तव सुतं प्रति ॥**

**इति श्रीमहाभारते भीष्मपर्वणि भीष्मवधपर्वणि भीष्मकर्णसंवादे गुर्जरभाषायां द्वाविंशाधिकशततमोऽध्यायः ॥ १२२ ॥**

**॥ भीष्मपर्व समाप्त. ॥**